# વિ · ષ · યા · નુ · ક્ર · મ

| પૃષ્ઠ | વિષય | લેખક |
| --- | --- | --- |
| ૧ | નૂતન વર્ષાભિલાષા... | સંચાલક |
| ૨ | કૃષ્ણ અમારો દેવનો દેવરે | શ્રી. વલ્લભજી ભાણજી કવિ |
| ૨ | શ્રી કૃષ્ણ નામની મઝા | શ્રી. પીતામ્બરદાસ જે. મ્હેતા |
| ૩ | તંત્રી સ્થાનેથી | ... |
| ૬ | ભારત વંદન | શ્રી. બુલબુલ |
| ૭ | સ્વ. શેઠ મોતીલાલ હરિલાલ જગાભાઇવાળા અમદાવાદ | ... |
| ૯ | મોઢનું મોઢેરા | શ્રી. નંદલાલ ત્રીભોવનદાસ મ્હેતા |
| ૧૬ | સોહામણી શરદ | શ્રી બુલબુલ |
| ૧૭ | નાતના પટેલીઆ | શ્રી. હરસુખરાય ગોરધનદાસ માંડલીઆ |
| ૧૮ | જીવન સહચરી | શ્રી. કનુ મહેતા |
| ૨૨ | શ્રી શેઠ નરસિંહલાલ લલ્લુભાઇનો આછો પરિચય | ... |
| ૨૩ | આપણું માસિક | શ્રી. નટવર બી. નાણાવટી |
| ૨૪ | ખરૂં સુખ શામાં છે ? | શ્રી. રતિલાલ હરજીવનદાસ મણિયાર |
| ૨૭ | દીનતાનો મહિમા... | શ્રી. હિંમતલાલ નાગજીભાઈ વોરા |
| ૨૮ | શેઠશ્રી રમણલાલ લલ્લુભાઇ. અમદાવાદ | ... |
| ૩૦ | ભક્તિ | શ્રી. વલ્લભજી ભાણજી કવિ |
| ૩૫ | માનવ જીવન—પ્રશ્નોત્તરી | શ્રી. શાંતિલાલ જગજીવનદાસ પરીખ |
| ૩૮ | બિચારી... | શ્રી. ભગવાનદાસ અમરશી શાહ |
| ૪૦ | દેશ સેવાના ઉત્તમ સ્વરૂપો | શ્રી. કેશવલાલ બીખાભાઈ મણિયાર |
| ૪૪ | નૂતન વર્ષ મુબારક હો | શ્રી. હરખલાલ જે. ભગત |
| ૪૫ | મનુની મનોદશા યાને કુળ આશા | શ્રી. શાંતિલાલ જગજીવનદાસ પારેખ |
| ૪૯ | અભિપ્રાય | શ્રી. ગાંધી મલુકચંદ મોતીચંદ વકીલ |
| ૫૦ | સાસરે ગયેલી પુત્રી તરફથી માતાને | શ્રી. કનુભાઈ મહેતા |
| ૫૧ | પુત્રી પારકી મત્તા | શ્રી. રમણિકલાલ હાકેમચંદ મહેતા |
| ૫૪ | નિર્દય કેળ... | શ્રી. રમણલાલ સી. શેઠ |
| ૫૫ | વ્હેમ | શ્રી. વિનોદ ગાંધી |
| ૫૬ | ભજ લે કૃષ્ણ મુરારી | ડૉ. વી. વી. મહેતા, |
| ૫૭ | ફોટો પરિચય | ... |
| ૬૦ | નૂતન વર્ષના ક્રાંતિને વધામણાં | શ્રી. મલુકચંદ મોતીચંદ વકીલ |
| ૬૧ | જ્ઞાતિ સમાચાર | ... |

ભાવનગર—શ્રી સરસ્વતી છાપખાનામાં પારેખ શાંતિલાલ છોટાલાલે આ માસિકના સંચાલક માટે છાપ્યું અને સંચાલકે મોઢ મહોદય ઓફિસ, ભાવનગરથી પ્રગટ કર્યું.

# મોઢ મહોદય

વર્ષ ૨૩ મું.] કાર્તિક : ૧૯૯૬ ::: નવેમ્બર : ૧૯૩૯ [અંક ૧ લો


## નૂતન વર્ષાભિલાષા

### શૂરા મટી——————શૂરા બનો

મનુષ્યો વાણી શૂરા મટી વર્તન શૂરા બને; કથન શૂરા મટી કર્તવ્ય શૂરા થાય; ઉપદેશ શૂરા મટી આચરણું શૂરા નિવડે; કલહ, કંકાસ, અને કુસંપ શૂરા મટી, સંપ, સુલેહ અને શાંતિ શૂરા થાય; આડંબર, અન્યાય અને અનીતિ શૂરા મટી, સરળતા, ન્યાય અને નીતિ શૂરા બને; પાખંડ અને પાપ શૂરા મટી, પ્રેમ અને પુણ્ય શૂરા થાય અને વિશ્વવ્યાપક અનેકત્વમાં ઐશ્વરી એકત્વ સમજવા અને આચરવા શક્તિમાન બને એ જાતની અભિલાષા પરમકૃપાળુ પરમાત્મા બર લાવો.

સંચાલક



## તંત્રીસ્થાનેથી !



**ભિતરનો ભેદ:**—સંવત ૧૯૯૫ નું વર્ષ પૂરૂં થયું અને સંવત ૧૯૯૬ નું વર્ષ શરૂ થયું. પસાર થતી દરેક પળ જૂની થતી ગણાય છે અને દરેક નવી પળ તેનું સ્થાન લે છે. આ પ્રમાણે કાળના અનંત પ્રવાહમાં દરેકે દરેક પળ પસાર થતાં જૂની બની જાય છે અને એકવાર ગુમાવેલી પળ કોઈ નવાં સ્વરૂપમાં પણ ફરી પ્રાપ્ત થતી નથી. તેથી જ ધીર અને ડાહ્યા પુરુષોએ કહ્યું છે કે ગયો વખત પાછો આવતો નથી, માટે હરકોઈએ યથાશક્તિ સમયનો સદુપયોગ કરી લેવો અને નિરૂદ્યમી રહીને એક પળ પણ નકામી ગુમાવવી નહિ.

ભૂતકાળનાં સંસ્મરણો, કર્મો અને તેનો પ્રભાવ; વર્તમાનકાળની પરિસ્થિતિ અને પરસ્પરનો ચાલુ વર્તાવ અને ભવિષ્યકાળની ભિન્ન ભિન્ન યોજના—આ બધી બાબત એકમેક એવી ગુહ્ય સંકળાએલી અને આંટી ઘૂંટી વાળી છે કે 'કર્મની ગતિનો કોઈ પાર પામ્યું નથી, ભિતરકી રામ જાણે' એ પ્રકારની ઉક્તિનો આપણે આશરો લેવો જ પડે છે.

પ્રતિવર્ષ નૂતન વર્ષની શુભ શરૂઆતમાં હરકોઈ જણ પોતાનાં અભિનંદન પાઠવે છે અને પોતપોતાનાં સગાં, સ્નેહી અને સંબંધીઓને શુભાશિષના સુખરૂપ સંદેશા મોકલે છે. તથા સારી યે આલમમાં શાંતિ સ્થપાય તે માટે પ્રભુને પ્રાર્થે છે.

અનેક ગણી સદ્ભાવના, મેળ વગરના શુભાશિર્વાદો અને અસંખ્ય પ્રાર્થનાઓથી શરૂ થતાં વર્ષની શરૂઆત અને અંતના ગાળા દરમિયાન આ હિસાબે તો કોઈ પણ પ્રકારનાં દુ:ખ, કલેશ અને સંતાપનું નામ જ ન રહેવું જોઈએ. પણ આપણે પ્રત્યક્ષ અનુભવીએ છીએ તેમ જુનું થતું દરેકે દરેક નવું વર્ષ વધારે દુ:ખ, બેકારી અને વેરઝેરમય માલમ પડતું જણાય છે. આનું કારણ એ જ કે વર્ષની શરૂઆત વખતે કરાતી શુભેચ્છાઓ અને પાઠવવામાં આવતાં અભિનંદનો તથા આશીર્વાદો માત્ર એક જાતના સ્વાભાવિક ચીલા રૂપ થઈ પડયાં છે. નથી તે બધાંની પાછળ શુદ્ધ અંત:કરણની સાચી ઇચ્છાશક્તિનો પ્રભાવ અને નથી તે બધાંની પાછળ 'વસુધૈવ કુટુમ્બકમ્' ના ઉચ્ચ વિશાળ ભાવનું જોર.

પરિણામે એ ઉપલકીયાં આશીર્વાદો અને અભિનંદનો નકામાં-નામનાં જ થઈ પડ્યાં છે. અત્યારનાં નૂતનવર્ષાભિનંદનો એટલે નૂતન વર્ષની શરૂઆતની એક જાતની ધાંધલયુક્ત ધમાલ.

શુદ્ધ, સ્નેહાળ અને સમભાવ યુક્ત અંત:કરણનાં અભિનંદનો ફળ્યાં વગર ન જ રહે. સર્વત્ર સુખ અને શાંતિ અવશ્ય સ્થપાવાં જ જોઈએ, પણ આપણને તો તેની ઉલટી સ્થિતિનો અનુભવ થાય છે તેથી 'ભિતરકી-અંત:કરણની

રામ જાણે,' એ સત્ય ઉક્તિ અનુસાર એમ માનવાનું ખાસ કારણ રહે કે આપણામાંના દરેકની શુભેચ્છા પાછળ શુદ્ધ સાત્વિક હૃદયનું પૂરૂં પરિબળ નથી. અંતઃશુદ્ધિ એ જ ઈચ્છાશક્તિનું ખરૂં મૂળ છે.

નવીનવર્ષે પ્રભુપાસે અમારી એ પ્રાર્થના છે કે દરેક જણને પોતાનાં અંતરની ખોળ કરવાની સદ્બુદ્ધિ સૂઝે અને અંતરખોળ દ્વારા માલમ પડતી પોતાની અંદર રહેલી ખામીઓને દૂર કરવાની સાચી ભાવના થાય.

'ભિતરકી રામ જાણે' એ કહેતીનો ખાસ કરીને આપણે બહુ ટૂંકી દૃષ્ટિથી વિચાર કરીએ છીએ. કોઇ માણસ ઉપરથી અચ્છો લાગતો હોય, મીઠાં વચન બોલતો હોય, પાપપુણ્યની મોટી મોટી વાતો કરતો હોય અને દુઃખી દરિદ્રીઓના સાચા બેલી જેવો ભાસતો હોય અને વ્યવહાર, વર્તન અને આચારમાં તેનું ખરૂં પોત ઉલટી રીતે એટલે કુટિલતા અને કુચ્છંદમાં જણાઈ આવતું હોય તો આપણે સહેજે કહીએ છીએ કે 'ઉપરકી અચ્છી ભિતરકી રામ જાણે.'

આવા ઉપરના અચ્છા જણાતા કંઈક દાંભિક, ધાર્મિક ધુતારા અત્યારે દુનિયાને આડે રસ્તે દોરી રહ્યા છે અને ભલાં તથા ભોળાં અનેક લોકોને ઠગીને, ધન, સત્તા, સાહેબી અને મોજશોખ માટેની પોતાની મહત્વાકાંક્ષાઓ પોષી રહ્યા છે.

ઉપરથી અચ્છા જણાતા આવાઓનું ભિતર-પોલ-ખરૂં રૂપ જ્યારે જનતાને જણાય છે (જે અવશ્ય વહેલું મોડું જણાયાં વગર રહેતું જ નથી) ત્યારે ચોતરફથી તેમની નામોશી અને અવગણના થાય છે અને જે સમાજમાં તેઓ અમુક વખત સુધી ઊંચા મસ્તકે હર્યા ફર્યા હોય છે તે જ સમાજમાં નીચી મુંડીએ હડધૂતકાર ભર્યું જીવન તેમને ગુજારવું પડે છે. આવા ઉપરથી અચ્છા જણાતા દાંભિકોથી પ્રભુ દુનિયાને બચાવે તે માટે પણ તે મહાન્ જગન્નિયંતાને નૂતન વર્ષની શરૂઆતમાં અમારી પ્રાર્થના છે.

'ભિતરકી રામ જાણે' એ સૂત્રનો વિશાળ દૃષ્ટિએ ખ્યાલ કરતાં તેના વ્યાપક સ્વરૂપને આપણે વિચારવું ઘટે. ભિતર એટલે ઊંડાણ એ હિસાબે ઊંડાણનું રહસ્ય એટલે અનેક જન્મોથી કરાતાં આવતાં કર્મોનો ગુપ્ત ભેદ ફકત પરમાત્મા જ જાણે. મનુષ્યની શક્તિ તો માત્ર થાય તે જોવાની જ છે. થતું અટકાવવાની જો મનુષ્યમાં તાકાત હોત તો દુનિયા ઉપર દુઃખ, કલેશ, ભૂખમરો, વ્યાધિઓ, તરતોફાન, પંચમહાભૂતોનાં રમખાણો, લડાઈઓ વગેરેથી થતા ઉપદ્રવોનું નામ નિશાન પણ ન રહેવા પામત.

ભિતરનો ભેદ અર્થાત્ કર્મની ગહન વિચત્ર ગતિ સૂચવનારૂં નીચે વર્ણવેલું મહાભારતનું દૃષ્ટાંત કર્મની ગહનતા અને વિચિત્રતા ઉપર સારો પ્રકાશ પાડે છે.

મહાભારતના યુદ્ધની સમાપ્તિ પછી ધૃતરાષ્ટ્ર અને ગાંધારી રણમેદાન ઉપર જાય છે અને પોતાના સો પુત્રોનાં શબને જોઇને તેઓ બહુ કલ્પાંત કરવા લાગે છે. તેમને બહુ રોકકળ કરતાં અને દુઃખી

થતાં જોઇને શ્રી કૃષ્ણે યુધિષ્ઠિરને કહ્યું, 'તમે તમારા કાકા પાસે જઈને તેમને આશ્વાસન આપો અને પુત્રોનાં મરણથી ઘવાએલાં તેમના હૃદયને કોઇ પણ રીતે શાંતિ થાય તેવો રસ્તો લો.' શ્રી કૃષ્ણનું આ કથન સાંભળીને યુધિષ્ઠિરે તેમને કહ્યું, 'હે પ્રભો ! પુત્રોનાં મૃત્યુનાં દારૂણ દુ:ખથી ચિરાતાં તેમનાં હૃદયને હું પામર તે કેવી રીતે શાંત કરવાનો હતો ? આપ જ કૃપા કરી તેમની પાસે જાઓ અને તેમને સમજાવી શાંત કરો.'

પછી શ્રીકૃષ્ણ ધૃતરાષ્ટ્ર પાસે જાય છે અને અનેક રીતે તેને શાંત થવા સમજાવે છે. આ વખતે ધૃતરાષ્ટ્ર શ્રી કૃષ્ણને કહે છે,'હે કૃષ્ણ, તમે જ્ઞાનયુક્ત આશ્વાસનના જે શબ્દો મને કહો છો તે બરાબર છે, પણ મને જે પ્રશ્ન ગૂંચવી રહ્યો છે તેનો તમારા તરફથી યોગ્ય ખુલાસો મને નહિ મળે ત્યાંસુધી મારાં મનની મૂંઝવણનો અંત મને ભાસતો નથી. હું જન્મથી અંધ છું. આ દેહે મેં લડાઈ, શિકાર વગેરેથી થતાં ઘોર પાપો કર્યાં નથી. તો પછી મારી હયાતિમાં મારા સો પુત્રોનાં મૃત્યુથી મને પારાવાર શોક થવાનું કારણ શું ?'

આપણે સામાન્ય રીતે તો કહીએ છીએ કે 'કયા જન્મનાં કયારે આંબે છે.' તેની કોઇને ખબર પડતી નથી. આનો અર્થ એ જ કે 'ભિતરકી રામ જાણે.'

શ્રીકૃષ્ણ પછી ધૃતરાષ્ટ્રને દિવ્ય દૃષ્ટિ આપે છે અને તેને તેનાં અગાઉનાં એક પછી એક જન્મનું ભાન કરાવે છે. ધૃતરાષ્ટ્ર પોતાના એક એક ગત જન્મની સ્થિતિ વર્ણવતા જાય છે. આ પ્રમાણે તે પોતાનાં ભૂતકાળના સોમાં જન્મની સ્થિતિનું વર્ણન કરતાં શ્રી કૃષ્ણને કહે છે, 'હું એક રાજા છું. શિકારનો બહુ શોખીન છું. એક વખત મૃગયા કરવા નીકળતાં, વનમાં એક મોટા વૃક્ષ નીચે શિકાર કરતાં મેં પક્ષીઓનાં સો બચ્ચાં અને બીજાં મોટાં પક્ષીઓ પણ મારી નાખ્યાં છે.'

ધૃતરાષ્ટ્રના મુખથી તેનાં અત્યાર પહેલાંનાં સોમાં જન્મની સ્થિતિનું વર્ણન સાંભળી શ્રી કૃષ્ણ કહે છે, 'હે ધૃતરાષ્ટ્ર, અત્યારનાં આ જન્મમાં તને આજથી સોમાં જન્મમાં થએલાં પ્રખર પાપનું ફળ ભોગવવાનો વખત સાંપડયો છે. સાંભળ, સોમાં જન્મમાં તેં પક્ષીઓનાં બચ્ચાં તથા બીજા પક્ષીઓ મારવાનું જે મહા પાપમય ક્રિયમાણ કર્મ કર્યું તેનાં મહા અનિષ્ટ ફળ રૂપે, તારી, છાતી સામે તારા સો પુત્રો મરે એ જાતનું તારૂ સંચિત તે વખતે બંધાયું.'

'હવે સમજ કે આ જાતનું તારૂં સંચિત તારે ત્યાં સો પુત્રો થાય ત્યારે જ જોર કરે. ત્યાર પછીનાં તારાં નવ્વાણુ જન્મોમાં પાપ પુણ્યનો સરવાળો બાદબાકી થતાં, આ સોમાં જન્મે તુ સો પુત્રો સંપડાવવા જેટલો પુણ્ય સંચય કરી શકયો અને આ જન્મમાં તેં સો પુત્રો મેળવ્યા. તારૂં ગત સોમાં જન્મનાં ક્રિયમાણકર્મથી જે સંચિત ઘડાએલું હતું તે અત્યાર સુધી એમ ને એમ રહેવા પામ્યું હતું.

હવે આ જન્મમાં તે તારે માટે પ્રારબ્ધ રૂપે ભોગવવાનો સમય આવી લાગ્યો એટલે તારી સામે તારા પુત્રોના થએલાં મૃત્યુથી થતા અસહ્ય આઘાતને સહેવો પડે છે. આ ભેદ સમજી હવે તું શોક કરવો છોડી દે '

ઉપરનાં દૃષ્ટાંતથી આપણે ખાસ ધડો એ લેવો જોઈએ કે હરકોઈ સાચા ધાર્મિક દયાળુ અને પરગજુ માણસને વ્યવહારિક દૃષ્ટિએ પૂરો દુઃખી અને હેરાન થતાં જોઇને તથા મહાપાપી, દુરાચારી અને દાંભિકને ઐહિક ઉપભોગો ભોગવતો જોઈને એવા ઉતાવળીઆ નિર્ણય ઉપર ન આવવું કે ધર્મી લોકો દુઃખી થાય છે અને પાપીઓ મ્હાલે છે.

ક્રિયમાણ કર્મ તો વવાતું જાય છે. ચાલુ જન્મમાં તો હરકોઇને પોતાનાં અનેક ગત જન્મનાં સંચિત કર્મમાંથી ભોગવટા માટે તૈયાર થએલું પ્રારબ્ધ જ ભોગવવું પડે છે. કયા જન્મનું સંચિત કયારે પ્રારબ્ધ રૂપે ભોગવટા માટે પરિપકવ થાય છે તે અકળ કોયડો છે, એટલે 'ભિતર કી રામ જાણે' એ સૂત્રના આધારે બીજાઓ ઉપર ખોટું દોષારોપણ કરતાં અટકવાની અને માત્ર બાહ્ય દેખાવથી ઊંધા દોરવાઈ જતાં અટકવાનું આપણા સૌ માટે ખાસ જરૂરી તેમજ હિતાવહ છે.

## ભારત વંદન

રાગ કલ્યાણ

વંદન ભારત માત ચરણમાં,
અશરણ શરણ તરણ તારણમાં.—ટેક૦
ઉદય ગિરિશૃંગે અજવાળણ, ભર્ગ ભરે સવિતા નારાયણ;
દર્શન દેવ તણાં હિંસ હારણ, પાવનકર પ્રિય ગગનાંગણમાં. વંદન૦
અવિરત તેજ તિમિર સંહારણ, સુરસમ સંજીવન સંચારણ;
સેવક જન અણુગણ ઉદ્ધારણ, શકિત સભરભર સચરાચરમાં. વંદન૦
ધન્ય તનય ત્રયતાપ નિવારણ, કર કેવલ કર્તવ્ય પરાયણ;
ઝગઝગ પ્રેમળ જયોત જગાવત, અવનીભર સ્વાધીન સમરમાં. વંદન૦

—બુલબુલ—

**શેઠ ચંદ્રકાન્ત મોતીલાલ જગાભાઈવાળા**
અમદાવાદ.



જન્મ: તા. ૨૭-૬-૧૯૧૪



**સ્વ. શેઠ મોતીલાલ હરીલાલ જગાભાઈવાળા**
અમદાવાદ.



જન્મ: તા. ૧૧-૬-૧૮૭૦ સ્વર્ગવાસ: તા. ૨૯-૨-૧૯૩૨

# સ્વ. શેઠ મોતીલાલ હરિલાલ જગાભાઈવાળા (અમદાવાદ)

જન્મતિથિ સંવત ૧૯૨૬ ના ભાદરવા વદ ૩ તા. ૧૧–૯–૧૮૭૦
સ્વર્ગવાસ મિતિ સં. ૧૯૮૮ ના મહા વદ–૮ તા. ૨૯–૨–૧૯૩૨

શેઠ જગાભાઈવાળાનું કુટુંબ અમદાવાદમાં પ્રથમ પંક્તિનું તથા નામાંકિત ગણાતું હતું. શ્રીમંત ગાયકવાડ સરકારે આ કુટુંબને એક પાલખી, મ્યાનો અને મશાલ આપેલાં. આ સરકાર તરફથી તેમને વર્ષાસન પણ મળતું. વેપારી આલમમાં પણ તેમને સારું માન મળતું હતું. અમદાવાદમાં સાત મહાજનનું નેતૃત્વ શેઠ જગાભાઈવાળા શેઠીઆઓ ભોગવતા, અને અત્યારે હાલ પણ આ કુટુંબ માણેકચોકના સાતે મહાજનના શેઠ તરીકે કામ કરે છે. અનેક સંસ્થાઓ તેમજ પોતાના સ્થાપેલા ખોડાઢોરનો વહીવટ તેમના હસ્તક બહુ સુંદર રીતે ચાલ્યા કરે છે. તેમની ઉજ્જવલ કારકીર્દિને લીધે જે પોળમાં તેઓ રહેતા તે 'જગાભાઈ શેઠની પોળ' તરીકે ગણાય છે.

આવા શ્રેષ્ઠ, નામાંકિત અને પુણ્યશાળી વૈષ્ણવ કુટુંબમાં સ્વ. શેઠ મોતીલાલ હરિલાલ જગાભાઈવાળાનો જન્મ થયો હતો. તેમના પિતાશ્રીનું નામ શ્રીમાન શેઠ હરિલાલ ખુશાલભાઇ હતું. શેઠ હરિલાલભાઈ નવ વર્ષના બાળક શેઠ મોતીલાલને તથા તેમના મોટાભાઈ હિંમતલાલને મૂકી દેવલોક પામ્યા હતા. તેમના માતુશ્રી સમરથબાઈ તેમને અગિયાર વર્ષના મૂકી ગોલોક વાસી થયા હતા. શેઠ મોતીલાલે વડીલ બંધુ હિંમતલાલની દેખરેખ નીચે મેટ્રિક સુધીનો અભ્યાસ કર્યો.

બાળપણથીજ તેમનો સ્વભાવ ચકોર અને તીવ્ર હતો. વ્યાપારના સંસ્કાર પહેલેથીજ તેમનામાં વિકસવા પામ્યા હતા. તેઓ ધાર્મિક, દયાળુ અને પરોપકારી હતા. જાત મહેનતથી ધન પ્રાપ્તિ કરી સ્વકમાણીમાંથી સારા સત્કાર્યો કરવાં એ જાતની તેમની ઉચ્ચ ભાવના હતી. તેમને એક મિલ સ્થાપવાની ઇચ્છા થઈ પણ તે વિષેનું પ્રથમ જ્ઞાન સંપાદન કરવા તેમણે મિલજીન સ્ટોર્સ સપ્લાઈ કરવાની એક ફર્મ સ્થાપી. આ વેપાર તેમણે ઘણી સારીરીતે જમાવ્યો.

ત્યાર પછી તેઓ ધી અમદાવાદ કૈસરે-હિંદ મિલમાં તેની શરૂઆતથી ડાયરેક્ટર તરીકે નિમાયા અને તેમાં તેમણે જીવન પર્યંત કામ કર્યું. તેમણે 'ધી ઓખા સોલ્ટ વર્કસ' સ્થાપવામાં સારી જહેમત ઉઠાવી. તેના પણ તેઓ ડાયરેક્ટર નિમાયા. વડોદરાની મહારાણી વુલન મિલમાં પણ ડાયરેક્ટર તરીકે તેઓએ કામ કરેલું.

તેમણે શેઠ કનૈયાલાલ મોતીલાલ હીરાભાઇની ભાગીદારીમાં 'ધી બિહારી મિલ્સ લિમિટેડ' નામની કાપડની મિલ સને ૧૯૩૦ માં સ્થાપી. તેના સેક્રેટરી, ટ્રેઝરર્સ અને એજન્ટસ તરીકે મોતીલાલ હરીલાલની કું. લી. ની નીમણૂક થઈ અને મીલની બધી–વ્યવસ્થા તેના મેનેજીંગ એજન્ટસ સ્વ. શેઠ મોતીલાલ હરિલાલ જગાભાઇ વાળાના હસ્તક સોંપાઇ. આ વખતે તેમની તબિયત બિમાર રહેતી અને તેઓ પથારીવશ બન્યા હતા. તેમના જયેષ્ઠ પુત્ર ચંદ્રકાન્ત કોલેજમાં પ્રીવીયસ કલાસમાં અભ્યાસ કરતા હતા. કામકાજમાં શેઠથી પૂરતું ધ્યાન આપવાનું ન બની શકવાથી ભાઈશ્રી ચંદ્રકાન્તને અભ્યાસ છોડી દેવાની ફરજ પડી. આ વખતની માંદગી ધીમે ધીમે વધતી ચાલી અને અનેક ઉપચારો છતાં શેઠ મોતીલાલ તા. ૨૯–૨–૧૯૩૨ ના રોજ દેવલોક પામ્યા. હાલમાં તેમના પુત્ર શેઠ ચંદ્રકાન્ત, શેઠ કનૈયાલાલ મોતીલાલની સલાહ મુજબ મીલનો વહીવટ સારીરીતે ચલાવે છે.

તેઓ વેપારમાં કુશળ હતા એટલું જ નહિ પણ તેમની વ્યવહારિક કુશળતા પણ ઉત્તમ પ્રકારની હતી. તેઓએ મુંગી સખાવતો ઘણી કરી હતી. તેઓ હંમેશાં ધર્મ પરાયણ રહેતા. તેમને ઘોડાઓ તથા સંગીતનો શોખ હતો.

તેમનાં જીવનનો છેલ્લો દશકો મોટે ભાગે આધ્યાત્મિક વિષયોમાં તેમણે ગાળ્યો હતો. પરમપૂજ્ય સ્વામીશ્રી વિદ્યાનંદજી મહારાજની કથાઓમાં તેઓ હંમેશ જતા. તેમણે શ્રીમદ્ભાગવત તથા ગીતાનુ અધ્યયન સતત જારી રાખ્યું હતું. આનાં પરિણામે અંત સમયે પણ તેઓ શ્રીહરિ તથા શ્રીરામનું નામ રટવા ભાગ્યશાળી થયા હતા. તેમની પોતાની તેમજ સગાંસંબંધીઓની પ્રભુસ્મરણની ધુનમાંજ તેમનો જીવાત્મા પ્રભુચરણ શરણ થયો.

તેમની પુત્રી બેન પુષ્પા પંદર વર્ષની યુવાન વયે ગુજરી જવાથી શેઠને ઘણો આઘાત થયો હતો. આ બનાવથી તેમની પ્રભુપરાયણ થવાની વૃત્તિ વિશેષ વધી. તેઓ પોતાની પાછળ બે પુત્રો શેઠ ચંદ્રકાન્ત અને શેઠ બિપિનચંદ્ર, પાંચ પુત્રીઓ તથા તેમનાં ધર્મપત્નીને મુકીને દેવલોક પામ્યા હતા. તેમના અવસાન પછી એક વર્ષે તેમની મોટી પુત્રી બેન વિમલા ચોવીસ વર્ષની ઉંમરે દાઝવાના અકસ્માતથી ગુજરી ગયા હતા.

સ્વ. શેઠ મોતીલાલે કોઇ સારાં કાર્યમાં રૂા. ૨૫૦૦૦) જેટલી રકમ વાપરવાનો વિચાર કર્યો હતો. દરમ્યાન તેમની તબીયત લથડી અને તે રકમ તેઓ પોતાને હાથે વાપરી શક્યા નહિ.

સને ૧૯૩૮ ના વર્ષમાં અમદાવાદમાં મુંબઇ સરકારના વડા પ્રધાન ઓનરેબલ શ્રીયુત ખેર સાહેબે અમદાવાદ ડિસ્ટ્રીક્ટ ક્ષયનિવારણ ફંડની ઉદ્ઘાટન ક્રિયા કરી તે વખતે તે કાર્યની સફળતા અર્થે રૂ. ૨૫૦૦૦) માટે જાહેર ભાષણમાં જનતાને અપીલ કરી. અમદાવાદમાં ક્ષયરોગનું પ્રમાણ મુકાબલે ઘણું વધુ છે. અમદાવાદમાં ક્ષયનિવારણ હોસ્પીટલની ખાસ જરૂરિઆત હોવાથી ગં. સ્વ નંદગવરી બેન તથા શેઠ ચંદ્રકાન્તે ઓનરેબલ શ્રીયુત ખેરસાહેબની અપીલ ઝીલી લીધી અને ‘શેઠ મોતીલાલ હરિલાલ જગાભાઇ વાળા ક્ષયરોગ નિવારણ હોસ્પીટલ’ એવું નામ આપીને આ હોસ્પીટલ બાંધવા અમદાવાદ જીલ્લા ક્ષયનિવારણ ફંડને રૂ. ૨૫૦૦૦) ની સખાવત આપી છે.

આમાંથી ક્ષયરોગના આઉટડોર પેશન્ટની હોસ્પીટલ બંધાશે અને ગરીબ માણસોની ચિકિત્સા, સારવાર તથા દવા મફત થશે. આ હોસ્પીટલ ઘણીજ ઉપયોગી નિવડશે. આ સિવાય બીજી ઘણીયે સંસ્થાઓમાં નાની મોટી રકમો શેઠથી અપાએલી છે.

સ્વ. શેઠ મોતીલાલ સરળ માયાળુ અને પ્રભાવશાળી હતા. તેમના ધાર્મિક ભાવની સારી અસર તેમનાં ધર્મપત્ની તથા પુત્રોમાં તરી આવે છે. પરમાત્મા તેમના આત્માને શાંતિ આપે.



**જન્મ :** ભાવનગર—પારેખ આણંદજી જમનાદાસને ત્યાં પુત્ર જન્મ, તથા મહેતા વેણીલાલ વ્રજલાલને ત્યાં પુત્ર જન્મ. તથા પારેખ માણેકલાલ પ્રાણજીવનદાસને ત્યાં પુત્રી જન્મ.

**દેહવિલય :** પારેખ હરગોવિંદદાસ ચીમનલાલનાં ધર્મપત્ની પુત્ર પ્રસવ પછી ચાર પાંચ દિવસે હૃદય બંધ પડી જવાથી ગુજરી ગયાં છે.

શિહોરના વોરા મોહનલાલ રૂગનાથના પુત્ર જયંતિલાલ ન્યુમોનિયાની બીમારીથી યુવાન વયે ગુજરી ગયા છે.

# "મોઢનું મોઢેરા"

અનુવાદક :

શ્રીયુત નંદલાલ ત્રીભોવનદાસ મહેતા—રંગુન ( બરમા )

રાવસાહેબ મગનલાલ દલપતરામ ખખ્ખર જે. પી. નામની કોઈ એક ઉત્સાહી વ્યક્તિએ સને ૧૯૩૪માં આપણા મોઢેરા ગામની જાતે મુલાકાત લીધેલ હોઈ, ત્યાંની ઘણી એક ઐતિહાસિક બિના "બે ઘડી મોજના" અંકમાં ( ૧૯૩૪ ના ) રજૂ કરી છે. આ હકીકત મારા વાંચવામાં આવતાં મને લાગ્યું કે આ ઇતિહાસિક હકીકત મારા મોઢ બંધુઓને વાંચવાથી ઘણો રસ પડશે તેમજ ત્યાંનું ઘણું એક જાણવા મળશે જેથી તે દીપોત્સવી ૧૯૩૪ ના અંકમાંથી આ ગામનો હેવાલ ઝડપી લીધેલ હોઇ વાંચક પાસે રજૂ કરૂં છું.

આ ઇતિહાસ પ્રસિદ્ધ ગામ વિષે કેટલીક સાચી હકિકતોઃ—

મોઢેરા ગામ મુખ્યત્વે મોઢનું કહેવાય છે. મોઢેરા દેવીનું સ્થાનક પણ ત્યાં જ છે. મોઢ બ્રાહ્મણ, મોઢ વાણિયા, મોઢ ઘાંચી વગેરેની પૂર્વે ત્યાં વસ્તી હતી. તે તેઓની કુળદેવી ગણાય છે. પરંતુ હાલમા મોઢનુ એક પણ ઘર ત્યાં જોવામાં આવતું નથી. હું એ સ્થાન સ્વતઃ જોઇ આવ્યો છું. જાણવાની જીજ્ઞાસા થતાં, પૃચ્છા કરી તો તે સંબંધમાં કેટલીએક હકીકત અતિ રસિક અને જાણવા યોગ્ય મળી આવી અને તે ઐતિહાસિક હોવાથી મારા વાચક વર્ગને જરૂર પ્રિય લાગશે એવી આશા છે.

હાલ જે વળા સ્ટેટ છે. તેનું અસલ નામ વલ્લભીપુર હતું અને તે ગુજરાતની ગાદી વલ્લભીપુરમાં ચાવડા વંશનો જયશિખર રાજા રાજ્ય કરતો હતો. તે વખતમાં પંચાસરમાં ભુવડનું રાજ્ય હતું. પંચાસર મોટી બહુચરાજીથી આશરે આઠ ગાઉ થાય છે અને તે હાલમાં રાધણપુરને તાબે છે. એ ભુવડને પોતાના રાજ્યનો વિસ્તાર વધારવાની અતિ તિવ તૃષ્ણા હોવાથી, તેણે જયશિખર ઉપર ચઢાઈ કરી. વલ્લભીપુર મુકામે તુમુલ યુદ્ધ થયું. બન્ને પક્ષના લોકો મરાયા પછી બંનેનું દ્વ દ્વ યુદ્ધ થતાં જયશિખરનું શિર કપાયું પણ તેના ધડે તલવારથી લડાઇ કરી ઘણાને ઘાયલ કર્યા, પછી ધડ પડયું. જયશિખર પડતાં ભૂવડની જીત થઇ. જયશિખર મરતાં તેનો સાળો પોતાની બહેન રૂપસુંદરી એટલે જયશિખરની રાણીને લઇને શત્રુઓની બીકથી નાઠો. રૂપસુંદરી તે વખતે સગર્ભા હતી.

બહુચરાજીથી અઢાર ગાઉ ઉપર મકવાણા રજપૂતોનું ગામ જીંજુવાડા રણને કાંઠે આવેલું છે. જુંજો ભરવાડ તે વખતમા બડો જુંગર એટલે જબરો ગણાતો. તેના નામ પરથી તે ગામનુ નામ જીંજુવાડો પડેલું છે. ત્યાં તદ્દન નિબિડ વન છે. જયશિખરનો સાળો પોતાની બહેન ત્યાં લઇ આવ્યો. રૂપસુંદરી રાણીને અત્રે પ્રસુતિ થઇ અને પુત્ર અવતર્યો. આ પુત્ર વનમાં જનમ્યો હોવાથી તેનું નામ વનરાજ પાડવામાં આવ્યું. આ કુંવર ચદ્રમાની સોળે કળાની પેઠે દિનપ્રતિદિન વૃદ્ધિંગત થતો ગયો. તે દરમિયાન એક સુરપાળ સૂરી નામના યતિની મુલાકાત થતાં તેણે ભવિષ્ય ભાખ્યું કે કુવર તો ગુજરાતની ગાદીનો ધણી થશે. રૂપસુંદરી કહે, મહારાજ અમારી દશા તો આવી

છે. અન્ન વસ્ત્રના પણ ફાંફાં છે તો સારા સમયની સંભાવના શી રીતે થઈ શકે વારૂ! સુરીએ તેને આશ્વાસન આપી કહ્યું કે જો એમ હોય તો તમે સર્વ મારી સાથે ચાલો. પછી એ યતિ સર્વને પોતાને ત્યાં તેડી ગયા. કુંવરને પાળીપોષી મોટો કર્યો અને શિક્ષણ આપ્યું.

વનરાજ મોટો થયા બાદ તેણે આજુ બાજુના ગામડાઓમાં લૂંટફાટ ચલાવવા માંડી અને પોતાની એક મોટી લડાયક ટોળી જમાવી. તેનો પોતે સરદાર બની ધાડો પાડવા માંડી. ધાડ પાડતાં ઘણું ધન એકઠું કર્યું. પછી એક જબરી ફોજ તૈયાર કરી પોતાનું રાજ્ય સ્થાપન કરવાના હેતુથી કોઇ સારી જગ્યાની શોધમાં નીકળ્યો. ફરતાં ફરતાં પાટણ ગયો. ત્યાં એક બે-શુમાર વિશાળ જગ્યા નજરમાં આવી, તેના મનમાં થયું કે આ સ્થાન ફળદ્રુપ છે, માટે અત્રે એક ગામ વસાવવું. તે વખતે ત્યાં છૂટાં છવાયાં ઝુંપડાનું એક નાનકડું ગામ વસી રહેલું હતું ત્યાં અણહીલ નામનો ભરવાડ રહેતો હતો. તેના નામથી એ ગામ કહેવાતું હતું. અને એ જ નામ કાયમ રાખી ત્યાં વનરાજે એક સુંદર નગરી વસાવી તેનું નામ અણહિલપુર પાટણ પાડયું અને ત્યાં રાજ કરવા લાગ્યો.

પછી પોતાના પિતાનું વેર લેવા ભુવડ ચાવડા પર ચઢાઈ કરી. પોતાના સબળ લશ્કરના પ્રભાવે ચાવડાના લશ્કરને હણી ભુવડનો પરાજય કરી ફતેહ મેળવી પરંતુ એ લડાઈમાં પોતાનો સામો કામ આવ્યો, એ બનાવ પછી તેની માતા રૂપસુંદરી પણ સ્વર્ગવાસ પામી.

ચાવડા વંશની ગાદી ઉપર ઘણાં રાજાઓએ રાજ્ય કર્યું. તેનો છેલ્લો કુમારપાળ મહા પ્રતાપી અને વિદ્વાન નૃપ થઇ ગયો. તેણે પોતાની બેનને સોલંકી રાજપૂતમાં પરણાવી હતી. તેને દીકરો થયો તેનું નામ મુળરાજ પાડયું. જે કુમારપાળના ભાણેજ મુળરાજ સોલંકી તરીકે નામાંકિત થયો.

એ મુળરાજ મૂળનક્ષત્રમાં જન્મેલો હોવાથી તેનું નામ મુળરાજ પાડવામાં આવ્યું અને જ્યોતિષીઓએ ભવિષ્ય જોઈ કહ્યું કે એ મોશાળ પક્ષનું નિકંદન કરશે. તથૈવ તેણે પોતાના મામા કુમારપાળ સાથે લડાઇ કરી તેને હણ્યો અને તેની ગાદી છીનવી લીધી. કુમારપાળના મૃત્યુથી ચાવડા વંશનો અંત આવ્યો, અને સોલંકી વંશની શરૂઆત થઈ.

દેશ જીતવાની આકાંક્ષાએ મૂળરાજે અનેક પ્રદેશો જીતી લીધા. એ રીતે દેશપ્રદેશ ફરતો ફરતો, મુલ્કો જીતતો જીતતો એક સમયે દક્ષિણ પ્રદેશમા નીકળી ગયો. પોતાની સેના માટે એક સ્થાન મુકરર કરી ત્યાં છાવણી કરી. ત્યાં એક ગુફા નજરે પડી, એટલે તેણે પોતાના અનુચરને આજ્ઞા કરી કે આ ગુફામાં પેસીને જો કે તેમાં શું છે? માણસ તો બિહામણી ગુફા જોઇને ગભરાયો, ને કહેવા લાગ્યો કે મહારાજ, આ ગુફામાં તે શીરીતે જવાય! ત્યારે મૂળરાજ કહે 'તારાથી ન જવાય તો ફિકર નહિ, હું જાઇશ.' એમ કહી પોતે ગુફામાં પેઠો. અંદર જાય છે તો એક બીજું ભોયરૂં દીઠું. તેમાં તેણે પ્રવેશ કર્યો ત્યાં બે રસ્તા માલમ પડ્યા. એક જમણી બાજુએ અને એક ડાબી બાજુએ. પોતે જમણી દિશાનો માર્ગ ગ્રહણ કર્યો. ઘણે લાંબે સુધી ચાલ્યા પછી તેની નજરમાં રૂદ્ર માળનું એક ભવ્ય મંદિર આવ્યું. ત્યાં ગંધર્વો ગાનતાનમાં ગુલતાન હતા ઋષિમુનિઓ તપસ્યામાં તલ્લીન હતા અને વિપ્રો વેદના પઠન પાઠનમાં પડેલા હતા. ઇતર મંડલી તાલ સુરતાલના તાંડવમાં મશગુલ થઇ રહી હતી. એ સર્વમાં સર્વોત્કૃષ્ટ તો રૂદ્રનું પૂજન અર્ચન વિધિપૂર્વક હતું. આરતી તથા ઘંટનાદના ઘોષ પણ કર્ણ પ્રિય લાગતા હતા. એ દૃષ્ય જોઇ મૂળરાજનું દિલ તો ત્યાં જ મગ્ન થયું. એટલે ત્રણ દિવસ ત્રણ રાત સુધી તે તો ત્યાં જ

તદાકાર થઇ ગયો. ઉપર પોતાની સેના તેની માર્ગપ્રતિક્ષા કરતી હશે તેનું સાનભાન ભૂલી ગયો. એવી તેની શ્રદ્ધા જોઇ ઋષિઓએ તેને કહ્યું 'હે રાજન, આવો રૂદ્રમાળ તો જરૂર બંધાવજે. જો તું બંધાવીશ તો તારૂં શ્રેય થશે અને અમર નામના થશે.' મુળરાજ અતિ પ્રસન્ન વદને બોલ્યો, 'મહારાજ, આપની આજ્ઞા શિર સાવંદ્ય છે. હું એવો રૂદ્રમાળ જરૂર બંધાવીશ.'

આણીગમ મુળરાજ અદ્દશ્ય થઈ જવાથી ઉપર છાવણીમાં સૈન્યના સર્વ માણસો ચિન્તામગ્ન થઇ ગયા. પોતાના સ્વામીની એક દિવસ વાટ જોઇ, બે દિવસ વાટ જોઇ, અને ત્રીજો દિવસ થયો, પરંતુ રાજાનો પત્તો ન મળે એટલે ચિંતાની તો અવધિજ ન રહી. પ્રધાને પેલા અનુચરને કહ્યું કે "ભુંડા, તેં તો ભુંડી કરી. તને મહારાજે કહ્યું ત્યારે તારે જ ગુફામાં પ્રવેશ કરવો હતો આ લાખો જીવનો પાલનહાર જતો રહ્યો, તેને ગોતવો તે ક્યાં! એમ ચિંતામાં ત્રણ રાત ત્રણ વરસ જેટલી વીતી અને ચોથે દિવસે પ્રાતઃકાળમાં મુળરાજ ગુફામાંથી રૂદ્ર, રૂદ્ર, રૂદ્ર એવા શબ્દો ઉચ્ચારતો ગુફામાંથી પ્રકટ થયો. જેમ મૃત દેહમાં જીવનો સંચાર થાય તેમજ મુળરાજ આવતાં, સૈન્યના માણસોમાં આનંદની સીમા રહી નહિ, પણ મુળરાજની દશા તો તદ્દન પલટાઈ ગઇ છે. જાણે અસલનો મુળરાજ નહિ. એક મૂઢ જેવો, ન બોલે કે ન ચાલે. કેવળ રૂદ્ર, રૂદ્ર અને રૂદ્ર સિવાય તેનાં હૃદયમાં બીજું કોઈ પણ રટણ ના હતું. રૂદ્રમાળનો ઉત્તરનો શબ્દ "માળ" પોતે ભૂલી ગયો હતો. એ રાતે પ્રધાન તથા તેના મંડળને પુનઃચિંતા થઇ કે, મુળરાજને બીજો આવો વ્યાધિ તે ક્યાંથી લાગ્યો. એક ચિંતા મટી કે બીજી ઉદભવી. પછી જેમ તેમ મહાકષ્ટે મુળરાજને લઇ અણહિલપુર પાટણ આવી પહોંચ્યા. ત્યાં ઘણાં ઇલાજો કર્યા, ધન્વંતરી વૈદો અને હકીમોએ ઉપચાર કર્યા. કોઇ ચીજ બાકી રાખી નહિ, તો પણ કંઇ ટીકી લાગી નહિ.

એ વખત પાટણનો નગરશેઠ બહુજ ધનાઢ્ય હતો અને એ નગરીમાં રહેતો હતો. તરણે ચાંપાનેરના એક કુશળ શિલ્પશાસ્ત્રી સાથે ગાઢી મૈત્રી હતી. તે શિલ્પ કળામાં નિપુણ હતો તેણે એવા તો મહેલો ને મકાનો બાંધ્યા હતા કે આજના એન્જીનીયરોથી એવું કામ થવું અશક્ય છે. એ શિલ્પી યાત્રા કરવાના ઈરાદાથી સ્વપુત્રને લઈ દ્વારકાની યાત્રાએ જવા નીકળ્યો. તેણે મનમાં વિચાર કર્યો કે માર્ગમાં પાટણ આવે છે તો ત્યાંના નગરશેઠ, જે આપણા પરમ મિત્ર છે તેને ઘણો વખત થયા મળ્યો નથી, તેને મળતા જઈએ. એવી ઉત્કંઠાથી તે પાટણ આવ્યો, નગરશેઠે તેની સારી બરદાસ કરી.

પ્રસાદ લઇ એકબીજા વાર્તાલાપમાં બેઠા છે. તે સમયે નગરશેઠે પોતાના મિત્રને કહ્યું, કે અમારા રાજા સાહેબ મુળરાજ સોલંકીને કોણ જાણે કેવા પ્રકારનું દર્દ લાગુ પડ્યું છે, તે પોતે કંઈ બોલતા નથી કે ચાલતા નથી, મૂઢ થઇને બેસી રહે છે. ફક્ત રૂદ્ર, રૂદ્ર કરે છે, તેને લીધે અમારી પ્રજા ચિંતાગ્રસ્ત ચહેરે દિનવ્યતિત કરે છે. આનંદ અવસર ક્વાંય થતો નથી. ત્યારે શિલ્પકારે કહ્યું કે રાજાજીની મને મુલાકાત કરાવો. પછી તેને સાથે લઈ નગરશેઠ, પ્રધાનજીને ત્યાં ગયા. તેની ઓળખ કરાવી. પ્રધાનજીને તેણે કહ્યું કે રાજાજીની મુલાકાત કરાવો, અને ઈશ્વર આજ્ઞા તો તેનો પ્રતકાર કરી આપું. પ્રધાન કહે મુલાકાતમાં અર્થ કંઇ સરે તેવું નથી. કોઈ સાથે રાજાજી વાત પણ કરતા નથી. શિલ્પી કહે કાંઇ ચિંતા નહિ, મને બતાવો તો ખરા એટલે પ્રધાનજી શિલ્પકારને લઇને રાજાજી પાસે ગયા. રાજા મુળરાજ તો "રૂદ્ર, રૂદ્ર અને રૂદ્ર," સિવાય કશું બોલતો નથી, અને કાંઈ પ્રશ્ન પૂછે તો તેનો પ્રત્યુત્તર પણ "રૂદ્ર, રૂદ્ર, અને રૂદ્ર" સિવાય કંઈ બીજો

જવાબ આપતો નથી. શિલ્પકારે તેમનું અવલોકન કરી કહ્યું, ફીકર નહિ, હું તેનો બરાબર ઉપાય કરૂં છું. પ્રધાનજી! મને એક વિશાળ જગ્યા આપો. મેં માગ્યા માણસો તથા ખજાનામાંથી ખર્ચ આપો પ્રધાનજીએ શિલ્પકારને જોઈતી સર્વ વ્યવસ્થા કરી આપી પછી શિલ્પકારે પોતાના પુત્રને કહ્યું, કે તું ચાંપાનેર પાછો જા. હાલમાં રાજાજીના કાર્યને અંગે મારે અત્રે રોકાણ થશે, માટે દ્વારિકાની યાત્રા માંડી વાળો, બીજીવાર થઇ રહેશે. પિતાની આજ્ઞા અનુસાર પુત્ર પાછો ચાંપાનેર ગયો.

શિલ્પકારે એક વિશાળ જગ્યા મુકરર કરી, તેને પાળ બાંધી આજુબાજુ ચોકી પહેરા રાખી દીધા જેથી એ સ્થાનમાં કોઈ પ્રવેશ કરી શકે નહિ. જેમ દોરી સંચારના અગાઉના જમાનામાં ખેલ થતા હતા, તે પ્રમાણે પોતે એકલે હાથે અગિયાર રૂદ્રમાળ તેણે બનાવ્યા. તેમાં ગંધર્વોનુ કીર્તન થતું હોય, રૂદ્રનું પૂજન અર્ચન, આરતિ, ઘંટનાદ થતા હોય, એવું તાદશ્ય દૃશ્ય ખડુ કર્યું. એ દેખાવ પોતે દોરી ખેંચે કે નજર પડે એ કાર્ય સંપૂર્ણ કરતાં તેનો ઘણો સમય વીત્યો. યોજના બરાબર સંપૂર્ણ થતાં, તેણે પ્રધાનજી તથા નગરશેઠને બોલાવી કહ્યું, કે મારી કારીગરીનો કીમિયો હવે તૈયાર થઇ ગયો છે, અને અમુક દિને, અને અમુક સમયે રાજાજીને અત્રે તેડી લાવો. મુકરર કરેલા દિવસે રાજાજીને પ્રધાનજી એ જગ્યા પર તેડી લાવ્યા. સાથે નગરશેઠ પણ ચાલ્યા રાજાજી આવતાંને વાર શિલ્પકારે તો દોરી ખેંચી, તેઓ અગિઆર રૂદ્રમાળનો દેખાવ, ગાંધર્વના ગાયનો, ઋષિમુનિઓનુ શિવ પૂજન, આરતી વગેરે જે તેણે ભોયરામાં જોયું હતું, તે સર્વ દૃશ્ય આબેહુબ જોતાવેંત, મુળરાજને સ્મૃતિ થઇ આવી, ને બોલ્યો, 'પ્રધાનજી! પ્રધાનજી! હા! હા! એ જ! એજ, આવો! બસ આવો જ મારે રૂદ્રમાળ બાંધવો છે. આ દૃશ્ય તમે જે બતાવ્યું તે આબાદ છે. હું રૂદ્રમાળનું નામ ભૂલી ગયો હતો તે સિવાય મને બીજું રટણ છે જ નહિ. બસ, મને આજે શાંત થઇ છે. આવો રૂદ્રમાળ મને બંધાવી આપો. આ કોણે કર્યું?' તેના ઉત્તરમાં શિલ્પકારને સન્મુખ ઊભો કરી, તેની રાજાજીને પિછાન કરાવી. રાજાએ તેને ધન્યવાદ આપ્યો, ને કહ્યું કે તમારે જે ખર્ચ જોઇએ તે ખુશીથી લ્યો. પણ મને અગિયાર માળનો રૂદ્રમાળ બાંધી આપો. જે દ્રશ્ય તમે દેખાડ્યું તે સર્વ સંપૂર્ણ બનાવી આપો. તેનું મગજ હવે ઠેકાણે આવેલું જોઈ, સર્વત્ર આનંદનો વ્યાપાર ચાલી રહ્યો, અને શિલ્પકારની વાહ વાહ થઇ રહી.

## હુદડ જોષી

પછી શિલ્પકારે પ્રધાનજીને કહ્યું કે આ રૂદ્રમાળનું ખાત મુહૂર્ત કરવા મારવાડથી હુદડ જોષીને બોલાવી મંગાવો. તમે પોતે તેડવા જશો તો જ એ આવશે પોતે ઘણો જ વિદ્વાન છે અને અસલ જ્યોતિષી છે. એના વગર બીજા જોષીનું કામ નથી, એટલે પ્રધાનજી પોતે મારવાડમાં જોષીને ગામ ગયા. ત્યાં પૂછતાં પૂછતાં હુદડ જોષી જુવાને ત્યાં સવારના પહોંચ્યા ને પૂછ્યું કે હુદડ જોષીનું આ ઘર છે? તો કહે હા, આ ઘર; પણ જોષી બકરા ચારવા ગયા છે તે સાંજના આવશે પછી પ્રધાનજીને જોષીની સ્ત્રીએ આંગણામાં ખાટલો નાખી દીધો. તેના પર બેઠાં બેઠાં આળસ મરડી વખત વીતાવ્યો અને ભુખ તૃષાથી તેની બરાબર આગતા સ્વાગતા થઈ. સંધ્યા સમય થતાં હુદડ જોષીના દર્શન થયાં. તેણે પ્રધાનને જોઇ પોતાના જોષીના પ્રબળ પ્રભાવથી તુરત જ કહ્યું આવો, પ્રધાનજી! મુળરાજ તો ખુશીમાં છે! મગજ તો ઠેકાણે છે ને! પ્રધાનજી કહે હા, હવે તો ઠીક છે. પણ આપને રૂદ્રમાળનું ખાત મુહૂર્ત કરવા તેડાવ્યા

છે. તો આપને હું લેવા આવ્યો છું, તો આપ કૃપા કરી પધારો. જોષી કહે તેમાં મારૂં શું કામ છે. પ્રધાનજીના પૂર્ણ આગ્રહથી તેણે આવવાનું સ્વીકાર્યું, જોષી કહે રૂદ્રમાળ તો થશે, પણ તે શંકાશીલ થશે અને તૂટી જશે.

પ્રધાનજી તો, જોષીને ભરવાડના વેષમાં જોઇ ચકિત થઇ ગયા, ને મનોગત કહેવા લાગ્યા કે આ જોષી બ્રાહ્મણ કે ભરવાડ! પોતે બ્રાહ્મણ હોઇ ભરવાડનો હલકો ધંધો કરે છે, વળી ચામડાની મશકમાં પાણી પીએ છે, નાહવાનું તો નામ જ ના મળે. આને તે કેવા બ્રાહ્મણ કહેવા. વળી નામના જુઓ તો મોટી, જ્યોતિષમાં જબરા, આ તે કેવી તાજુબીની વાત છે! પ્રધાનજીએ તો તેના આચાર તથા ઢંગ જોઇને તેને ત્યાં પ્રસાદ પણ લીધો નહિ, એટલે તેમને તો પુરી લાંઘણ થઈ. કારણ કે આ ગુામડીયા ભરવાડ બ્રાહ્મણને ત્યાં કેમ જમાય!

પ્રધાનજી તથા જોષી મહારાજ મારવાડથી રવાના થયા, રસ્તામાં તેમના આચારો જોઇ તેમનાથી રહેવાયું નહિ અને શંકાશીલ બની, તેમણે જોષીને સવાલ કર્યો કે તમે બ્રાહ્મણ થઇ ચામડાની મશકમાં પાણી પીઓ છો, સ્નાન સંધ્યા પણ કરતા નથી એ તો ઠીક નહિ; અમને તો તે ન ચાલે. જોષી કહે તમારા કરતાં અમારી ભૂમિકા અતિ ઉચ્ચ છે. એટલે એ ઉચ્ચ ભૂમિકામાં ચામડાની મશકમાં જલ પીવાને જરા પણ વાંધો નહિ અને સ્નાન સંધ્યાની લવલેશ પણ આવશ્યકતા નહિ. તમારી ભૂમિકા કનિષ્ટ છે, એટલે તમને તો છૂટકો જ નહિ. સ્નાન કરવું પડે, સંધ્યા પણ કરવી પડે, સર્વ કરવું પડે, અમને તેમાંનું કાંઇ નહિ. પ્રધાનજી મનમાં કહે એણે પણ ખરી કહી, એમ પંથ કાપતાં કાપતાં પાટણપુર આવ્યું. ત્યાં મુકામ કર્યો, એટલે જોષીએ ઢીચણ સુધી જમીન ખોદી, રસોઇ કરવા માંડી. પ્રસાદ લઇ પુનઃ ચાલવા માંડ્યું. પાટણ આવ્યું એટલે જોષીએ કેડ સુધી ભૂમિ ખોદી રસોઇ કરવા માંડી તેનું કારણ પૂછતાં જોષીએ કહ્યું કે આ ભૂમિ કનિષ્ટ છે, હવે મારે સ્નાન સંધ્યા સર્વ કાંઈ કરવું પડશે. જલ પણ લોટામાં પીવું પડશે.

## સિદ્ધપુરમાં રૂદ્રમાળનું ખાત મુહૂર્ત

પછી શિલ્પશાસ્ત્રીને મળ્યા. તેણે જોષીને રાજાજીની મુલાકાત કરાવી. રાજાએ પ્રણામ કરી તેને આસન આપી તેનો સત્કાર કર્યો. તે જોષીને રૂદ્રમાળ બાંધવાનું બરાબર મુહૂર્ત જોઇ આપવા વિજ્ઞપ્તિ કરી. જોષી કહે આ ભૂમિ એ પવિત્ર કાર્ય કરવા માટે બિલકુલ લાયક નથી. તે માટે તો સિદ્ધપુરની ભૂમિકા સિદ્ધ છે. પછી સર્વે સિદ્ધપુર ગયા. ત્યાં હદ્દ જોષીએ જગ્યા જોઇ અમુક સ્થાન પસંદ કર્યું ને સમજીને કહ્યું કે તમારા હાથની વેંતના પ્રમાણની લાકડાની એક ખુંટી બનાવો. તે પ્રમાણે ખુંટી તૈયાર થયે અમૃત ચોઘડીયામાં તે સ્થાન પર રાજાજીને હસ્તે, શેષનાગના મસ્તક પર પાતાળમાં ખુંટી મારવા કહ્યું. રાજાએ જોષીના કહેવા પ્રમાણે ખુંટી શેષનાગના મસ્તક પર મારી. બાદ જોષીએ કહ્યું કે હવે આ ખુંટી ઉખેડશો નહિ, જો ઉખેડશો તો રૂદ્રમાળ તુટી જશે, માટે મનમાં શંકાશીલ બિલકુલ થશો જ નહિ. રાજા કહે સારૂં, આપની આજ્ઞા મુજબ અમે ખુંટી નહિ ઉખેડીએ.

થોડો સમય વીત્યા બાદ રાજાને શંકા થઈ ને પ્રધાનજીને પૂછવા લાગ્યા કે આટલી એક વેંતની નાની ખુંટી તે પાતાળમાં શેષનાગના મસ્તક ઉપર કેવી રીતે ખુંતી હશે. એ વાત માનવામાં આવતી નથી; ત્યારે પ્રધાનજી કહે આપને જો સંદેહ લાગતો હોય તો ખુંટી ઉખેડીએ ને જુઓ તો ખાતરી થશે અને એવું લાગે તો પછી ખુંટી ઠેકી દેવી, એમાં છે શું! એટલે રાજાજીએ ખુંટી ઉખેડી જોઇ તો ધડ ધડ કરતું રૂધિર વહેવા લાગ્યું એટલે તુરત જ પાછી ખુંટી ખોડી દીધી, પણ શેષનાગ નહા-

સનાં નહાસતાં ખુંટી મગાઇ, તેથી ખુંટી તેના મસ્તક પર લાગવાને બદલે, પુંછડી પર ઠોકાઇ.

આણીગમ જોષીએ પોતાના પ્રભાવથી જાણી લીધુ કે ખુંટી તો ઉખડી ગઇ, એટલે તુરત આવીને રાજાને ભારે ઠપકો આપ્યો કે તમને ના પાડી હતી છતાં પણ મારી આજ્ઞાનું ઉલ્લંઘન કર્યું અને ખુટી ઉખેડી. હું તો પ્રથમથી જ જાણતો હતો તેથી તમને ચેતવ્યા હતા જાઓ! હવે તમારો રૂદ્રમાળ તુટયા વગર રહેનાર નથી. એ રૂદ્રમાળ તૈયાર થતાં કરોડ મહોર ખપી. તે તૈયાર થયો એટલે તેમની પ્રતિષ્ઠા કરવા મોટા બ્રાહ્મણો જે, તેના રાજ્યમાં મોઢેરા ગામમાં રહેતા હતા તેમને બોલાવ્યા. એ મોઢ બ્રાહ્મણો પર રાજવેરો લેવામાં આવતો ન હતો, પરંતુ તેમના પર ધર્મવેરો હતો, એટલે કે રાજ્યને અંગે જે કાંઇ ધર્મકૃત્ય કરવાનું હોય તે તેમને કરવું પડતું. આ રૂદ્રમાળની પ્રતિષ્ઠા-વાસ્તુ શાંતિ કરવા માટે મોઢેરાથી બ્રાહ્મણોને તેડી મંગાવ્યા.

### મોઢેરા ગામ ખાલી કરાવ્યું.

એ વખતમાં ગુજરાતમાં મોઢ અને નાગરોની વસ્તી વિશેષ હતી. મૂળરાજે મોઢ બ્રાહ્મણોને કહ્યું કે આ રૂદ્રમાળો બધાઇ તૈયાર થઇ ગયો છે. હવે તેની પ્રતિષ્ઠા કરવા માટે તમને બોલાવ્યા છે, તે સત્વર કરી આપો. મોઢ બ્રાહ્મણો કહે રાજા! એ કાંઇ અમારાથી થઈ શકે તેમ નથી. એવી ક્રિયા કરવાનું અમારામાં સામર્થ્ય નથી. મુળરાજ કહે, જો તમારામાં એવી ક્રિયા કરવાનું સામર્થ્ય ન હોય તો તમે અમારા ગામમાં રહેલા શા કામના! તો પછી અમારૂં ગામ ખાલી કરી જતા રહો અમારા ગામમાં રહી તમે ધર્મવેરો ન આપી શકો, તો અમારા ગામમાં તમારૂં કામ પણ નથી.

"મોઢેરા દેવી પણ વાવમાં."

રાજ્યનો હુકમ થતાં ગામને કાળો વાવરો લાગી ગયો. મોઢ બ્રાહ્મણો નાશભાગ કરી છુટા છવાયા જ્યાં જવાયું ત્યાં નાશી છુટયા. મોઢની દેવી મોઢેશ્વરીમાતા કહે, તમે બ્રાહ્મણો કર્મ રહિત થાઓ તો પછી મારે પણ અત્રે રહીને શું કરવું ! એમ કહી પોતે શાપ આપ્યો કે તમારો અસ્ત છે. આ ગામમાં કોઇ મોઢ રહી શકશે નહિ. એટલું કહી પોતે વાવમાં ઊંધે મસ્તકે કૂદી પડ્યા. તે વખતે એટલું માતાજી કહેતા ગયા કે જ્યારે કોઇ પણ મોઢ એક મુડો મીઠું એટલેકે એકસો ત્રણ મણ મીઠું—વાપરનાર મતલબ કે એટલા નિમકનું જમણ કરાવવા વાળો કોઇ સમર્થ મોઢ બહાર પડશે નહિ, ત્યાં સુધી હું પણ વાવમાંથી બહાર નીકળવાની નથી. સર્વ મોઢ બ્રાહ્મણ, વાણિયા, ઘાંચી, વગેરે ગામ ખાલી કરી નાશી ગયા.

### ઔદિચ્યોનું આગમન

પછી મુળરાજે ઉત્તર ખંડમાંથી ગૌડ બ્રાહ્મણોને બોલાવી મંગાવ્યા. તેઓ ઉદીચ દિશામાંથી આવ્યા એટલે ઔદિચ કહેવાયા. તેમના હસ્તે રૂદ્રમાળની પ્રતિષ્ઠા કરાવી. તેઓ પોતાના રાજ્યમાં રહે, ધર્મકૃત્યો કરાવે, તે માટે પાંચસો ગામો બક્ષિસ આપ્યા. એટલે તેમણે પોતાનાં સ્ત્રી છોકરાઓને પોતાના દેશમાંથી બોલાવી લીધા અને ત્યાં કાયમનો નિવાસ કરવા લાગ્યા ઘણી પેઢીઓનો ત્યાં વાસ થવાથી હાલમાં તેમની માતૃ ભાષા ગુજરાતી જ થઇ ગઇ.

બહુચરાજીથી દશ ગાઉ છેટે કાંજ ગામ છે. તેમા ઔદિચ્ય બ્રાહ્મણોના સાઠ ઘરો હાલમાં છે. એ ગામ પણ ઔદિચ્યોનું છે. તે ગામ રાયપુરના ઠાકોરના હસ્તકનું છે, પણ તેઓ તેને, અથવા સરકારને કોઇને ખંડણી આપતા નથી. ૫૦૦ ગામોમાંથી ૨૫૦૦ વિઘા જેટલી જમીન ઔદિચ્યો પાસે હાલમાં અવશેષ રહી છે, તેની ઉપજ તેઓ બેઠા ખાય છે, શિહોર તથા સિદ્ધપુર પ્રગણામાં તેમને ગામો આપ્યાં હતાં

તે ઉપરથી તેમની અટકો પડી છે, જેમકે સિહોરમાં ગાંગલીયા ગામ પરથી કેટલાક ગાંગલીયા પંડયા કહેવાયા. સિદ્ધપુરમાં પ્રસમાવલી ગામ પરથી પ્રસામલીયા જોષી કહેવાયા. હળવદ પણ આદિત્ય બ્રાહ્મણોને આપેલું હતું.

મોઢેરા ગામ

મોઢેરા ગામ નાનું છે. ત્યાં ઠાકરડાની વસ્તી વિશેષ છે. પોલીસનું થાણું છે એક નાની નિશાળ છે. ગામની બહાર ધર્મશાળા છે. ગામ ટેકરા પર આવેલું છું, ધર્મશાળામાં એક જુની પુરાણી વાવ છે. ભોંયરામાં એક મંદિર છે. ત્યાં થઇને વાવમાં જવાય છે. વાવના ઉપરના ભાગમાં લાંબા સળીયા મારીને તે બંધ કરી દીધી છે. એ ભોંયરામાં જે મંદિર છે, તેમાં મોઢેરા માતાની આરસની મૂર્તિ બનાવીને પધરાવેલી છે. ઉપરના ભાગમાં વિશાળ ચોક છે અને આજુબાજુ ચોવીસ દેરીઓની નાની નાની આરસની મૂર્તિઓ ગોઠવેલી છે. આસપાસ એક વિશાળ ધર્મશાળા વિરમગામના એક શ્રીમંત શેઠ નથુભાઈએ બંધાવી છે. અને સિંહ દરવાજાનો મોરો ઘુંમટ મુંબઈ નિવાસી મારા પાડોશી પણ હાલમાં સદ્‌ગત દાનવીર શેઠ દયાશંકર દેવશંકર ખાંડવાળાએ બંધાવી આપ્યો છે. કહે છે કે મોઢ, દર્શન કરવા જાય તો પણ કષ્ટ પામ્યા વગર રહે નહિ તેથી ત્યાં કોઇ જતું નથી. હાલ પણ મોઢેરા ગામમાં મોઢ બ્રાહ્મણ, વાણિયા કે ઘાંચી કોઇ નજરે પડતું નથી, ને કદાચ કોઇ હોય તો તેને સતતિ હોતી નથી.

સવંત ૧૯૮૯ માં મોઢની કોન્ફરન્સ ધર્મશાળામાં ભરવાનો ઇરાદો મોઢ જ્ઞાતિને થયો હતો અને બહુચરાજીથી પાંચ ગાઉના માર્ગમાં મોટરના વાહનની વ્યવસ્થા પણ આવવા માટે કરવામાં આવી હતી. પણ કહે છે કે દેવીના શાપથી કિંવા અન્ય કાંઇ કારણથી એ યોજના પડી ભાંગી. ધર્મશાળામાં ગાદલાં ગોદડાં વાસણ કુસણ વગેરે એકસો માણસોને પૂરાં પડે તેટલાં છે. તેના પર દિવાન બહાદૂર ગોવીંદદાસનું નામ લખેલ છે. મુસાફરને સર્વ પ્રકારની સગવડ મળે છે. ગાયકવાડ સરકાર સયાજીરાવ મહારાજ તથા શેઠ નથુભાઇની રંગીન એનલાર્જ્ડ તસ્વિરો ત્યાં રાખવામાં આવી છે. બહુચરાજીની યાત્રાએ આ ત્રીજીવાર સવંત ૧૯૯૭ ના ચૈત્ર માસમાં ગયો હતો ત્યારે મેં સ્વતંત્ર જાત તપાસ કરી આ ઇતિહાસ લખ્યો છે.

મોઢેરા ગામથી છેટે એક રામકુંડ છે. તે કહે છે કે ભગવાન રામચંદ્રજીએ બંધાવ્યો છે. તેના દરેક ઓવારે ઘાટ ઘાટની નકશી વાળી સુંદર દેરીઓ બાંધવામાં આવી છે. કુંડ તથા દેરીઓના ઘુંમટની કારીગરી દૈવી છે, અને એવી તો ઉત્તમ પ્રકારની છે કે શિલ્પકળાની તે સમયની કૌશલ્યતાનો એક અચ્છો નમૂનો છે. તળાવના ઉપર રામચંદ્રજી પરણ્યા તેની ચોરીનો મંડપ બાંધ્યો છે. તેમાં પણ તેવી જ કારીગરી છે. શિખર તથા ઘુમટો ઉપર નાના નાના પૂતળાઓ બેસાડેલા છે. અને જગન્નાથજીના મંદિરની પેઠે તેમાં પણ કેટલાએક બિભત્સ દેખાવના આસનો આવેલાં છે.

ચોરી મંડપમાં હનુમાનની મૂર્તિ છે. મંડપ ઘણો જ જીર્ણ છે, ને તે પડી ન જાય તેટલા માટે ગાયકવાડ સરકારે લોખંડના પાટાઓ ઊભા કરી ટેકા આપ્યા છે. નીચે ભોંયરામાં જવા માટે સરકાર તરફથી લોખંડની સીડી મૂકવામાં આવી છે. કહે છે કે એ ભોંયરામાથી ઠેઠ પાટણ લગી જવાનો માર્ગ છે. અમદાવાદ પાસે સરખેજ કરી ગામ છે તેમાં મોઢ બ્રાહ્મણોના ચારસો ઘર છે વૈશાખ જેઠમા હું સહકુટુંબ પ્રયાગ, અયોધ્યા, કાશી, જગન્નાથની યાત્રાએ પુનઃ ગયો હતો ત્યારે પણ જગન્નાથના મંદિરના ઘુંમટ પર ઉપર કરેલ બિભત્સ ચિત્રો જોયા હતા.

પંચસુરણ સમજાવટ

કાળો વાવરો અસલ ભયની નિશાની

ગણાતી, અને લાલ વાવટો ક્ષેમ કુશળ સૂચક ગણાતો પણ હાલમાં તો લાલ વાવટો ભયના અર્થ સૂચક ગણાય છે.

કાંજ ગામ—બહુચરાજી માતાના મંદિરના ગઢની બહાર નાકામાં જે દુકાન હાલમાં છે તે કાંજ ગામના ઔદિચ બ્રાહ્મણની છે.

કેટલાએકોની એવી માન્યતા છે કે મોઢેરાને મુસલમાન પાદશાહના વખતમાં મોઢેરા ગામ ખાલી કરી જતું રહેવું પડ્યું હતું. તે વિષે તપાસ કરતાં એ અભિપ્રાય સત્ય લાગતો નથી. રાણપુરના રા. રા. ગુણવંતરાય પોપટભાઈ કૃત "પીરમનો પાદશાહ" નામક પુસ્તકમાં લખ્યું છે કે દિલ્હીના અલ્લાઉદીન ખીલજીના ભાઈ અલફખાને મોઢેરાને ચાર માસ સુધી ઘેરો ઘાલ્યા બાદ તે ઉડાવી લીધો હતો. તે જ પુસ્તકમાં અન્યસ્થળે મોઢવાણિયાને ઘેરો ઘાલ્યાનું લખ્યું છે. આ બંને ગામો જુદાં હોવાં જોઈએ. વળી આ બનાવ સાથે કંઈ સંબંધ બેસાડી શકાતો નથી. જો મુસલમાનોએ મોઢેરા ખાલી કરાવ્યું તો એકલા મોઢ લોકોને શાને માટે કાઢી મૂક્યા! માટે ઉક્ત કારણસર મૂળરાજ સોલંકીએ મોઢેરાને ખાલી કરાવ્યા એવી મારી માન્યતા છે.

---

# સોહામણી શરદ

રાસ

ખીલી આ શરદની સોહામણી,
રજની રસલીની રળીયામણી—હો સખી—ખીલી૦

લીલી હરીયાળી ભોમ, રઢીયાળી રોમ રોમ;
અંતર અજવાળી ઓમ, પરમ જેમ દાયી— સખી;—ખીલી૦

વનમાં મદ લોલ મોર, કોકિલ કરે કિલોલ;
બુલ બુલના બ્રહ્મ બોલ, રેલે રસ દાયી— સખી;—ખીલી૦

ગુંજન ગંભીર ઘોર, વૃંદાવન વેણુ શોર;
નાચે નટવર કિશોર, ભુવન દોર વાયી— સખી;—ખીલી૦

ઝીલી રસબિંદુ ઓગ, રાતલડી રસ ચકોર;
અરપે અવનવ અમોલ, અ મૃ ત ઉ ભ રા વે— સખી;—ખીલી૦

—બુલબુલ—

# નાતના પટેલીઆ....!

( કવિશ્રી ત્રિભુવન વ્યાસકૃત ' શહેરમાં જઇને આવ્યો હું અરજણ 'નું પ્રતિકાવ્ય )

શ્રી. હરસુખરાય ગોરધનદાસ માંડલીઆ.

[ જેમાં એક ગામનો વતની ગામડીઓ બીજા ગામમાં જઈ ત્યાંની ' નાતના પટેલ 'ની કાર્યનીતિની પોલ ખોળી કાઢી લાવે છે અને તેનું સઘળું વર્ણન તેના મિત્ર ' છગના ' પાસે તેની પોતાની ભાષામા જ કરે છે. ]

નાત પટેલ જોઈ આવ્યો હું સગના,[1] નાત પટેલ જોઇ આવ્યો;
'પોલ' એની ખોળી લાવ્યો હું સગના, નાત પટેલ જોઈ આવ્યો. સગ ૧.

' કરમ ધરમ 'ની મોટી રે વાતું, કરતાં રાત દિ' નો થાકે;
બીડીયું ફૂંકતો જાય પરભાતે, ' ગપ્પા ' હવેલીએ હાંકે! સગના.

'લગન' અવરણી કે દા'ડાની નાતમાં, પેલી પંગતમાં દોડે!
દાદાગીરીમાં કમી નો રાખે, (ત્યાંય) 'બીર'ના[2] બાટલા ફોડે! સગના.

પાઈની એની કમાણી નહિ ને, નાતની કોથળી ખોલે;
દારૂ, જુગાર ને વેશ્યા વાડે, પારકે પેડું[3] ડોલે! સગના. સગના.

વિધવા ધનિક કો' આવે જો હાથમાં, નાણા વ્યાજે લાવે;
મૂળ નાણાને ' પાંખો લાવે ' ને[4], વ્યાજનો દિ' ભૂલાવે! સગના.

રાત ને દિ' રખડે બજારે, પીડે[5] કાં ગામને નાકે;
'ભગલો' વખાણે 'પસીયાભાઇને', 'પસીયો' ભગલા'નું હાંક! સગના.

ડાચાં જુઓ તો લીંકડી જેવાં, માથું જ્યાં ત્યાં મારે;
જુવાનીયો કો' હામો થીઓતો, ' ડાચીયાં '[6] દેતો ડારે[7]! સગના.

પારસમણિ જાણે હાથમાં એના! નાતબા'ર કરવાની સાવી[8];
હોય જો આવા નાત પટેલીઆ, નાતનું બુરૂં ભાવી! સગના.

---

૧ સગના=છગના. ૨ ' બીર '=દારૂ. ૩ પૈડે=પૈસે. ૪ પાંખો લાવે=ઉડાવી દે.
૫ પીડે=ગરની દુકાને. ૬ ડાચીય =ઉદ્ધત, ઉડાઉ જવાબ. ૭ ડારે=બીવડાવે. ૮ સાવી=ચાવી

# જીવન સહચરી

શ્રીયુત કનુ મહેતા

[ ફુવારાની કરુણાઇનો વિચાર. જીવન સહચરી વિનાનું જીવન, જીવન નથી. સ્ત્રી વિના ઘર નથી, સંસાર નથી.]

લેમ્પમાં દીવો મહામુશીબતે કર્યો ને ચીમની મૂકતાં જતાં મેશકીયા સાથે અપકાઇ એક મોટી તીરાડ પડી. દીવાના પ્રકાશમાં દેખાયું કે ટેબલ પર ધૂળના થર ચડ્યા હતા. ખડિયા તરફ નજર ગઇ તો શાહી સુકાઇ ગઈ હતી ને કલમમાં ટાંક ન હતી.



એક બાજુ ખીંતી પર મેલું ખમીસ રડતી સુરત જેવું મ્હોં કરી ટીંગાઇ રહ્યું હતું ને ટોપી જમીન પર જાઇ પડી હતી. બીડીના ઠૂંઠાં અહીં તહીં પડ્યાં હતાં.

'હું આરામ ખુરશીમાં પડ્યો, દીવો સરખો કરી વાંચવા બેઠો. ચોપડીનું પાનું ઉઘાડતાં જ પહેલું ચિત્ર......

સુધા મધુના ખોળામાં માથું મૂકી સુતી હતી ને મધુ નીચો નમી સુધાના અધરમાંથી વહેતા અમૃતરસનું પાન કરવા નીચો નમી રહ્યો હતો. ને... પૂર્ણિમાનો પ્રફુલ્લ ચંદ્ર એ રસીક જોડાની રસસૃષ્ટિમાં સૌંદર્યની વૃદ્ધિ કરતો હસી રહ્યો હતો. એ ચિત્રની નીચે લખ્યું હતું:—

'સુધાએ આંખો મીંચી ને અધખુલ્યા અધર અડકે ને પરેશાં પતિને
લમીર ગીતના વચમાં આવી હશે ફૂગી. ... ...........'

મેહીક રમે રંગ એની એ રૂપકમળની નાજુક પાંદડી! મધુએ સૌંદર્યની સરળી રેખાઓ તેમાં બારીક મઢેલી જોઇ ને આરતેથી એ હૈયા ખસેડી...ત્યારે એ એની ગોદ જ ખસી ગઇ ને પડી...! એક મધુર ચુંબન......................

વાક્ય પૂરું થાય તે પહેલાં, એકાએક એક બિલાડી પાસેની બારીમાંથી કૂદી ટેબલપર આવી ને સમતોલ પણું ગુમાવતાં લેમ્પ સાથે અથડાઈ. ધડાક કરતું કે લેમ્પ ઊંધું વળ્યું ને સાથે જ આસલેટ બહાર ધસી આવતાં જોત-જોતામાં મોટો ભડકો થયો.

થયેલો અકસ્માત આગમાં પલટાઇ જાય તે પહેલાં ખૂણામાં પડેલી પાણીની માટલી ઊંચકી તે પર રેડી દીધી ને ભડકો હોલવ્યો અને મુંઝાએલો, કંટાળેલો, થાકેલો હું પથારીમાં પડ્યો ત્યારે ફરીવાર પેલું સુધા વાળું ચિત્ર યાદ આવ્યું.

ઓહ, એવી કોઈ જીવન સહચરી મારે હોય તો! હું પરણેલો હોઉં તો! એકાદ સુધા હસતી રમતી મારા દુઃખના ડુંગરોને સ્વર્ગસમા મનોહર બનાવી શકત. મારા માર્ગમાં ડગલે ને પગલે આવતી મુશ્કીલતોનો અંત લાવી દેત. ખીંતી પર ટીંગાતું મેલું ખમીસ સ્વચ્છ, સુંદર હોત. જમીન પર ધૂળ ખાતી ટોપી બ્રસ વડે સાફ થઈ ઉચીત જગ્યાએ શોભી રહી હોત. બીડીનાં ઠુંઠાં મારી સુધાના નાજુક હાથમાંની નાજુક સાવરણીના એકજ સપાટે મ્યુનિસિ-પાલીટીની કચરા ગાડીમાં જઈ પડ્યા હોત ટેબલ પર ધૂળ ખાતી ચોપડીઓ, મેંદી રંગાએલા હાથે વ્યવસ્થિત બની ગોઠવાઇ ગઈ હોત ને વેરણ છેરણ દશામાં બિહામણું લાગતું આખું ય ઘર, ને બેહાલ જેવો હું પોતે પણ છેવેઈય બદલાઇ ગયો હોત ને...સામેના મકાનમાંથી જયંત... 'બળ્યો આ વાંઢાનો અવતાર...' એની રમુજી ઢબે લલકારતો હતો. એ જયંત મારા જેવો હતો.

૨

એક વખત એવો હતો જ્યારે હું સુશિલાબાઇને ચાહતો હતો અને એ પણ મને ખૂબ વ્હાલથી છાતીએ લગાડી દેતી. હું પણ ખુબ મુંઝમાં આવી જતો ને લેવાય તેટલો લ્હાવો લેતો: તેની આંખો મને જોઇ હસતી ને ઘેલી બનતી. હું જ તેનું સર્વસ્વ હોઉં તેમ તે મને વ્હાલથી, સ્નેહથી સત્કારતી.

અમો બન્ને સાથે ફરવા જતાં. સમુદ્ર તટે, રેતીના વિશાળ પટમાં બેસતાં. શિતલ પવન લહરીએ હવામાં ઊડતાં તેનાં સુંવાળા રેશમ જેવા વાળ સાથે હું રમત કરતો અને ત્યારે તીરછી આંખો કરી, મારી એ ચેષ્ટા નિહાળી તે હસતી, ને આનંદસાગરમાં ડૂબી જતી હોય તેમ દેખાતી. પછી તો હું ઘેર જવાની રટ લેતો, એટલે તે મને ઊંચકી ઘેર લઈ જતી ને બાને સોંપી દેતી.

તમે સમજ્યા! સુશિલાબાઈ અમારી ઘાટણ હતી. ઘરની કામવાળી હતી. મારા પર તેને, બહુજ વહાલ હતું. તે મને તેનાં જીવની જેમ. ચાહતી. મારા માટે મરી પડતી. હુ જરાક રડતો કે તે દોડતી આવતી ને મને ઊંચકી લઈ ચુમીઓથી નવરાવી દેતી. જાણે હું જ તેનું સર્વસ્વ હોઉં! કારણ, તેનું કોઈ ન હતું. તે બિચારી વિધવા હતી, અને અમારે આશ્રયે રહી દિવસો કાઢતી. ઘરના માણસ જેવી તે ગણાતી તેના આ પ્રેમનો બદલો વાળી આ-પવા તે વખતે હું ઘણોય તલસતો, પણ ત્યારે હું માંડ પાંચેક વરસનો હતો, એટલે પ્રેમની દુનિયામાં સાવ સગીર ગણાતો.

પણ પછી જ્યારે હું વરસોના જવા સાથે જુવાન બની ગયો ને એક દિવસ જ્યારે મેં અમારી સુશિલાબાઇને કોઈ નવી જ દૃષ્ટિએ જોવી શરૂ કરી. એના સુંવાળા રેશમી વાળોની સુંદર લટો, એ તીરછી, જાદુભરી આંખો, એ ગુલાબશા ગાલો નવલકથાઓમાંથી શીખી કાઢેલા આ બધા ગુણોથી લલચાઇ એક દિવસ તેના પ્રેમની ખાનગી રીતે માગણી કરી ત્યારે!

મારી એ મામુલી માગણીથી તે ભાકી ઊઠી ને બોલી 'અરરરર...મનુભાઇ...'એ શું બોલ્યા!'

મેં જરા હિંમતથી કહ્યું. 'આજસુધીના તમારા વફાદારી ભર્યાં વ્હાલનો બદલો...'

'ચૂપ. આજે બોલ્યા તે બોલ્યા, ફરીથી બોલશો તો બાને......'

તેની મક્કમતા જોઈ આપણે તો સાવ આઈસક્રિમ બની ગયા.

૩

પરંતુ એક વખત દિલમાં પ્રેમનો દાવાનળ પ્રગટ્યા પછી હોલવવો મુશ્કેલ બને છે, અને જો કોઈ નરપુંગવ એવી સાધુતાનો ડોળ કરતો હોય તો તે પ્રેમની ફિલોસોફીને બરાબર સમજતો નથી એમ જ કહેવું જોઈએ. અલબત્ત ઋષિમુનિઓએ તપ ને સંયમ ને નિગ્રહ ને એવાએવા સાધનો વડે એ પ્રેમાગ્નિ પોષણના અભાવે મંદ પાડી, લગભગ ઠારી નાંખવા જેટલી હદ સુધી લઇ જવાના ઉપાયો બતાવ્યા છે; પરંતુ એમાં પણ જો વિશ્વામિત્ર મેનકા જેવી એક જ ચીનગારી પડી કે એ પ્રેમ એકાએક ભડકો થઈ ઊઠે છે.

એટલે ત્યારપછી હું હંમેશ બેચેન રહેતો.

એક વખત એક સિનેમા એકટ્રેસના પ્રેમમાં હું અજબ રીતે સપડાઇ ગયો. એક દિવસ મારી નજરે એ એકાએક પડી. એને જોતાં જ મને કંઇ કંઈ થઇ ગયું. દિલમાં ઊંડે ઊંડે મીઠું દર્દ ઝણઝણવા લાગ્યું.

એના સૌંદર્યની સુવાસ આસપાસ પ્રસરાવતી એ બેઠી હતી. એના મોહક હાસ્ય વચ્ચે દેખાતી દાડમ કળીશી દંતપંક્તિઓ...! ઓહ! એ જાણે મને એ અનુપમ ઘડીઓ માટે આમંત્રણ આપતી ન હોય! સુંદર આસમાની રંગની બારીક સાડી એના વક્ષઃસ્થળ પરથી સરી જતી કુચદ્વયના આધારે અટકી રહી હતી અને એ બધું મારા જેવા પ્રેમના પતંગિયાને ખેંચી લેવા બસ હતું.

અને તમે શું સમજ્યા! શું મેં એ અણમૂલ તક જવા દીધી હશે!

નહિ જ. મેં તેનું આમંત્રણ સહર્ષ સ્વીકારી લીધું. તે મારે ઘેર આવી ને પછી...!

કોઇ ન જાણે તેમ અમારી પ્રેમ-ગોષ્ટી અવનવા રંગ ધારણ કરતી. ક્યારેક એ મારી ગોદમાં જ લપાઇ રહેતી. ક્યારેક છાતીએ. ક્યારેક હૈયે હૈયાં મળતાં ને રસકેલીમાં તરબોળ બનતાં. ઓહ...! એ વિચિત્ર સુખદ અવસ્થામાં હું સઘળું ભૂલી જતો. જાણે કોઇ મસ્ત ઘુઘવતા મહાસાગરના અભેદ્ય કિલ્લા વચ્ચે આવી રહેલા એકાકી ટાપુ ઉપર, હું ને મારી એ જાદુગરી એકલાં જ હોઈએ...દુનિયાથી દૂર દૂર સુખદુઃખથી પર, અનંતરસના હિંડોળે હિંચકતા હોઇએ! અને ખરેખર એવા સુખદ સ્વપ્નાં એક વખત સેવતો હું ને મારી બનેલી એ જીવન સહચરી...!

હૃદયના ઊંડાણે સમાએલું સર્વ વ્હાલ એકઠું કરી એક અજોડ ને અણમૂલ એવું ચુંબન મેં તેને લીધું. એ ચુંબનમાં ઉછળતી રસછોળોનું પાન બેભાન બની હું પી રહ્યો હતો; ત્યારે...... મને શી ખબર કે અમારી એ ચેષ્ટા કોઇ છાનું છાનું નિહાળી રહ્યું હશે!

બીજી જ ક્ષણે એક ધપ્પો મારા વાંસામાં પડ્યો, ને મારો નશો ઊતરી જાય તે પહેલાં, મારી વ્હાલી...... મારા હાથમાંથી બાપુજીએ ખુંચવી, ટુકડે ટુકડા કરી, જમીનપર ફેંકી દીધી.

'કમજાત' 'કુલાંગાર'......ને બીજા કંઇક વિશેષણો' તેમના મ્હોંમાંથી સરતાં હતાં.

મારી એ જીવન સહચરીને જોઈ હવે તો તમે સમજ્યા હશો; સુશીલાબાઈના પ્રેમમાં નિરાશા મળ્યા પછી મને સિનેમાની સુંદરીઓ એકઠી કરવાનો શોખ, અરે ઉન્માદ જાગ્યો હતો અને એ ઉન્માદને સંતોષવા જાહેર રીતે વેચાતાં છાપાં ને સામાહિકોના મુખપૃષ્ઠોને શોભાવતી સિનેમા સુંદરીઓ, એક આના કે

૭ પૈસામાં ખરીદી હું એકઠી કરતો હતો અને ઉપર કહ્યા પ્રમાણે એક દિવસ એવી એક મનમોહિની એક સમાહિકના મુખપૃષ્ઠપર સોફા-પર બેઠેલી મારી નજરે પડી. પ્રથમ દૃષ્ટિએ જ 'Love at first sight' ની જેમ હું તેના પ્રેમમાં સપડાઈ ગયો; ૭ પૈસામાં એને વેચાતી લઈ, એક ધારદાર ચપ્પુવડે તેમાંથી તેને અલગ કોરી કાઢી, એને એક મઝાની ફ્રેમમાં જડી લીધી ને પછી રોજ રોજ હું કલ્પનાની પાંખો વડે એની જોડે સ્વર્ગવિહાર કરવા લાગ્યો. એક દિવસ એમ સ્વર્ગવિહાર કરતાં, બેભાન દશામાં હું બાપુજીના હાથે પકડાઈ ગયો ત્યારે......

આ પછી કુદરતને ન ગમ્યું હોય તેમ મારા માતાપિતા ને મારી જાહોજલાલી, સંસારના સુખદુઃખની છાંયડીમાં અદશ્ય થયા ને હું એકલો ઘોએલ મુળા જેવો, જીવન સહચરીની જપમાળ જપતો વાર્તાની શરૂઆતમાં કહ્યું તેમ રહી ગયો.

---

## હાસ્ય રસ

પીરસનાર

શિક્ષક—છગન, માણસ જીદને વળગી રહે તો તે દુઃખી થાય.

છગન—સાહેબ, તો પછી ગઇ કાલે મેં ખોટો દાખલો કર્યો ત્યારે તે સુધરાવવા તમે શા માટે જીદ કરી?

મગનકાકા માંદગીને બિછાને પડ્યા છે. ભત્રીજો, ખબર કાઢવા આવ્યો છે.

"કેમ કાકા, હવે કેમ છો?"

"ભાઇ, રોજે રોજ તબીયત વધારે બગડતી જાય છે અને મારી સ્મરણ શક્તિ તો તદ્દન ઓછી થઇ ગઈ છે."

"એમ!"

"અરે, કાલે મેં શું ખાધું હતું તે પણ મને આજે યાદ નથી."

"એમ કે! ત્યારે તો કાકા મને આજે ૫૦ રૂપિયા આપોને."

ગ્રાહક—શેઠ, મને આ દાગિના ઉપર રૂપિયા જોઇએ છે.

શેઠ—કેટલા અને કેટલી મુદત માટે?

ગ્રાહક—૫૦૦ રૂપીઆ એક વર્ષ માટે તમે કેટલું વ્યાજ લેશો?

શેઠ—શિયાળામાં એક, ઉનાળામાં બે અને ચોમાસામાં દોઢ ટકો.

ગ્રાહક—શેઠ, એમ વધતું ઓછું શા માટે?

શેઠ—શિયાળામાં દિવસ ટુંકા હોય છે તેથી થોડું, ઉનાળામાં લાંબા હોય છે તેથી વધારે અને ચોમાસામાં સરખા હોય છે માટે સાધારણું.

રીક્રૂટર—મારે લશ્કરમાં દાખલ થવું છે.

સાર્જન્ટ—પણ તમારા મોંમાં એકે દાંત ક્યાં છે?

રીક્રૂટર—તે મારે લશ્કરમાં રહીને બંદુક ચલાવવાની છે, કે બધાને બટકાં ભરવાનાં છે?

# શ્રીયુત્ શેઠ નરસિંહલાલ લલ્લુભાઈનો આછો પરિચય

શ્રી. શેઠ નરસિંહલાલ લલ્લુભાઈનો જન્મ સને ૧૮૮૬ ના નવેમ્બર માસની ૨૯મી તારીખે અમદાવાદમાં થયો હતો. બાલ્યાવસ્થામાં જ પિતાનું છત્ર ગુમાવ્યું હતું. કારણકે તેમના પિતાશ્રી શેઠ લલ્લુભાઈ મોતીલાલ તેમને ૧૮ વર્ષની નાની ઉમરે મુકી દેવલોક પામ્યા હતા. અને પરિણામે તેઓ તેમના દાદાશ્રી શેઠ મોતીલાલ હીરાભાઈની સીધી દેખરેખ અને સંભાળ હેઠળ ઉછર્યા હતા.

શેઠ શ્રી નરસિંહલાલે પોતાની નાની વયમાં સાધારણ અંગ્રેજી અભ્યાસ કર્યો હતો અને પોતાનો અભ્યાસ છોડયા બાદ તુરતજ ધંધામાં ઉત્સાહભર્યો ભાગ લેવાનો શરૂ કર્યો હતો. તેઓએ ૧૭ વર્ષની ઉંમરે અમદાવાદમાં મેસર્સ અરદેશર ડી. વાડીઆની ફર્મમાં ભાગીદાર તરીકે જોડાઈને સ્વતંત્રપણે તે ફર્મનો ધંધો ઘણી સારી રીતે કર્યો હતો. તથા સાથે સાથે ધી ઇમ્પીરીઅલ આયર્ન વર્કસની ફેકટરીનું પણ કામકાજ સંભાળતા હતા. તદુપરાંત પોતાની ૧૮ વર્ષની યુવાન નાની વયે મિલ ઉદ્યોગમાં ઝંપલાવ્યું હતું અને "ધી અમદાવાદ સારંગપુર મિલ્સ લી."માં તેમના દાદા શેઠ શ્રી મોતીલાલ હીરાભાઈની સાથે જોડાયા હતા ત્યારબાદ શેઠ શ્રી મોતીલાલ હીરાભાઈએ મરચન્ટ મિલના નામે ઓળખાતી મિલ શેઠ શ્રી નરસિંહલાલ લલ્લુભાઈના નામે ખરીદ કરી. તે મિલનો સંપૂર્ણ વહીવટ શેઠશ્રી નરસિંહલાલે તેમના કાકા શેઠશ્રી કનૈયાલાલની સાથે રહી હાથ ધર્યો હતો. આ મિલને તેમણે "ધી અમદાવાદ કેસરે હિન્દ" મિલનું નામ આપ્યું હતું અને ત્યારબાદ ધી મોતીલાલ હીરાભાઈ મિલનો વહીવટ લીધો ત્યાંસુધી તેમણે આ મિલનો વહીવટ કુનેહ અને કાર્યકુશળતા પૂર્વક ચલાવ્યો હતો. ત્યારબાદ સને ૧૯૨૨માં "ધી મોતીલાલ હીરાભાઇ-મિલ્સ લીમીટેડ" ખરીદી અને "મોતીલાલ હીરાભાઈ એન્ડ સન્સ"ના નામથી પોતે સ્વતંત્ર વહીવટ હાથ ધર્યો હતો અને હાલમાં પણ તેઓ આ મિલનો વહીવટ સ્વતંત્રપણે કરે છે.

સને ૧૯૨૯ માં "ધી વિક્રમ મિલ્સ લીમીટેડ" નામની નવી મિલ આધુનિક પદ્ધતિથી સ્થપાઈ હતી અને મેસર્સ રમણલાલ લલ્લુભાઈ એન્ડ બ્રધર્સના નામથી પોતાના નાના બંધુ ભાઈશ્રી શેઠ રમણલાલે અને પોતે સાથે રહી વહીવટ હાથ ધર્યો હતો. આ મિલના વહીવટમાં શેઠશ્રી નરસિંહલાલ સક્રિય ભાગ લે છે અને તેમની કીંમતી સલાહનો ફાળો આપે છે. એટલું જ નહિ પણ શેઠશ્રી નરસિંહલાલ મિલ ઉદ્યોગ વિષેના તેમના ઊંડા જ્ઞાનનો લાભ અમદાવાદ ઉપરાંત બીજા શહેરોમાંનાં ઉદ્યોગપતિઓને આપતા રહે છે. પેટલાદમાં રાજમિત્ર દાતાર શેઠશ્રી રમણલાલ કેશવલાલ તથા દાતાર શેઠશ્રી ચંદુલાલ કેશવલાલના હસ્તક સ્થપાએલી "ધી રાજરત્ન નારણભાઈ મિલ્સ લીમીટેડ" તથા "ધી કેશવ મિલ્સ લીમીટેડ" નામની બન્ને મિલોના પ્રેરણાદાતા પોતે જ છે અને આજે પણ પેટલાદની ઉપરોક્ત-જણાવેલ બન્ને મિલોના વહીવટમાં તેઓ શ્રી સક્રિય ભાગ લે છે. તે ઉપરાંત અત્રેના કોન્ટ્રાકટર શેઠ શ્રી છોટાલાલ હીરાચંદની કલોલ ખાતે "ધી છોટાલાલ મિલ્સ લી." તથા કડી ખાતેની "ધી ન્યુ છોટાલાલ મિલ્સ લી."ના પ્રેરણાદાતા પોતે જ છે અને તે મિલમાં તેઓ ડાયરેકટર અને સલાહકાર છે અને પોતાનો સમય અને બહોળો

અનુભવ ઉપરોક્ત બન્ને મિલો માટે આપે છે.

અમદાવાદના મિલ ઉદ્યોગમાં શેઠ શ્રી નરસિંહદાસ એક અગ્રગણ્ય ગણાતા હોઇ આજે સંખ્યા બંધ મિલોમાં—ડાયરેક્ટર તરીકે કામ કરે છે. તેઓ (૧) ધી મોતીલાલહીરાભાઈ મિલ્સ લીમીટેડ (૨) ધી વિક્રમ મિલ્સ લીમીટેડ (૩) ધી ચંદ્રોદય મિલ્સ લીમીટેડ, વીરમગામ (૪) ધી છોટાલાલ મિલ્સ લીમીટેડ કલોલ (૫) ધી ન્યુ છોટાલાલ મિલ્સ લીમીટેડ, કડી (૬) ધી કેશવ મિલ્સ કંપની લીમીટેડ (૭) ધી રાજનગર નાગજીભાઈ મિલ્સ—કંપની લીમીટેડ (૮) શેઠ શ્રી કસ્તુરભાઇ લાલભાઇના ગ્રુપની ધી અમદાવાદ ન્યુ કોટન મિલ્સ કંપની લીમીટેડ તથા (૯) ધી અમદાવાદ કોટન મે. કું. લી. ના એજન્ટસ મેસર્સ અમૃતલાલ હરગોવિંદદાસ એન્ડ બ્રધર્સ લીમીટેડની એજન્ટ પેઢીમાં —ડાયરેક્ટર છે. તદુપરાંત અમદાવાદ મિલ ઓનર્સ એસોસીએશનમાં શેઠ શ્રી નરસિંહલાલ મેનેજીંગ કમિટીમાં આસરે વીસ વર્ષ સુધી સભ્ય તરીકે કામ કર્યું છે.

મિલ ઉદ્યોગમાં સમતી સર્વોદરીય જવાબદારીઓ હોવા છતા શેઠ શ્રી નરસિંહદાસ બીજી સંસ્થાઓમાં ભાગ લે છે. અને ટ્રસ્ટી તરીકે પણ પોતાની સેવાઓ અર્પે છે.

મર્હુમ શેઠ શ્રી મંગળદાસ ગીરધરદાસ પારેખની ધી ઈન્ડસ્ટ્રીઅલ બેંક ઓફ વેસ્ટર્ન ઇન્ડીઆ લીમીટેડ, ધી અમદાવાદ મિલ્સ હાઉસીંગ સોસાયટી લીમીટેડ, ધી અમદાવાદ હાઉસીંગ લોન ફંડ એસોસીએશન લીમીટેડ વગેરેમાં પણ—તેઓ ડાયરેક્ટર છે.

ધી અમદાવાદ એજ્યુકેશન સોસાયટીમાં ટ્રસ્ટી તરીકે તેમની સેવા છે. રા. રા. મહીપતરામ રૂપરામ અનાથ આશ્રમમાં કાર્યવાહક કમિટીમાં સભ્ય તરીકે કામકાજમાં પોતાની સલાહ વખતો વખત આપ્યા કરે છે, અને ગુજરાત વૈશ્યસભામાં મેનેજીંગ કમિટીમાં સભ્ય તરીકે તથા ટ્રેઝરર તરીકે ઘણાં વર્ષોથી પોતાની સલાહ અને સેવા અર્પે છે. અમદાવાદ મિલઓનર્સ એસોસીએશનના કાપડના સોદાના કમાલાના આરબીટ્રેશનની સંપંચની પેનલના બોર્ડમાં સભ્ય છે. અને અમદાવાદ શરાફ મહાજનના એડવાઇઝરી બોર્ડમાં સભ્ય તરીકે છે.

શેઠ શ્રી નરસિંહદાસની હાલ ૫૬ વર્ષની ઉંમર છે અને તેમને સંતાનમાં એક પુત્ર શ્રીયુત ગોવિંદલાલ નામના ૩૭ વર્ષની ઉમરના છે. જે આજે તેમના પિતાશ્રીની સાથે ઘણા વર્ષોથી ધી મોતીલાલ હીરાભાઇ મિલમાં કામકાજ કરે છે.

## ' આપણું માસિક '

"મોઢ મહોદય" માસિકની શરૂઆત ૨૨ વર્ષથી થઈ ગયેલી છે. અને આ અંકે તેની ૨૩ મી વર્ષગાંઠ છે એ ખરેજ દરેક યુવાનને અતિ આનંદની વાત છે. આજના યુગબળને ઓળખી સાચા સુધારાઓ કરે અને જ્ઞાતિને ઉન્નતિના માર્ગે દોરે એવી નીતિ દાખવતું મુખપત્ર આપણે ત્યાં ૨૩ વર્ષથી ચાલુ છે.

દુનિયાભરમાં પ્રગતિનો જુવાળ આવ્યો છે. ઠેર ઠેર નવું સર્જન થઇ રહેલું છે. એવા પ્રચંડ મોજાઓમાં સુખદાયક રણભેરી બજાવતું આપણું માસિક હજુ પણ અણનમ પ્રગતિ કરી રહ્યું છે.

સ્થળે સ્થળે દુઃખો હતાં—દર્દો હતાં, ત્યાં ત્યાં 'મોઢ મહોદયે' પોતાની બનતી સેવાઓ આપી તે ટાળી દીધા છે.

જૂના ને નવાનાં સમન્વય કરતું આપણું માસિક હજુય ઉન્નતિને માર્ગે જવા વિચારી રહ્યું છે.

હજુ તેના માર્ગમાં અનેક વિટંબણાઓ છે, અડચણો છે, રંજક ભેદભાવો પણ છે, છતાંય હિંમતભેર 'મહોદય' આગળ ને આગળ તેનાં નામ પ્રમાણે વધ્યે જશે.

તો યુવાનો ! આવો ! અને 'દો કદમ આગે' નો મંત્ર બોલી આપણાં માસિકને અપનાવો.

નટવર બી. નાણાવટી.



# ખરૂં સુખ શામાં છે?



લેખકઃ
શ્રીયુત રતિલાલ હરજીવનદાસ મણિયાર
બી. એ. બી. ટી.—વઢવાણ કેમ્પ.

**સંતોષ એજ ખરૂં સુખઃ**—આ જગતમાં મનુષ્ય માત્રનો ઉદ્દેશ સુખ પ્રાપ્ત કરવાનો છે, અને તે માટે મનુષ્યો સુખી થવાને અનેક રીતે ફાંફાં મારે છે. દરેક વ્યક્તિ સુખ મેળવવાને ખૂબ દોડા દોડી કરે છે. જૂદાં જૂદાં મનુષ્યો સુખની જૂદી-જૂદી વ્યાખ્યાઓ કરે છે. કોઇના મંતવ્ય મુજબ ધન પ્રાપ્તિ એ જ ખરું સુખ છે, કોઇના મતે સ્ત્રીપુત્રાદિકનું સુખ એ જ સાચું સુખ છે, કોઈના અભિપ્રાયે 'ગરીબી એ જ અમીરી' છે, કોઇના મતે વૈભવ-વિલાસ અને એશ-આરામનાં સાધનોની પ્રાપ્તિ એ જ

સુખ છે અને કોઇને ઇશ્વરસેવા એ જ જીવનનું ખરૂં સુખ છે, કલ્યાણ છે, એમ લાગે છે. સૌ કોઇ કબૂલ કરશે કે ખાનપાનાદિમાં, બાદશાહી જીવનમાં, વિષયવાસનાની તૃપ્તિમાં, તૃષ્ણામાં, અને ધનપ્રાપ્તિમાં ખરૂં સુખ નથી, પણ એ તો સુખનો આભાસ છે સંતોષ એ જ ખરૂં સુખ છે. 'સંતોષી નર સદા સુખી' એ કહેવત જાણીતી છે. સંતોષ એટલે લોભ વૃત્તિને તિલાંજલી આપી જે પરમાત્મા આપે તેમાં સંતોષ માની પ્રસન્ન રહેવું તે. મનુષ્યનો એ સ્વભાવ છે કે તેને પ્રાપ્ત સ્થિતિથી સંતોષ નહિ થતાં પોતાની સમૃદ્ધિ વધારવાનો તેને લોભ થાય છે અને નવાં અને વધારે સુખની આશા રાખે છે. સંતોષી માણસ જરૂર જેટલું ધન અને સુખ સાધનો પ્રાપ્ત થતાં સંતોષ માનશે અને તેમાં સુખ અનુભવશે એ તો સ્પષ્ટ છે કે ગમે તેટલાં સુખ સાધનો તથા બાદશાહી હોય તોપણ સંતોષની વૃત્તિ કેળવ્યા વિના મનુષ્ય કદી પણ સુખી થઈ શકતો નથી.

.. સુખ મનુષ્યના અંતરમાં જ છેઃ— ખરૂં સુખ કોઈ બહારની વસ્તુઓમાં જ નથી પણ મનુષ્યના અંતરમાં જ રહેલું છે. સુખ દુઃખ મનમાં જ ઉદ્‌ભવે છે એ તો મનની કલ્પના છે, સુખ દુઃખ દુનિયામાં કોઇને કાયમ રહેતાં નથી. જીવનમાં ઘડી તડકો અને છાંયો—ચડતી અને પડતી વારાફરતી આવ્યા જ કરે છે. રાય અને રંક સુખ દુઃખના ચકડોળમાં સરખા જ છે. જ્ઞાની માણસ સુખથી ફુલાતો નથી, તેમજ દુઃખમાં હિંમત હારી જતો નથી, પણ સમાધાન વૃત્તિથી પોતાની શાંતિ જાળવી રાખે છે; અને તે જ ખરો સુખી છે. આર. એલ. સ્ટીવન્સન નામના એક અંગ્રેજ લેખકે કહ્યું છેઃ— 'He is the happy man who lives wholly in himself.' જે પોતાની સ્થિતિથી સંતોષ માને છે તે જ સુખી છે.

જીવન સાફલ્યનું પ્રથમ પગથિયું:— પરમાત્માની ન્યાય વૃત્તિમાં સંપૂર્ણ શ્રદ્ધા ધરાવવી એ જીવન સાફલ્યનું પ્રથમ પગથિયું છે. જેને એ શ્રદ્ધા હોય છે, તે ગમે તેવી સ્થિતિમાં દઢ રહે છે. તે સમજે છે કે જે કાંઈ થાય છે તે સારાં માટે જ થાય છે, એટલે તેને માટે દુખ અસ્તિત્વ ધરાવતું નથી દુઃખને સમયે અડગ ધૈર્ય અગર હિંમત રાખવી એ કાંઈ મનુષ્યની જેવી તેવી કસોટી નથી, પણ એ કસોટીમાંથી પાર ઉતરનાર માણસને હંમેશાં મીઠા ફળ મળે છે. દુઃખમાં આવા પ્રકારની દઢતા અગર હિંમત સાચી શ્રદ્ધા વિના કદી ઉદ્‌ભવતી નથી. જ્ઞાન એ શ્રદ્ધાનું અંતિમ પરિણામ છે. એ તો સાચું કહ્યું છે કે શ્રદ્ધા અને હિંમત એક બીજાના પોષતી છે. અંતઃકરણની સાચી કેળવણી વિના આવા પ્રકારની શ્રદ્ધા અગર હિંમત કદી ઉત્પન્ન થતાં નથી. આવી શ્રદ્ધા ધરાવનાર અને હિંમતવાન માણસો ખરા સુખી છે.

સંયમમાં જ સુખ છેઃ—લક્ષ્મી પ્રાપ્ત કરવા અગર વૈભવવિલાસ પ્રાપ્ત કરવા પાછળ રચ્યાપચ્યા રહેવું, એ કાંઈ જીવનનું ધ્યેય નથી; એ તો અનિષ્ટબંધન છે જીવનનું ધ્યેય એથી ઉચ્ચ છે સયમ, તાકાત હિંમત, ધૈર્ય ઇત્યાદિ જીવનનો ખોરાક છે. નિર્બળતા, કાયરતા, ભય અને નાહીંમતી એ જીવનનું પતન છે. જેટલાં પ્રમાણમા માણસ સંયમ કેળવે છે, મન ઉપર કાબુ ધરાવી શકે છે, તેટલાં પ્રમાણમા તે સુખી છે. સંયમમાં જ ખરૂં સુખ છે. સંયમી મનુષ્ય કદી દુઃખમાં હિંમત હારી જતો નથી, તેમજ દુઃખથી ગભરાતો નથી. મનોનિગ્રહ એ અપ્સરામાં અમરી વસ્તુ છે, કારણ કે મોહ, તૃષ્ણા, સ્વરૂપ ઇત્યાદિ તેને લોભાવવાને હરદમ ખડે પગે તૈયાર હોય છે. જે માણસે મનને કબજે કર્યું નથી, તેને ઇન્દ્રિયો અવળે માર્ગે દોરે છે,

તે સંજોગોનો દાસ બને છે અને સ્વેચ્છા પાર નહિ પડતાં દુઃખી અને નાસીપાસ થાય છે. સંયમી માણસને દુઃખના દર્શન થતાં નથી, બલ્કે તે ગમે તેવી સ્થિતિમાં સુખ જ માને છે. મનને હમ્મેશ સન્માર્ગે વાળવું, તેમજ ખોટી આશાઓ અને દિલગીરીમાં કદી મનુષ્યે ફસાવું ન જોઇએ. સુખ અને સંતોષ એ સંયમી માણસના હરહમેશના સાથીદારો જ હોય છે.

**અસંતોષ અનેક દુઃખોનું મૂળ:**— અસંતોષ અનેક દુ ખોનું મૂળ છે. જો માણસ અસંતુષ્ટ હોય તો ગમે તેટલી ધન પ્રાપ્તિ હોય અગર સુખસાધનો તેને હોય, તો પણ તે કદી સુખ પ્રાપ્ત કરી શકતો નથી. અસંતોષી માણસની તૃષ્ણાનો કદી અંત આવતો નથી. અસંતોષી મનુષ્ય ગમે તે પ્રકારે—નીતિ વા અનીતિને માર્ગે પોતાની મતલબ પાર પાડવા કદી અચકાતો નથી. સંસ્કૃતમાં કહ્યું છેઃ—

असंतोषस्य नास्त्यन्तस्तुष्टिस्तु परमं सुखम् ।

અર્થઃ...અસંતોષનો અંત નથી અને સંતોષ જેવું અન્ય મોટું સુખ નથી.

**સુખી જીવનના માર્ગો:**—સદ્‌વર્તન, શુદ્ધ વિચાર, સદ્‌ગુણ, સ્વાશ્રય અને શાંતિ એ સુખી જીવનના માર્ગો છે, એ સુખી જીવનના આવશ્યક અંગો છે. વગર વિચાર્યાં કર્તવ્યથી જીવનમાં દુ ખ અને નિરાશા ઉત્પન્ન થાય છે. શુદ્ધ વિચારથી જીવનમાં આનંદ અને સુખની પ્રાપ્તિ થાય છે. જે મનુષ્યનાં હૃદયમાં સદ્‌ગુણનું બીજ રોપાયેલું છે, તે જ સુખી છે. પવિત્ર અને સુખમય જીવન ગુજારનારને ઉદ્વેગ અગર ચિંતા અગર મનની આકુલ વ્યાકુલતાને સ્થાન નથી. આત્મ સંતોષીને હરહમેશ શાંતિનો જ અનુભવ થાય છે. શાન્તિ એ અન્ય સદ્‌ગુણોનું ભૂષણ છે. શાન્તિ સિવાય ગમે તેટલી શક્તિ હોય તો તે નકામી છે. જીવનમાં શાન્તિ એ એક અલૌકિક ચમત્કાર છે, સુખ છે. ખરી મુશ્કેલીના સમયે જે મનુષ્ય પોતાની શાંતિને ગુમાવતો નથી, તે જ ખરો સુખી છે. શાંત મનુષ્ય હમ્મેશ નિઃસ્વાર્થી હોય છે અને તેને સુખ અને જ્ઞાન બન્ને પ્રાપ્ત થાય છે અને તે કદી પરિણામની ચિંતા કરતો નથી. સદ્‌વર્તન એ મનુષ્યનો અમર દૈવી અંશ છે અને તે ગુણથી જ દુનિયામાં વિશ્વાસ પેદા થાય છે. મનુષ્યની ફરજ છે કે તેણે દુષ્ટ વિચારો, અનિષ્ટ ભાવનાઓ, મનુષ્યના ષડ્ રિપુ—કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર અને કુસંસ્કારોથી હરેક પ્રકારે બચવું જોઇએ. શુદ્ધ આચાર વિચાર અને માનસિક પવિત્રતા સુખી થવાને આવશ્યક છે. સ્વાશ્રયમાંથી જ ઘણા ઉત્તમ ગુણો ખીલી નીકળે છે, ને તે ગુણોથી જ મનુષ્ય સુખી થાય છે. જે મહાન ગુણ સ્વાશ્રયથી ઉદ્‌ભવે છે, તે સંતોષ છે અને તેની સાથે ધૈર્ય પણ ચાલ્યું આવે છે. સ્વાશ્રયથી સદ્‌વર્તનનો ઉદય થાય છે અને તેથી માણસ ખરેખર સુખી થાય છે. સ્વાશ્રયના મહાન ગુણ વિના કોઈ ખરેખર સુખી અગર મહાન થઈ શકેલ નથી. આંગ્લ કવિ વર્ડઝવર્થનું નીચેનું સૂત્ર સુખી થવા ઇચ્છનારે બરાબર યાદ રાખવું ઘટેઃ—

Plain living and high thinking સાદું જિવન અને ઉચ્ચ વિચાર એ સુખી જીવનના પગથિયાં છે.

**માણસ પોતે જ મનનો રાજા છે:**— માણસનો પોતા સિવાય કોઈ રિપુ નથી. પોતાના મન ઉપર કાબૂ નહિ રાખવાથી દુઃખ ઉત્પન્ન થાય છે. જે મનુષ્યે પોતાને જીત્યો છે, તે જ તેના મનોરાજ્યનો રાજા છે. આવો માણસ ગમે તેવી સ્થિતિમાં મનનું સમતોલપણું કદી ગુમાવતો નથી. જેણે મનોવિગ્રહ બરાબર કેળવ્યો છે, તે જ નિરંતર સુખ ભોગવે છે. આવો માણસ કદી સંજોગોને વશ થતો નથી, તેમજ સંજોગોથી તે કદી હારતો નથી; પણ તે હરકોઈ સંજોગોમાં સ્વસ્થ રહી સુખનો અનુભવ કરે છે.

પ્રસન્ન પ્રકૃતિ—પ્રસન્ન પ્રકૃતિ એ સુખનું એક આવશ્યક અંગ છે. પ્રસન્નતા એ મોટો સદ્ગુણ છે. પ્રસન્નતા એટલે આપણે જે સ્થિતિમાં હોઇએ તેમાં સંતોષ માની સુખી થવાની વૃત્તિ રાખવી. ખરી પ્રસન્નતા અંતરમાંથી જ ઉત્પન્ન થાય છે. ઇશ્વર ભજન પ્રસન્ન પ્રકૃતિ સિવાય બરાબર થઇ શકતું નથી. જે મનુષ્યમાં પ્રસન્નતા નથી, તે ખરેખર દુઃખી છે. અસ્તુ।

# દીનતાનો મહિમા

અનુવાદક—શ્રી. હિંમતલાલ નાગજીભાઇ વોરા.

પુષ્ટિ માર્ગનો મુખ્ય સિદ્ધાંત "દીનતા" એ વિષે કાંઈ વિચારવાનું છે. આપણામાં કહેવત છે કે "નમ્યો તે પ્રભુને ગમ્યો" "કોઈ વેંત નમે તો સામો હાથ નમે" આ કહેવતો બતાવે છે કે અભિમાન અહંકાર છોડી દો, અને દીનતા રાખો. આ માર્ગ પણ એજ બતાવે છે કે તમો દીન થાઓ, પ્રભુના દાસ બનો બીજા માર્ગો अहम् ब्रह्मास्मि જેવા સિદ્ધાંત બતાવે છે, ત્યારે આ માર્ગ अहम् दासोस्मि બતાવે છે, પ્રભુ, હું દાસ છું. સેવક છું, તારી કૃપા વગર મારાથી કાંઇ બની શકે તેમ નથી, તુંજ અમારા ઉપર દયા કરશે તોજ અમારો ઉદ્ધાર થશે, હું કાંઈ કરી શકું તેમ નથી વગેરે. બીજા માર્ગો જીવને જ બ્રહ્મ પરમેશ્વર બતાવવા માગે છે, જ્યારે આ માર્ગ એ જીવને દાસ બનાવે છે. સર્વ સમર્થ શ્રી પ્રભુજી પણ કેવી દીનતા બતાવે છે, તેનું એક ઉદાહરણ અહીં જ આપેલ છે.

એક વખત બ્રહ્માના પુત્ર ભૃગુઋષિને વિચાર થયો કે, સર્વ દેવોમાં દીનતા કોને છે તેની તપાસ કરવી. આથી પ્રથમ તેઓ શિવજી પાસે ગયા, અને બહારથી બોલ્યા, 'જાઠ અલ્યા જોગટા, શું તપ કરી બેસી રહ્યો છે? બહાર નીકળ.' આ વાકયો સાંભળતાં જ શિવજી ઉઠયા અને ભૃગુઋષિને મારવા દોડયા. ત્યાંથી તેઓ પોતાના પિતા બ્રહ્મા પાસે ગયા, ત્યાં બોલ્યા, 'અલ્યા બ્રહ્મા, શું આખો દિવસ બેઠો બેઠો મનુષ્યો બનાવ્યા કરે છે, જરા બહાર તો નિકળ.' આ પ્રમાણે પોતાના પુત્રને તુંકારાથી બોલાવતો સાંભળી, તે પણ ચીડાયા અને મારવા દોડયા. ત્યાંથી વૈકુંઠમાં શ્રી ભગવાનને ત્યાં આવ્યા અને બહારથી જ કેટલાક તુંકારા કર્યા, પણ પ્રભુ બોલ્યા નહિ, ત્યારે તેઓ એકદમ અંદર ગયા. આ વખત પ્રભુજી પોઢયા હતા અને લક્ષ્મીજી પગ દાબતાં હતાં, ત્યાં જતાં જ ભૃગુઋષિએ ભગવાનની છાતીમાં લાત મારી, તરત જ પ્રભુ ઉઠયા અને ભૃગુઋષિનો પગ દબાવવા લાગ્યા અને બોલ્યા, 'હે ઋષિજી, મારી વજ્ર જેવી છાતીમાં આપનો પગ પડયો તેથી આપના પગને વાગ્યું હશે માટે લાવો હું દબાવું' આનું નામ તે દીનતા. આવી જ દીનતા રાખવાનું આ માર્ગમાં કહેલું છે. આપણને કોઈ મનુષ્ય ગમે તેટલું દુઃખ દે, ગમે તેટલો હેરાન કરે, પણ આપણે તો તેના તરફ દીન થઇ તેને સુખ થાય તેવો જ ઇલાજ લેવાનો છે.

દરેક મનુષ્ય તરફ પ્રેમની લાગણીથી જુઓ. કોઇને તમારા દુશ્મન માનશો નહિ. તમારો શત્રુ હોય તો પણ તેના તરફ પ્રેમથી જોવાથી, તમો આ અસાર સંસારને તરી જઇ ભગવત્પ્રાપ્તિ કરી શકશો.

# શેઠ શ્રી રમણભાઈ લલ્લુભાઈ : અમદાવાદ

શેઠ રમણલાલ લલ્લુભાઈનો જન્મ શહેર અમદાવાદમાં શ્રી વિશા મોઢ અડાળજા વણિક જ્ઞાતિમાં સને ૧૮૯૫ ના જાન્યુઆરી માસની ૯ મી તારીખે થયો હતો. તેમના પિતાશ્રી શેઠ લલ્લુભાઈ મોતીલાલ તેમને સાત વર્ષનાજ મુકી ગૌલોકવાસી થએલા હતા. પરિણામે તેઓ પોતાના પૂજ્ય દાદા શ્રી શેઠ મોતીલાલ હીરાભાઈની સંભાળ અને સીધી દેખરેખ નીચે ઉછર્યા હતા. જેથી ગૌલોકવાસી શેઠ મોતીલાલ હીરાભાઈના ઉમદા ગુણો, માયાળુ સ્વભાવ, ઉદારતા, ભક્તિ પરાયણતા વગેરે ગુણોના સારા સંસ્કારો મૂર્તિમંત થયેલા તેમનામાં જણાઈ આવે છે.

શ્રી શેઠ રમણલાલ લલ્લુભાઈએ વિદ્યાભ્યાસનો બધો સમય અમદાવાદના જાણીતી રાષ્ટ્રીય શાળા ધી પ્રોપ્રાયટરી હાઈસ્કુલમાં વ્યતીત કર્યો હતો. તેઓશ્રીએ સને ૧૯૧૪ માં મેટ્રિકની પરીક્ષા આપી હતી.

શ્રી શેઠ રમણલાલ ભાઈએ યુવાવસ્થામાં મિલ ઉદ્યોગમાં ઝંપલાવ્યું હતું. વીસ વર્ષની યુવાન વયે તેઓશ્રી તેમના દાદા શેઠ શ્રી મોતીલાલ હીરાભાઈની 'ધી અમદાવાદ કૈસરેહિંદ મિલ્સ લી" માં જોડાયા. અને એજન્ટસ પેઢીમાં તેઓશ્રીના કાકાનું નામ સાથે જોડી રમણલાલ કનૈયાલાલની કંપનીમાં જોડવામાં આવ્યું ત્યારબાદ સને ૧૯૨૨માં શેઠ મોતીલાલ હીરાભાઈએ "ધી મોતીલાલ હીરાભાઈ મિલ્સ" નો વહીવટ લેતાં તેઓ તેમના વડીલ બંધુ શ્રી શેઠ નરસિંહલાલ લલ્લુભાઈ સાથે વહીવટમાં જોડાયા. સને ૧૯૨૫ મા ભરૂચની ધી વીટલ મિલ્સ (ઈન લીક્વીડેશન) નો વહીવટ ડીસ્ટ્રીક્ટ કોર્ટના સુપરવીઝન નીચે લીધો. અને ત્યારથી શેઠ રમણલાલભાઈની સ્વતંત્ર મેનેજમેન્ટ શરૂ થાય છે. ધી વીટલ મિલ્સનો વહીવટ રમણલાલ લલ્લુભાઈ એન્ડ બ્રધર્સના નામે ચાલતા હતા એ દરમિયાન તેમની તેજસ્વી બુદ્ધિ, પ્રભા અને કુનેહ વધુ પ્રકાશમાં આવ્યા હતા. ભરૂચની વીટલ મિલ્સ કોર્ટના હુકમથી વેચાઈ જવાથી સને ૧૯૨૮ માં અમદાવાદમાં ધી વિક્રમ મિલ્સ લી.ની સ્થાપના કરી સને ૧૯૨૯ માં આ મિલ્સ તદન નવી ઢબની મશીનરીથી શરૂ થઈ હતી. અને તેઓ મેસર્સ રમણલાલ લલ્લુભાઈ લીમીટેડના નામથી સ્વતંત્ર વહીવટ કરે છે. આજે આ મિલે આગળ પડતું સ્થાન મેળવ્યું છે તે શ્રી શેઠ રમણલાલ લલ્લુભાઈના વહીવટની ઝીણવટ અને કુનેહને જ આભારી છે.

મિલ ઉદ્યોગમાં નાનપણથી જ ઝંપલાવ્યું હોઈ તેનો તેઓશ્રીને બહોળો અનુભવ છે. અને વહીવટ કરવાની તેમની ઝીણવટ અને કુનેહને અંગે જાણીતા થતાં બીજી મિલોએ તેમને પોતાની ડાયરેક્ટરોની બોર્ડમાં લીધા છે.

કલોલમાં આવેલી ધી છોટાલાલ મિલ્સ લી. માં તથા કડીમાં આવેલી ન્યુ છોટાલાલ મિલ્સ લી. માં તથા પેટલાદમાં આવેલી ધી રાજરત્ન નારણભાઈ મિલ્સ લી. તથા ધી કેશવ મિલ્સ લી. માં, અમદાવાદમાં ધી મોતીલાલ હીરાભાઈ મિલ્સમાં તેઓ ડાયરેક્ટર છે. તે ઉપરાંત ધ્રાંગધ્રા કેમીકલ વર્કસ લી. ધ્રાંગધ્રામાં પણ ડાયરેક્ટર છે. ધી ઇન્ટર નેશનલ બેંક ઓફ વેસ્ટર્ન ઇંડીયા લી અમદાવાદમાં તેઓ ડાયરેક્ટર હોવા ઉપરાંત વાઈસ ચેરમેન છે.

અમદાવાદ મિલ માલિક મંડળની કાર્યવાહીમાં પણ ઊંડો રસ લઈ રહ્યા છે.

જેમ ઉદ્યોગમાં રસ લઈ રહ્યા છે તેમજ

ધાર્મિક કાર્યોમાં પણ તેઓશ્રી ઘણો રસ લે છે.

બહેરા-મૂંગાની શાળામાં કાર્યવાહી મંડળમાં તેમજ ગુજરાત વૈશ્ય સભાના ઓનરરી મંત્રી તરીકે તથા શ્રી કાશી વિશ્વનાથ મહા વિદ્યાલયમાં ઓનરરી મંત્રી તરીકે તથા રણછોડલાલ છોટાલાલ સન્યાસ આશ્રમના ઓનરરી મંત્રી તરીકે કામ કરે છે.

આ ઉપરાંત કેટલાક ટ્રસ્ટોમાં ટ્રસ્ટી તરીકે કામ કરે છે. અને હાલમાં અમદાવાદમાં ( રખીપોળમાં ) આવેલી ક્ષયની હોસ્પીટલ અને આરોગ્યભવન કે જે દેવાસના સુવિખ્યાત ડોક્ટર સર જેમ્સ રોબર્ટસની દેખરેખ નીચે કામ શરૂ કરવામાં આવ્યું છે તેમાં તેઓશ્રી તન, મન અને ધનથી કામ કરી રહ્યા છે અને હોસ્પીટલ અને આરોગ્ય ભવન ની કમિટીમાં વાઈસ ચેરમન છે.

સમસ્ત મોઢ કોમની કુળદેવી શ્રી મોઢેશ્વરી કે જે ચાણસ્મા તાલુકે મોઢેરા ગામ પાસે આવેલાં છે તેમાં શ્રી મોઢેશ્વરી દેવસ્થાન સંસ્થામાં ચેરમેન તરીકે કામ કરે છે.

અમદાવાદ મિલ ઓનર્સ એસોસીએશનના પ્રતિનિધિ તરીકે બી. બી. એન્ડ સી. આઈ. રેલ્વેમાં ઘાંચ એડવાઇઝરી કમિટીના સભ્ય તરીકે પણ કામ કરે છે.

શ્રી શેઠ રમણલાલ ભાઈની ઉમર હાલમાં વર્ષ ૪૪ ની છે. તેઓએ આખા ભારતવર્ષની મુસાફરી ઉપરાંત બ્રહ્મદેશ સીલોન વગેરે પરદેશોમાં ફરી અનુભવ લીધો છે.

તેઓશ્રીને સંતતીમાં ત્રણ પુત્રો છે. શ્રી નટવરલાલ ઉં. વર્ષ ૨૬ કે જેઓ પોતાના પિતાની સાથે ધી વિક્રમ મિલ્સ લી નો આજ આઠ દસ વરસથી વહીવટ કરે છે. તેઓ હિંદુસ્તાનની મુસાફરી કરી જાપાન જેવા પ્રદેશની મુસાફરી કરી મિલ ઉદ્યોગનો અનુભવ લઈ આવ્યા છે.

૨ શ્રી મદનમોહન ઉ. વરસ ૨૦ કોલેજમાં અભ્યાસ કરે છે. (૩) શ્રી ચંદ્રવદન ઉ. વરસ ૧૮ કોલેજમાં અભ્યાસ કરે છે.

શ્રી શેઠ રમણલાલ ભાઈ આજે અમદાવાદ શહેરમાં મિલ ઉદ્યોગો તથા ધાર્મિક પ્રવૃત્તિઓમાં સારો રસ લઇ રહ્યા છે. સ્વભાવે માયાળુ, ઉદાર ધર્મનિષ્ઠ હોઇ તેમના પરિચયમાં આવનાર દરેક ઉપર તેઓશ્રીની બુદ્ધિ પ્રભાની ઊંડી છાપ પડે છે. મિલોના વહીવટમાં તેઓ તેમની દીર્ઘદૃષ્ટિ, અજબ કુનેહ, ચીવટ ભરી નજર અને સુનંદા ગણત્રીબાજ હોઇ આજે એક અગ્રગણ્ય વ્યક્તિ તરીકે અમદાવાદ શહેરમાં પરિચિત છે.

---

## જાણવા . . . . . . . . . જેવું

પાંચ વર્ષ પહેલાં હિંદની કુલ ખેતીવાડી ની નીપજ દશ અબજની હતી તે આજે સાડાપાંચ અબજની છે. આથી ખેતી પર નભતા ૨૫ કરોડ માનવીઓની વાર્ષિક આવક રૂ. ૪૦) માંથી રૂા. ૨૨) થઈ ગણાય.

૧૯૨૧ ના વસ્તીપત્રક પ્રમાણે જમીન વિનાના છુટા ભાડુતી મજુરોની સંખ્યા દર હજાર ખેડુતે ૨૯૧ હતી ૧૯૩૧ માં તે ૪૦૭ થઈ અને આજે કદાચ ૫૦૦ હશે.

હિંદના ગ્રામ્ય પ્રદેશના નિવાસીઓનું દેવું ૧૯૨૯ માં ૯ અબજનું હતું આજે તે વધીને ૧૧ અબજ રૂપીયા જેટલું થયું છે.

# ભક્તિ

લેખક: શ્રીયુત વલ્લભજી ભાણજી કવિ.

શિષ્ય—ગુરૂજી! પ્રભુ પ્રાપ્તિનો સરલ અને સુગમ માર્ગ કયો?

ગુરૂ—બેટા, પ્રભુ પ્રાપ્તિનો સરલ અને સરસ માર્ગ એક ભક્તિ જ છે.

શિષ્ય—ભક્તિ એટલે શું?

ગુરૂ—ભક્તિ એટલે ભગવાનનું ભજન અને સેવા. ભક્તિમાં ભજ ધાતુ છે અને તેનો અર્થ સેવા થાય છે. શાંડિલ્ય મહર્ષિએ ભક્તિ સૂત્રોમાં કહ્યું છે. सा महानुरक्तिरीश्वरे। ઇશ્વરમાં અતિશય અનુરાગ તે ભક્તિ. ભાગવતકાર શ્રી વ્યાસજી કહે છે કે—

" अहेतुकय व्यवेहिता या भक्तिः पुरुषोत्तमे "

હેતુ વિનાની પ્રભુમા પ્રેમની મસ્તિ તે ભક્તિ. અને નારદ પંચરાગમાં કહ્યું છે કે

" महात्म्य ज्ञान पूर्वस्तु सुदृढः सर्वतोधिकः स्नेहो भक्तिरिति प्रोक्तस्तया मुक्तिर्न चान्यथा "

મહાત્મજ્ઞાન પૂર્વક સુદૃઢ અને સર્વથી અધિક જે સ્નેહ તેને ભક્તિ કહેવાય છે અને એ ભક્તિથી જ મુક્તિ મળે છે, અન્યથી નહિ. પોતાના સ્વાર્થ કે કાર્ય સિદ્ધિની પ્રાપ્તિની ઇચ્છા તેમજ પારલૌકિક ફળની આશા છોડી દઇને ભગવાનમાં મન લગાડવું તે પણ ઇશ્વરના મહાત્મ્ય જ્ઞાન પૂર્વક તેજ ભક્તિનું યથાર્થ સ્વરૂપ છે, અને તેવી નિષ્કામ ભક્તિથી ચિત્તશુદ્ધિ-જ્ઞાનસિદ્ધિ તેમજ પ્રભુ પ્રાપ્તિ થાય છે. ભક્ત શિરોમણિ પ્રલ્હાદજીએ કહ્યું છે.

श्रवणं कीर्तन विष्णोः स्मरण पादसेवनम् ।
अर्चनं वंदनं दास्यं सख्यमात्मनिवेदनम् ॥

શ્રવણ, કીર્તન, સ્મરણ, પાદસેવન, અર્ચન, વંદન, દાસ્ય, સખ્ય અને આત્મ નિવેદન-આમ વિષ્ણુની નવવિધ ભક્તિ છે.

શિષ્ય—આપે નવધા ભક્તિ કહી તે કોણે કોણે કરી છે તે કૃપા કરી કહો.

ગુરૂ-શ્રવણ ભક્તિ કરી પરીક્ષિત અને ઉદ્ધવે.
કીર્તન ભક્તિ કરી શુકદેવ અને ચૈતન્યે.
સ્મરણ ભક્તિ કરી પ્રલ્હાદ અને ભીષ્મે.
પાદસેવન ભક્તિ કરી રૂક્ષ્મણી લક્ષ્મીએ.
અર્ચન ભક્તિ કરી અંબરીશ અને અક્રૂરે.
વંદન ભક્તિ કરી અક્રૂર અને અર્જુને.
દાસ્ય ભક્તિ કરી હનુમાન અને પ્રલ્હાદે.
સખ્ય ભક્તિ કરી અર્જુન ઉદ્ધવ અને સુદામાએ.
આત્મનિવેદન ભક્તિ કરી બલિ અને ગોપીઓએ.

ભગવાન શ્રીકૃષ્ણે ગીતાજીમાં શ્રીમુખે ભાખ્યું છે.

" चतुर्विधा भजंतेमां जनाःसुकृतिनोऽर्जुन ।
आर्तो जिज्ञासुरर्थार्थी ज्ञानी च भरतर्षभ " ॥

ભજે મને ચતુ વિધા, પુણ્યાળુ જન અર્જુન
આર્ત જિજ્ઞાસુ અર્થાર્થી, ને જ્ઞાની ભરતર્ષભ.

આર્તભક્ત—દ્રૌપદી અને ગજેન્દ્ર
અર્થીભક્ત—ધ્રુવ.
જીજ્ઞાસુભક્ત—અર્જુન.
જ્ઞાનીભક્ત—શુકદેવજી.

ભગવાને પણ જ્ઞાની ભક્તને ઉત્તમ માન્યો છે. અને તે એનો આત્મા જ છે. જ્ઞાન વિના ભક્તિ થઇ શકે જ નહિ.

પ્રભુની દાસભાવે સેવા કરવી એ જ ધર્મ. તેની પ્રાપ્તિ કરવી એ જ અર્થ. એના દર્શન કરવાં એ જ કામ અને એની કૃપા સંપાદન કરવી એ જ મોક્ષ. અને ભક્તિ માર્ગના અષ્ટાંગ કહું છું તે સાંભળ.

જગતના વિષયો પ્રતિ વિરક્તિ તે યમ. પ્રભુ વિષે પ્રીતિ તે નિયમ.

લૌકિક વ્યવહાર પ્રતિ ઉદાસીનતા તે આસન મન–ચિત્ત પ્રાણ પ્રભુમાં એકી કરણ કરવા તે પ્રાણાયામ. "હુ પ્રભુનો દાસ છુ" એ વૃત્તિ તે ધ્યાન. અને પ્રભુમાં પરમ નિષ્ટા તે ધારણા. બાહ્ય વિષયોમાં વિમુખતા અને મનની આંતર મુખતા તે પ્રત્યાહાર, અને અજ્ઞાન રહિત માત્ર પ્રભુનું સતત્ સ્મરણ એને જ કહીએ સમાધિ.



એટા, ખરી ભક્તિ તો, મનથી જ થાય છે. અને વાણી ક્રિયા એ તો એના આવિર્ભાવ છે. અંતરની વિષય વાસનાઓને દબાવી ચિત્તને નિર્મળ નિષ્કામ બનાવી પોતાના પ્રિયતમ ઇષ્ટ સ્વરૂપ શ્રી કૃષ્ણના પ્રેમ પાત્ર–દયા ભાજન બનવું અને સઘળી વૃત્તિઓને પ્રભુમાં લીન કરી, પરમાત્માનો અભેદ આનંદ અનુભવવો એજ ભક્તિનું સાર્થક છે. ભક્તોમાં અગ્રણિ રસિક શિરોમણી ગોપીઓ જ છે. નિષ્કામ ભક્તિ એને જ પ્રેમ લક્ષણા ભક્તિ કહે છે, તેનું સાધન અને સાધ્ય એકજ ભક્તિ જ છે. આ પ્રેમ લક્ષણા ભક્તિ દેખાવમાં સરલ અને સુગમ લાગે છે પણ આચારમાં એ શુદ્ધ રસ ભક્તિ ખાંડાની ધાર જેવી છે પ્રેમ અને આનંદ અનુભવ કરતાં [illegible] વિચારમાં ખેંચાઇ મોહ પાશમાં ફસાઇ અનેક ભ્રષ્ટ આચારે ઉતરી ન જવાય તેટલી સાવચેતી અને જાગૃતિ ખાસ રાખવી જોઈએ.

ભક્તિના સત્ય સમૃદ્ધ ભંડારમાં કામ ક્રોધાદિ લુટારા ઘૂસી ન જાય તેટલા માટે અંતરના આંગણે જ્ઞાન વૈરાગ્ય–અખંડ જાગતા ચોકી પ્હેરાની જરૂર છે. ભક્તિ રૂપી નાવ પૃથ્વી પરના પેલા કિનારે લઇ જાય છે અને પરમ આનંદ સ્વરૂપ પરમાત્માની પ્રાપ્તિ કરાવે છે; પણ નાવમાં બેસનારને જ્ઞાન વૈરાગ્ય રૂપી સફળ મજબુત હલેસાં એક ક્ષણ પણ છોડવા પાલવે નહિ. જ્ઞાન અને વૈરાગ્ય ભક્તિના શોધક પોષક અને વર્ધક ઉત્તમ અંગ છે.

વાણી, કાયા અને મન પ્રભુની નિત્ય સેવામાં સમર્પણ કરવા અને જીવન સર્વસ્વ ઇશ્વરના નામ પર નોછાવર રવું એજ ખરી ભક્તિ છે અને તેજ ફળે છે. ભક્તિ એટલે કેવળ નામ ઉચ્ચાર નહિ પણ તેની સાથે મનનું સંગી પણું. જે સત્ય અને નીતિથી વેગળો હોય તે ટ્દી કીર્તિ અને દેખાવ ખાતર રામ નામ બે લતો હોય તેથી તેને રામની પ્રાપ્તિ થતી નથી.

રામ તો સદા સત્યના સાથી છે અને નીતિના મૂર્ત અવતાર છે. સત્ય અને નીતિમય જેનાં જીવન છે એના જ રામ તારણહાર

નોકા ૨૧ છે. ઇન્દ્રિયોના દાસ કે વિષયના કીડાઓને કૃષ્ણ કદી પ્રસન્ન થતા નથી. કૃષ્ણ કૃષ્ણ મુખે કહેનારા બગ ભક્તોથી અનિષ્ટ ભ્રષ્ટ પરિણામો જ નીપજે છે. પ્રેમ, ત્યાગ, સંયમ, જ્ઞાન જેનાં જીવનમાં ભરપૂર છે તેવા ભક્તોને જ કૃષ્ણ સહજ પ્રાપ્ત થાય છે.

આ વિશ્વમાં પ્રશસ્ત અને શ્રેષ્ટ, પ્રિય અને ઇષ્ટ આપણું જે માન્યું કે મનાયું હોય તે સર્વ સમઅર્પે પ્રભુના ચરણે સમર્પ્યું એને જ ભક્તિનું સ્વરૂપ સમજ. પ્રભુનું મુખથી નામ ઉચ્ચારવું-અંતરમાં તેના અર્થનું મનન કરવું અને તે અર્થાકાર વૃત્તિમાં તન્મય બની જવું એજ ભક્તિનું યથાર્થ લક્ષણ.

ક્રિયાના નિયંતા, પ્રકૃતિના સ્વામી અને જ્ઞાતીના પરબ્રહ્મ એ એકજ પરમ શક્તિ શ્રી કૃષ્ણને જોવા જાણવા અને નિજ અંતર બાહ્ય જીવનમાં પ્રગટ કરવા અનુભવવા એજ માનવ જીવનનો કેન્દ્ર હેતુ છે. આપણી દૃષ્ટિમાં અને દૃષ્ટિ બ્હાર આપણું જે કંઇ છે તે અને જે કંઇ આપણું નથી તેમાં પણ પ્રભુને જોવા જાણવા અને અનુભવવા એજ સાચી ભક્તિ. પ્રભુની શિતળ છાયામાં એની મીઠી હુંફમાં આપણે શ્વાસ લઈએ, એના વિશુદ્ધ વાતાવરણમાં આપણે વિહરીએ એજ આપણો જીવન મુક્ત આનંદ, એજ આપણા આયુષ્યની સિદ્ધિ, લાંબા થઇને સુતા હો ત્યારે ભગવાનને પ્રણામ કરી રહ્યા છો એમ સમજો. શહેરમા બજારમાં ફરતા હો ત્યારે પ્રભુના વિરાટ મંદિરની પ્રદક્ષિણા કરી રહ્યા છો એવી ભાવના કરો. શબ્દ માત્ર પ્રભુના મંત્ર છે અને તે ઇશ્વરના મુખમાથી જ પડે છે એમ અનુભવો. આહાર કરો છો તે પણ જગદીશને આહુતિ આપો છો, એમ સમજો. તમારાં જીવનનાં પગલે પગલે આયુષ્યની પ્રત્યેક ક્રિયામાં-વિચારમાં વાણીમાં એ મનમોહનને નિરખ્યા કરો.

તમારાં જીવન પ્રાણ આત્મારામ પ્રભુના માટે તલસવું, એના વિરહમા વ્યાકુલ થઈ જવું, એની પ્રાપ્તિ માટે સંસારના ભોગ વિલાસ હરામ કરવાં. ટુંકામાં એની પ્રાપ્તિ માટે ભેખ લેવો. એના મંગળ નામનુ સ્મરણ, એના મહિમાનું શ્રવણ કીર્તન અહોનિશ અખંડ કર્યા કરવું. પ્રભુના પ્રેમની લગની એવી લાગવી જોઇએ કે દુનિયાના નાચ તમાસા પર, સંસારના ભોગ વિલાસ તરફ દૃષ્ટિ પણ ઠરે નહિ, ઇશ્વરની ભક્તિનો મહેરામણ ઉછળવો જોઈએ અને ભક્તિ મહારાણી મીરાંએ ગાયું તેનુ વર્ણન થવું જોઇએ.

" અબ તો એક રામ નામ દૂસરા ન કોઇ
પ્રેમ આંસુ ડારડાર અમર બેલ બોઇ–અબ તો

શરીરના અંગે અંગે સાત્વિક કંપ ઊઠે. નાડીઓ રોમેરોમે અને પરમાણું પણ હલમલી જાય, આંખે અશ્રુની ધારા વહે અને શ્વાસેશ્વાસે પ્રભુનું નામ ચાલ્યા કરે એજ સાચી ભક્તિ. મેઘની ધારા વ્યોમમાંથી છૂટે કે સીધી પૃથ્વી પર જઈ પડે છે, ગંગાનો પ્રવાહ અવિચ્છિન્ન વ્હેતો માત્ર સાગરમાં જઇ વિરમે છે. તેમજ ભક્ત સર્વ ભાવે પ્રભુ તરફ જ અખંડ વ્હેનારી પ્રચંડ વેગવતી હોવા જોઇએ. આંખમાં ઇશ્વરનુ વિરાટ વિશ્વરૂપ દર્શન એવું ઠાસી ઠાસી ભર્યું હોય કે ત્યાં સાકાર સુરમાને કે નિરાકાર નિદ્રાને પણ સ્થાન ન મળે. ઈશ્વર સાથે જેની એકતાનતાનો અખંડ તાર લાગ્યો હોય અને જેના મન બુદ્ધિ પ્રભુના ચરણ કમલે અર્પણ થયાં હોય, એક ઇશ્વર જ જેનું સાધન અને સાધ્ય છે એવા અનન્ય ભક્તાનુ જ યોગ ક્ષેમ પ્રભુ સ્વયં ચલાવે છે.

આવા અનન્ય ભક્ત દ્રૌપદીની જ વ્હારે ભગવાન કૃષ્ણ શ્યામાની સોડ છોડી ધાયા. નિર્દોષ ભક્ત ધ્રુવ માટે ભગવાન વિષ્ણુ સ્વરૂપે પ્રગટ થયા અને વિશ્વાસની પરમ મૂર્તિ પ્રહ્લાદ માટે ભગવાન નૃસિંહ સ્વરૂપે અવતર્યા. અનન્ય અવ્યભિચારિણી ભક્તિનો પૂર્ણ ચંદ્રોદય થાય

છે ત્યારે ભગવાન જીવનનો મહાસાગર નાચે છે–સંત સાધુ જનો રૂપી ચંદ્રકાંત મણિ દ્રવે છે, ભક્તો રૂપી ચકોર પરમ આહ્લાદ અનુભવે છે. નીતિવાન સજ્જનો રૂપી કુસુમો ખીલે છે અને પૃથ્વી પ્રસન્ન શાંત બને છે. ભક્તિ કામધેનુ છે અને ભક્તિ અવ્યય સુધા સ્રોતસ્વિની છે.

શિષ્ય—ગુરૂજી! ભક્તોના લક્ષણો, ગુણો અને એમની સ્થિતિ પર કહો! આપની અમૃત વાણી સાંભળતાં તૃપ્તિ થતી નથી.

ગુરૂ–અનન્ય ભક્ત આ વિશ્વને પ્રભુની વિલાસ વાડી સમજે છે અને સ્થાવર જંગમ સર્વમાં તે પોતાના આત્મ સ્વરૂપ પરમાત્માને જ ભરપૂર ભર્યો દેખે છે. સૂર્ય અંધકારને ઓળખતો નથી તેમ ભક્ત ક્યાંય ભેદભાવ ભાળતો નથી. સૂર્ય કિરણોથી અને દેહ કોઇ અવયવથી કંટાળતા નથી તેમ ભક્ત વાસુદેવાત્મ આ વિશ્વની કોઇ વસ્તુ કે વ્યક્તિથી કંટાળતો નથી તેમ જ કોઇને તુચ્છ ગણી તિરસ્કારતો નથી. સૂર્ય રાજા કે રંકને, ઉચ્ચ કે નીચને સરખો પ્રકાશ આપે છે અને મેઘ ગુર્યું વર્યું કે જાતિના ભેદ વિના સર્વને ત્યાં સમાન ઉદારતાથી વરસે છે તેમ ભક્ત પણ કોઈપણ જાતનો કંપપણ પક્ષપાત રાખ્યા વગર સર્વને સુખ અને આનંદ રૂપ થાય છે. મેઘના ભયંકર ગર્જાયો કે વીજળીના ઉગ્ર ચમકારાથી ડુંગરા ડોલી નીચા નમી જતા નથી તેમજ મેઘની મૂશળ અમૃત ધારાથી કુલાઇ તે કાંઇ ઊંચા વધી જતા નથી. તેમજ ભક્ત પણ દુઃખ કે સુખમાં સ્તુતિ કે નિંદામાં એક સરખા અડોલ રહે છે.

ઉનાળા કે ચોમાસામાં પણ સમુદ્ર તો એક જ સ્થિતિમાં રહે છે. નથી ઘટતો કે નથી વધતો. તે પવિત્ર ગંગાજળ કે ગટરના ગંધાતા પાણીને પોતાનામાં જગ્યા આપે છે તેમજ ભક્ત પણ પ્રાપ્તિમાં કુલાતો નથી, અપ્રાપ્તિમાં કરમાતો નથી. પોતાની પ્રભુ પરાયણ અંતર વૃત્તિમાંથી લેશ ચળતો નથી; તેમ સર્વને સત્કારે છે. દીપકને નથી કોઈ પારકો, તે સાધુ કે અસાધુ, પુનિત કે પતિત કે પોતાનો, તે સર્વને સમાન પ્રકાશ આપે છે તેમ ભક્તને નથી કોઈમાં મમત્વ કે પરત્વ. એ તો સમત્વમાં રહી સર્વ કોઇને સમાન સત્ કાંઇ આપે છે. સમુદ્ર સદાકાળ ભરપૂર મસ્ત રહે છે. તેમ ભક્ત પણ અખંડ ભજનાનંદમાં ચકચૂર મસ્ત રહે છે. કલ્પવૃક્ષ કે ચિંતામણી જેને હાથ લાગ્યાં છે તેને કઇ વસ્તુની ખોટ હોય કે તે પ્રયત્ન કરે. વિશ્વંભર લક્ષ્મીનાથ જેનો સાથી માલિક છે તેવા ભક્તને કઇ વસ્તુ અપ્રાપ્ત હોય કે તે ... સતી માલ પ્રપંચના પ્રદેશમાં ભટકે

સૂર્ય જ્યાં જ્યાં જાય છે ત્યાં ત્યાંથી અંધ-

---

## નવીન....! નવીન....!

## " મોઢ મહોદય "

એટલે

નાના બાળકોને આનંદ આપતું,
જ્ઞાતિના કુરિવાજોને દફનાવતું,
સમસ્ત મોઢ જ્ઞાતિને
પ્રેરક સંદેશાઓ પહોંચાડતું
તેમજ
યુવાનો તથા યુવતીઓને રસદાયક નવલકથાઓ રજુ કરતું એક અજોડ માસિક છે તો યુવાનો! જરા પણ ઢીલ કર્યા વિના લવાજમ મોકલી આ માસિક મંગાવી લ્યો... ...

નટવર બી. નાણાવટી

---

કારને હાંકી પ્રકાશ પાથરે છે તેમ ભક્ત જ્યાં જ્યાં જાય છે ત્યાં ત્યાંથી વિષાદ વિદારી આનંદ વહાવે છે અને પાપ નસાડી પુણ્ય પાથરે છે; છતાં એને કર્તૃત્વનું અભિમાન નથી તેમજ ફળની આશા નથી. આકાશ પેઠે તે અલિપ્ત છે અને વાયુ સમો તે અનાસક્ત છે. ભક્ત એક ચાલતું બોલતું પૃથ્વીપરનું મહા તીર્થ છે. જેની વાણી ગંગોદક સમી તાપ અને પાપને દૂર કરે છે અને જેનો સ્પર્શ સહવાસ અમંગળને મંગળ, અધન્યને ધન્ય કરે છે.

ઇશ્વરના અસ્તિત્વની જેને દૃઢ પ્રતીતિ છે પ્રભુને જાણી અને માણી ગયો છે તેવા ભક્તના અંતર ભંડારમાં શું કદી દૈવી સંપત સમૃદ્ધિની ખોટ હોય? પૃથ્વી સમ્રાટ ચક્રવર્તી જેનો સાથી સ્વામી હોય તેને આંગણે શું દરિદ્રતા ડોકિયું પણ કરે? જે ભક્તની આંખ સર્વત્ર પ્રભુની નિત્ય ઝાંખી કરી રહી છે તેની દૃષ્ટિમાં શું કદી કામ વિકાર સંભવે?

જે ભક્તની રસના પ્રભુના નામ ઉચ્ચાર કરતી રહે છે—ઇશ્વરના યશોગાન અહો નિશ ગાઇ રહી છે તેની વાણીમાં અસત્ય નિંદા કે કટુતા સંભવે? જે ભક્તના શ્રવણ સર્વત્ર પ્રભુના મહિમા કીર્તન સાંભળી રહ્યા છે તે શું કદી પરાઇ કુથલી કે પ્રપંચની વાતો સાંભળે? શું પ્રભુમય જીવનમાં ઇન્દ્રિય પોષણ કે વિષયની લાલસા હોય? શું અમૃતમાં વિષ સંભવે? શું સૂર્યમાં અંધકાર હોય? કદી નહિ.

જે પ્રભુની અખંડ માનસી સેવા કરી રહ્યો છે અને જેને ઇશ્વરનો સાક્ષાત્કાર થયો છે તેને ત્યાં શું પ્રેમનો દુકાળ હોય, કે જ્ઞાનની ખોટ હોય? પ્રભુનો અનન્ય ભક્ત પ્રેમનો અગાધ સાગર છે અને જ્ઞાનનો જ્વલંત તેજસ્વી સૂર્ય છે, અને એવા જ અનન્ય ભક્તની વાણી પ્રભુની સ્તુતિ છે. એની ક્રિયા માત્ર પ્રભુની મહા પૂજા છે અને એની ગતિ પરમાત્માની પ્રદક્ષિણા છે. એની કલ્પના ઇશ્વરનો જપ છે. એની દૃષ્ટિ જ પ્રભુનું દર્શન છે અને એની ગમે તે સ્થિતિ વિભુની સમાધિ છે. ભક્તનું મુખ્ય નિવાસ ધામ નિર્જનતા છે.

કુદરત અને સજાતિય સાધુ સંગતિ એ એમની વિહાર કુંજો છે. પ્રપંચની વિસ્મૃતિ અને ઇશ્વરની સ્મૃતિ એ જ એના જીવનનો મુદ્રામંત્ર છે. ઇશ્વરની વિરાટ લીલા એજ એનો સ્વાધ્યાય છે. પ્રેમ એના જીવનનો ગુરૂમંત્ર છે. પ્રભુ પ્રીતિ અર્થે સર્વસ્વનું સમર્પણ એ જ એનું અખંડ મહાવ્રત છે અને ઇષ્ટનું સ્મરણ-દર્શન એ જ એનું ભ્રમન છે. અનાસક્તિ એની સહચરી છે. સંતોષ એનો પુત્ર છે. ક્ષમા એની પુત્રી છે. સર્વ ભૂતોમાં જે પ્રભુને જુએ છે અને પ્રભુમાં સર્વ ભૂતોને નિહાળે છે તે જ મહાન ભક્ત છે. હરિ સર્વ પ્રાણી માત્રના અંતરે વિરાજે છે એમ જાણી ભક્ત સર્વ પ્રત્યે સમાન પ્રેમ રાખે છે. પ્રભુનો ભક્ત હું અને મમત્વથી વેગળો છે એટલે એને કઇ વસ્તુ કે વ્યક્તિમાં રાગદ્વેષ સંભવે? સંસારનાં દુઃખ, વિઘ્નો પ્રભુના ભક્તને આવ્યા જ કરે છે પણ તેથી તે ગભરાતો નથી. તેને તો તે પ્રભુનો ઉપહાર કે ઇશ્વર તરફથી નવી નવી ભેટ સમજે છે.

જીવનને અને જીવનના સર્વ કર્મને ભક્ત પ્રભુને સમર્પી દીએ છે એટલે જે કાંઇ આવે, ભોગવવું પડે તે ભક્ત ભગવાનનો ભક્તિ-પ્રસાદ ગણી હર્ષથી વેઠે છે. માત્ર પ્રભુના વિસ્મરણમાં જ ભક્ત મહા દુઃખ સમજે છે.

तदर्पिता खिलाचारता तद्विस्मरणे परम व्याकुलता

( નારદ ભક્તિ સૂત્ર )

# માનવ જીવન–પ્રશ્નોતરી

સંપાદક:

શ્રી. શાન્તિલાલ જગજીવનદાસ પરીખ.

| પ્રશ્ન | ઉત્તર |
|---|---|
| ૧ સ્વર્ગ કોણ મેળવી શકે ? | દરિદ્ર છતાં જે દાતા છે, રાજા છતાં જે દયાળુ છે. |
| ૨ દ્રવ્ય શાથી અવળે રસ્તે જાય ? | કુપાત્રને આપવું, સુપાત્ર જોયા છતાં ન આપવુ. |
| ૩ સિંહ પુરૂષ કોણ ? | યોગયુક્ત, સન્યાસી, શત્રુ સામે મરનારાનો વીર. |
| ૪ નિર્ધન કોણ ? | સ્ત્રી, દાસ, અને પુત્ર. |
| ૫ મહા ભયંકર દોષ કયા ? | પર દ્રવ્યાપહરણ, પર દારાભિમર્શન, શુદ્ધ બંધુનો ત્યાગ. |
| ૬ શત્રુ કોણ ? | કામ, ક્રોધ, લોભ. |
| ૭ શ્રેષ્ઠ લાભ શું ? | વરદાન મળવું, રાજ્ય મળવું, પુત્ર જન્મ થવો, શત્રુને દુઃખમાંથી મુક્ત કરવો. |
| ૮ લક્ષ્મીવાન પુરૂષે કોનો ત્યાગ ન કરવો ? | ૧ પોતાની જાતિના વૃદ્ધ. ૨ આચાર વિચાર શિખવનાર. ૩ દરિદ્ર મિત્ર. ૪ સંતાન વગરની બેન, જેનું પોષણ કરનાર ન હોય. |
| ૯ ભય આપનાર શું ? | અંહકારથી મૌન રહેવું, અહંકારથી પંડિત બનવું. |
| ૧૦ સેવવા યોગ્ય કોણ ? | માતા, પિતા, અગ્નિ, આત્મા, ગુરૂ. |
| ૧૧ કીર્તિવાન શાથી થવાય ? | પૂજન કરવાથીઃ (૧) પિતનું, (૨) મનુષ્યનું, (૩) અતિથિનું. |
| ૧૨ બુદ્ધિનો નાશ શાથી થાય ? | જ્ઞાનેન્દ્રિયઓ નિર્બળ થવાથીઃ કાન, ત્વચા, જીવ્હા, ઘ્રાણ. |
| ૧૩ ત્યાગ શું કરવુ ? | નિદ્રા (અતિ), આળસ, ભય, ક્રોધ, ઉદ્યોગમાં શિથિલતા. |
| ૧૪ ગ્રહણ શું કરવું ? | સત્ય, દાન, ઉદ્યોગ, ક્ષમા અને ધીરજ. |
| ૧૫ સુખ આપનાર વસ્તુ શું ? | શરીરસુખ, સ્ત્રી સાથે પ્રીતી, પુત્ર પ્રાપ્તિ અને વિદ્યા. |
| ૧૬ કોણ કોના આશ્રયથી જીવે છે ? | ચોર-દ્રવ્યવાળાના, વૈદ્ય-માંદાના, વિષયી-વ્યભિચારણીના, યાચક-યજમાનના, પંડિત-મૂર્ખના, રાજા-શત્રુના. |
| ૧૭ ઉપકાર કોણ ભૂલી જાય ? | ભણેલો વિદ્યાર્થી–ગુરૂનો, પુરૂષ (સંભોગ કર્યા પછી)–સ્ત્રીનો, પ્રવાસી–નાવિકનો, રોગી–વૈદ્યનો, છોકરો (સ્ત્રી પરણ્યા પછી)–માનો. |
| ૧૮ સુખ આપનાર શું ? | કોઇનું કરજ ન હોય, સારા પુરુષોનો સમાગમ, સ્વતંત્ર આજીવિકા, નિર્ભય સ્થાનનો વાસ. |
| ૧૯ દુઃખી કોણ ? | ઈર્ષા કરનાર, દયાહીન, અસંતોષી, વહેમી અને પારકાની વૃત્તિથી જીવનાર. |
| ૨૦ હર્ષવાન કોણ ? | સન્મિત્ર સમાગમ, ઘણું દ્રવ્ય મળવું, પુત્ર પોતાનાથી સારો થવો, સ્ત્રી વિષયમાં તૃપ્તિ, સમય પ્રમાણે બોલવું, કુટુમ્બમાં મોટાઇ, ઇચ્છિત વસ્તુની પ્રાપ્તિ. |

| પ્રશ્ન | ઉત્તર |
|---|---|
| ૨૧ પુરુષ શાથી શોભે ? | સુબુદ્ધિ; ઉત્તમ કુળમાં જન્મ, ચિત્ત સ્વાધીન, શાસ્ત્રાધ્યયન, પુરૂષાર્થ, વક્તૃત્વ શક્તિ, યથાશક્તિ દાન. |
| ૨૨ સંગતિ કોની ન કરવી ? | દારૂ પીનાર, વિષયી, ઉન્મત્ત, થાકેલો, ક્રોધી, ઉતાવળીયો, લોભી, ભય પામેલો. |
| ૨૩ શ્રેષ્ઠ પુરુષ કોણ ? | ઇર્ષા ન કરે, ગર્વ ન રાખે, કઠણ કામનો ત્યાગ ન કરે. |
| ૨૪ કયો પુરુષ અનર્થ ન કરે ? | આશ્રિતોને યથા યોગ્ય ભાગ આપે, મિતાહાર કરે, નિયમિત કામ કર્યા પછી શયન કરે, શત્રુ યાચના કરે તો તેને પણ જે દ્રવ્ય આપે છે. |
| ૨૫ કયો મનુષ્ય ધારેલું કામ બગડવા ન દે ? | જેના મનના વિચારો સારા યા માઠા બીજા ન જાણે. પોતાનો વિચાર ગુપ્ત રાખી કામની યોજના યોજે. |
| ૨૬ જ્ઞાતિ રત્ન કોણ ? | તન, મન અને ધનથી જ્ઞાતિની સેવા કરનાર; જ્ઞાતિને ઉચ્ચ માર્ગે લઇ જવાની સાચી ધગશવાળો. |
| ૨૭ સર્વ લોકનો ગુરૂ કોણ ? | જે પોતાનો દોષ જાણી લજ્જીત થાય તે. |
| ૨૮ સ્ત્રીનું બળ શું ? | પતિ. |
| ૨૯ કોણ કોનાથી રક્ષાય છે ? | સત્યથી ધર્મ, અભ્યાસથી વિદ્યા, સ્નાન કરવાથી રૂપ, સારા આચરણથી કુળ. |
| ૩૦ કુળવાન કોણ ? | નીચ કુળમાં જન્મ છતાં સદાચાર પાળે. |
| ૩૧ ઉપાધીવાળો કોણ ? | જે અન્યના દ્રવ્ય, રૂપ, સુખ સંપત્તિ વિગેરે જોઇને આનંદ ન પામે. |
| ૩૨ સર્વ જીતનાર કોણ ? | શીલગુણસંપન્ન. |
| ૩૩ મંદ પાચન શક્તિવાળો કોણ ? | ધનવાન. |
| ૩૪ ભય કોને કોનાથી ? | આજીવિકાનો-ગરીબને. મરણનો મધ્યમ-પંક્તિ વાળાને. અપમાનનો શ્રીમંતોને. |
| ૩૫ ગુણવાન કોણ ? | બીજાને સુખી જોઈ સંતોષ પામનાર, સરળ, મધુર બોલનાર વિનયી, પવિત્ર, સત્યવાદી ઈન્દ્રીય નિગ્રહી, શાન્ત. |
| ૩૬ બળ ? | દુર્જનોનું-હિંસા. રાજાઓનું-દંડ સ્ત્રીઓનું-સેવા. ગુણવાનનું-ક્ષમા તથા ધર્મ. |
| ૩૭ સારૂં શું નહિ ? | વિશેષ બોલવું. |
| ૩૮ હિતકારી શું ? | સારૂં બોલવું. |
| ૩૯ કયા ઘાને રૂઝ ન આવે ? | દુર્વાક્ય રૂપી બાણના. |
| ૪૦ મનુષ્ય વિનાશ ક્યારે પામે ? | બુદ્ધિ ભ્રષ્ટ થાય, અન્યાય થતો હોય તો પણ હું સારૂં કરૂં છું એમ માને. |
| ૪૧ કોણ કોનો નાશ કરે છે ? | જરા-સૌંદર્યનો, આશા-ધૈર્યનો મૃત્યુ-પ્રાણનો, અભિમાન જ્ઞાનનો. |

| પ્રશ્ન | ઉત્તર |
|---|---|
| ૪૨ પ્રશંસા યુક્ત કોણ ? | પંડિત, પચેલું અન્ન, યુવાન સ્ત્રી, તત્ત્વ પામેલો તપસ્વી. |
| ૪૩ જ્ઞાની કોણ ? | ધૈર્ય, ઇન્દ્રીય, મન અને સત્ય તથા ધર્માનુષ્ઠાન દ્વારા હૃદયની ગાંઠ ફોડી જે સુખ દુઃખને સમાન જાણે છે તે. |
| ૪૪ ઉત્તમ પુરૂષ કોણ ? | સર્વેન્દ્રિય જીતનાર, કલ્યાણ ઇચ્છનાર, સત્યવાદી. |
| ૪૫ મધ્યમ પુરૂષ કોણ ? | મિથ્યા સંકલ્પ ન કરનાર. પ્રતિજ્ઞા પ્રમાણે વર્તનાર. અન્યના છિદ્રને ન જોનાર. |
| ૪૬ અધમ પુરૂષ કોણ ? | કૃતઘ્ની. મિત્રનામાં શત્રુતા કરે. સારી વાતને નઠારી સમજે. |
| ૪૭ કોણ મારવા યોગ્ય નથી ? | બ્રાહ્મણ, ગાય, જ્ઞાતિજન બાળક, સ્ત્રી, શરણાગત. |
| ૪૮ સદાનો દુઃખી કોણ ? | રોગી. |
| ૪૯ વૈર ઉત્પન્ન કરનાર શું | દ્યુત. |
| ૫૦ પ્રભાતે સ્નાન કરવાથી શું પ્રાપ્ત થાય ? | બળ, રૂપ, સ્વર શુદ્ધિ, સ્પષ્ટ વર્ણોચ્ચાર, મૃદુતા, સુગન્ધ, શુદ્ધતા, સુકુમારતા, લક્ષ્મી. |
| ૫૧ મિતાહારી કોણ ? | ભૂખના બે ભાગ અનાજથી, એક ભાગ પાણીથી, એક ભાગ પવનથી તૃપ્ત કરનાર. |
| ૫૨ આજીવિકાની ચિંતા કોને નથી ? | બુદ્ધિ, પ્રભાવ, તેજ, બળ, ઉદ્યોગ, અને એક નિશ્ચય જેને છે. |
| ૫૩ ફલ ? | સ્ત્રીનું-પુત્ર અને કામ શાન્તિ. ધનનું-દાન અને ભોગ. |
| ૫૪ બળ ? | તપસ્વીનું-તપ. બ્રાહ્મણોનું-વેદવિદ્યા. નિચનું હિંસા. ગુણવાનનું-ક્ષમા. |
| ૫૫ મળ ? | પૃથ્વીનો-ખરાબ જમીન. મનુષ્યનો-અસત્ય બોલવું. પતિવ્રતા સ્ત્રીનો-કૌતુહલ. (નાટકાદી જોવાં), પરાયે ઘેર રહેવું. સુવર્ણનો-ચાંદી. ચાંદીનો-કલાઈ. કલાઈનો-સીસું. સીસાનો-માટી. |
| ૫૬ અજીત શું ? | નિદ્રાથી-સ્વપ્ન. કામથી-સ્ત્રી. કાષ્ટથી-અગ્નિ. પાનથી-મદિરા |
| ૫૭ કોણ કોના નાશ કરે છે ! | લક્ષ્મીનો નાશ કરનાર-વૈભવનો. કૃપણ-કીર્તિનો. ક્રોધી બ્રાહ્મણ-રાજ્યનો. |
| ૫૮ કેમ વશ રાખવાં ? | સ્ત્રીઓને-ધૈર્યથી, પગ અને હાથને-ચક્ષુથી, આંખ અને કાનને-મનથી. મનને કર્મ અને વાણીથી. |
| ૫૯ પંડિત કોણ ! | જેને ક્રોધ, હર્ષ, દર્પ અને આત્માભિમાન નથી. |
| ૬૦ સંન્યાસી કોણ ? | રાગહીન, લોઢું, પત્થર અને સોનું સમાન જાણનાર, દ્રવ્ય પાસે ન રાખનાર, સંધિ અને વિગ્રહ જેને પ્રિય નથી, નિંદા અને સ્તુતિ સમાન જાણનાર, પ્રિય અને અપ્રિયનો ત્યાગ કરનાર, સુખ દુઃખ લાભ અને હાનિ, જય અને પરાજય સરખાં માનનાર. |

# બિચારી

લેખક :

શ્રી. ભગવાનદાસ અમરશી શાહ.

બિચારીના નસીબજ એવાં એમાં આપણે શું કરીએ ! દૈવ રૂઠે ત્યાં ક્ષણભંગુર મનુષ્ય શું કરી શકે ?

બિચારીના માથે તે કંઈ થઈ છે! દુશ્મન માથે પણ આવું દુઃખ કોઇ ન ઇચ્છે.

એનાં ભાગ્યજ ફુટેલાં છે. જન્મી ત્યારથી જ દુઃખી થતી આવી છે.

અરે! નસીબ તે શું કરે? એ રાંડ ચૂડેલના પગલાં જ એવા નખ્ખોદીયા છે જન્મીને તરત જ એની મા જેવી માને એ રાંડ ખાઇ ગઇ. એના પિતા એકલા પડયા, એટલે તેને મોશાળ મોકલી. મોશાળમાં એક મામા હતા. બિચારા ઘણા જ ભલા હતા. તેમને પણ એ રાંડ ચુડેલે પોતાનો પ્રભાવ બતાવ્યો.

કેવો રૂપાળો છોકરો હતો ! અરે ! એના જેવો ભાઇ પણ એ રાંડને કયાંથી મળત ?

એનાં નખ્ખોદીયાં પગલાં મંડાણાં, એટલે એ પણ બિચારો ખાટલે પડયો. અરે! છોકરો એવો લાકડી જેવો થઈ ગયો છે કે સામે જોવાનું મન પણ ન થાય, અને આ બધા પ્રતાપ કોના?

'આ રાંડના જ તો વળી', બીજાએ ટહુકો પુરાવ્યો., ત્યાં તો ત્રીજો રહી ગયો હશે તેણે વાત ચર્ચી અરે! ગોપાળ શેઠ જેવા માણસ આપણી નાતમાં કયાંય ગોત્યાં જડે એમ નથી. બિચારા કેટલા ધાર્મિક અને ઉદાર વૃત્તિવાળા હતા? દર શ્રાવણ મહિને બ્રાહ્મણ જમાડતા, શંકરની પૂજા કરતા. શરીરે કેટલા તંદુરસ્ત કે ન પૂછો વાત, પણ જ્યારથી આ રાંડ એમને પનારે પડી ત્યારથી એમની તબીયત લથડવા માંડી.

"પણ એમને તો ક્ષય હતો એમ મારા સાંભળવામાં આવેલ."

'અરે મારા સાહેબ મને પૂછોને, ક્ષય બય કંઇ ન હતો. હું એમના સહવાસમાં ઘણોજ આવેલ છું. મને બરાબર ખબર છે ને હાન્દેવલાલીને માથેરાન તો તેમને ફરવા જવાની ટેવ જ પડી ગયેલ.'

'એ રાંડને તો ગામમાંથી જ રજા આપવી જોઇએ.'

'એ નખ્ખોદીયાં પગલાંનું આ ગામમાં કામ પણ શું છે!'

'અરે મોહનભાઇ, તમારા છોકરાનું ધ્યાન રાખજો. ઓલી નખ્ખોદણી ગામમાંજ છે.'

આ પ્રમાણે આખાં ગામમાં એ એક ચર્ચાનું મધ્ય બિન્દુ બની ગઇ હતી. કોઇ બિચારી ઉપર દયા બતાવતું. કોઈ એની ઉપર આળ ચડાવતું, તો કોઇ તો વળી તેને ગામમાંથી જ કાઢવાની વાત કરતું. પણ કોઇ એમ બોલ્યું નહિ-બોલી શકાયું નહિ કે તેને પુનર્લગ્ન કરવાં જોઇએ. મારી કેળવણીએ મારૂં દિલ પીગળાવ્યું. તે કુમળી કળીને સમાજની કુરૂઢીની ચક્કીમાં પીસાવા દેવા માટે મારૂં હૃદય સાફ સાફ ના પાડતું હતું. હું તેના પિતા પાસે ગયો મારા લથડતા પગ મને ત્યાં ઘસડી ગયાં એમ કહેવું વધારે ઉચિત લાગશે.

'તમને શું થયું હતું તે આવી લાડીલી છોકરીને બુઢ્ઢાના ગળામાં વળગાડી? લાકડે માંકડું વળગાડતાં કંઈ વિચાર કરેલો કે નહિ?'

'અરે ભાઈ ! હું તે શું કરૂં ! કેટલેક ઠેકાણે ગઈ. પેલા કીશન ગોર મારફત જમનાદાસના છોકરા વિષે પૂછાવ્યું તો કહે આવો સોના જેવો છોકરો હું પાંચ હજાર સિવાય નથી વરાવવાનો. નહિતર મારી ઇચ્છા તો તે છોકરા જોડે જ બિચારીના લગ્ન કરવાની હતી.

ભાઈ, મારી આર્થિક સ્થિતિ તમારાથી ક્યાં અજાણી છે ! પેલા મુંબઈવાળા ગોવીંદજીનાં છોકરા વિષે પુછાવ્યું ત્યારે જવાબ મળ્યો કે મારો છોકરો હમણાં અભ્યાસ કરે છે, એટલે હમણાં તો મારી ઇચ્છા નથી. અભ્યાસ પૂરો થયે જોઈશું. ત્યારે હવે તો હું શું કરૂં !

'ભાઇ, મારી સ્થિતિ તો સુડી વચ્ચે સોપારી જેવી થઈ. છોકરીની ઉમર મોટી થઇ એટલે જલ્દી લગ્ન ન કરીએ તો નાતીલાઓ વાત કરે.

'અરરર......આવડી મોટી તાડ જેવડી છોકરીને હજી વરાવી નથી. નાતમા ને શું મુરતીઆઓનો તોટો છે ! ક્યાંક બાપની આબરૂ ઉપર પાણી ન ફેરવે.' ત્યારે બીજો કોઇ કહે, 'આવડી મોટી છોકરી કરવાનુ કંઈ કારણ હશે કે નહિ ! દાળમાં કંઇક કાળુ લાગે છે. કંઈ પણ હોવું જોઇએ, નહિતર છોકરી વર્યા વગર તે કેમ રહે !'

ભાઈ, કેટલીક આર્થિક વિટંબણાઓ વેઠીને મેં પાંચસો રૂપીઆ ભેગા કર્યા અને આ ગોપાળ શેઠને રૂપીઆ આપ્યા છોકરી આપી. તબીયત પણ આપી. આપવાનું બધું આપી દીધું ને ઉપરથી આ બીજી ઉપાધિ. ભાઈ ! હવે હું શું કરૂં ! જેના જેવા નસીબ. મારાથી બનતું મેં બધું કર્યું.

મેં પુછ્યું "કાકા, બેનના પુનર્ લગ્ન ન કરો ?"

છી...છી ..છી આ શું બોલ્યો ? વાણીયા બ્રાહ્મણમાં તે એ હોય ! કોળી લોકો બબ્બે વાર કરે. કંઇ વાણીયા બ્રાહ્મણથી થાય ?

હું ત્યાંથી ઘેર આવ્યો. બિચારીના વિચારોએ મને ઘેરી લીધો.

"શા માટે એ સમાજ સામે બંડ ન કરે ?" મારા મનમાં એ પ્રશ્ન ઉદ્ભવ્યો.

એની લાખો આશાઓની અંદર એક નિરાશા ડોકીયું કરી ગઈ. એ નિરાશાએ એની મનોસૃષ્ટિની અંદર અજબ ધરતીકંપ કરી દીધો. મોટી મોટી ઇમારતો ક્ષણભરમાં જમીન દોસ્ત થઇ ગઈ. એનું હૃદય હસતા તલ પાપડ થઇ રહ્યું હતું. મુખ ઉપર અનિચ્છાએ પણ શોકની છાયા રેખાઓ ધારણ કરવી પડતી. હૃદય અને મનનાં તુમુલ યુદ્ધ 'વચ્ચે હૃદય વિજેતા થતું. પણ એ વિજેતા યોદ્ધાને સબરી રાખવો પડતો. હાસ્યને એનાં જીવનમાં સ્થાન ન હતું સદાય આવકાર દાયક હાસ્યો તેને અનિચ્છાએ તરછોડવાં પડતાં હતાં. કદાચ હસીને કોઇકોઈવાર કોઈની પણ સાથે વાત થઇ જતી તો તરતજ ઘરનાં જ માણસો ટીકાના ગણેશ માંડતાં. બિચારીને ઘણુંજ લાગી આવતું ને પરમાત્મા પાસે મોત યાચતી.

એને બધાજ તિરસ્કારની દૃષ્ટિએ જોતાં. કોઇને એની ગરજ ન હતી. એને બધાની ગરજ હતી. સમાજ એને માટે જીવતો ન હતો પણ એ સમાજ માટે જીવતી હતી.

એ કોઇનો તિરસ્કાર સહન ન કરી શકતી. એટલે એકાદ ખુણે બેસીને અશ્રુબિંદુઓ સારતી. આંસુઓ પાડવા સિવાય એ બીજું કરી પણ શું શકે ?

એને વૈધવ્ય શા માટે પાળવું જોઇએ ? એના વૈધવ્ય માટે ગુન્હેગાર કોણ ? સમાજ ! વડીલ ! કે પોતે !

# દેશ સેવાના ઉત્તમ સ્વરૂપો

## પ્રજાના સંકટ નિવારણ માટે તાત્કાલિક શક્તિ અને નાણાંના ભોગ આપવો એ જ ઉત્તમ દેશ સેવા.

### ગજય રંગની રમતો એ મધ્યમ દેશ સેવાનું અંગ કહેવાય છે. માત્ર આશાભરેલા ભાષણોથી જ પ્રજાનું કલ્યાણ થતું નથી.

રજુ કરનારઃ—કેશવલાલ ભીખાભાઇ મણીઆર.

### દેશસેવા કઈ કહેવાય ?

દેશમાં, પ્રાંત શહેર કે ગામડાઓમાં જ્યારે દુષ્કાળ, ધરતીકંપ, અતિ વૃષ્ટિ મરકી, ભયંકર રોગો વગેરે પ્રજામાં આફતકારક બનાવો ભયંકર રીતે કેર વરતાવતા હોય, કુદરતના પ્રચંડ કોપમાં લોકો ઘેરાયેલાં હોય, ચોરી, લુંટફાટ કે લુચ્ચા ધાડપાડુઓ લોકોમાં ત્રાસ ફેલાવતાં રહ્યા હોય, પ્રજા ભુખમરાથી દુઃખમાં ઘેરાયલી હોય–આવા ઉગ્ર સંકટ સમયે પવિત્ર અંતઃકરણે કોઇ પણ જાતની લાલચ કે લોભ વિનાની સ્વાર્થપણે પ્રજાની સેવા કરવા નીકળી પડવું અને પોતાના સર્વસ્વનો ભોગ આપવો એજ પવિત્ર સેવા, એજ લોકકલ્યાણ અને એજ ખરે-ખરી દેશસેવા એજ ખરૂં મનુષ્યજીવન, એજ ખરો પુરૂષાર્થ, એજ ખરી કુરબાની અને એજ દેશનો ખરો સૈનિક, લડવૈયો કહેવાય. ખરેખર જેઓ આવા જીવને જીવતા હોય, આવી સેવા બજાવવાની ઉતમ ભાવનાએ જીવતા હોય, તેઓજ પોતાના આત્માનું ખરેખરૂં કલ્યાણ કરનારા, પ્રજાની સેવા ઉઠાવનારા, ખરા દેશ સેવકો, ખરા દેશભક્તોની પંક્તિમાં મૂકવા લાયક ગણાય છે. આવા કોપકારક, આફત કારક પ્રસંગોએ જેઓ ધનની, તનની, વિદ્વતાની, બુદ્ધિની સેવા કરવા દીલની ઉદારતા દાખવે તેજ દેશની ખરી સેવા અને તેજ મનુષ્ય જીવનની સફળતા કહેવાય. દેશના ધનાઢયો નાના મોટા વેપારીઓ ધંધાર્થીઓ, મોટી મોટી કંપનીઓ, સટ્ટા બજારના દલાલો, પરોપકારી દ્રસ્ટોના દ્રસ્ટીઓ, રાજા મહારાજાઓ મોટા પગાર દાર અમલદારો, વગેરે સારી કમાણી કરનારા પ્રજાજનો—ગરીબ નિરાધાર, સંકટ ગ્રસ્ત, રોગ-દુઃખથી પીડાતા લોકોના સંકટ-નિવારણ માટે દયા અને ઉદાર દીલથી પોતાની પાસેના ધનનો સદુપયોગ કરતા રહે, એજ ઇશ્વરે આપેલા આ મનુષ્ય જીવનનું ઉતમ સાર્થક ગણાય છે. નાની મોટી હોસ્પીટલો. દવાખાનાઓ, કેળવણી માટે નીશાળો, કોલેજો, યુનીવરસીટીઓ, વટેમાર્ગુઓ માટે સારા રસ્તાઓ, મુસાફરી માટે સરતા વાહનો વગેરે પ્રજાને સુખશાંતિમા તથા સ્વચ્છતામાં રહેવાના ઉપયોગી સાધનોમાં પોતાના ધનની મદદ થાય એમાંજ ઉત્તમમાં ઉત્તમ દેશસેવા, પ્રજાસેવા અને સમસ્ત દેશનું કલ્યાણ સમાયેલું છે. દુઃખી, સંકટગ્રસ્ત પ્રજાને તેઓના દુઃખ નિવારણ માટે પોતાની ધનની જે પ્રકારની સેવા બજાવી શકાય તેમાં મદદગાર થવું એ

મનુષ્ય માત્રનો પવિત્ર ધર્મ છે. દેશ અને પ્રજા સેવા કરવાના ભિન્ન ભિન્ન અનેક માર્ગો છે. પણ સાંપ્રત સમયે પ્રજા સેવા કરવાના કંઈક વિચિત્ર રસ્તાઓ ગ્રહણ થવા લાગ્યાં છે.

### દેશકલ્યાણના મનોરથો ક્યારે સફળ થશે?

પણ સૂક્ષ્મ વિચાર કરતાં હમણાં જે જે પ્રવૃત્તિઓ અને ચળવળો ચલાવવામાં પ્રજા મશગુલ થઈ ગઈ છે તેનો અંત અને પરિણામ લાવતાં કેટલાંએક વરસો વિતી જશે, તેનું માપ કોઈપણ જોતિષી કે બુદ્ધિમાન પુરૂષ કાઢી શકે તેમ નથી. હમણાં રાજદ્વારી ક્ષેત્રોમાં રમત રમવામાં જે કોઈ કાબેલ, ચતુર, ચકોર અને બાહોશ હોય અને નવા નવા પોતાના હૃદયના તરંગો પ્રજા આગળ રજૂ કરી તેવી રમતો રમવામાં પ્રજાને હાકલ કરે તે વડો-નાયક નેતા કહેવાય છે. આ વડો નાયક-નેતા પોતાના હૃદયમાં ઉછળતા તરંગોના મોજાં પ્રજા સમુહમાં પાથરે જાય છે. વાણી અને ભાષાની છટાથી પ્રજાને આકર્ષી પ્રજામાં માનપાન અને કીર્તી વધારી દેશનો એક મહાન સેવક-નેતા ગણાય છે. પ્રજા તેની પાછળ દોડે છે, ફુલપાનથી વધાવે છે, તેના દર્શન કરવા તલ્પે છે, તેના ઉદ્‌ગારો આનંદથી ઝીલે છે, આવા નેતાઓના પ્રજાકલ્યાણના મનોરથો સફળ કરવા માટે સઘળા પ્રકારની પ્રતિજ્ઞા લે છે, અને પોતાના તન, મન અને ધનથી સહાય કરતા રહી, પોતે દુઃખી થાય, જાન પણ જાય અને ધનના ભોગ પણ અર્પે જાય છે. વખત એ વખત આ વડા નાયકો-નેતાઓના હુકમો પ્રજામાં એવા છુટયા કરે છે કે હવે લડત શરૂ થશે માટે સત્યાગ્રહી સૈનિકો તૈયાર રહો અને વેપારી બજારો તમે નાણાં પૂરાં પાડો, કુરબાની કરો, ભોગ આપવા તૈયારી કરો. સૈનિકો દોડે છે, અને નાણાંની કોથળીઓ ચરણે ધરે છે. આ નાણાંનો ઉપયોગ ગાડીઘોડા, મોટરો, એરોપ્લેન વગેરેના વાહનોમાં બેસી જ્યાં ત્યાં ઉડાઉડ કરવામાં થતો રહે છે અને લાખો રૂપીઆની આહુતિઓ અપાતી રહી છે. શા માટે? સ્વતંત્રના માટે, ગુલામગીરીમાંથી છુટવા માટે, સંપૂર્ણ સ્વરાજ્ય મેળવવા માટે, આ સમગ્ર હિંદુસ્થાનનું જોખમદાર રાજતંત્ર પ્રજા મારફત ચલાવવા માટે, દેશનો ઉદ્ધાર કરવા માટે, પ્રજાની ઉન્નતિ માટે. સાંભળો છો કે? માટે તમારે સર્વસ્વનો ભોગ આપ્યા કરવાનો છે અને સઘળાએ આ લડત લડવા બળી મરી ભસ્મ થઈ જવાની શક્તિ કેળવવાનો છે. જુઓ! દેશનો મામલો ગંભીર સ્વરૂપ લેશે હિંમત, ખંત અને ઉત્સાહથી સત્યાગ્રહીઓએ વીર પુરૂષોની માફક આ લડતમાં લડવા તૈયાર થવું, બુદ્ધિશાળી અનુભવી, રાજતરંગી વિદ્વાન પુરૂષો પૂછે છે કે આ બધું શા માટે? જવાબ, પ્રજાના સુખ માટે, પૈસા માટે, રાજતંત્ર ચલાવવા માટે, અરે પણ તે કેવાં સુખો અને પૈસા કઈ રીતે દેશને મળશે તેની કંઈ જન્મોત્રી કે કંઈ ચોકસ સમય કે હદ છે ખરી? હા, લડત સંપૂર્ણ રીતે જીત્યા કે દેશ આપણો, આપણું જ રાજ્યતંત્ર અને તેના પ્રતાપે દેશમાં ધનના ઢગલા ને ઢગલાજ જોશો. ધન લેતાં લેતા પણ થાકી જશો, સમગ્ર પ્રજા ગુલામીમાંથી છુટી સ્વતંત્રતા પ્રાપ્ત કરશે. અને પૈસાના ભંડાર મળવાથી સર્વ પ્રકારે પ્રજા સુખી તથા આખો દેશ જાહોજલાલીથી આબાદ સ્થિતિમાં આવી જશે. સઘળા રાજકર્તા ઉચ્ચ સ્થિતિમાં આવી જશે, અને આવી રાજતરંગી વિદ્યાનું અન્ય દેશો અનુકરણ કરશે. અરે! ઇશ્વર આ તારી માયા કેવી અજબ પ્રકારની છે. રાજ્યતંત્રનો મોહ, લોભ, આશા, તૃષ્ણામાં ડોલતાં લોકોને અગમ નિગમના તરંગી વેગમાં શુદ્ધ ભાવે સમજવા, હે પ્રભુ! ત્હારી અકળીત લીલા આ દેશ ઉપર હવે પાથર. સુખ પ્રાપ્તિ માટેના જાદુઈ સ્વપ્ન સેવતાં સેવતાં કેટલાયે ભવ વિતી જશે, તેનો

આદિ કે અંત કાંઈ જણાતો નથી. આ માયાવી સુખની આશામાં તણાતાં તણાતાં પ્રશ્વર ન કરે કે દુઃખના ડુંગરો ઉપર ચઢવાનું થાય. પણ એકજ વિચાર અને એકજ રંગ–અન્ય વિચાર માટે પ્રજાને સમય નથી. રાજરમતના બાજીગરો પોતાની રમતની દોરી જેમ ખેંચે તેમ આ ગાડરીઓ પ્રવાહ આંખ કાન મીંચીને વર્ષોના વર્ષ દોડયા જ કરશે, એવું ભવિષ્ય દેખાય છે. કોઈનો દોષ કાઢી શકાય તેમ નથી. આવાં ટોળાઓને દુનિયામાં એવા ખેલાડીઓ ખીલવે જાય છે. આવા ચતુર ખેલાડીઓ પોતાની ચળવળો ચલાવવા માટે ઠેકાણે ઠેકાણે પોતાના થાણાંઓ સ્થાપે જાય છે. વખતો વખત પ્રસંગ પડે લડતમાં તૈયાર થઇ જવાની હાકલો કરતા રહે છે અને જ્યાં ત્યાં નાના મોટા નાયકો–નેતાઓ ઉભરાઇ જવા લાગ્યા છે.

### પ્રજાના સંકટ દૂર કરવા ભોગ આપો.

એક મોટો પક્ષ સત્તા અને ગાદી ઉપર જ્યારે હોય છે ત્યારે થોડોક સમય સંપ અને સલાહ શાંતિમાં પસાર થાય છે. પણ વખત જતાં તેમાં મતભેદની જવાળા પ્રગટે છે અને ઉગ્ર સ્વરૂપો લઇ તેમાંથી અનેક પંથો–ટોળીઓ ઉભી થઇ જાય છે. તેવા પક્ષો પોતાને ફાવતી મનગમતી તરંગી રમતો રમવા માટે મેદાનોમાં ઉતરી પડે છે અને જ્યાં ત્યાં આવા નાના મોટા સંખ્યાબંધ પક્ષો બંધાતા રહ્યા છે, પરસ્પર એક બીજાના વિચારોથી પ્રજામાં ઉશ્કેરણી ફેલાવી કુસંપ, કલેશ અને કજીઆના ઝેરી બી વાવી રહ્યાં છે અને અસંતોષ તથા અશાંતિનું પ્રચંડ વાતાવરણ ફેલાવતાં રહ્યાં છે, દેશનો ઉદ્ધાર કરવા રંગબેરંગી ચળવળો ચલાવવાને પ્રજા પાસેથી અઢળક નાણું એકઠું કરી તેમાં ઉડાડે છે-પણ તેનું ફળદાયક પરિણામ આવશે તે તો ફક્ત પરમાત્માજ જાણે છે-બાકી હમણાં તેનું પરિણામ ૦ જેવું આવશે એમ કલ્પી શકાય છે. આવું અઢળક નાણું ગામડાંઓમાં દુઃખી નિરાધાર પ્રજાના સંકટ નિવારણ અર્થે જો ખરચાતું હોય તો તે બિચારા દુઃખીઓને કેટલી બધી રાહત મળે અને તેમની આંતરડી કેટલી બધી આશિષ આપ્યા કરે. પણ જો તેની દુઃખી પ્રજાના સંકટ હરવા માટે પ્રજા પાસે નાણું માગવામાં આવે તો કોઇ ઉદાર દીલથી આપવા નીકળી પડે તેમ નથી. પણ જો રાજતરંગી રમતો રમાડનાર નાણું માગે તો એકદમ કોથળીઓ ભરી આપે જાય છે. પણ જો આવાં નાણાંનો ઉપયોગ ગરીબો માટે સસ્તા ભાડાની ચાલીઓ, રોગીઓ માટે સ્થળે સ્થળે મફત નાનાં નાનાં દવાખાનાંઓ, ગરીબ સ્ત્રીઓ માટે મફત સુવાવડખાનાંઓ, માબાપ વિનાના રક્ષણ પોષણ વગરના બાળકો માટે નિવાસસ્થાનો, મુસાફરો માટે ધર્મશાળાઓ વગેરે પ્રજા ઉપયોગી ખાતાંઓ સ્થાપવામાં થતો હોય તો પ્રજા કેટલી બધી સુખી થાય એ વિચાર કરવાનું કામ પરોપકારી રસ્તાઓ સમજનારાઓનું છે.

### પરધર્મમાં વટલાતાનું રક્ષણ કરો.

*હજારોની સંખ્યામાં હિંદુ જનતા પોતાના* તન પોષણ માટે પોતાનો અસલ ધર્મ તજી જ્યાં રક્ષણ અને પોષણના સાધનો મળતાં હોય તેવા પરધર્મમાં વટલી જતાં હોય, તેવા સુખદુઃખમાં સબડતા લોકો માટે આશ્રય સ્થાનો ખોલી તેઓને ઉપયોગી કાર્યોમાં જોડી ધર્મ–પલટો કરતાં કેમ અટકાવવામાં આવતા નથી? *ક્યાં છે એવા પરદુઃખભંજન નેતાઓ, ક્યાં છે* એવા સમાજ સેવકો? ક્યાં છે એવી ઉચ્ચ લોક સેવા કરનારી સાલ્વેશન આર્મી જેવી મહાન સંસ્થા! છે એવું દૈવત? છે એવી સાચી પુરૂષાતનની શક્તિ? અરે! પ્રભુ દુનિયાના લોકો કેવા કેવા માર્ગે દોડી રહ્યા છે! ૩૩ કોટીથી વસેલો મહાન ખંડ હિન્દુસ્થાન કેવા કેવા હાનિકારક, નાશકારક ઉપદ્રવોથી

પીલાય, પીસાઈ રહ્યો છે, તેનાથી શું દેશ સેવા કરનાર હોંશીલા નેતાઓ અજાત છે ? હા એમજ સમજવું પડે છે. દેશની સેવા કરવા બધા તૈયાર છે. બધી જાતના ભોગ આપવા પાછું વળી જુએ તેવા નથી પણ જરાક ઉંચી નજર કરી જુઓ તો ખરા કે હિન્દુસ્તાનની પ્રજાના શરીર, બાંધા, અને શક્તિ કેવાં છે ? લાકડી જેવાં શરીરવાળા, થોડુંક ચાલતા દમ ચઢતાં હાંરી જનારા, ભિન્ન ભિન્ન જીવલેણ રોગોમાં સડતાં રહેલાં, ક્ષય કફમાં ઘેરાયેલાં, લોહી વિનાના ફીકાફચ જેવા, હાડપીંજરો જેવા, બંદુકનો અવાજ સાંભળતા ભય અને ધાસ્તીથી નાશી જનારા, શક્તિ વિનાના અન્નજળ વિના રૂદન કરતા, ભુખ્યા પેટે જ્યાં ત્યાં રખડી રઝળી મરણને શરણ થતાં માનવીઓ ! અરે પ્રભુ, આવી દુઃખી અને કલ્પાંતભરી સ્થિતિવાળા આ દેશ પ્રત્યે અમી દૃષ્ટિ કરી મનુષ્યોને સુખી કર. આ દુનિયામાં હમણા ચાલતા નાશકારક વાતાવરણથી મનુષ્ય પ્રાણીઓને બચાવી સ્નેહ, શાંતિ, સંપ અને ભ્રાતૃભાવની ખીલવણી કરી સુખી જીવને જીવાડ. તારી દયા અને શક્તિ વિના દેશનો કે પ્રજાનો કોઈ કાળે પણ ઉદ્ધાર કલ્યાણ કે ઉન્નતિ થવાની નથી. આ ક્ષણ ભંગુર જીવડાંઓ જાણે આ દેશનો અમે જ ઉદ્ધાર કરી નાંખ્યો એવા અભિમાનથી ફૂલાઈ તણાઈ મરે છે અને પ્રજાને ભમાવનારી રાજ-રમતો રમવામાં તલ્લીન થઇ ગએલાના હૃદયમાં કંઇક શુભ પ્રેરણા કર કે તેઓ દુઃખમાં સબડતા આ દેશના મનુષ્યોનું રક્ષણ અને પોષણ કરવાવાળા પરોપકારી કાર્યો કરતા થઇ જાય અને આવી રમતો રમતા અટકાવી મનુષ્યમાત્રને યોગ્ય રીતિનીતિ, આચાર વિચાર, શુદ્ધ વર્તન, પવિત્રતા, સદ્‌ગુણ અને શ્રેષ્ઠ આચરણવાળા કરવા માટે ઉત્તમ બોધો-ભાષણો કરતા તેઓ થઈ જાય.

પણ આ લડત મૃત્યુ અને મુક્તિની છે. આ દીલરંગી રાજતંત્ર રંગીલી રમતો કદી જીવ જાય તો પણ મુકી શકાય તેમ નથી. કહે છે કે અમારા હૃદય તંત્રો દેશની સેવા કરવામાં ચકચૂર થઇ ગયાં છે. દેશ સેવા અમે જે કરીએ છીએ તેજ ઉત્તમ અને શ્રેષ્ઠ છે. હિંસક શસ્ત્રો વિના સમગ્ર દેશનો કારોબાર -રાજ્યતંત્ર ચલાવાની જોખમદારીઓ હસ્તગત કરવાની અમારી રમતો અટકાવનાર અમે કોઇને જોતા નથી. અમારી પ્રજાકીય રાજ્યદ્વારી રમતની લડતની લડતો લડવામાં આખા દેશની પ્રજાનો અમને સાથ છે. જ્યાં સુધી ભરતખંડની સઘળી ભૂમિ આપણા હાથમાં નથી આવી ત્યાં સુધી સત્યાગ્રહની લડત ચાલુજ રહેવાની છે. પરમેશ્વર પણ જો નીચે ઉતરી અમને વિનવે તો પણ આ લડત અમો મૂકવાના નથી. જગતમાં હિંદુસ્તાનને સર્વોપરી ખંડ જણાવવાના અમારા મનોરથો સંપૂર્ણ સફળ ન થાય ત્યાં સુધી આ ઝુંબેશ ચાલુ જ રહ્યાં કરશે. રાજરંગ અમારા દીલને ડોલાવી રહયો છે. હૃદય રંગાઇ રહ્યાં છે. મૃત્યુ અને મુક્તિ પણ અમારી એમાંજ છે.

પરમાત્મા તમારા ઉત્તમ જ્ઞાનચક્ષુ ખોલે અને લોકો સુખી થાય એવા પરોપકારી કાર્યો કરવા તમારાં હૃદય ભંડારમાં જ્ઞાન પ્રકાશ ફેલાવે એજ આ અંતરની શુદ્ધ ભાવનાથી કહેવું પડે છે. એટલું માનવું જ પડશે કે કોઇ પણ કાર્યની હદ તો હોયજ. મર્યાદા અને હદ ઓળંગનારાઓના ગમે તેવા ઉચ્ચ અને પરોપકારી મનોરથો હોય તે સફળ થઈ શકશે નહીં. થોડોક વખત પોતાને ઉજળું ઉજળું અને પ્રકાશ તથા જીત દેખાશે, પણ છેવટે અંધાર પીછોડાથી જીત અને પ્રકાશ અલોપ થઈ અંધકારજ જણાશે

પ્રજાના કરૂણાજનક પોકારો સાંભળી તેમના વિવિધ પ્રકારના સંકટો દૂર કરવા માટે તાલા

લિક શક્તિ અને નાણાંનો ભોગ આપવો એજ દેશસેવાનું ઉત્તમ અંગ કહેવાશે. માત્ર આશા ભરેલાં રંગીલી ભાષાના ભાષણોથી જ દેશ અને પ્રજાનું કલ્યાણ એકદમ થઈ જવાનું નથી. તે તો વરસોના વરસ આશામાં ને આશામાં વિતી જશે. તોપણ જે જે સુખો અને સ્વતંત્રના માટેના હમણા પોકારો થઈ રહ્યા છે તે ક્યારે કઈ સદીમાં પ્રાપ્ત થશે તે કોઈ કહી શકશે ખરૂં? લાચાર ! કોઈ કહી શકે તેમ નથી, દેશના ઉત્કર્ષ માટે બેશક રાજરંગની રમતો ખુશીથી ખેલો—પણ પ્રજાના સંકટો દૂર કરવા જેમ બને તેમ તાત્કાલિક ઉપાયો લેવામાં બુદ્ધિ, શક્તિ અને પ્રજાના નાણાંનો સદુપયોગ કરવા મંડી પડવું એજ ઉત્તમ પ્રકારની દેશસેવાનું અંગ છે.





# "નૂતન વર્ષ મુબારક હો !"





પ્રિય બંધુ

નૂતન વર્ષ મુબારક હો !

નવલ વર્ષના અરૂણોદયથી:—

રૂઢી રાક્ષસીનાં પોલાદી ચોકઠાંનો

ભાંગીને ભૂક્કો કરજે !

ન્યાય અને નીતિ વિરૂદ્ધનાં બંધારણોને

નિર્ભયતાથી ઉચ્છેદજે !

સાથે સાથે

ત્હારા પ્રતાપી પૂર્વજ રામને સ્મરણમાં રાખી;

એનાં નીતિ અને ચારિત્ર્યને જીવનમાં ગુંથજે !

એનાં પરોપકાર અને વત્સલતાને હૈયે વસાવજે !

એનાં પ્રેમ અને ત્યાગને અંતરથી અપનાવજે !

આ વાત કદી ન ભૂલજે

જ્ઞાતિમાં સંપ સુવ્યવસ્થા સ્થાપજે !

ત્હારા ભૂલા પડેલા ભાઇના હાથને હેતથી ઝાલજે !

એવા નૂતન વર્ષના અભિનંદન.

હરખલાલ જે. ભગત. ( જામનગરવાળા )

# મનુની મનોદશા

યાને

# કુળ આજ્ઞા

લેખકઃ
શ્રી શાંતિલાલ જગજીવન પારેખ.



આજે મગનલાલ શેઠને ત્યાં આનંદોત્સવ થઇ રહ્યો હતો. સગાં સ્નેહીઓ દૂરથી મનુનાં લગ્નનો લહાવો લેવા આતુરતાથી આવી પહોંચ્યા હતા. નાનાં છોકરાંઓ મનુભાઇની જાનમાં જવાની હોંશે આનંદથી રમતાં હતાં. મનુની માતા લક્ષ્મીબાઇ પોતાનો એકનો એક દીકરો પરણે છે એવા વિચારથી ખૂબ આનંદમાં હતાં. એક તરફ લગ્નની સામગ્રીઓની ધામધૂમ ચાલી રહી હતી. આમ ઘરમાં જો કે સર્વત્ર આનંદ છવાઇ રહ્યો હતો, છતાં મનુનાં હૃદયમાં કોઇ એક પ્રકારની ભાંજગડ શરૂ થઇ હતી. તેનાં હૃદયમાં એક ઘા પડેલો હતો, અને તેથી તેનું મન ચિંતાતુર હતું. એ ચિંતાતુર હૃદયમાંથી કોઈ કોઇ વાર કન્યા વિક્રયના આછા પડછંદા પડતા હતા. એ પડછંદા સાથે પોતાનો આછો કરૂણાજનક સ્વર નીકળતો, અને તે જ સ્વર સાંભળનારને બે ઘડી મુગ્ધ કરતો!

* * *

મગનલાલ શેઠ દશ વર્ષ પહેલાં ગુજરી ગયા હતા. તેઓ સાધારણ સ્થિતિના માણસ હતા, છતાં ગામમાં પોતાની આબરૂ ઘણી જ સારી હોવાથી નાનું બાળક પણ તેમના નામથી અજાણ ન હતું. તેઓ ભગવાનના સાચા ભક્ત હતા. એની એ ભક્તિમાં અંધ શ્રદ્ધા તો ન હતી! તે પોતાનું જીવન નીતિમય ગાળતા. તેમના મૃત્યુ સમયે મનુની ઉંમર લગભગ દશ વર્ષની હશે. હાલ મનુની ઉંમર વીશ વર્ષની છે. મનુની માતા લક્ષ્મીબાઇ બિચારા સાઠ વર્ષના બુઢ્ઢા હતા. શરીરમાં હાલવા ચાલવાની કશી શક્તિ ન હતી. આંખે અંધ થયા હતા. સંસારની માયાને લીધે બે અક્ષરનું 'રામ' નામ પણ સાંભરતું ન હતું. આખો દિવસ સંસારની માયાને પરોક્ષ રીતે વશ રહેતા, કારણ કે પ્રત્યક્ષ વહેવાર આંખના અંધાપાને લીધે બંધ થયો હતો. મનુના વેશવાળ પહેલાં તેઓ ઘણી વાર કહેતા અને રડી ઊઠતા, "અરે રે! મારો મનુ કૅદી વરે? મારા ગરીબ દીકરાનું બારણું કોણ બાંધે? મારો દીકરો તો રાજાના કુંવર જેવો છે. વળી રળતો ખપતો થયો છે." પણ હવે તો ડોશીની મનોવ્યથાનો અંત આવ્યો હતો. આજે લગ્નની વાત સાંભળી ડોશી હર્ષનાં આંસુ વર્ષાવતી હતી. ડોશી પ્રત્યે ગામના માણસોનો પણ સારો પૂજ્યભાવ હતો. ડોશીને હર્ષ આજે માતો નથી તે એટલે સુધી વધ્યો હતો કે પોતે બેઠાં બેઠાં પણ કંઈ કંઇ કાર્ય કર્યે જતા હતા!

* * *

'અમીચંદ શેઠ' કહેતાં જ લોકોના હૃદયમાં નવો આનંદ સ્ફુરતો. અમીચંદ શેઠ એક સરકારી અમલદાર હતા. બચપણના શુભ સંસ્કારોએ તેમની જાતને સુધારા તરફ દોરી હતી. તેઓનો સ્વભાવ શાંત અને મિલનસાર તથા સમાજના દુઃખોનો ઉચ્છેદક હતો. સમાજ તરફ એમને અઢળક પ્રેમ હતો. એ પ્રેમ સમાજે પોતે સ્વીકારી લીધો હતો, અને અમીચંદ શેઠના સમાજના દુઃખો અને સડાઓ દૂર કરવાના હેતુ અને પ્રયાસથી વધારે ધાડો થયો હતો.

આ દુનિયામાં કોઇ સુખી નથી. આવા

સુસંસ્કારી અને સુખી આત્માને પણ એક પ્રકારનું દુઃખ સાલતુ હતું. એટલું જ નહિ પણ આ દુઃખે એના હૃદયમાં ખૂબ ડંશ દીધા હતા. એ દુઃખ બીજું તો કંઇ નહિ પણ એમના પરણેલ સ્ત્રી મોતીબાઇના પનારે પડ્યાંનું હતું. મોતીબાઇ અને અમીચંદ શેઠના સ્વભાવમાં આસમાન જમીનનો તફાવત હતો. મોતીબાઇ જૂના જમાનાના સ્ત્રી પુરુષોના સહવાસમાં રહેલી હોવાથી તેના ઉપર એવા તો ખરાબ સંસ્કારોની ઊંડી છાપ પડી હતી કે એકવાર પોતાનું વચન પળાવ્યે જ છૂટકો. સારા નરસાની એને દરકાર જ ન હતી. એને પોતાનો કક્કો જ સાચો લાગતો! અને એ સામા માણસને સાચો ઠરાવ્યે છૂટકો કરતી. તેનામાં નામ પ્રમાણે ગુણ ન હતા. એ એક સાચું કીંમતી મોતી ન હતું; એ મોતીનો પાક કોઇ ઊંડા મહાસાગરમાં થયો ન હતો. પણ એ મોતી કોઇ છીછરા, નાના અને સાંકડા સમુદ્રમાંથી કોઇ દુર્ભાગી મનુષ્યને હાથ આવ્યું હતું. અને અમીચંદ શેઠને ત્યાં વેચાયું હતું (લગ્ન થયાં હતાં). એ મોતીને તેની ખરી કીંમતમાં આણવા ઘણો જ પ્રયાસ અમીચંદ શેઠે કર્યો, પણ એ સર્વ પ્રયાસ વ્યર્થ ગયો.

રમાએ પોતાના સોળમા વર્ષમાં પ્રવેશ કર્યો હતો. મુખમુદ્રાએ બાળકના નિર્દોષ ભાવોને દૂર કર્યા હતા, અને તેને ઠેકાણે ગાંભીર્યના ભાવ ધારણ કર્યા હતા. તે ઉપરાંત મુખમુદ્રાએ યૌવનના ભાવોનું પણ આછું રેખાદર્શન ધારણ કર્યું હતું. બચપણમાં સાહેલીઓ સાથે ખૂબ આનંદ માણ્યો હતો. યૌવનમાં પણ પતિ સાથે સુખી જીવન ગાળશે એવી એની ઇચ્છા તેમજ આશા હતી, અને તેનું સુંદર કપાલ (ભાલપટ) એ આશાની સાક્ષી પૂરતું હતું.

એક દિવસ રાત્રે જમ્યા પછી સૌ કુટુંબના માણસો આનંદથી વાર્તાલાપ કરી રહ્યા હતા. શિયાળાની રાત્રી હતી એટલે સગડીની આસપાસ સૌ વિંટળાઇ વળ્યા હતા. સગડીમાંનો દેવતા શિયાળાના પવનના સુસવાટાથી ઝબક ઝબક થતો હતો. એ ઝબકારાનો પ્રકાશ રમા ઉપર પડતાં જ એના સૌંદર્યમાં વધારો થયો. અચાનક આ દેખાવ મોતીબાઇથી જોઇ જવાયો. જોતાંની સાથે જ એ ઊભી થઇ અને પાસેના ખંડમાં અમીચંદ શેઠ પાસે ગઇ અને નીચેનો પ્રશ્ન કર્યો:

"હવે આ રમા વિષેનો તમારો શું વિચાર છે? આ જુઓને આપણી નાતમાં કોઇ સારો મૂરતીયો યે નથી જડતો! તમે આ બાબતમાં બહુ બેદરકાર રહો છો! ધર્મના કામમાં ઢીલ નહિ. કારણકે દીકરી શોભે સાસરે અને હાથી શોભે દરબારમાં!"

"હું બેદરકાર નથી," અમીચંદ શેઠે જવાબ આપ્યો, "બધુંએ મારા ધ્યાનમાં છે, પણ હું માનું છું કે તું મારા મતને નહિ અનુસરે! આજ ગામમાં એક મૂરતીયો છે. કુળ ઉંચુ અને સાધારણ કુટુંબ છે."

"જો એમ જ છે તો આજે જ ચાંલ્લા કરીએ! પણ આપણી કુળ આચા પ્રમાણે એ બધું થવું જોઇએ!"

"કુળ આચા એટલે શું?" અમીચંદ શેઠ માત્ર ફાટી આંખે જોઇ રહ્યા!

"આપણા કુળમાં વર પક્ષ પાસેથી અમુક પૈસાની રકમ (કન્યાવિક્રયી દ્રવ્ય) લેવાય છે, એ રકમને માટે ચોક્કસ બંધી નથી. સૌ સૌનાં પ્રમાણમાં એ લે છે અને આપે છે." મોતીબાઇએ ઠંડા પેટે જવાબ વાળ્યો.

"બસ! એ નહિ જ બને! કન્યાવિક્રય રૂપી ધરીને હાથમાં ધરનાર તું અહીંથી દૂર થા!" અમીચંદ શેઠનું લોહી ઊકળી આવ્યું.

તરત જ અમીચંદ શેઠ પથારી તરફ વળ્યા. પથારીમાં પડ્યા છતાં ઊંઘ ન આવી અને સ્વગત બબડવા લાગ્યાઃ "રે જીવ! તું સુધારક!

ના, ના! અરે! તારે ક્યાં પૈસાની ખોટ છે! ખાસા મઝેના એકસો એક પચારના ખાય છે! પણ...નિષ્ઠુર મોતી! શું તું નહિ સમજે?"

વિચાર કરતાં આંખો મીચાઇ. સવારે ગમે તે એક નિર્ણય ઉપર આવવા વિચાર કર્યો. એક તરફ મૂરતીયો અને તેનું ઘર આકર્ષણ કરતું હતું. બીજી બાજુ કન્યાવિક્રયનો સવાલ હતો. વરપક્ષ પાસેથી પૈસા પડાવવામાં આવે તો તેને સૌસવું પડે તેમ હતું. બીજી બાજુ પૈસાદાર કુટુંબમાં મૂરતીયાનું ઠેકાણું ન હતું. પોતે સમાજમાં આટલો આગળ વધેલો કન્યાવિક્રયના રિવાજમાં સંમત થાય અને કાર્યનો અમલ પણ કરે એથી એને ઘડીક વાર બહુ જ દુઃખ થયું.

* * *

વહાલા વાચક! કન્યાવિક્રયના નામથી તું પરિચિત હશે! એ નામ જ મનુની અસ્થિર મનોદશાનું કારણ હતું. તું મનુની ગરીબ સ્થિતિને લીધે અને અમીચંદ શેઠના વિચારોથી એ વ્યથાનું કારણ સમજી ચૂકયો હશે, છતાં એ પ્રશ્નને વધારે સમજી તેમાંથી સાર ગ્રહણ કરી શકાય એવી ભાવનાથી એ વ્યથાનું સ્પષ્ટિકરણ કરવાની મને ફરજ પડે છે.

મનુએ પોતાના પિતાનો ધંધો જારી રાખ્યો હતો. એ ધંધો એક નાના ગામડામાં પરચુરણનો હતો. ગામડાના પ્રમાણમાં મનુની આવક ટૂંકી હતી. ઘણા વેપારીઓ ગામડામાં પૈસાદાર બને છે, પણ પોતે પ્રમાણિક હોવાથી એવો પૈસાદાર એ ન થયો. અને એ ન થયો એથી એને દુઃખ નથી થતું, પણ ઉલટું એ વેપારીઓની અપ્રમાણિકતા તેને સાલે છે. મનુનું પોતાનું જીવન ઘણું જ સાદું હતું. ખર્ચાળ જીવન ન હોવાથી મનુ કંઈક રકમ બચાવી શકયો. પણ એ લક્ષ્મી મનુના ભાગ્યમાં લખાએલી ન હોવાથી બીજાને વરી ચૂકી. મનુનું ઉપર પ્રમાણે રમા સાથે વેશવાળ થયું. સાથે એક હજાર રૂપિયા આપવા પડ્યા અને ઘણી જ દુઃખદાયક સ્થિતિ ઉપસ્થિત થઇ.

મનુની ઇચ્છા આ વેશવાળમાં બિલકુલ ન હતી. પણ ભાવી બળવાન છે. ગામના અમુક માણસોએ આ કાર્યમાં પોતાની સંમતિ આપી અને હિંમત આપવા લાગ્યા કે, "પૈસા ભરવા પડે તેથી શું? કાલ સવારે બીજો પૈસો કમાઇશ! ફરી વખત આવું ઘર અને કન્યારત્ન નહિ મળે! નાણું મળશે પણ ટાણું નહિ મળે!"

આજ લગ્નના દિવસે પણ એ હિંમત તેને કાળસ્વરૂપ લાગી, આજે એ હિંમત ઉપર તેને તિરસ્કાર છૂટયો! કુંવારો રહ્યો હત તો વધારે સારૂં થાત! કારણકે પોતે યુવાન હતો. કન્યાવિક્રયને સાથ આપી પરણવું તેના કરતાં કુંવારા રહી પોતાની જીંદગી સુધારા તરફ દોરવાનું વધારે સારૂં લાગ્યું. અત્યારે યુવાનીના જુસ્સાથી ભરપૂર પણ શાંત મગજમાં આજ વિચાર ઘોળાયા કરતો! એને એ જ વાત પસંદ હતી, છતાં જે બનવાનું હતું તે બની ગયું. હવે ઘણો જ પસ્તાવો થાય છે. પણ શું કરે? લાચાર! (સ્વગત) "રે! હિંદુસંસાર! ધિક્કાર છે! હજુ ધર્મના સડાઓ, સામાજીક સડાઓ તારા અંગમાં પ્રવેશ થતા જોવામાં આવે છે. તેમાંએ બ્રાહ્મણ, વાણિયા જેવી ઊંચ જ્ઞાતિમાં જે દીકરીઓના વેચાણ થતાં જોવામાં આવે છે તેથી તો મારો આત્મા સળગી ઊઠે છે. લગ્નને દિવસે દીકરીઓનાં માબાપ ઉપવાસ કરે છે, કન્યાદાન આપે છે; પણ એ બધાં ધર્મને નામે ઢોંગ છે, અને ઉલટા દીકરીઓના પૈસા હજમ કરી જાય છે. દીકરીના ભવિષ્યના સારાસારનો નિર્ણય ન કરતાં પોતાના જ સ્વાર્થ તરફ આંધળા થઈ દીકરીને ભિખારી બનાવી દે છે."

× × ×

લગ્નની વિધિ શરૂ થઇ, મંગળ ગીત

ગવાયાં મનુના સાસરા અમીચંદ શેઠ એક વખતના પ્રખ્યાત સુધારક કન્યાદાનમાં દરિદ્રતા આપવા બેઠા, ચોરી બંધાઇ, ફેરાં ફર્યા. આમ કરતાં લગ્નની તમામ વિધિ સંપૂર્ણ થઇ.

વરઘોડીયા પરણીને ઘેર આવ્યાં. આજે પરણ્યાની પહેલી રાત્રી. એ નવલ રાત્રીનો આનંદ ભોગવવાને બદલે મનુએ કન્યાવિક્રયનો પ્રશ્ન આગળ ધર્યો, અને મનુ અને તેની સ્ત્રી વચ્ચે સંવાદ શરૂ થયો:—

"વહાલી રમા," મનુ પોતાના ઉપર ગુંથાએલી દુઃખમાળાનો સાર આપતાં બોલ્યો, "તું તારા પિતાનાં કૃત્યથી અજાણ હશે એમ હું માનું છું, કારણકે કન્યાવિક્રયી પિતા કન્યાની સંમતિ લઈ સંબંધ નથી બાંધતો. તે પૈસાને ખાતર લાકડે માકડું વળગાડી દે છે. પૈસાને ખાતર ઢીંગલા ઢીંગલીની રમત રમાડે છે. તારા પિતામાં તો કંઇક દયાનો અંશ છે. નહિતર કેટલાક સ્વાર્થી પિતાઓ પૈસાની લાલચે સ્મશાનમાં જવાની તૈયારી કરતાં વૃદ્ધ વરને પણ વધાવી લે છે."

"વહાલા," ડાહી અને સુશીલ નવોઢાએ જવાબ આપ્યો. "એ કાર્ય મારા પિતાનું નથી પણ મારી માતાનું છે. હઠીલી નિષ્ઠુર માતાએ કુળ આજ્ઞાના પાલન માટે આ કૃત્ય કર્યું છે. હું એનો સ્વભાવ જાણતી હતી. મારી મોટી બેનના વેશવાળ પ્રસંગે પણ એણે કાળા હાથ કર્યા હતા."

"હે પ્રિયે!" મનુએ વચમાં જ પ્રશ્ન કર્યો. "તું આટલી ડાહી અને સુધારક હોવા છતાં તેં તારાં માતપિતાને સમજાવવા યત્ન કેમ ન કર્યો? કન્યાવિક્રય જેવું ઘોર કર્મ અટકાવી શકત તો તને કેટલું પુણ્ય મળત!"

"સ્વામિનાથ" ધવાતાં હૃદયે રમાએ જવાબ આપ્યો, "મેં એમને સમજાવવામાં કચાશ રાખી ન હતી. પણ ક્રુર માબાપના પંજા નીચે ગરીબ બિચારી દીકરી શું કરે! કહેવત પ્રમાણે 'દીકરી ને ગાય દોરે ત્યાં જાય!' મારી ઉપર એમને દયા ન આવી, અને આવું ઘોર કર્મ આદરી બેઠા."

"રે! દુષ્ટ સાસરા! કન્યાવિક્રય..." મનુના મુખમાંથી શબ્દો નીકળવા માંડ્યા. તેની આંખે અંધારા આવવા લાગ્યા. તે બેભાન થઇ નીચે પડયો. પોતે યુવાન હતો. હિંદુ સંસારમાં કન્યાવિક્રય જેવા સડાઓ જોઈ તેનું લોહી તપી ઊઠયું. તે પોતે હિંમત હારી ગયો, એક ક્ષણમાં કંચન સમી કાયા કન્યાવિક્રય રૂપી રણમાં રોળાવા લાગી. એ જ રણભૂમિ એના પ્રાણનો બળીદાન લેવા માગતી હોય એવો દેખાવ થઇ રહ્યો.

બે દિવસ સુધી મનુ બેભાન અવસ્થામાં પડી રહ્યો. બેઉ દિવસ રમા તેની પાસે સારવારના ઉપાયો શોધતી બેઠી હતી. ત્રીજે દિવસે મનુ કંઇક શુદ્ધિમાં આવ્યો, આંખો ઉઘાડી ઊભા થવા જેટલું પણ ચેતન રહ્યું નહોતું.

"હે નાથ" રમા હિમ્મત આપવા લાગી. "હજુ તમારાં હથિયાર તમારી પાસે પડયાં છે. આ મારાં ઘરેણાં......"

રમાએ પોતાની ઉપરના થોડાક કીંમતી, ઘરેણાં ઉતારી ઢગલો કર્યો.

પણ મનુએ પોતાની સ્ત્રીને અડવી ન જોઇ શકવાથી તેનાં ઘરેણાં પાછા આપ્યા અને દૂર દેશાવર ખેડવાનો વિચાર કર્યો. થોડાક દિવસ પછી રમાને વિરહ વેઠવાની હિંમત આપીને નીકળી પડયો.

× × ×

પરદેશમાં આવ્યો. સુભાગ્યે તેને એક પ્રમાણિક ભાગીદાર મળ્યો. બન્નેએ એક પેઢી ખોલી. પોતે એક વ્યાપારકુશળ વાણિયો હતો, અને પ્રમાણિકતાથી પેઢીની આંટ સારી બંધાઇ. થોડા વખતમાં પેઢી ઘણી સદ્ધર સ્થિતિમાં આવી પડી.

વખત જતાં મનુની આર્થિક સ્થિતિ ઘણી જ ફરી ગઈ અને ત્યાર પછી રમાને પરદેશમાં જ બોલાવી લીધી.

મનુની માતા તે પરદેશ ગયા પછી થોડા જ વખતમાં સ્વર્ગવાસી થયા હતા. એ સમાચાર મળવાથી પહેલાં તો તેને ઘણું જ દુઃખ થયું, પણ મરણ એ કાળચક્રનો નિયમ છે એવા આશ્વાસન સાથે એ દુઃખને ભૂલી ગયો.

ફરી એક વખત આ યુગલ સંસારમાં સુખ અનુભવવા લાગ્યું અને રમાનું ભાલ પટ જે સુખની સાક્ષી પૂરતું હતું તે આજે અક્ષરશઃ સાચું ઠર્યું.

છેવટમાં બે બોલ કહેવાના છે, "જ્યારે યુવાનો જાગ્રત થશે ત્યારે જ દેશની આબાદી વધશે. એક વખત યુવાનનું લોહી ઊકળ્યું ત્યારે હિંદુ સંસારના સડાઓ જે જડમૂળ ઘાલી બેઠા છે તે દૂર થશે. દૂર થશે એટલું જ નહિ પણ જડમૂળ ઉખડી જશે. કોઇ યુવાન કન્યાવિક્રય જેવા કુકર્મોમાં ભાગ આપી પોતાની જીંદગી કલંકિત કરશે નહિ એવી આશા છે,"

---

## અ . ભિ . પ્રા . ય

આપણી જ્ઞાતિનાં આ માસિકને આજે ૨૨ વર્ષ પુરાં થયાં છે અને તે ૨૩ માં વર્ષમાં પ્રવેશ કરે છે. તે વખતે મારા અંતઃકરણની શુભ ઇચ્છાઓ અને અભિનંદન મોકલું છું; અને ઇચ્છું છું કે આ માસિક જ્ઞાતિ હિતમાં ખૂબ ફૂલે અને ફાલે.

જ્ઞાતિનાં સદ્‌ભાગ્ય છે કે આ માસિકે પોતાની બાલ્યાવસ્થા પૂરી કરી છે ને યુવાવસ્થામાં તે પગલાં માંડી ચુક્યું છે. તેનું સાચું માન તેના સંચાલકોને ઘટે છે. માસિક 'મહોદયે' ધીમી પણ મક્કમ પ્રગતિ કરી છે. આટલાં જુજ લવાજમમાં દળદાર દીપોત્સવી અંક સાથે ભેટનું પુસ્તક આપવામાં સંચાલકોનો ઘણો જ પ્રશંસનીય પ્રયાસ ગણાય અને તેઓને ધન્યવાદ આપવા ઘટે છે. આપણી જ્ઞાતિમાં અનેક પ્રવૃત્તિ હાથ ધરાઇ છે, પણ તે લાંબો વખત નથી નભી શકી. ફક્ત આ જ માસિકે પોતાની કારકીર્દી લાંબો વખત ટકાવી રાખી છે અને ઝળકાવી છે. તે તેનાં સંચાલકોની તીવ્ર ભાવના અને સતત્ પ્રયત્નને આભારી છે.

આપણી જ્ઞાતિ ઘોર અંધકારમાં પડી છે. તેને યુવાનીમાં આવેલ 'મહોદય' પોતાનાં નવાં યુવાન લોહીની ઝણઝણાટીનો પડકાર નાખી ઘોર નિદ્રામાં સુતેલાં સિંહોને ઢંઢોળી અંધકારનો નાશ કરી દ્રઢ અને સુંદર જ્ઞાતિ બંધારણમાં જ્ઞાતિ બંધુઓને કામ કરતાં કરી મુકશે. 'મહોદય' માસિક છે, તેને બદલે પખવાડિક થાય એવી ઇચ્છા રાખું છું.

ગાંધી મલુકચંદ મોતીચંદ વકીલ (હળવદ)

# "સાસરે ગયેલી પુત્રી તરફથી માતાને"

[ રાગ-ઓધવજી સંદેશો કહેજો શ્યામને ]

મીઠી ને મોંઘલડી મ્હારી માવડી,
હેતભરી તું જીવનની રસ ખાણ જો;
ત્હારા વીણ દિવસો જાય છે દોહ્યલા,
હૈયું મ્હારૂં આકુળ વ્યાકુળ થાય જો. મીઠી૦ ૧

સાસરીયાનાં સ્નેહ ભર્યાં સહવાસમાં,
તારી માત્ર એક જ ખોટ જણાય જો;
વિચાર વમળમાં ભાન સહુ હું ભૂલતી,
સ્વામી મારા પૂછે રે શું થાય જો. મીઠી૦ ૨

ઉત્તરમાં આંસુડા આંખેથી વહે,
હૈયું મ્હારૂં હાથ રહે નહિ માત જો;
શ્રાવણ ને ભાદરવો સંગાથે મળે,
એકલડી રોવું હું આખી રાત જો. મીઠી૦ ૩

પિયર તણાં પત્રની વાટ હું નીરખતી,
આશામાં છે મધુર જીવન આલ્હાદ જો;
એ "આશા" એ જીવી રહી હું માવડી,
મળવાની મને છે અતિ ઘણી આશ જો. મીઠી૦ ૪

હેત જ ત્હારૂં માડી હું કેમ વીસરૂં,
કીધી મોટી હોંશે પરને કાજ જો;
એ ઉપકાર માડી હું કેમ જ વીસરૂં,
દીધું હસ્તે મુખે કન્યાદાન જો. મીઠી૦ ૫

કનુભાઇ મહેતા ( હળવદ )

# પુત્રી : પારકી મત્તા

શ્રી. રમણિકલાલ હુકેમચંદ મહેતા

"હશે, જે પુત્રીના નસીબમાં લખ્યું તે ખરૂં!" જનકબાએ એક નિઃશ્વાસ મૂકી કાગળની ઘડી વાળી અને આંસુ લુંછ્યાં.

બધી વહુઓ ભેગી થઈ ગઈ. કાગળ સરલાના સાસરેથી હતો. સરલાની ઓરમાન સાસુએ લખ્યું હતું:—

વેવાણને માલમ થાય જે અમે સાંભળ્યું છે, કે સરલા વહુ સગાઈ થયા પછી ય નિશાળે ભણવા જાય છે ને ત્યાં છૂટથી ફરે છે તો આથી જાણવું કે આ વાત અમારા કુળને છાજતી નથી ને તમારા જમાઈ રજનીકાન્ત ખૂબ ગુસ્સે થયા છે, માટે આ પત્ર મળ્યે સરલા વહુને નિશાળે જતી બંધ કરશો ને રાંધવાનું કામ શિખવશો. તમારા કલ્યાણપુરમાં જેમ નોકર સસ્તા મળે છે ને વહુવારૂઓને કંઈ કામ કરવું પડતું નથી એમ અહીં મુંબઈમાં નથી. અહીં તો નવ વાગ્યામાં નળ ચાલ્યા જાય માટે અમારે સઘળું કામ બહુ જલ્દી આટોપવું પડે. અમારે બહુ ભણેલી વહુ જોઈતી નથી માટે થોડું લખ્યું ઘણું કરી જાણજો

લી. અંબાવેવાણના ધટારત

બધાની આંખોમાં આંસુ આવ્યાં, કારણ સરલા સહુનો પ્રાણ હતી. ભર્યાં કુટુંબમાં નણંદનું વર્ચસ્વ ઘણે ભાગે કડુ હોય છે પણ સરલાને તો તેની ભાભીઓ સહીયરો જેમ વહાલી હતી. એ વઢતી, કોઈવાર દમ ભીડાવતી ને ઉપરાણું પણ લેતી.

જ્યારે તેને માટે કાયદા ને મર્યાદાની સીમાઓ બાંધવાના હુકમો છૂટ્યા ત્યારે બધાના હૃદય દ્રવી ઊઠયાં. બધાને લાગ્યું કે ફૂલ જેવી એ, હવે ચીમળાઈ જવાની. ને એ કલ્પના સાથે બધી વહુઓના મનમાં એક તુલના જાગી. ક્યાં જનકબા સાસુ અને ક્યાં અંબા વેવાણ! એકની વાત્સલ્યતા શીળી ને નદીના પાણી જેવી. બીજાની વાત્સલ્યતા જ કહીયે તોય રેલના પાણી જેવી.

સાસુ તરીકેનો દોર દમામ જનકબાએ કોઈ દિવસ ચલાવ્યો ન હતો; ને જ્યારે ત્યારે મીઠી માસી ટકોર કરતાં, "જનક બહેન! આટલી વહુઓ છતાં સાસુના લ્હાવા લેવાના મૂકી તમને તે "સાસુજી" ને બદલે લુખ્ખું "બા" કહીને બોલાવે એ અજુગતું જ લાગે. "બા" તો છોકરા જણ્યા ત્યારથી જ થયાં, પણ આમ કેટલે વર્ષે એ છોકરાને મોટા કરી વહુ લાવીએ ત્યારે એ રોજ સાંભળતા "બા" શબ્દને "સાસુજી" કેવું પ્રિય લાગે!

જનકબા આ સાંભળી હસતાં ને બધી વહુઓને ભેગી કરી બધાંના દેખતાં કહેતાં "માશીજી! આપણે ય એકવાર વહુ હતાં ને! દીકરાની વહુ તે આપણી વહુવારૂ કરતાં દીકરી થઈ રહે તે વધારે સારૂં નથી? મીઠી માસી સાથે ઘણીવાર થતી એવી વાતોનું ઝાંખુ સ્મરણ એ પત્ર વાંચતાં એકેમેકને થઈ ગયું.

નિરંજનના કલકત્તા ગયા પછી પદ્માના જીવનમાં શુષ્કતા અને નિરાશા જાગી હતી, છતાંય જનકબાને મન જમણી આંખથી ડાબી આંખનો તફાવત નહોતો; ને પ્રિયપુત્રની વીરહિણી પત્ની માટે પુત્ર જેટલી જ લાગણી હતી, ને એથી બોલવાની છૂટ પદ્મા વગર અચકાયે લઈ શકતી. પત્ર વાંચતા બીજા બધા એકમેક સામું જોતા હતા ત્યારે પદ્માથી ના રહેવાયું. એણે કહ્યું. "બા! નારાજ શું થાઓ છો!

લખી નાખોને એક સખત કાગળ ! આ તે કંઈ રીત કહેવાય ! બ્હેન પરણ્યા નથી ત્યાંથી જ આમ સાસુપણું કરવા માંડયા છે તે પરણશે ને સાસરે લઈ જશે ત્યારે તો કલ્યાણપુરના ઝાડવાય જેવા નહિ આપે ! એમ અત્યારથી દબાઈએ તો હજુ તો બહુએ રહ્યું છે."

જનકબાએ એક ભારે નિઃશ્વાસ નાખ્યો અને કહ્યું કે " બેટા ! પુત્રી એ તો પારકી મત્તા છે."

" ભાભી ! ઓ ભાભી ! બધી ક્યાં ભરાઈ બેઠી ?" કહેતી સરલા દોડતી દોડતી બધાં બેઠાં હતાં ત્યાં આવી ચડી. જનકબાએ છાના માના આંસુ લુછયાં અને બધી વહુઓને ઇશારાથી વીખરાઈ જવા કહ્યું. સરલા ચાલાક હતી. એ પળવારમાં જ બધુ સમજી ગઈ. સગાઈ થયા બાદ જ કંઈ કંઈ વાતો તે એના ભાવી પતિ તથા સાસુ માટે સાંભળતી પણ લોક તો એવા જ છે કહી મન વાળતી.

થોડીક વાર એણે બધા સામું જોયા જ કર્યું. ધીમે રહીને કનકલતાએ ઊઠવા માંડયું. એણે છેડો પકડી કહ્યું. " મોટા ભાભી ! ઊભા રહો જોઉં ને બા ! શા માટે છુપાવો છો એ બધું ? મને હમણા જ અનીલભાઈએ કહ્યું કે મારા સાસરીઆનો કાગળ છે. ગમે તે લખ્યું હોય પણ તમારા નારાજ થવાથી કંઇ લખ્યું ન લખ્યું થવાનું છે ! ને તમે ય પદ્માભાભી, કનકલતાભાભી બેસો. લાવો જોઉં પેલો કાગળ."

" ના " કહે તે પહેલા કાગળ ઝૂંટવી વાંચવા માંડયો. જનકબાએ એક ફ્રુસકું ખાધું.

" ઓય બા ! આટલું જ ને " જાણે કશું ના બન્યું હોય એવા ગર્વથી સરલાએ કહ્યું. " બા, સાસુજી બરાબર લખે છે. મારે જન્મારો ત્યાં કાઢવો છે તો હવે ત્યાંની રીતભાત ન શીખું તો કેમ ચાલે ? મને તો સાસુજી ભલા લાગે છે. ત્યાં જાઉં ને બધું આકરૂં લાગે ને એમના જીવને સંતાપ થાય. આપણું કુળ વગોવાય, એ કરતાં ત્યાંની રીતભાત શીખી લઉં એમાં ખોટું શું છે ? કેવા લાગણીવાળા સાસુજી ! રાંધવાનું કામ તો મને કે'દાડાયનું આવડે છે. કનકલતાભાભી અહીં આવ્યા ત્યારે ચૂલામાં લાકડાં કેમ ગોઠવી તાપ કરવો તેય નહોતું આવડતું.

ને ભણવા માટે લખ્યું એય વ્યાજબી છે. ત્યાં ક્યાં " મહોદય " વાંચવાનો વખત મળવાનો છે ?

મારે ખરી રીતે મારી પરણ્યા પછીની જીંદગીને લાયકનું વર્તતા શીખવું જ જોઈએ. બિચારાં સીધું સાદું લખે છે તેમાં આવડો વિચાર શું કરો છો. એની વહુ માટે એટલી યે લાગણી ન રાખે ? દરેકને પોતાનાં કુટુંબનું તો અભિમાન હોય કે નહિ !"

ચાલો કાગળ પેન્સીલ લાવો. કનકલતા ભાભી લખી નાંખો કે "સરલા હવે નિશાળે જતાં નથી અને રાંધવાનું બધું કામ શીખે છે, ને ઘરની બહારેય નીકળતાં નથી."

બધાં દિગ્મૂઢ થઈ જોઈ રહ્યા. જનકબાની આંખોમાં આંસુઓ ચાલ્યાં જ જતાં હતાં. " આ તે પુત્રી કે દેવી !"

ને ગમે તેટલી બધાની ના હોવા છતાં સરલાનાં કહેવા પ્રમાણે પત્રનો જવાબ લખાઈ રવાના થઈ ગયો.

પણ એ દિવસથી સરલામાંથી ઉત્સાહ ને હુલ્લાસ તો વહ્યા જ ગયા. " પારકી મત્તા તે પારકી મત્તા જ ને !"

---

**સુધારો :** ગતાંકમાં પાને ૪૩૭ માં " મનવિરોધનાં સાધનો " એ હેડીંગથી લેખ પ્રકટ થયો છે ત્યાં " મન નિરોધનાં સાધનો " વાંચવું.

# • નિર્દય કેળ •



લેખક
શ્રી રમણલાલ સી. શેઠ

વાચક, આ મથાળું વાંચતાં લલચાશે અને વાંચ્યાં પહેલા જ વિચારશે કે 'કેળ' એ કઈ જાતનું પ્રાણી હશે ?' પશુ હશે કે માનવ હશે ! અને માનવ હશે તો પુરુષ હશે કે સ્ત્રી ?—

હવે આપણે વિચાર કરવો છોડી મુખ્ય બાબત ઉપર આવીએ.

કેળાં એ એક જાતનું ફળ છે. બધા વાચકો તે જાણે છે. તેનો સ્વાદ ગળ્યો હોય છે. બધા તે ઉમંગે ખાય છે અને એ જ ફળની માતારૂપ કેળ. એ આપણો અત્યારનો વિષય છે.

કેળ ફળનો તમે ચોકસપણે આહાર કર્યો હશે એમ મારું માનવું છે અને કદાચ કોઈ રહી જતો હોય તો હું તેને આશ્ચર્ય સ્વરૂપમાં તેનો આસ્વાદ ચાખવાની સલાહ આપું છું.— કેળા ખાધા—અને આપણાં જઠરથી તેનો ભાર સહન ન થઈ શકે તો તે નાક મારફત તેનું પ્રવાહી થઈ લીંટના આકારમાં બહાર પડવા માંડશે અને તેના ઉપચાર તરીકે આપણે 'યુકેલીપ્ટસ ઓઇલ' નો ઉપયોગ કરશું. તેનાથી કદાચ ન મટે તો આપણે 'ન્યુમોનીઆ' 'ડબલ ન્યુમોનીઆ' અને તેથી આગળ વધતા કહેવાતા 'યમરાજ'ના હાથમાં પણ જઈ પડવાનો સંભવ ખરો—કદાચ સાધારણ પ્રમાણમાં 'કેળ ફળ'નો ઉપયોગ કરવાથી આવા ભયંકર પરિણામો નથી આવતા, છતાં આપણે બ્હીનાં બ્હીતાં ખાઈએ છીએ એ તો આપણું હૃદય ચોકસ કબૂલ કરશે.

કદાચ તમે મહમદ શાહ વિગેરે મોટા (ભયંકર) પુરુષોના દાખલા લેવા જાઓ તો તે બાબત સાવ અનોખી જ છે. તેઓ કઈ સદીમાં જન્મ્યા હતા ! તેઓનો હંમેશનો કસરતી કાર્યક્રમ શું હતો ? મહમદ શાહની કેળા ખાવાની કેપેસીટી વિષે ઘણી વાતો ચાલી છે, પણ મને તો તે પોથી માંહેલા રીંગણાં જેવું જ લાગે છે. આપણે ઘણા દુર નીકળી ગયા હવે પાછું વળવું જોઈએ.

હવે કેળ શું નુકશાન કરે છે તે જોઈએ. પ્રથમ કેળ જ્યારથી ઊગે છે ત્યારથી માનવ પ્રાણીઓને નુકસાન કરતી આવી છે. આપણા પ્રેતવાદી બધુંઓ અને મોટે ભાગે બહેનોનો એવો અભિપ્રાય છે કે કેળ એ તો એક 'ડાકણ' સ્વરૂપ છે—પછી ભલે કેળવાએલ વર્ગ ન માનતો હોય, છતાં પણ પ્રેતવાદીની શ્રદ્ધાનો થોડો ઘણો તો પડઘો પડવા સંભવ ખરો અને તેઓ ભયમાં જ અનર્થને અપનાવી લે છે. તેઓનું એમ માનવું છે કે 'કેળ વિઆય ત્યારે ચીસ પાડે છે. અને તે ચીસ સાંભળનાર કોઈ પણ પ્રાણી તે મનુષ્ય હોય કે પશુ હોય તે થોડા દિવસમાં મૃત્યુ પામે છે—જો કે મારૂં માનવું તો જુદું જ છે પણ છતાં કેળ ભય તો ફેલાવે જ છે.

અહીંઆ કેળાનો જન્મ થયો અને ત્યાંથી કેળાંવાળા અગર તો ફ્રુટ વાળાના કરંડીઆમાં આવ્યાં. ત્યાં કોઈ પરિશ્રમથી થાકેલા મનુષ્યે ફક્ત એક જ કેળાની ખરીદી કરી અને પાસેના ઓટલે બેસીને જ ખાઈ લીધું. અને ત્યાંથી જ મહાન અનર્થોની શરૂઆત થઈ. બિચારાએ થાકને લીધે મટરમાં ફેંકવા જવાની આળસે હજારો સ્ત્રી પુરુષોની આવક જાવક વાળા રસ્તા ઉપર કંઈ પણ ભાવી વિચાર વગર ફેંકી દીધી.

ત્યાર પછી ધારો કે કોલેજ અગર હાઈ-સ્કૂલમાં સાંજે રજા પડી, ત્યાં યુવકો અને

ફેશનેબલ બાનુઓ તે જ રસ્તે થઇને પસાર થવા માંડયાં. એક કમનસીબ યુવતીની બુટની એડી તે જ કેળાની છાલ ઉપર પડી અને ધરતી માતાને નમસ્કાર કરવા ટેવાએલ હોય તેવી રીતે સાષ્ટાંગ કર્યાં. તે વખતનું, યુવકો યુવતીઓં (કાલેજીયન) અને રાહદારીઓનું નિર્દય હાસ્ય તેનો તમે કોઈ વખત અનુભવ કર્યો હોય તો જ ખબર પડે કે ત્યારે કરૂણુરસ હાસ્ય રસમાં પલટાઈ જાય છે. આ તો હાસ્યથી જ પત્યું આપણે બીજો દાખલો લઇએ.

કોલીજીઅન યુવતીને બદલે કોઇ રાહદારીનો પગ કેળાની છાલ ઉપર આવ્યો અને જેમ ડુબતો માણસ તણખલુ પકડવા જાય તેમ આ મિસ્ટરે બાજુમાંથી પસાર થતી કોઈ તણખલા જેવી નવ યૌવનાને જ પોતાના બચાવ માટે આલિંગન આપ્યું. આ યૌવનાના પતિ દેવ જે બાજુની દુકાને પાન ખાવા રોકાણા હતા તેની દૃષ્ટિએ પડયું. એક તરફ રાહદારીઓ હસે છે અને બીજી બાજુ જોતાં પતિદેવની આંખમાંથી અંગારા ઝરે છે. આ વખતે જો પતિદેવ ગુસ્સા વાળા અને બળવાન હશે તો આબાદ વીરરસ જામી ગયો હશે અને તેનું પરિણામ બે બ્લુ-કલરના સુટ અને પીળી હેટવાળા સદ્‌ગૃહસ્થ પોલીશો આવી ગાળની ઝડીઓ વરસાવતા પોલિશ સ્ટેશને લઈ જશે અને પછી શું થશે તે પર તો આપણે વકીલોને વિચાર કરતા છોડીએ. પણ આપણે ન ભુલવું જોઇએ કે આ વીરરસને વખતે અનંત વાકધારા દ્વારા ગાલી પ્રદાન તો ચાલુજ હોય અને તે પણ કહેવાતી સભ્ય (!) યૌવનાના સુંદર મુખેથી જ.

ધારો કે ક્ષયરોગે પતિદેવના શરીરમાં પ્રવેશ કર્યો હોય અને ટંટામાં ઉતરવા અશક્ત હોય તો પોલીશને બોલાવા પોતાનો, પોતાની અર્ધાંગનાનોં અને આલિંગન કરનાર નિર્દોષનો ભવાડો કરવામાં પાછા તો ન જ પડે એમ મારૂં માનવું છે.

કદાચ પતિદેવ ગૃહસ્થ હશે, સારી સોસાયટીમાં ગૃહસ્થ તરીકે ખપતા હશે, તો આંખ આડા કાન કરશે, 'હશે' કરીને જવા દેશે. પોતાના મુખ પર કોઇ ભાવનો ફેરફાર થાય છે કે નહિ તે જોવાનો પાનવાળા ભૈયાના મોટા આરસામાં મુખાર્વિંદ જોઈ મેઇન રોડને બદલે પ્રાઇવેટ લાઇનમાં થઈ રવાના થશે. આવી રીતે કેળાની છાલ કેટલાંય અનર્થ ઉત્પન્ન કરે છે. કોર્ટો મારફત કેટલાં ય પૈસાની ખુવારી કરે છે. આબરૂનું લીલામ કરે છે.

માટે હું ભલામણુ કરૂં છું કે કેળા ખાતાં પહેલાં વિચાર કરશો અને કદાચ ખાઓ તો તેની છાલને યોગ્ય ઠેકાણે પધરાવવાની આળસ કરતા નહિ. નહિ તો તેના ભયંકર પરિણામો આવશે.

પણ આના કરતાં આપણે 'નિર્દય કેળાં'નું વાવેતર જ બંધ કરાવીએ એથી વધુ લાભ.

વધુમાં ઈશ્વરને પણ મનુષ્ય જાતિની મશ્કરી કરવાની એવી કુટેવ પડી છે કે દરેક કથા વાંચન, પૂજા, પાઠ વિગેરેમાં કેળાને અગ્રસ્થાન મળે છે.

---

**હાસ્યરસ—** ઘરધણી—તમે પરણેલા છો ?

ભાડુત—હાજી.

ઘરધણી—કોની સાથે ?

ભાડુત—એક બૈરી સાથે.

ઘરધણી—(ગુસ્સાથી) ત્યારે તમે કોઇને પુરૂષ સાથે પરણેલ જોએલ છે ?

ભાડુત—હાજી, મારી બહેન એક પુરૂષ સાથે પરણેલ છે.



# વહેમ



લેખક : વિનોદ ગાંધી—સાવર કુંડલા

બપોરના બાર વાગ્યાનો સમય હતો, ગરમ લૂ વાતી હતી. તે વખતે એક સુંદર દિવાનખાનામાં ઉમા અને અનિલ બેઠાં હતાં. ત્યાં ઉમાએ અનિલને કહ્યું, 'તમે આજે મોડા કેમ આવ્યા ? શું ઓફિસમાં કંઈ કામ હતું ?' તે શબ્દો બોલતી બોલતી ઉમા અનિલ પાસે ગઈ, પરંતુ અનિલ તેનો હાથ તરછોડીને કડક ચહેરા સહિત તેનાથી દૂર બેઠો.

× × ×

ઉમા એક સુખી કુટુંબમાં જન્મી હતી અને તેણે સારો અભ્યાસ કર્યો હતો. ઉમા અને અનિલ એક જ વર્ગમાં ભણતાં હતાં, તેથી તેઓની વચ્ચે મિત્રાચારી હતી અને તેઓની વચ્ચે બહુ સ્નેહ હતો, તેથી તેઓએ સ્નેહ લગ્ન કર્યાં અને પછી તેઓ મુંબઈમાં રહેવા લાગ્યાં. ત્યાં અનિલે ઓફિસ ખોલી અને સુખેથી તેમના દિવસો જવા લાગ્યા.

તેવામાં એક વખત એવું બન્યું કે ઉમાને ત્યાં તેની બહેનપણી કે જે હાલમાં મેટ્રિકમાં અભ્યાસ કરતી હતી તે તેને ત્યાં બેસવા આવી ઉમાની બહેનપણી સુધાની સ્કૂલમાં નાટ્ય પ્રયોગો થતા હતા તેમાં સુધાએ એક બેરીસ્ટરનો પાઠ લીધો હતો તેથી તે તેનો ડ્રેસ લઈને સ્કૂલમાં જતી હતી. તે ઓપેરીંગ જોવાનું આમંત્રણ આપવા આવી હતી ત્યાં ઉમાએ એને કહ્યું કે સુધા તું બેરીસ્ટરના ડ્રેસમાં કેવી લાગે છે તે તું ડ્રેસ અહીં પહેરી બતાવે તો જ હું તારી સાથે જોવા આવીશ, નહિ તો નહિ આવું. ઉમાએ બારણું બંધ કરી દીધું અને સુધાને ડ્રેસ પહેરવા કહ્યું. આથી સુધાએ ડ્રેસ પહેર્યો અને તે હિંચકા ઉપર બેઠી તે જ વખતે અનિલ ઘેર આવ્યો અને તે દિવાનખાનામાં જવા લાગ્યો, પણ તેણે બારણું બંધ જોયું, અંદર જોતાં તો તેણે જે દ્રશ્ય જોયું તેનાથી તે ગુસ્સે થયો અને પડખેના રૂમમાં બેઠો અને વિચારમાં પડયો કે ઉમા મને ઉપર ઉપરથી ચાહે છે પણ તે તેના હૃદયથી તો બીજાને ચાહતી લાગે છે. ત્યાં તેણે બાર ઉઘડવાનો અવાજ સાંભળ્યો. તે દિવાનખાનામાં ગયો તો ત્યાં ઉમા એકલી બેઠી હતી તેથી તેણે કહ્યું, હમણાં અહીં કોણ આવ્યું હતું ? ઉમાએ કહ્યું, 'મારા ગામમાં રહેતાં મારા પાડોશી હતા. તે મને મળવા આવ્યા હતા. પણ તમે આટલા ગુસ્સે કેમ થાઓ છો ?'

અનિલે કહ્યું, 'ઠીક, ત્યારે આપના પાડોશીનું નામ તો કહો.' ઉમાએ મશ્કરી કરતાં કહ્યું, 'તમારે મારા પાડોશીનાં નામનું શું કામ છે ? તેમનું નામ હું નહિ કહું.' ત્યારે અનિલે કહ્યું 'હવે સાબીત થાય છે કે તું મ્હારી ગેરહાજરીમાં પર પુરુષ સાથે મિલન કરે છે.' હવે ઉમાને લાગ્યું કે વધુ મશ્કરીનું પરિણામ સારું નહિ આવે તેથી તેણે કહ્યું કે તમે બાજુનાં ખંડમાં ત્રીશ મિનિટ બેસો અને પછી અહીં આવજો.

ત્યાર પછી તેણે નોકરને બોલાવી ને એક ચીઠ્ઠી આપી સુધાને બોલાવી. સુધા તરત જ આવી એટલે તેણે તેની પાસે બધી પરિસ્થિતિ વર્ણવી અને બેરીસ્ટરનો ડ્રેસ પહેરવાને કહ્યું. આથી સુધા બારણું બંધ કરી ડ્રેસ પહેરીને બેઠી અને તેઓ બન્ને હસતાં હસતાં વાતો કરવા મંડયાં.

ત્રિશ મિનિટ પછી જ્યારે અનિલ તે રૂમ પાસે આવ્યો. ત્યારે તે રૂમ બંધ હતી. તેથી તેણે તીરાડમાંથી જોયું તો ઉમાને એક યુવક

સાથે હસતી હસતી વાતો કરતાં જોઇ. ધુંવા-ફુંવા થતો બારણાને જોરથી પાટુમારી તોડી તે અંદર ગયો અને પેલા યુવાનને જેવો તે મારવા જાય છે તેવો જ તે યુવાન ઉર્ફે સુધા બોલી ઊઠી, ' હં હં અનિલ ભાઇ, આ શું કરો છે ! ' એમ બોલી તેણે તેની હેટ ઉતારી. અનિલ તેને જોઇ આભો જ બની ગયો અને નીચું જોઇને ઊભો રહ્યો.

ઉમા બોલી. " વ્હેમ એ બહુ બુરી ચીજ છે વ્હેમ-લાવવાથી ઘણા પાયમાલ થયા છે, માટે વ્હેમ કરતાં પહેલાં પૂરેપૂરો વિચાર કરવો અને પૂરી તપાસ કર્યા પછી જ બોલવું." ત્યાર પછી સુધા હસતી હસતી ચાલી ગઇ અને અનિલ તેની વ્હાલી પત્ની ઉપર વ્હેમ લાવવા માટે પસ્તાયો અને પશ્ચાતાપ રૂપ તેની આંખમાંથી બે આંસુ ખરી પડ્યા.

---

## ભજલે કૃષ્ણ મુરારી

હે મનુવાં ! ભજલે કૃષ્ણ મુરારી.

છોડ સગાઇ, નિકલ ફંદસે, જુઠી દુનિયાંદારી;
સંગ ન આયેગે યે કોઇ, માત પિતુ સુત નારી. હે મનુવાં૦
દુર્લભ માનવ દેહ મિલા હૈ, ભોગ કરન કો નાહિં;
કર કલ્યાણ જીવનકા પ્યારે ! માયા-મોહ બિસારી. હે મનુવાં૦
સુમિરન જીનકા દેત મુક્તિ હૈ, રટ લે વો ગિરિધારી;
છૂટ જાયેગા ભવકા બંધન, સુનિયો બાત હમારી. હે મનુવાં૦

ડૉ. વી. વી. મહેતા, એલ. ડી. એસ. સી.
મોરબી.

---

**સ્વીકાર** શ્રી કાઠીઆવાડ મોઢ વણિક વિદ્યાર્થીભવન—આ ભવનનો તા. ૧લી માર્ચ સને ૧૯૩૮ થી તા. ફેબ્રુઆરી સને ૧૯૩૯ સુધીનો વાર્ષિક રિપોર્ટ અવલોકનાર્થે મળ્યો. આ સંસ્થાએ ત્રેવીશમા વર્ષમાં પ્રવેશ કર્યો છે. રિપોર્ટવાળા વર્ષ દરમિયાન કુલ પચાસ વિદ્યાર્થીઓએ આ સંસ્થાનો લાભ લીધો છે. આ બધા વિદ્યાર્થીઓનું સંપૂર્ણ વિગતવાર લિસ્ટ તથા ગામવાર, પેટાજ્ઞાતિવાર, તાલુકાવાર અને અભ્યાસના ધોરણની તારવણી પણ આપવામાં આવી છે.

અત્યારના આર્થિક ભંડોળની દૃષ્ટિએ પચાસ વિદ્યાર્થીઓમાંથી સત્તર હાફ ફ્રી અને સોળ ફ્રી વિદ્યાર્થીઓ નિભાવી શકાયા છે. વધુ સંખ્યામાં ફ્રી અને હાફ ફ્રી વિદ્યાર્થીઓ પોષાય તે માટે જ્ઞાતિના ધનાઢ્ય બંધુઓએ આ સંસ્થા તરફ પોતાનો ઉદાર હાથ લંબાવવો જરૂરી છે.

નિયત જમણની સંખ્યા અત્યાર સુધીમાં ત્રેપનની થવા પામી છે. આ જમણો પણ આર્થિક દૃષ્ટિએ સહાયભૂત ગણાય, એટલે જે જે ભાઇઓથી બની શકે તેમણે ગમે તે સ્મરણ નિમિત્તે રૂપિયા અઢીસો આપી આ જમણમાં ઉમેરો કરવાનું ન ચૂકવું.

સંસ્થાની સુંદર દેખરેખ અને સુવહીવટ માટે તેના સંચાલકો ધન્યવાદને પાત્ર છે.



# ફોટો પરિચય.



: ૧ :

## શ્રી. લલ્લુભાઈ કેશુરદાસ મણિયાર—ભાવનગર.

સામાન્ય રીતે દરેકે દરેક મનુષ્યમાં ગુપ્ત શક્તિઓ રહેલી હોય છે. કંઇકની આવી શક્તિઓ સંજોગ સાંપડતાં પ્રકાશી નીકળે છે અને કંઇકની આવી શક્તિઓ સંજોગોની અનુકૂળતાના અભાવે વિકસતા પામતી નથી. શ્રી લલ્લુભાઇમાં રહેલી આવી ગુપ્ત શક્તિઓ સમય અને સંજોગ અનુસાર ધીમે ધીમે વિકસવા પામી અને અત્યારે તેઓ પૂરા ઉત્સાહ અને ખંતથી હરકોઇ જ્ઞાતિવિષયક, સામાજીક તેમજ રાજદ્વારી બાબતમાં પોતાની બુદ્ધિ અને કાર્યદક્ષતાથી સારો ભાગ લઇ રહ્યા છે.

સં. ૧૯૮૨માં ભાવનગર મુકામે ભરાએલી આપણી ગોળ કોન્ફરન્સમાં અહીંના નાનાં તડના તેઓ એક ડેલીગેટ હતા. શ્રી કાઠિયાવાડ મોઢ વણિક વિદ્યાર્થીભવનની કાર્યવાહક કમિટીના તેઓ એક સભ્ય છે. અહીંના નાનાં તડના સેક્રેટરી તરીકે તેઓ ઘણા વર્ષથી કાર્ય કરે છે. સં. ૧૯૯૨માં ધ્રાંગધ્રા મુકામે ગોળ પરીષદ ભરવામાં આવી ત્યારે અહીંની જ્ઞાતિના એક ડેલીગેટ તરીકે તેઓ ચુંટાયા હતા અને પરિષદની કાર્યવાહીમાં તેમણે ઘણો આગળ પડતો ભાગ લીધો હતો.

ધ્રાંગધ્રા મુકામે જે વિધવા સહાયક ફંડ કરવામાં આવ્યું હતું તે વસુલ કરવા માટે ત્યાર પછીના એક વર્ષ સુધી કશી હિલચાલ થઇ ન હોતી. શ્રી લલ્લુભાઇને આ ફંડ ઉઘરાવી તેની વ્યવસ્થા કરવા માટે સેક્રેટરી તરીકે નીમવામાં આવ્યા અને તેમણે તે સહાયક ફંડની રકમ એકઠી કરવામાં સારી જહેમત ઉઠાવી. આ ફંડ આશરે સાડા પાંચ હજાર રૂપીઆનું હતું તેમાંથી લગભગ રૂા. પાંત્રીસ સો જેટલા તેમણે મહામુશીબતે ઉઘરાવી એકઠા કર્યા.

અહીંના વેપારી મંડળમાં 'ઓઇલ એન્ડ સીડ્ઝ એસોશીએશન'ના બોર્ડ ઓફ ડાયરેક્ટર્સના તેઓ એક સભ્ય છે. કુંડલા પ્રજાપરિષદમાં વર્કીંગ કમિટીના એક સભાસદ તેમજ ટ્રેઝરર હતા. ભાવનગરમાં વીજળીના ભાવ ઘટાડવાની, તળાજા ટ્રામવેના રાજ્યે વધારેલા દર ઘટાડવાની તથા ગ્યાસલેટ તથા પેટ્રોલના ભાવ ઉપરના અંકુશ માટેની હિલચાલોમાં તેમનો સારો હિસ્સો હતો.

ભાવનગર પ્રજાપરિષદ વખતે સ્વાગત સમિતિના તેઓ એક સભ્ય, ટ્રેઝરર અને પરિષદને અંગે ફંડ એકઠું કરનાર ડેપ્યુટેશનમાં પણ હતા. સરદાર પટેલે નીમેલી ભાવનગર પ્રજાપરિષદની કાર્યવાહક કમિટીના સભ્ય તરીકે પણ તેઓ છે.

હરકોઇ જાહેર પ્રવૃત્તિમાં તેઓ પૂરતો રસ લે છે અને પ્રજાહિતના પ્રશ્નને હાથ ધરી તેને પાર પાડવામાં શક્તિ અને સમયનો તેઓ સારો ભોગ આપે છે. ૩૭ વર્ષની આટલી નાની ઉંમરે આવી સેવા કરનાર માટે અહીંની આપણી જ્ઞાતિએ ખરેખર મગરૂર થવા જેવું છે.

: ૨ :

## શેઠ ચંદ્રકાન્ત મોતીલાલ જગાભાઈવાળા

શેઠ ચંદ્રકાન્તનો જન્મ સંવત ૧૯૭૧ ના નવરાત્રિના દિવસોમાં આસો સુદ ૮ તા. ૨૭-૯-૧૯૧૪ ના રોજ અમદાવાદમાં જાણીતા શ્રીમંત શેઠ મોતીલાલ હરીલાલ જગાભાઈ-વાળાને ત્યાં થયો છે. તેમના પિતાશ્રીની નાદુરસ્ત તબીયતને લીધે તેમની આજ્ઞા મુજબ ૧૬ વર્ષની ઉંમરે કોલેજને છોડી, મીલનો અનુભવ, શેઠ કનૈયાલાલ મોતીલાલ સાથે રહી, લીધો. હાલમાં તેમની સલાહ મુજબ પોતાની બિહારી મીલનો વહીવટ સારી રીતે ચલાવે છે. તેમના સ્વ પિતાશ્રીની ઈચ્છા અનુસાર ચાલુ વર્ષમાં તેમના પિતાશ્રીના નામની અમદાવાદમાં ક્ષય નિવારણ હોસ્પીટલ બાંધવા રૂા. ૨૫૦૦૦) ની સખાવત અમદાવાદ જીલ્લા ક્ષય નિવારણ ફંડને કરી છે, તાજેતરમાં તેઓ મીલ ઉદ્યોગનો વધુ અભ્યાસ કરી જાપાનથી પાછા ફર્યા છે.

: ૩ :

## શ્રીયુત ઉમેદલાલ પુરૂષોત્તમદાસ મણિયાર જામનગરવાળાનો ટુંક પરિચય

જન્મ તા. ૧-૧૨-૧૮૯૨ ના રોજ જામનગરમાં થયો હતો. તેમનું કુટુંબ સુવિખ્યાત, ખાનદાન અને ધર્મ પરાયણ છે. તેમણે ગુજરાતી તથા ઇંગ્રેજી મેટ્રિકયુલેશન સુધીની કેળવણી તેમના પિતાશ્રી નડીઆદમાં સરકારી નોકરીમાં હોઇ ત્યાં લીધેલ હતી. તેઓ ઇ. સ. ૧૯૦૮માં મેટ્રિક્યુલેશનમાં પાસ થયા પછી અમદાવાદમાં ગુજરાત કોલેજમાં અભ્યાસ શરૂ કર્યો અહીંજ ઇ.સ. ૧૯૧૨માં બી.એ.ની પરીક્ષામાં પાસ થયા હતા. બાળપણથી જ તેઓ ઘણા બુદ્ધિ-શાળી અને ચારિત્ર્યવાન હતા. તેમના શિક્ષકો તથા સહાધ્યાયીઓના મન ઉપર વિનયી, પ્રેમાળ અને ચતુર વિદ્યાર્થી તરીકે સારી છાપ પાડી હતી. સને ૧૯૧૫ માં એલ.એલ. બી. ની પરીક્ષા પાસ કરી સને ૧૯૧૬ માં અમદાવાદમાં વકીલ તરીકે ધંધો શરૂ કર્યો હતો. પરંતુ વકીલ તરીકે પોતાના અસીલો જીતાડવા માટે જે અનીતિ અને અસત્યનો આશ્રય લેવો પડે છે ( પછી તે થોડે અંશે હોય કે વધારે પ્રમાણમાં હોય. ) તે માટે તેમને બહુ ચીડ હતી. તેથી તે ધંધો છોડી દઇ વ્યાપારી લાઇનમાં ચાન્સ મળે તો તે અજમાવવાની ઇચ્છા થઇ અને પ્રભુ કૃપાથી અમદાવાદના નગરશેઠ કસ્તુરભાઈ તરફથી કલકત્તામાં તેમની વ્યાપારની શાખા ખોલ-વાનું થતાં ત્યાના મેનેજર તરીકે તેમને પસંદ કરી સને ૧૯૧૭ના ડીસેમ્બરમાં મોકલ્યા. ત્યાં પાંચ વર્ષ રહ્યા. અહીં પણ મોઢ શુભેચ્છક મંડળમાં ઘણો સારો ભાગ લઇ પોતાના સૌજન્યથી જ્ઞાતિ બંધુઓને પોતાના તરફ આકર્ષી લીધા હતા એટલુંજ નહિ પણ એક કાયમી મિત્ર મંડળ જમાવ્યું હતુ; ઉપરાંત કેટલાક વ્યાપારીઓ તેમની કાનુની સલાહ લેવા આવતા હતા તો તુરત તે આપવા ઉપરાંત તે ખાતર વકીલ સોલીસીટર કે બીજે કયાંય જવું હોય તો જાતે જતા હતા. તેમની બોલવાની છટા ઘણીજ મધુર હોઈ બાળક, યુવાન કે વૃદ્ધ સૌ કોઇને આકર્ષી લેતા અને તેથી તેઓ અતીપ્રિય થઇ પડયા હતા તેઓ ઘણા સહનશીલ હોવા ઉપરાંત જાત મહેનતે આગળ વધનારાવાળા સ્વભાવના છે. અહીં તેમના રાજકોટવાળા સ્ત્રી ન્યુમોનીઆથી ગુજરી ગયા

હતા અને બંગાળની શરદીવાળી પ્રકૃતિ હોઈ તેમને પણ ન્યુમોનીઆના તાવની બીમારી થઈ હતી. પરંતુ મીતાહારી અને સ્વચ્છતાની આદતવાળા હોઇ પરમાત્માએ તેમને બચાવી લીધા હતા. તેમના શેઠનો વિચાર કલકત્તામાં બેંક કરી સ્ટીમરો બાંધવાનું કામ કરવાનો હતો. પરંતુ આપણી સરકાર આવી લાઈનનું સ્વદેશી સાહસ નહિ ખેડવા દેવાના આગ્રહવાળી હોઇને બેંક મળી શકયો નહિ તેમજ પોતાની પ્રકૃતિને બંગાળના હવાપાણી પ્રતિકુળ પડતા લાગવાથી તેઓ અમદાવાદ ચાલ્યા આવ્યા. સને ૧૯૨૩ ના એપ્રીલ માસમાં અત્રેના સુપ્રસિદ્ધ માતબર શેઠ મંગળદાસ ગીરધરે તેમને ઈન્ડસ્ટ્રીયલ બેંક ઓફ વેસ્ટર્ન ઈન્ડિયામાં એકાઉન્ટન્ટ તરીકે તથા કાનુની સલાહકાર તરીકે નીમ્યા હતા અને ત્રણ વર્ષ પછી તેમની કુશળતા અને કામની કદર કરી તેમને બેંકની હેડઓફીસના મેનેજર નીમ્યા; જે હોદ્દો તેઓ આજ સુધી રૂા. ૫૦૦) પાંચસોના માસિક પગારથી ભોગવી રહ્યા છે. તેમના શેઠને ઘણી મીલો છે અને ધંધો મોટા પ્રમાણમાં છે. પોતાની બાહોશીથી તથા કાર્યદક્ષતાથી તેમજ ચારિત્ર્યથી શેઠીઆઓનો સંપૂર્ણ વિશ્વાસ મેળવેલ હોઈ તેઓ તેમના ખાસ સલાહકાર પણ છે.

જો તેમણે વકીલાતનો ધંધો ચાલુ રાખ્યો હોત તો તેઓ આજે અમદાવાદના એક અગ્રગણ્ય વકીલ તરીકે ઘણી ધીકતી કમાણી સાથે નામના મેળવી શકયા હોત તેમજ પૈસાના લોભે એક બેંક છોડી બીજી બેંકમાં નોકરી શોધી હોત તો પણ ઘણા આગળ વધ્યા હોત. પરંતુ પૈસા કરતાં પ્રતિષ્ઠાને વધારે કીંમતી તેમણે ગણી છે અને તેજ કારણથી બીજી જગ્યાએ વધારે પગારથી માગણી થતા છતાં પણ પોતાના જૂના શેઠની મરજી વિરૂદ્ધ બીજે નહિ જવાનું તેમણે પસંદ કર્યું છે.

આ માસિકના વ્યવસ્થાપક તથા માસિકની કમિટીના સભ્ય શ્રીયુત ડી. પી. દેશાઇ પ્રચાર પ્રવાસે કરાંચી જવા ગત આશ્વિન માસ પછી નીકળ્યા ત્યારે પ્રથમ અમદાવાદ તેમને ત્યાંજ ઉતર્યા હતા. પોતાના ધંધામાં ઘણા રોકાએલ હોવા છતાં આ માસિક માટે તન, મન, ધનથી સહાય આપતા રહ્યા છે. તથા વ્યવસ્થાપક કમીટીના સભ્ય હોઇ વખતો વખત સલાહ આપતા રહે છે. એટલે પોતાનો અમુલ્ય વખત આપી જાત મહેનત લઇ, સ્થાનિક જ્ઞાતિના આગેવાન ગૃહસ્થોની મુલાકાત કરાવવામાં, તેમની પાસેથી સહાય અપાવવામાં તથા માસિકની ઉન્નતિ માટે શું કરવું જોઇએ તે સંબંધમાં પોતાના વિચાર દર્શાવી બનતું કરવા તેમણે અથાગ શ્રમ ઉઠાવ્યો હતો. તેઓ બેંકના મોટા હોદ્દા ઉપર હોવા છતાં જરાપણ તેનું અભિમાન રાખતા નથી, તે સાથે આગતા સ્વાગતા કરવામાં પણ પછાત રહેતા નથી. અમે ત્યાં ગયા ત્યારે સદ્‌ભાગ્યે તેમનાં વયોવૃદ્ધ પૂજ્ય પિતાશ્રી તથા માતુશ્રી પણ ત્યાં આવી રહ્યા હતા. તેઓના પ્રેમની તો અવધિ જ ગણાય. આવા પ્રેમાળ માતાપિતાના બાળકમાં તેમનાં ગુણો ઉતરે અને ઉચ્ચ કેળવણીના ઓપ સાથે સંસ્કારનું મિશ્રણ થાય પછી કહેવું જ શું !

તેઓ સરળ હૃદયના, નીતિ અને ધર્મપ્રેમી, સત્યવક્તા, કુટુંબવત્સલ, પોતાની જ્ઞાતિ ઉન્નતિ માટે ધગશવાળા અને ઉદાર દિલના છે. જે કોઈ તેમની મદદની ઇચ્છા જણાવે તેને બનતી મદદ કરવા હંમેશા તત્પર રહે છે. બેંકની નોકરી ઉપરાંત તેઓ અમદાવાદની કોમર્શીયલ કોલેજમાં બેંકીંગના વિષય ઉપર લેકચરર તરીકે નામના ઓનરેરીયમથી સેવા ભાવથી કામ કરે છે.

તેમના પિતાશ્રી રાવસાહેબ પુરૂષોત્તમદાસ સરકારી નોકરીમાં મુંબઈ ઇલાકાના વેટરનરી સુપ્રીન્ટેન્ડન્ટના પર્સનલ આસીસ્ટંટ હતા અને ત્યાંથી સારૂં પેન્શન લઈ રીટાયર્ડ થયેલા છે.

તેમના કાકા રા. રા. ભગવાનજીભાઇ જામનગર સ્ટેટના ખાતામાં વકીલ છે અને સ્થાનિક જ્ઞાતિમાં સારો રસ લે છે. તેમનાં હસ્તક આણંદાબાવાના મહાન શિષ્ય શ્રી રામ પ્રસાદજીએ સ્થાપેલ ધોળીવાવ સેનેટેરીયમ તથા અનાથાશ્રમનો વહીવટ છે. તેઓ પણ રાજ્યમાં લોકપ્રિય છે તથા ઉચ્ચ વિચાર ધરાવનારા છે.

## નૂતન વર્ષના ક્રાન્તિને વધામણાં

શ્રી મહુકચંદ મોતીચંદ વકીલ

ક્રાન્તિ વિના મુક્તિ નથી. ક્રાન્તિ વિના કંઇએ નથી. નજર કરો ! જૂનવાણી જગત નાશ પામી રહ્યું છે. એનાં ખંડેરના સ્થાને નૂતન રચના થશે.

ઝંઝાવાતની પાંખો પર ક્રાન્તિ દેવી આવી રહી છે. એનાં બદન ફરતી વિદ્યુત્ પ્રકાશે છે. એના એક હસ્તમાં તલવાર છે, બીજા હાથમાં પ્રકાશની મશાલ છે. તેના નયનો સખ્ત રોષિત અને દાહક લાગે છે. છતાં તેના પ્રતિ દૃષ્ટિ ફેરવો; સ્નેહ તથા સુખનો કેવો મીઠો પ્રવાહ વહી રહ્યો છે? નાશ કરતી, ઝંઝાવાત જગવતી, માનવીઓની કૃતિઓનો વિનાશ કરતી આવે છે અને આકાશ રજથી તિમીરમય બને છે.

ઓહો ? પણ એની પછવાડે સ્વપ્નનું સુંદર જગત્ આવી રહ્યું છે. તેજસ્વી પ્રભાત કિરણો આલ્હાદ આપી રહ્યાં છે.

એના પગલે પગલે પરિમલ ભર્યાં પુષ્પો ખીલે છે. સંગીતનાં સુમધુર સૂર અવનીને ભરી રહ્યા છે. કર્ણપ્રિય ગુંજન કરતા વિહંગો વ્યોમમાં વિહરી રહ્યા છે. રમતીઆળ ઝરણાંને કાંઠે વનચરો ક્રીડા કરી રહ્યાં છે. અદ્ભુત શાન્તિ અને પ્રગાઢ સુખના વાયુ માનવીને મીઠી નિદ્રા—અર્પી રહ્યાં છે. ક્રાન્તિ દેવીને અમારાં નૂતન વર્ષનાં વધામણાં છે.



## હાસ્યરસ—

પીરસનાર—"O"

"ત્યારે તમે તમારી ગાડી ચોરી જનારને બરાબર ઓળખો છો કેમ ?"

"હા, હા. હું તેને હંમેશાં જોઉં છું"

"તો પછી તેને કેમ પકડાવતા નથી ?"

"તે ગાડીને નવા ટાયર લગાડે ત્યાં સુધી વાટ જોઉં છું"

બે સ્ત્રીઓ પોતાના પતિ વિષે વાર્તા કરતી હતી. એકે કહ્યું કે જ્યારે મારો ધણી આખી રાત બહાર રહે છે ત્યારે હું તેને નાસ્તો જ નથી આપતી.

બીજીએ કહ્યું કે ઠીક છે, તે તારા ધણી માટે કદાચ ચાલે. પણ મારા ધણીને તે બાબત કંઇ ન લાગે, જ્યારે તે આખી રાત બહાર રહે છે ત્યારે તેને નાસ્તો જ નથી જોઈતો.

# જ્ઞાતિ સમાચાર

જામનગર:—શ્રી મોઢ જ્ઞાતિ સ્ત્રી હુન્નરશાળાની પ્રથમ વાર્ષિક પરીક્ષા તા. ૧૬ ને તા. ૧૭ ઓક્ટોબર ૧૯૩૯ એ નવાનગર એજ્યુકેશન ખાતા તરફથી લેવાતાં ત્રણે વિભાગોમાં મળી કુલ છવીસ બ્હેનોએ પરીક્ષા આપી હતી, જેમાંથી ચોવીસ બ્હેનો પાસ થતા એકંદર બાણું ટકા પરિણામ આવેલ છે. અગીઆર બ્હેનોનું આપ મેળેનું વેતરણ અને શિવણ કામ બહુ સારા પ્રકારનું રજુ થયું હતું અને પરીક્ષક મા શ્રી સણુઆ સાહેબ લેડી વીલીંગ્ડન ગર્લ્સ હાઇસ્કુલના હેડમીસ્ટ્રેસ શ્રીમતી રાગીણીબાઇ જોશી **B. A.** એ શાળાની સુંદર પ્રગતીથી બહુ ખુશ થઈ, શાળાના કાર્ય, અને શિખનારાઓના ખંત, ચિવટ, અને મહેનત માટે પોતાનો ઉચ્ચ અભિપ્રાય આપેલ છે અને સર્વ શક્તિમાન ઇશ્વરના સંપૂર્ણ અનુગ્રહ વડે, શાળાને થોડા વધુ વર્ષોમાં મોટી લોકોપયોગી સંસ્થામાં સ્થાપિત થવાની શુભેચ્છા પાઠવેલ છે.

પરમેશ્વરની અગાધ દયાથી, શાળાની ઉપયોગીતા લક્ષમાં લઇ મુંબઇની શેર બજારના દલાલ શ્રીયુત્ વનરાવનદાસ ડોસાભાઈ મણીઆરે પોતાના સ્વર્ગવાસી પિતાશ્રી ડોસાભાઇ અમરસી મણીયાર અને માતુશ્રી ડાહીબાઈ મોનજીના પુણ્ય સ્મરણાર્થે રૂા. ૧૨૩)ની કિંમતનો એક શિવવાનો સંચો શાળાને ભેટ આપેલ છે અને શ્રીયુત્ ભગવાનલાલ અમૃતલાલ પોરેચાએ પોતાના સ્વર્ગવાસી પિતાશ્રી અમૃતલાલ લાલજીભાઇ પોરેચા અને માતુશ્રી કાશીબ્હેન કેશવજીના પુણ્ય સ્મરણાર્થે રૂા. ૧૬૫)ની કિંમતનો શિવવાનો એક ઉત્તમ સંચો શાળાને ભેટ આપેલ છે. આવા જ્ઞાતિ શુભ હિતચિંતકો ખરી જ્ઞાતિદાઝ અને જ્ઞાતિની જરૂરિઆત હૈયે ધરી, પૈસાનો સદ્ઉપયોગ કરી જ્ઞાતિ કલ્યાણના ઉત્તમ ઝાડો વાવી રહ્યા છે તે પ્રશંસનિય છે.

**અભિનંદન:** કચ્છ-માંડવીના—ભાઈ હરસુખરાય ગોરધનદાસ માંડલીયા વડોદરાની કોલેજના વક્તૃત્વ મંડળના સેક્રેટરી તરીકે ચુંટાયા છે. તેમજ તેમને કચ્છી સહિત્ય પરના તેમના લેખ માટે "સુવાસ" માસિક તરફથી રૂા. પાંચ પુરસ્કાર તરીકે આપવામાં આવ્યા છે.

**વેવિશાળ:** લખતરના મહેતા ધનજી નારણદાસના પુત્ર હિંમતલાલનું વેવિશાળ ધ્રાંગધ્રાના પારેખ કાનજી શંકરલાલની પુત્રી શારદા સાથે.

**લગ્ન:** ઘાટકોપર—રહેતા વોરા જયંતિલાલ હિંમતલાલે પોતાની પ્રથમ વારની પત્ની બ્હેન જયા હયાત હોવા છતાં વેરાવળમાં એક જૈન વણિકની કન્યા નામે પ્રમીલા સાથે દશેરાના રોજ લગ્ન કર્યું છે. કોંગ્રેસની કાર્યવાહક કમીટીએ આ ભાઈને ફરી લગ્ન કરવાની મના કરી હતી.

**જન્મ:** જામનગર—શ્રીયુત્ તુલસીદાસ ચત્રભુજ અડાલજાને ઘેર રંગુન મુકામે પુત્ર જન્મ. શ્રીયુત્ પ્રભુલાલ ડોસાભાઈ મણીઆરને ઘેર જબલપુર મુકામે પુત્ર જન્મ. શ્રીયુત્ અમૃતલાલ જાદવજી દેસાઈ ને ઘેર પુત્રી જન્મ.

વાંકાનેર—રા ગોરધનદાસ પોપટલાલ દોશીને ત્યાં પુત્રી જન્મ.

**દેહ વિલય:** ભાવનગરના વોરા દ્વારકાદાસ અમીચંદ વૃદ્ધાવસ્થાએ કેન્સરની બિમારીથી સ્વર્ગવાસી થયા છે. મર્હુમ અહીંની જ્ઞાતિનાં નાનાં તડના અગ્રગણ્યમાંના એક હતા. તેઓ નાણાવટીનો ધંધો કરતા હતા. અમુક વર્ષોથી તેઓ નિવૃત્તિ પરાયણ જીવન ગાળતા. તેમના બે યુવાન પુત્રોનાં અવસાનથી તેમના હૃદયને ભારે આઘાત પહોંચ્યો હતો, છતાં તેઓએ એ અસહ્ય દુઃખ જ્ઞાનદૃષ્ટિથી ધીરજ અને શાંતિપૂર્વક સહ્યું હતું.

તેઓ સરળ, સાચા જ્ઞાતિ હિતેચ્છુ, સલાહકાર અને આંટીઘુંટીવાળી બાબતોનો ઘટતો ઉકેલ કરવાની શક્તિ ધરાવનાર હતા. અહીંની રાત્રીશાળાની શરૂઆતમાં અવારનવાર ભાષણોદ્વારા યુવકોને પ્રોત્સાહન આપવામાં પણ તેમનો સારો હિસ્સો હતો. તેઓ સાહિત્યપ્રેમી પણ હતા. તેમને કાવ્યકળાનો શોખ હતો. તેમણે રચેલાં કાવ્યોનો સંગ્રહ જો કે છપાઈને બહાર પડયો નથી, છતાં તેમનાં છુટાં છવાયાં કાવ્યો જોતાં, એમ તો અવશ્ય માનવું પડે છે કે તેમનું અંતઃકરણ સુવિકસિત અને કાવ્ય કળાની કુદરતી બક્ષિસવાળું હોવું જોઈએ. તેઓ સ્વભાવે શાંત, મિલનસાર, ધર્મપ્રેમી અને પારકે દુઃખે દુઃખી થનારા હતા.

ભાવનગરના પરી. જીવણદાસ કેશવજીના પુત્ર ત્ર્યંબકલાલનો બાળપુત્ર, ગાંધી ચિમનલાલ મગનલાલનો બાલપુત્ર તથા ધોળકીયા નંદલાલ વ્રજલાલને બાલપુત્ર સ્વર્ગવાસી થયા. તથા પારેખ નટવરલાલ ગોરધનદાસની બાળ પુત્રી તથા ગાંધી ચમનલાલ મગનલાલનો બાળ પુત્ર સ્વર્ગવાસી થયાં.

બરવાળ—વાગડીયા નરોત્તમદાસ શવજી ઉંમર વર્ષ ૩૦ લગભગ તાવની બિમારીથી સ્વર્ગવાસી થયા.

ચોરવાડ—શેઠ દુર્લભદાસ રામજીનો યુવાન પુત્ર સ્વર્ગવાસી થયો.

જામનગર—શ્રીયુત્ નર્મભેરામ સવજી મહેતાનાં ધર્મપત્ની વ્રજકુંવર ભાદરવા સુદ ૯ ના રોજ, સ્વર્ગવાસી મણીયાર મોતીચંદ હીરાચંદના વિધવા જીવીબાઈ આસો સુદ ૫ ના રોજ, ગીરધરલાલ જમનાદાસ શેઠ ડબલ ન્યુમોનીઆની બીમારીથી ત્રેપન વરસની વયે આસો સુદ ૬ ના રોજ, સ્વર્ગવાસી હીરાચંદ દેવચંદ શેઠના વિધવા માણેકબાઈ આસો સુદ ૭ ના રોજ સ્વર્ગવાસી થયા છે.

વાંકાનેર—રા. મગનલાલ વલમજી પારેખની બાળ પુત્રી ઉ. વ. ૨ સ્વર્ગવાસી થઇ.'
પરમાત્મા સદ્‌ગતોના આત્માને શાંતિ અપો.

---

## શ્રી કાઠિયાવાડ મોઢ વણિક વિદ્યાર્થીભવનને મળેલી ભેટો

૫–૦–૦ શેઠ સુખલાલભાઈ ઝવેરભાઈ તરફથી ગેધરીંગમાં સારૂં કામ કરનાર વિદ્યાર્થીઓને ઈનામ આપવા સારું.

૧–૦–૦ પરીખ શાંતીલાલ મનોરદાસ તરફથી ગેધરીંગમાં સારું કામ કરનાર વિદ્યાર્થીઓને ઈનામ આપવા માટે.

૫–૦–૦ શ્રી મોરબીવાળા શ્રીયુત્ મનસુખલાલ ગોરધનદાસ તરફથી ભેટના.

ડાહ્યાલાલ ભાઇચંદ વોરા
વ્રજલાલ ગોકળદાસ વોરા
ઓ. સેક્રેટરીઓ

# શ્રી ગોળ પરિષદ સહાયક ફંડનો હિસાબ

સંવત ૧૯૯૩ ના ભાદરવા શુદ ૧ થી સંવત ૧૯૯૫ ના ભાદરવા વદ ૩ માહે ૩૦ સપ્ટેબર સુધીનો શ્રી મોઢ કોન્ફરન્સ સહાયક ફંડનો સંક્ષીપ્ત હિસાબ આપ સમક્ષ રજુ કરતાં મને આનંદ થાય છે.

| જ | | ઉ | |
|---|---|---|---|
| ૨૫૫૪-૨-૦ | મોઢ કોન્ફરન્સ સહાયકફંડની આજ સુધી આવેલી રકમો. | ૯૧૭-૦-૦ | તા. ૩૦ સપ્ટેમ્બર ૧૯૩૯ સુધીમાં જુદા જુદા અગીયાર ગામોમાં ચૌદ વ્યક્તિઓને મદદ આપી તેના. |
| ૭૫-૦-૦ | વ્યાજના ભાવનગર દરબાર બેંક પાસેથી | ૩૬-૧-૬ | મનીઓડર તથા ટપાલ ખર્ચ |
| | | ૨૦૫૦-૦-૦ | ભાવનગર દરબાર બેન્ક ફીકસ્ડ ડીપોઝીટ રસીદ નંબર ૪૮૯૩ |
| | | ૬૦૦-૦-૦ | ભાવનગર દરબાર બેન્ક સેવીંગ્સ બુક નં. ૫૫૦૯૨ ખાતે |
| | | ૨૬-૦-૬ | શ્રી સિલક |
| ૨૬૨૯-૨-૦ | | ૩૬૨૯-૨-૦ | |

તા. ૩૦ સપ્ટેમ્બર ૧૯૩૯ આખરનું પાકુ સરવૈયું.

| જ | | ઉ | |
|---|---|---|---|
| ૨૬૭૬-૦-૬ | શ્રી મોઢ કોન્ફરન્સ સહાયક ફંડ ખાતે જમા. | ૨૬૫૦-૦-૦ | ભાવનગર દરબાર બેન્ક ખાતે ૨૦૫૦) ફીકસ રસીદ નં ૪૮૯૩ ૬૦૦) સેવીંગ્સ ખાતે બુક નં. ૫૫૦૯૨ |
| | | ૨૬-૦-૬ | શ્રી સિલક |
| | | ૨૬૭૬-૦-૬ | |

ઉપર મુજબના હીસાબ ઉપરથી આપ જાણી શકશો કે હીસાબવાળા વર્ષો દરમીયાન આશરે રૂા. ૯૫૦ જેટલી મદદ આપવામાં આવી છે. જ્યારે ફંડના વ્યાજની આવક ફક્ત રૂા. ૭૫) છે.

આ ફંડની શરૂઆત ધાંગધ્રા કોન્ફરન્સ વખતે સં. ૧૯૯૨ ના ભાદરવા માસમાં આશરે રૂા. ૫૫૦૦ જેટલી રકમથી થઇ હતી પરંતુ આવા ફંડફાળાનું ઘણી વખત બને છે તેમ કોન્ફરન્સના જનરલ સેક્રેટરીના ચાર માસના પ્રયત્ને ફક્ત રૂ. ૬૦૦ વસુલ થયા. ત્યારબાદ એક કમિટી આ ફંડ એકઠું કરવા માટે નીમવામાં આવેલ; પરંતુ તેને સફળતા મળી નહી. સં. ૧૯૯૩ના શ્રાવણ માસમા બોટાદ મુકામે શ્રી ગોવીંદજીભાઇના સેનેટેરીયમની ઉદ્‌ઘાટનક્રિયા પ્રસંગે કોન્ફરન્સની વર્કીંગ કમિટી તથા જુદા જુદા તાલુકાના અગ્રેસરો એકઠા થતા સહાયકફંડનું બંધારણ વીગેરે યોજના ઘડી કાઢી એક કાર્યવાહક કમિટી ચુંટવામાં આવી. ત્યાર બાદ ફંડ એકઠું કરવાના પ્રયત્નને ઠીક સફળતા મળી. અને રૂા. ૩૫૦૦) જેટલી રકમ એકઠી થઇ શકી. પરંતુ દુઃખની

બીના એ છે કે આ ફંડમાં ભરેલા નાણા વારંવાર પત્રો દ્વારા વિનંતિ કર્યાં છતાં હજી કેટલાક મહાશયો તરફથી વસુલ આવતા નથી. આશા છે કે તેઓ પોતાની રકમ મોકલી આપી આભારી કરશે.

આવા ફંડની ઉપયોગીતા સ્વીકારી વગર માગ્યે પોતાના તરફથી ભેટ મોકલી આપવા માટે અમે રા. દામોદર હીરાચંદ રૂા. ૫૧) તથા આફ્રીકાવાળા ભાઇ છોટાલાલ કાનજી તરફથી રૂા. ૧૯ાાા= મોકલી આપવા માટે તેમનો આભાર માનીએ છીએ.

લીંબડી મહાજન તરફથી શ્રી નંદલાલ મગનલાલ જ્ઞાતિમાં લગ્ન વિગેરે પ્રસંગોએ આ ફંડને યાદ કરી કરાવી યોગ્ય મદદ મોકલાવે છે તે માટે તેમને ધન્યવાદ.

લી. સે. લલ્લુભાઇ કે. મણિયાર
ઓન. સેક્રેટરી



## "મોઢ મહોદય" ને રૂા. બે કે તેથી વધુ લવાજમ મોકલનારની પહોંચ.

૨) રા. છગનલાલ ખીમચંદ કોલંબો.
૨) ડૉ. ગણુપતલાલ દામોદરદાસ જયપુર
૨) રા. ગોરધનદાસ હીરચંદભાઈ મુંબઇ
૨) ,, ડામરદાસ હીરચંદ વોરા હળવદ
૨) ,, ધરમશી રણછોડ પ્રભાસ પાટણ
૨) ,, હીરાચંદ ફુલચંદ રાણપુર
૨)=,, મોહનલાલ ઝવેરચંદ મુંબઇ
૨) ,, માવજી ગોવિંદજી પડધરી
૨)=,, દામોદર બાવળદાસ તલોદા
૨) ડૉ. વી. વી. મહેતા મોરબી
૨) મહેતા અમીચંદ બાવળદાસ નંદરબાર
૨) ગ. અમૃતલાલ રામજી મણિયાર મુંબઇ
૨) મેતા મુળજી વનરાવનદાસ લીંબડી.
૨) રા. જુઠાલાલ પ્રેમજી ભચાઉ
૨) ગાંધી રતનચંદ માણેકચંદ ઉપલેટા
૨) રા. કાળીદાસ ત્રીકમજી મણિયાર મોરબી
૨) ,, મનસુખલાલ રણછોડદાસ નાશિક
૫) રા. નેમચંદ છગનલાલ ફીસ્વા (બે વર્ષના)
૨) રા. લક્ષ્મીદાસ ભગવાનજી જલગામ
૨) ,, પરશોત્તમદાસ પાનાચંદ વઢવાણુ શહેર
૨) ,, ગોકળદાસ ચત્રભુજ ,,
૪) ,, ધારશી શામજી બે વર્ષના વેરાવળ
૪) ,, ગાંધી પ્રેમજી લાલજી બે વર્ષના પ્રભાસપાટણ
૪) ,, કાળીદાસ હરિદાસ બે વર્ષના વેરાવળ
૨) ,, અમૃતલાલ ત્રીકમજી વિરમગામ
૨) ,, જેઠાલાલ પોપટલાલ ભગત જામનગર
૨) ,, જમનાદાસ ભાણજી ,,
૨) ,, અમૃતલાલ કાળીદાસ ઉજ્જન
૨) ,, હરિવલ્લભ ત્રીકમજી ભરૂચ
૨) ,, પ્રાણલાલ એન્ડ સન્સ બેંગલોર
૨) ,, કરશનદાસ કીશોરદાસ મુંબઇ

વ્યવસ્થાપક.

---

## શ્રી "મોઢ મહોદય" ને મળેલ ભેટની પહોંચ

૫) શ્રી કે. જી. મણિયાર હા. રા. શ્રી મોહનલાલ ગીરધરલાલ મણિયાર કલકત્તા
૫૧) શ્રી ભગવાનજી દેવજીભાઈ મણિયાર હા. મોતીલાલ ભગવાનજી જામનગર

# "મોઢ મહોદય"ના મુરબ્બી, આશ્રયદાતા અને લાઇફ મેમ્બરો.

## મુરબ્બી

૧ સર પરશોતમદાસ ઠાકોરદાસ નાઇટ સી. આઇ. ઈ. મુંબઇ
૨ શેઠ વાધજીભાઈ લક્ષ્મીદાસ ,,
૩ શેઠ વનમાળી વિરજી વેરાવળ
૪ શે. હરજીવનદાસ મોહનજી કાપડીયા ચોરવાડ
૫ દેશાઇ પરમાણંદદાસ જગજીવનદાસ હા. રા દામોદરદાસ ભાવનગર
૬ શેઠ નાનાલાલ મંછારામ મુંબઇ
૭ શેઠ જીવરાજ મકનદાસ કુંડલાવાળા ,,
૮ શેઠ લક્ષ્મીદાસ નેમીદાસ મુંબઇ
૯ શ્રીયુત પરી. છોટાદાસ હરગોવિંદદાસ મદ્રાસ
૧૦ શેઠ ગોવિંદજી જેઠાભાઈ ચોરવાડવાળા મુંબઇ
૧૧ શ્રી કલકત્તા મોઢ ઉત્તેજક મંડળ કલકત્તા
૧૨ શેઠ ઠાકોરદાસ મુળજીદાસ ઝરીવાળા સુરત
૧૩ ગં. સ્વ. મણિબહેન તે શા. ભગવાનદાસ નરભેરામ ખાનદેશવાળાના વિધવા ,,
૧૪ શેઠ સુખલાલ ઝવેરભાઇ ભાવનગર
૧૫ શ્રીયુત નારાયણદાસ ગીરધરદાસ મદ્રાસ

## આશ્રયદાતા

૧ સર ચુનીલાલ વિજભૂખણદાસ મુંબઈ
૨ શેઠ હરીલાલ જગનાથ ખંભાત
૩ શેઠ કરસનદાસ ભગવાનદાસ મુંબઇ
૪ પારેખ આણંદજી ગોપાલજી ભાવનગર
૫ પરી. ગોવિંદજી કલ્યાણજી બોટાદ
૬ શેઠ જસરાજ મુળજીભાઇ હ. શેઠ માણેકલાલભાઈ મુંબઈ
૭ ગાંજા બ. ભગવાનદાસ હરીદાસ એન્ડ સન્સ હૈદ્રાબાદ
૮ શ્રીયુત હરિદાસ માણેકચંદ કોઠારી કરાંચી
૯ શેઠ છોટાલાલ ઓધવજી પોરબંદર
૧૦ શેઠ પોપટલાલ માણેકચંદ હા. શેઠ કેશવલાલભાઈ જામનગર
૧૧ શ્રી ચત્રભુજ ભગવાનજી મોદી કોલંબો
૧૨ શેઠ કનૈયાલાલ પુરૂષોત્તમદાસ પુના
૧૩ શેઠ બીખાભાઇ પરભુદાસ પરી. ભાવનગરવાળા માંગલોર (એસ. કે.)
૧૪ પરી. ગોપાળજી મુળજીભાઈ ભાવનગર
૧૫ મણિયાર નરસીદાસ લલ્લુભાઇ હા. રા. કેશવલાલ ભાવનગર
૧૬ સ્વ. શેઠ લક્ષ્મીદાસ ભગવાનજી સાકરવાળા હા. તેમના ધર્મપત્ની કસ્તુરબાઈ મુંબઇ
૧૭ શેઠ ચંદ્રકાંત મોતીલાલ જગાભાઈવાળા અમદાવાદ
૧૮ શેઠ મણીલાલ હેમચંદ અમદાવાદ
૧૯ શેઠ હરકીસનદાસ જગજીવનદાસ અંકલેશ્વર
૨૦ શેઠ ધરમદાસ શામળદાસ પરભુદાસ મુંબઇ

## લાઇફ મેમ્બર

૧ પ્રો. અમૃતલાલ મોતીલાલ બી. એ. એલ. એલ. બી. હા. ભોગીલાલ અમૃતલાલ રાજકોટ
૨ રા. હીંમતલાલ નાગજીભાઇ વોરા ,,
૩ રા. અમરતલાલ હસમુખરામ જસ અમદાવાદ
૪ રા. ઠાકોરલાલ હરકીશનદાસ અંકલેશ્વર
૫ રા. હીરાલાલ લક્ષ્મીચંદ મણિયાર વડોદરા
૬ શેઠ છગનલાલ પિતાંબરદાસ મુંબઇ
૭ દી. બ. ગોવિંદદાસ ચતુર્ભુજદાસ મદ્રાસ
૮ મેસર્સ કેશવલાલ એન્ડ કું. મદ્રાસ
૯ પારેખ જીવરાજ ગોપાલજી સિંગાપોર
૧૦ શેઠ લાલદાસ ગોવિંદદાસ મદ્રાસ
૧૧ ડૉ. નારણદાસ મોતીરામ સુરત

૧૨ શા. ભગવાનદાસ હરજીવનદાસ
સુરતવાળા–મુંબઈ
૧૩ શેઠ લલ્લુભાઈ જમનાદાસ અમરેલી
૧૪ શા. કાળીદાસ હરીદાસ વેરાવળ
૧૫ શેઠ ઠાકરશી પ્રેમજી કોડીનારવાળા
હા. શેઠ ગીરધરલાલ મુંબઈ
૧૬ રાવસાહેબ પુરૂષોત્તમદાસ દેવજીભાઈ
મણિયાર જામનગર
૧૭ શા. ગોવિંદજી કાળીદાસ ખોરાસા-
ગીરવાળા એડીસાબાબા
૧૮ શા. વલ્લભદાસ ભગવાનદાસ ,,
૧૯ શ્રી નાનાલાલ મોતીચંદ હ. શ્રી ભોગીલાલ
મુંબઈ
૨૦ મણિયાર હરજીવનદાસ જેઠાલાલ
હ. શ્રી માણેકલાલ ,,
૨૧ શેઠ દેવકરણ નાનજી હ. શેઠ ચુનીલાલ ,,
૨૨ શેઠ વીજભૂખણદાસ હરગોવિંદદાસ મૂળજી,,
૨૩ શા. દુર્લભદાસ નેમચંદ એડીસાબાબા
૨૪ શા. મોહનલાલ ઓધવજી વકીલ અમરેલી
૨૫ શા. નટવરલાલ ગોરધનદાસ જગજીવનદાસ
રંગુન
૨૬ શા. ગોરધનદાસ પ્રાણલાલ મુંબઈ
૨૭ શેઠ નારણદાસ મથુરાદાસ હ. મનોરદાસ ,,
૨૮ મહેતા દયારામ લધુભાઈ
હા. મહેતા જટાશંકર દયારામ કલકત્તા
૨૯ શેઠ હિરાલાલ ભગવાનજી નથુભાઈ જામનગર
૩૦ શેઠ હરિલાલ ગોવિંદજી માધાણી મુંબઈ
૩૧ દોશી હિરાલાલ ગોકળદાસ ,,
૩૨ શ્રી માણેકચંદ તારાચંદ અડાલજા
સાહેબ વડોદરા
૩૩ શા. કનૈયાલાલ નાનાભાઈ રંગુન
૩૪ દેસાઈ વિઠ્ઠલદાસ લાલજી ભાવનગરવાળા
હ. દેસાઈ માણેકજીવનદાસ કરાંચી
૩૫ શા. અમેચંદ અમૃતલાલ રોંગાટ (આફ્રિકા)
૩૬ શા. પુરૂષોત્તમ ગીરધરદાસ ડરબન(આફ્રિકા)
૩૭ શેઠ. ચીમનલાલ બાપુલાલ પરીખ કરાંચી
૩૮ શેઠ જેઠાલાલ ચુનીલાલ ત્રીકમજી મેતા કલકત્તા
૩૯ શા. દામોદરદાસ હીરાચંદ હ. શા. આત્મારામ
દામોદરદાસ વોરા ભાવનગરવાળા લીંબડી.
૪૦ શા. નરોત્તમદાસ પ્રેમચંદ
પ્રભાસ પાટણવાળા પુના
૪૧ શેઠ કરશનદાસ મોતીચંદ
હ. અમૃતલાલ જમનાદાસ દીવ
૪૨ શા. રમણલાલ છોટાલાલ મઝમુદાર ભરૂચ
૪૩ શ્રીયુત ઉમેદલાલ પુરૂષોત્તમદાસ મણિયાર
બી. એ. એલ એલ. બી. અમદાવાદ
૪૪ શેઠ નાનચંદ પ્રેમચંદ ,,
૪૫ પરી. શાંતિલાલ ગોરધનદાસ ,,
૪૬ શ્રીયુત તુલસીદાસ જસરાજ
બી. એ. એલ. એલ. બી. ,,
૪૭ શેઠ બાલાભાઈ હરીલાલ ,,
૪૮ શા. પોપટલાલ જગજીવનદાસ કરાંચી
૪૯ ,, નંદલાલ ટી. મણિયાર ,,
૫૦ ,, ડૉ. નરોત્તમદાસ વલ્લભદાસ ,,
૫૧ ,, ડૉ. કાલીદાસ હરખચંદ શાહ ,,
૫૨ ,, શેઠ મણીલાલ મોહનલાલ ,,
૫૩ ,, શેઠ નરસિંહલાલ લલ્લુભાઈ અમદાવાદ
૫૪ ગં. સ્વ. દેવબા પુરૂષોત્તમદાસ
હ. શેઠ ગોપાળદાસ ,,
૫૫ પરી ભોગીલાલ નરોત્તમદાસ ભાવનગરવાળા,,
૫૬ શેઠ રતનલાલ લલ્લુભાઈ પરીખ અમદાવાદ
૫૭ શેઠ રમણલાલ લલ્લુભાઈ પરીખ અમદાવાદ
૫૮ શ્રી ભગવાનજી દેવજીભાઈ મણીયાર હા.
ભાઈ મોતીલાલ ભગવાનજી જામનગર

# " મોઢ મહોદય " માસિક કમિટીના સભ્યો

| | | |
|---|---|---|
| પ્રમુખ— | (૧) સર પરશોતમદાસ ઠાકોરદાસ સી. આઈ. ઈ. નાઈટ. | મુંબઈ |
| ઉપપ્રમુખ | (૧) શેઠ હરજીવનદાસ મોહનજી | ચોરવાડ |
| | (૨) શેઠ વાઘજીભાઈ લક્ષ્મીદાસ | મુંબઈ |
| સેક્રેટરી— | (૧) પારી. ભીખાભાઇ ગોપાળજી | ભાવનગર |
| સભ્યો | (૧) શેઠ નાનાલાલ મંછારામ | મુંબઈ |
| | (૨) શ્રીયુત ઉમેદલાલ પુરુષોત્તમદાસ મણિયાર બી. એ. એલએલ.બી. | અમદાવાદ |
| | (૩) શેઠ સુખલાલ ઝવેરભાઈ | ભાવનગર |
| | (૪) શ્રીયુત દામોદરદાસ પરમાણંદદાસ દેસાઇ | મદ્રાસ |
| ઓડીટર્સ | (૧) પરી શાંતિલાલ પ્રાણજીવનદાસ બી. એ. | ભાવનગર |
| | (૨) પરી. જાદવજી ગોપાળજી | " |

## ઉત્તમ પુસ્તકો

| પુસ્તક | લેખક | કિંમત |
|---|---|---|
| ૧ જગનસિંહ નાટક | સ્વ. બાલુભાઈ કહાનદાસ, જે. પી. | ૧-૦-૦ |
| ૨ શેઠ કે સવતાન. | શ્રીયુત ગોપાળજી ઓધવજી | ૦-૮-૦ |
| ૩ કુંજકૂજન. | શ્રીયુત વલ્લભજી ભાણજી કવિ | ૧-૪-૦ |
| ૪ જીવન-જ્યોતિ | " | ૧-૪-૦ |
| ૫ હૃદય બંસી | " | ૧-૦-૦ |
| ૬ અંતરના અમી. | " | ૧-૦-૦ |
| ૭ ભાવનાના ભરત. | " | ૧-૦-૦ |
| ૮ વિભુની વાટે. | " | ૦-૧૨-૦ |
| ૯ શ્રી બોધિની (આવૃત્તિ બીજી) | " | ૦-૮-૦ |
| ૧૦ દંપતિ વિદ્યા વિનોદ | " | ૦-૮-૦ |
| ૧૧ વાદળી. | " | ૦-૬-૦ |
| ૧૨ વલ્લભ કાવ્ય (આવૃત્તિ બીજી) | " | ૦-૫-૦ |
| ૧૩ ભારત કીર્તન. | " | ૦-૪-૦ |
| ૧૪ માનસનાં મોતી. ભાગ ૧ લો | " | ૦-૭-૦ |
| ૧૫ માનસનાં મોતી ભાગ બીજો | " | ૦-૭-૦ |
| ૧૬ માનસનાં મોતી ભાગ ૩ જો | " | ૦-૭-૦ |
| ૧૭ અંતરની ઊર્મિઓ | " | ૦-૧૨-૦ |
| ૧૮ શ્રી પુષ્ટિનૃત્ય તરંગિણી. | " | ૦-૩-૦ |
| ૧૯ પ્રેમનાં પુષ્પો | " | ૦-૮-૦ |
| ૨૦ સદ્બોધ સરિતા | શ્રીયુત ગોપાળજી ઓધવજી | ૧-૦-૦ |
| ૨૧ શ્રી ગીતા જ્ઞાન | શ્રીયુત પુરૂષોતમ ભાણજી પરીખ | ૦-૧૦-૦ |
| ૨૨ શેરનો વેપાર | શ્રીયુત બાલુભાઈ પારેખ બી. એ. | ૧-૦-૦ |

પોસ્ટેજ જુદું. આખો સેટ મંગાવનારને પોસ્ટેજ ફ્રી.

લખો:—વ્યવસ્થાપક " મોઢ મહોદય " ભાવનગર.

Registered No. B. 1416

R. N. B. 1416

મોઢ જ્ઞાતિમાં નવજીવન પ્રેરી તેનો ઉત્કર્ષ કરવાના ઉદ્દેશથી પ્રગટ થતું માસિક




વર્ષ ૨૩ માગશીર્ષ ૧૯૯૬

અંક ૨ ડિસેમ્બર ૧૯૩૯

વિષયાનુક્રમ



સંચાલક અને પ્રગટ કરનાર
પારી. ભીખાભાઈ ગોપાળજી—ભાવનગર.

ઉપસંચાલક:— છબિલદાસ અમીચંદ દેસાઈ. ભાવનગર.

વ્યવસ્થાપક:— ગોરધનદાસ અમીચંદ મણિયાર. ભાવનગર.

વાર્ષિક લવાજમ પોસ્ટ સહિત રૂા. ૧-૧૩-૦ વી. પી. ખર્ચ સાથે

## "મોઢ મહોદય" માસિક કમિટીના સભ્યો

## "મોઢ મહોદય"ના મુરબ્બી, આશ્રયદાતા અને લાઈફ મેમ્બરો.

### મુરબ્બી

૧ સર પરશોતમદાસ ઠાકોરદાસ નાઈટ સી. આઈ. ઈ. મુંબઈ
૨ શેઠ વાઘજીભાઈ લક્ષ્મીદાસ ,,
૩ શેઠ વનમાળી વિરજી વેરાવળ
૪ શે. હરજીવનદાસ મોહનજી કાપડીયા ચોરવાડ
૫ દેશાઈ પરમાણંદદાસ જગજીવનદાસ હા. રા. દામોદરદાસ ભાવનગર
૬ શેઠ નાનાલાલ મંછારામ મુંબઈ
૭ શેઠ જીવરાજ મકનદાસ કુંડલાવાળા ,,
૮ શેઠ લક્ષ્મીદાસ નેમીદાસ મુંબઈ
૯ શ્રીયુત પરી. છોટાદાસ હરગોવિંદદાસ મદ્રાસ
૧૦ શેઠ ગોવિંદજી જેઠાભાઈ ચોરવાડવાળા મુંબઈ
૧૧ શ્રી કલકત્તા મોઢ ઉત્તેજક મંડળ કલકત્તા
૧૨ શેઠ ઠાકોરદાસ ગુલાબદાસ ઝરીવાળા સુરત
૧૩ ગં. સ્વ. મણિબહેન તે શા. ભગવાનદાસ નરભેરામ ખાનદેશવાળાના વિધવા ,,
૧૪ શેઠ સુખલાલ ઝવેરભાઈ ભાવનગર
૧૫ શ્રીયુત નારાયણદાસ ગીરધરદાસ મદ્રાસ

### આશ્રયદાતા

૧ સર ચુનીલાલ વિજભૂખણદાસ મુંબઈ
૨ શેઠ હરીલાલ જગન્નાથ ખંભાત
૩ શેઠ કરસનદાસ ભગવાનદાસ મુંબઈ
૪ પારેખ આણંદજી ગોપાલજી ભાવનગર
૫ પરી. ગોવિંદજી કલ્યાણજી બોટાદ
૬ શેઠ જસરાજ મુળજીભાઈ
૬. શેઠ માણેકલાલભાઈ મુંબઈ
૭ રાજા બ. ભગવાનદાસ હરીદાસ એન્ડ સન્સ હૈદ્રાબાદ
૮ શ્રીયુત હરિદાસ માણેકચંદ કોઠારી કરાંચી
૯ શેઠ છોટાલાલ ઓધવજી પોરબંદર
૧૦ શેઠ પોપટલાલ માણેકચંદ હા. શેઠ કેશવલાલભાઈ જામનગર
૧૧ શ્રી ચત્રભુજ ભગવાનજી મોદી કોલંબો
૧૨ શેઠ કનૈયાલાલ પુરૂષોત્તમદાસ પુના
૧૩ શેઠ ભીખાભાઈ પરશુદાસ પરી. ભાવનગરવાળા માંગલોર ( એસ. કે. )
૧૪ પરી. ગોપાળજી મુળજીભાઈ ભાવનગર
૧૫ મણિયાર નરસીદાસ લલ્લુભાઈ હા. રા. કેશવલાલ ભાવનગર
૧૬ સ્વ. શેઠ લક્ષ્મીદાસ ભગવાનજી સાકરવાળા હા. તેમના ધર્મપત્ની કસ્તુરબાઈ મુંબઈ
૧૭ શેઠ ચંદ્રકાંત મોતીલાલ જગાભાઈવાળા. અમદાવાદ
૧૮ શેઠ મણીલાલ હેમચંદ અમદાવાદ
૧૯ શેઠ હરકીસનદાસ જગજીવનદાસ અંકલેશ્વર
૨૦ શેઠ ધરમદાસ શામળદાસ પરશુદાસ મુંબઈ

### લાઈફ મેમ્બર

૧ પારી. અમૃતલાલ મોતીલાલ બી. એ. એલ. એલ. બી. હા. ભોગીલાલ અમૃતલાલ રાજકોટ
૨ રા. હીંમતલાલ નાગજીભાઈ વોરા ,,
૩ રા. અચરતલાલ દલસુખરામ જસ અમદાવાદ
૪ રા. ઠાકોરલાલ હરકીશનદાસ અંકલેશ્વર
૫ રા. હીરાલાલ લક્ષ્મીચંદ મણિયાર વડોદરા
૬ શેઠ છગનલાલ પિતાંબરદાસ મુંબઈ
૭ દી. બ. ગોવિંદદાસ ચતુર્ભુજદાસ મદ્રાસ
૮ મેસર્સ કેશવલાલ એન્ડ કું., મદ્રાસ
૯ પારેખ જીવરાજ ગોપાલજી સિંગાપોર
૧૦ શેઠ લાલદાસ ગોવિંદદાસ મદ્રાસ
૧૧ ડૉ. નારણદાસ મોતીરામ સુરત

૧૨ શા. ભગવાનદાસ હરજીવનદાસ સુરતવાળા–મુંબઇ
૧૩ શેઠ લલ્લુભાઈ જમનાદાસ અમરેલી
૧૪ શા. કાળીદાસ હરીદાસ વેરાવળ
૧૫ શેઠ ઠાકરશી પ્રેમજી કોડીનારવાળા હા. શેઠ ગીરધરલાલ મુંબઈ
૧૬ રાવસાહેબ પુરૂષોત્તમદાસ દેવજીભાઈ મણિયાર જામનગર
૧૭ શા. ગોવિંદજી કાળીદાસ ખોરાસા-ગીરવાળા એડીસાબાબા
૧૮ શા. વલ્લભદાસ ભગવાનદાસ ,,
૧૯ શ્રી નાનાલાલ મોતીચંદ હ. શ્રી ભોગીલાલ મુંબઈ
૨૦ મણિયાર હરજીવનદાસ જેઠાલાલ હ. શ્રી માણેકલાલ ,,
૨૧ શેઠ દેવકરણ નાનજી હ. શેઠ ચુનીલાલ ,,
૨૨ શેઠ વીજભૂખણદાસ હરગોવિંદદાસ મૂળજી,,
૨૩ શા. દુર્લભદાસ નેમચંદ એડીસાબાબા
૨૪ શા. મોહનલાલ ઓધવજી વકીલ અમરેલી
૨૫ શા. નટવરલાલ ગોરધનદાસ જગજીવનદાસ રંગુન
૨૬ શા. ગોરધનદાસ પ્રાણલાલ મુંબઈ
૨૭ શેઠ નારણદાસ મથુરાદાસ હ. મનોરદાસ ,,
૨૮ મહેતા દયારામ લઘુભાઇ હા. મહેતા જટાશંકર દયારામ કલકત્તા
૨૯ શેઠ હિરાલાલભગવાનજીનથુભાઈજામનગર
૩૦ શેઠ હરિલાલ ગોવિંદજી માધાણી મુંબઇ
૩૧ દોશી હિરાલાલ ગોકળદાસ ,,
૩૨ શ્રી માણેકચંદ તારાચંદ અડાલજા સાહેબ વડોદરા
૩૩ શા. કનૈયાલાલ નાનાભાઇ રંગુન
૩૪ દેશાઈ વિઠ્ઠલદાસ લાલજી ભાવનગરવાળા હ. દેશાઇ પ્રાણજીવનદાસ - કરાંચી
૩૫ શા. અભેચંદ અમૃતલાલ ટોંગાટ (આફ્રિકા)
૩૬ શા પુરૂષોત્તમ ગીરધરદાસ ડર્બન (આફ્રિકા)
૩૭ શા. હીંમતલાલ બાપુલાલ પરીખ કરાંચી
૩૮ શેઠ જેઠાલાલ ચુનીલાલત્રીકમજીમેતા કલકત્તા
૩૯ શા. દામોદરદાસ હીરાચંદ હ. શા. આત્મારામ દામોદરદાસ વોરા ભાવનગરવાળા લીંબડી
૪૦ શા. નરોત્તમદાસ પ્રેમચંદ પ્રભાસ પાટણવાળા પુના
૪૧ શેઠ કરશનદાસ મોતીચંદ હ. અમૃતલાલ જમનાદાસ દીવ
૪૨ શા. રમણલાલ છોટાલાલ મઝમુદાર ભરૂચ
૪૩ શ્રીયુત ઉમેદલાલ પુરૂષોત્તમદાસ મણિયાર બી. એ. એલ એલ. બી. અમદાવાદ
૪૪ શેઠ નાનચંદ પ્રેમચંદ ,,
૪૫ પરી. શાંતિલાલ ગોરધનદાસ ,,
૪૬ શ્રીયુત તુલસીદાસ જસરાજ બી. એ. એલ. એલ. બી. ,,
૪૭ શેઠ બાલાભાઈ હરીલાલ ,,
૪૮ શા. પોપટલાલ જગજીવનદાસ કરાંચી
૪૯ ,, નંદલાલ ટી. મણિયાર ,,
૫૦ ,, ડૉ. નરોત્તમદાસ વલ્લભદાસ ,,
૫૧ ,, ડૉ. કાલીદાસ હરખચંદ શાહ ,,
૫૨ ,, શેઠ મણીલાલ મોહનલાલ ,,
૫૩ ,, શીવલાલ ગમજી વકીલ–માંડવી–કચ્છ
૫૪ ,, શેઠ નરસિંહલાલ લલ્લુભાઈ અમદાવાદ
૫૫ ગં. સ્વ. દેવબા પુરૂષોત્તમદાસ હ. શેઠ ગોપાળદાસ ,,
૫૬ પરી ભોગીલાલનરોત્તમદાસ ભાવનગરવાળા,,
૫૭ શેઠ રતનલાલ લલ્લુભાઈ પરીખ અમદાવાદ
૫૮ શેઠ રમણલાલ લલ્લુભાઇ પરીખ અમદાવાદ
૫૯ શ્રી ભગવાનજી દેવજીભાઈ મણીયાર હા. ભાઇ મોતીલાલ ભગવાનજી જામનગર
૬૦ ,, ચીમનલાલ પ્રાણજીવનદાસ દલાલ–મુંબઇ



# મોઢ મહોદય

વર્ષ ૨૩ મું ]    માર્ગશીર્ષ : ૧૯૯૬ ::: ડિસેમ્બર : ૧૯૩૯    [ અંક ૨ જો

## વેચવાનું છે

જીગર એક વેચવાનું છે,
મળે કોઇ ખરીદનારું;
જીગર એક વેચવાનું છે. ૧

હજુ ખીલ્યું, અણખીલ્યું છે,
અમૂલું છે, અટુલું છે;
છે નિર્મળ કાચના જેવું,
જીગર એક વેચવાનું છે. ૨

સુકોમળ સુમનશું, એ છે,
મજાનુ મસ્ત હસ્તિશું;
મધુરૂં દ્રાક્ષ જેવું છે,
જીગર એક વેચવાનું છે. ૩

નથી કંઈ આકરાં ભાવો,
નથી કંઇ આકરી શરતો;
જીગર આપી હૃદય લેવું,
જીગર એક વેચવાનું છે. ૪

નટવર બી. નાણાવટી : મહુવા બંદર

# આનંદ શેમાં આવ્યો છે ?

બોલોને મિત્રો ! આનંદ શેમાં આવ્યો છે ?
શેમાં આવ્યો છે આનંદ શેમાં આવ્યો છે ?
બોલોને મિત્રો ! આનંદ શેમાં આવ્યો છે ?—ટેક.

રમણી વિલાસમાં કે વિષ પાનમાં ?
નાટક કે નૃત્યમાં આવ્યો છે ?—બોલોને૦

યુવતીઓમાં આનંદ છે કે ગાડી ઘોડામાં ?
શું મોટર, બસ, ટ્રામના પીમ્પોમ્માં આનંદ
આવ્યો છે ?—બોલોને૦

ખોટા મદમાં કે આબરૂના અડસટ્ટામાં ?
દ્રવ્ય સંચયમાં શું આનંદ આવ્યો છે ?-બોલોને૦



# વિચારો વિદ્વાનો ! શેમાં આનંદ આવ્યો છે.

નથી રમણી વિલાસમાં કે વિષ પાનમાં,
ન્યાયને નીતિમાં આનંદ આવ્યો છે.—વિચારો૦

નથી ખોટા મદમાં કે ઊંચી ઊંચી હવેલીઓમાં,
ના લક્ષ્મીના ઢગમાં આનંદ આવ્યો છે.—વિચારો૦

હમણાં તો આનંદ છે 'મોઠ મહોદય' માં,
આસ્તિક જીવનમાં પણ આનંદ આવ્યો છે.—વિચારો૦

વધારે આનંદ તો કોમળ અંતઃકરણમાં,
કે જ્યાં પરમેશ્વરની ભાવના સમજાય છે.—વિચારો૦

નટવર બી. નાણાવટી.
મહુવા બંદર.

# તંત્રીસ્થાનેથી !

**સ્ત્રીની સાચી કિંમતથી વિરૂદ્ધ વ્યવહારિક વર્તાવઃ**-'સ્ત્રી વિના સંસાર સૂનો છે, સ્ત્રી વિનાનું ઘર શ્મશાનવત્ છે, સ્ત્રી ઘરની શોભા અને શણગાર છે, જ્યાં સ્ત્રીનું સન્માન છે ત્યાં દેવતાઓનો વાસ છે,' વગેરે વગેરે વાક્યો સ્ત્રીનો દરજ્જો કેટલો ઉચ્ચ છે અને સંસાર-ચક્રમાં સ્ત્રીનું સ્થાન કેવું અને કેટલું ઉત્તમ છે એ બતાવે છે.

સ્ત્રીની સાચી કિંમ્મત તો જેઓને સ્ત્રીના અભાવે જે હાડમારી અને ચિંતાઓ વેઠવી પડતી હોય તેમને જ થાય. એ સાવ સાચું છે કે દરેકે દરેક બાબતમાં જેને વીતતી હોય તેનુંજ હૃદય જાણતું હોય કે અમુક અમુક બાબતમાં અમુક અમુક જાતના અભાવથી કેવું અને કેટલું વેઠવું પડે છેઃ છતાં એ ખૂબી છે કે વીતક એટલે જાત અનુભવની વાતથી પણ મનુષ્ય ધાર્યો ઘડાતો નથી.

પુરુષ અને સ્ત્રી એક બીજાંની પૂરવણી કરનારાં છે; નતો પુરુષે ફાંકો રાખવો જોઇએ કે હું એકલો સ્ત્રીની કશી પણ સહાય વગર મારું સંસારનું નાવ સુખરૂપ ચલાવ્યે જઇશ; તેમ જ સ્ત્રીએ પણ એવો ખોટો ઘમંડ ન ધરવો કે પુરુષના આશરાની મારે કશી જરૂર નથી. સુંદર સામ્ય અને પરસ્પરની એક દિલી બન્ને માટે સંપૂર્ણ સુખાવહ અને શ્રેય સાધક છે.

ઉપરનો મર્મ બરાબર સમજીને જો પુરુષ સ્ત્રી તરફની પોતાની સાચી જવાબદારી સમજી, સ્ત્રી તરફ માન અને સ્નેહની નજરે નિહાળતાં શિખે અને સ્ત્રી પોતાની ફરજ સમજી, પુરુષને પાલક અને સેવ્ય સમજતાં શિખે તો આજકાલ જ્યાં ત્યાં પતિપત્નીઓ વચ્ચેના રાડાબવાડા થતા સંભળાય છે અને જોવાય છે; તેવા રાડાબવાડાનું નામ નિશાન પણ ન રહે

અત્યારે તો પતિને પોતાને જાણે કે પોતે દેવ હોય તેમ પૂજાવાની પ્રબળ ઇચ્છા છે, પણ દેવ તરીકેના દૈવી સદ્ગુણો ધરાવી, પત્ની પૂજા પામવા ઇચ્છતા પતિદેવો તો વિરલા જ. પત્ની ઉપર જોહુકમી દાખવવી, હાલતાં ચાલતાં વગર વાંકે પત્નીને ઢીબવી, જેવાંતેવાં અણઘટતાં વેણ કાઢી પત્નીનાં કાળજાં બાળવાં અને એક ગુલામડી કરતાં પણ સ્ત્રી હલકી હોય તે જાતનો પત્ની તરફ વર્તાવ રાખવો એ જાણે કે ધણિપણાનો સાચો હક હોય એમ આજના કેટલાયે પતિરાજો માની બેઠા છે.

અમુક પતિરાજો પત્ની આગળ પોતાનો તુંડમિજાજ દાખવી તે બિચારીને ઊભી ને ઊભી સુકવી નાખે છે. અમુક પતિરાજો રળવાની ત્રેવડ ન હોય અને જાહેરમાં એટલે કે ઘર, કુટુંબ અને જ્ઞાતિમાં પણ કોડીની કિંમત ધરાવતા ન હોય, છતાં 'દુબળો ગાટી બાયડી

પર શૂરા ' એ પ્રમાણે પોતાની ગભરૂ, રાંકડી, અને શાંત સ્ત્રી ઉપર મારની ઝડી વરસાવતા હોય છે, વળી અમુક માવડીયા પતિરાજો ભલે તેઓ રળતા ખપતા હોય, છતાં પણ માતપિતા તથા ભાઇ ભાંડરડુથી ખોટા ભંભેરાઇને અબળા ગણાતી સ્રી સાથે અબોલા રાખી, નજીવી ગણાતી બાબતને મોટું રૂપ આપી પત્ની સાથે કાયમનો કંકાસ રાખ્યા કરે છે.

દરેકે દરેક બાબતમાં અતિપણું તજવા લાયક છે. આપણે સૌ કહીએ છીએ કે 'ઝાઝું થોડાં માટે ' આનો અર્થ એજ કે ત્રાસ અને રિબવણી જ્યારે અસહ્ય બને છે ત્યારે ત્રાસિત વ્યક્તિઓમાં તેનો જલ્દી અંત લાવવાની જોરદાર વૃત્તિ ઉત્પન્ન થાય છે. ત્રાસિત વ્યક્તિઓ જો સામટી તેમજ ઐકય ધરાવતી હોય તો તેઓ બેહા બળવાથી અથવા મરણીઆ સામનાથી ત્રાસ અને રિબવણી કરનારાઓને પડકારે છે. અને એ રીતે ત્રાસ અને રિબવણીનો અંત લાવે છે. પણ બિચારી સ્રીઓ તો જ્યાં ત્યાં પતિરાજોની પજવણીથી છૂટક છૂટક પીડાઇ રહી હોય છે. આ પજવણી જ્યારે હદ ઓળંગે છે ત્યારે પરિણામ એ આવે છે કે પત્ની કૂવો અવેડો કરી અથવા બળી મરી પોતાના દેહનો અંત લાવે છે. સુધરેલા કહેવાતા આ જમાનામાં જ્યારે આવા કિસ્સાઓનું પ્રમાણ વધતું જોવાય છે ત્યારે આ જમાનાને કઇ રીતે સુધરેલો ગણવો તેનો વિચાર કરવો ઘટે. આ સુધરેલો (!) જમાનો ખરૂં જોતાં શ્રી રક્ષક કે શ્રી હત્યારો ?

હવે આપણે પતિરાજોની વાત બાજુ મૂકી સાસુઓ વિષે થોડાં ઘણો ઉલ્લેખ કરીએ. સાસુઓ એટલે એક વખતની પોતાની સાસુઓની વહુઓ. આ સાસુઓએ પોતાની સાસુઓની જ્યારે તેઓ વહુઓ હશે ત્યારે તેમનાં મહેણાં ટોણાંનો પૂરતો કડવો અનુભવ કર્યો હોય છે અને તે વખતે હ્રદયથી એવું ઇચ્છયું પણ હોય છે કે આવી બલાસમ સાસુઓનો પ્રભુ જલ્દી અંત લાવે.

નવાઇની વાત તો એ જ છે કે, વહુઓ તરીકે સાસુઓની ઝાટકણી તેમજ કડવી હ્રદય ચીરી નાખે તેવી વાણી અને સાસુઓથી ભંભેરાતા પતિથી અવાર નવાર થએલી મારની લ્હાણી વગેરે પ્રકારના દુ:ખદાયક અનુભવમાંથી પસાર થએલી આવી વહુઓ જ્યારે સાસુઓ બને છે ત્યારે પોતાને વીતેલી બધી વાત ભૂલી જાય છે. અને વહુઓ ઉપર પોતાનું, સાસુઓ તરીકેનું સાચું સામ્રાજ્ય સ્થાપવા પૂરેપૂરી શૂર બને છે. આ વખતે તે સાસુઓને ભાન પણ નથી રહેતું કે જેમ વહુઓ તરીકે અમે અમારી કુટિલ સાસુઓનું કાસળ જાય તો સારું એવી હાર્દિક ઇચ્છા રાખતી હતી, તેમ આ વહુઓ પણ અંતરથી અવશ્ય ઇચ્છતી જ હશે કે અમારું પણ કાસળ ઝટ દે જાય.

અનુભવ એ મોટો શિક્ષક છે. એ કહેતી જો કે ખરી છે. પણ શિક્ષકની શિખ લાગવી ન લાગવી તેમાં પૂર્વના સંસ્કારોના પ્રાધાન્યને સ્થાન છે એ

નિર્વિવાદ છે. નહિતર વહુઓ તરીકે સાસુઓનો કડવો અનુભવ કરનારી વહુઓ જ્યારે તેઓ સાસુઓ બને ત્યારે અવશ્ય પોતાની વહુઓ તરફના વર્તાવમાં પૂરાં સ્નેહ, મમતા અને વાત્સલ્ય દાખવે. પણ વસ્તુસ્થિતિ આથી તદ્દન જુદીજ છે અને સાસુઓના ત્રાસે આપઘાત કરતી વહુઓનાં ધગધગતાં હૃદયનાં શાપથી સમાજ મુક્ત નથી.

જેવું સાસુઓનું તેવું નણંદોનું. નણંદો પણ પોતાનાં સાસરીઆમાં વહુઓ તરીકે જ હોય છે. જેમ તેમને તેમની નણંદો તેમના માબાપને ગાળો ભાંડે અને મુઆ વાંચે તે ન ગમે અને નણંદો આંખનાં ભાલાં જેવી લાગે, તેમ પોતે પણ પોતાના ભાઇઓની વહુઓને અને તેમનાં માબાપને ભાંડવાથી પોતાની ભોજાઇઓના હૃદયમાં શૂળના કાંટા જેવી લાગતી હશે તે જાતનું ભાન આવી વિફરેલ વાઘણ જેવી નણંદોને પણ બિલકુલ રહેતું નથી.

જો આમ થવા પામે તો પછી કોઇ-પણ સ્થળે નણંદ ભોજાઇના કકળાટને સ્થાનજ ન રહે; કેમકે નણંદ ભોજાઈ બંનેને પિયરમાં નણંદનો અને સાસરી-આમાં વહુનો છૂટો છૂટો પાઠ ભજવ-વવાનો હોય છે નણંદના ત્રાસથી જીવ-નનો અંત આણતી વહુઓના દાખ-લાથી પણ સમાજ વંચિત નથી.

આ બધા ઉપરથી એ ખાસ ફલિત થાય છે કે પુરુષ તેમજ સ્ત્રી બંનેને સાચી કેળવણીની ખાસ જરૂર છે. બુદ્ધિ વિકાસ કરતાં હૃદયના વિકાસની ખરી જરૂર છે. બુદ્ધિ વિકાસે તો અત્યારનો માનવ હત્યાકાંડ જમાવ્યો છે. આ બુદ્ધિ વિકાસ સાથે જો હૃદયનો સાચો વિકાસ હોય તો માનવ જીવનની સાચી કિંમત સૌ કોઇને સમજાત અને કોઇપણ વર્ગ, ધંધાદારી, નોકરીયાત, અમલદાર, રાજા કે શહેનશાહ કદીપણ જીવલેણ પ્રવૃત્તિ હાથ ધરતાં જરૂર અટકત પણ અત્યારે પ્રત્યક્ષ જોવાય છે તેમ હરકોઈ જણ પોતપોતાના બુદ્ધિ વિકાસનાં બળમાં ગમે તે બાબતને ગમે તેવું રૂપ આપી માત્ર પોતાનાં સ્વાર્થને પોષવાની રમત રમી રહ્યો હોય છે. પરિણામે જનતા અત્યારે લડાઈ અને મોંઘવારીના મારમાં હોમાઈ રહી છે.

સ્ત્રીને જુદા જુદા સમયે અને સ્થાને જુદી જુદી રીતથી ફરજો અદા કરવાની હોય છે. મા, સાસુ, બેન, પત્ની, નણંદ ભોજાઈ, કાકી, મામી વગેરે વગેરે સ્થાન-માં એકનીએક સ્ત્રીને જુદી જુદી ફરજો અદા કરવાની છે. તે જ પ્રમાણે પુરુષને પણ તેવી જુદી જુદી ફરજોનું પાલન કરવું પડે છે.

સાચી કેળવણીના સુસંસ્કાર જો પુરુષ તેમજ સ્ત્રી બંનેના હૃદયમાં હોય અને તેમનો સાચો હૃદય વિકાસ થવા પામ્યો હોય તો જ સંસારમાં સુખ, શાંતિ અને આબાદીની આશા રાખી શકાય બાકી તો વાક્પટુતા અને વ્યાવહારિક વર્તાવ વચ્ચે અત્યારે જે ભેદ નજરે નિહાળાય છે. તે કાયમ રહેવાનો જ.

'સ્ત્રી વિના સૂનો સંસાર' એ કહેતી-માં સ્ત્રીની કિંમતની જેટલી આંકણી છે તે પ્રમાણે સ્ત્રી જાતિ તરફ તેવો વર્તાવ કરાય છે કે કેમ તે તો નજરના ખેલ છે. માટે પુરુષ તેમજ સ્ત્રી દરેકની એ અનિવાર્ય ફરજ છે કે પોતાનાં હૃદયનો સાચો વિકાસ સાધવા શ્રમ ઉઠાવવો અને પોતાની પવિત્ર ફરજોને સમજી તે અદા કરવાનું સામર્થ્ય કેળવવું. જો આમ થશે તો જ સ્ત્રીની સાચી કિંમતથી જે વિરૂદ્ધ વ્યાવહારિક વર્તાવ નજરે પડે છે તેને અંત આવશે.

---

સનખડા—એમ સંભળાય છે કે સનખડામાં આગેવાની ધરાવતા મોઢ વણિક કુટુમ્બમાં મોટે ઘેર મોઢ બાળાનું સગપણ ગોઠવાયું છે. સાંભળવા પ્રમાણે જીવતી શોકય ઉપરના સગપણની ગોઠવણીમાં કોથળીઓનો ખણખણાટ ઓછો નહીં હોય.

મોઢ બાળાના વેચાણ સગપણના કૃત્ય પ્રત્યે મોઢ યુવક મંડળો અને મુંબઈમાં સુધારક સમાજમાં ફફડાટ અને તીવ્ર તિરસ્કાર પેદા થયો છે. કન્યાવિક્રયના પૈસાની અધીર લાલચમાં ઇશ્વર મોઢ બાળાના માબાપોને બચાવે. આ મોઢ બાળાને સમાજ સીતમની વેદી ઉપર હોમાતા ઉગારવાને લાગતા વળગતા સૌ કોઇ પ્રયત્ન કરી છૂટે.

ભુજ-કચ્છઃ—તા. ૧૩-૧૧-૩૯ને રોજ શ્રીભુજ મોઢ માંડલીયા મિત્રમંડળની એક બેઠક ભાઈ ભોગીલાલ પ્રાણલાલના પ્રમુખપણા નીચે, શ્રી ચંપકલાલને ત્યાં ભરવામાં આવી હતી. સેક્રેટરીએ આગલી મીટીંગની મીનીટ વાંચ્યા બાદ, ધોરણ સર કામકાજ શરૂ થયું હતું.

કેશીઅર ભાઈ જયંતીલાલ કોઠારીએ મંડળનો ત્રિમાસિક હીસાબ રજુ કર્યો હતો. ત્યારબાદ નીચે મુજબ ઠરાવો સર્વાનુમતે પસાર થયા હતા.

(૧) આપણી જ્ઞાતિના ઉત્સાહી અને સુધારક ભાઇ રતનલાલ મોતીલાલના અકાળ અવસાન બદલ આ મંડળ પોતાનો હાર્દિક ખેદ જાહેર કરે છે તથા સ્વર્ગસ્થના આત્માને ચીરકાળ શાંતિ મળે એમ આ મંડળ ઇચ્છે છે.

ઉપર્યુક્ત ઠરાવની નકલ સ્વર્ગસ્થના મોટાભાઇ શ્રીયુત મણીલાલભાઇને મોકલવી.

(૨) આપણી જ્ઞાતિમાં કોઇ જ્ઞાતિજન અવસાન પામે છે ત્યારે સદ્દગતની પાછળ દસ દિવસ સુધી સાદડી પાથરવાનું ધોરણ પ્રચલિત છે પણ તે રૂઢી હાલના જમાના પ્રમાણે અતિ-કઢંગી છે. માટે આથી આ મંડળ ઠરાવ કરે છે કે સાદડી ઉઠમણાં સુધી તથા સગા સ્નેહીઓ લૌકિકે આવે તે દિવસે પાથરવી કોઇએ ગરૂડ પુરાણ વંચાવવું હોય તો સ્ત્રીઓમાં વંચાવવું. કોઇ જ્ઞાતિજન આ ઠરાવ અનુસાર ન વર્તે તો, આ મંડળના કોઈ મેમ્બરે તેમાં ભાગ લેવો નહીં ઠરાવની નકલો મોઢ માંડલીયા જ્ઞાતિના અગ્રેસરોને મોકલવી.

ત્યાર પછી અન્ય કામકાજ બાદ, સભા બરખાસ્ત કરવામાં આવી હતી.

રસિકલાલ ભગવાનલાલ
માનદમંત્રી
"શ્રી ભુજ મોઢ માંડલીયા મિત્રમંડળ"

# સર તખ્તસિંહજી હૉસ્પીટલ ભાવનગર



[ સદરહુ હૉસ્પીટલનો બહેર જનતા લાભ લેવા પામે તે હેતુથી નીચેનું ટૂંકું દિગ્દર્શન કરાવેલું છે. સંચાલક ]

સર તખ્તસિંહજી હૉસપીટલ ઈ. સ. ૧૮૮૨ માં બાંધવામાં આવ્યું હતું. મુંબઈના નામદાર ગવર્નર માનવંતા લૉર્ડ હેરીસ સાહેબના મુબારક હાથે તે ખુલ્લું મૂકવામાં આવ્યું હતું ડૉ. બરજોરજી બેનાબજી એલ. એમ. જેઓને આ રાજયના પ્રથમ ચીફ મેડીકલ ઑફિસર થવાનું માન ઘટે છે તેમનું બાવલું પણ હૉસ્પીટલના પોર્ચમાં મૂકવામાં આવ્યું છે.

બહારનાં દર્દીઓ, અંદરના દર્દીઓ તથા ઓપરેશન્સ વગેરેની સંખ્યામાં વધારો થતાં, એકસરે, લેબોરેટરી, રેડીયમ વગેરેની જરૂરિયાત જણાઈ અને આ હૉસ્પીટલ સાથે નવાં મકાનનો વધારો કરવામાં આવ્યો.

નવા હૉસ્પીટલનો પાયો નેક નામદાર ખુદાવિંદ શ્રીમાન મહારાજા સાહેબની મંગળ હાજરીમાં વાલાસાન મહેરબાન એજન્ટ ટુ ધી ગવર્નર જનરલ સર લેટીમરના શુભ હસ્તે સને ૧૯૩૩માં મોટી માનવ મેદનીની સમક્ષ નાખવામાં આવ્યો.

જૂનાં મકાન સાથે નવાં મકાનને નિયુક્ત કરવા માટે બે માળવાળી એક ચાલ બાંધવામાં આવી છે જુદે જુદે સ્થળે હૉઝ પાઈપ મૂકવામાં આવી છે, જેથી હૉસ્પીટલ સાફ રાખવામાં સુગમતા થાય. દરેક વૉર્ડમાં તેમજ દરેક રૂમમાં સતત્ ઠંડુ તથા ગરમ પાણી મળ્યા કરે એવી સગવડના છે.

ચેપી દરદોનો વૉર્ડ, નર્સો માટેનું મકાન, રેસીડન્ટ મેડિકલ ઑફિસર માટે મકાન, રેસીડન્ટ હાઉસ સરજન માટે મકાન, કમ્પાઉન્ડરો, ડ્રેસરો, બીજા નોકરો અને દરદીઓનાં સગાં વહાલાંઓ માટે મકાનની સગવડ કરાએલી છે જેથી કોઈ-પણ દરદીને જયારે જોઈએ ત્યારે જરૂરી મદદ મળી રહે છે.

શાકાહારી અને બીન શાકાહારી દરદીઓ માટે બે જુદા જુદા રસોડા છે.

નવાં હૉસ્પીટલની અંદર કુલ ૯૦ બિછાનાની સગવડતા કરવામાં આવી છે.

પાંચ ખાનગી દરદીના વૉર્ડ કરવામાં આવ્યા છે, જેમાં દરેક દરદીને ઈલાયદા રૂમ ઉપરાંત ખાસ ફરનીચરની, ફેમીલી રૂમની, જુદા બાથરૂમની વગેરે સગવડના છે.

મેડિકલ વૉર્ડમાં જુદા જુદા પ્રકારની જરૂરી શારીરિક તપાસને અંતે દવાઓ, પેટન્ટો તથા ઈન્જેકશનો વગેરેની આધુનિક સાધનોથી ચિકિત્સા કરવામાં આવે છે.

સર્જીકલ વોર્ડમાં આધુનિક શસ્ત્રક્રિયા માટેના અનેક પ્રકારના નવાં સાધનોથી શરીરના દરેક ભાગ ઉપર ઓપરેશન કરવાની સગવડ છે. આંખના વોર્ડઝમાં આંખની જુદી જુદી રીતે સમગ્ર તપાસ થયા બાદ ઓપરેશન તથા બીજી વિવિધ ચિકિત્સા કરવાનો પ્રબંધ કરવામાં આવ્યો છે.

એકસરેથી વ્યાધિ પરીક્ષા કરવાનું ખાતું–આ જાતની નિદાન પદ્ધતિથી શરીરનાં બધાં અવયવોનું સ્ક્રીનીંગ, સ્કાયાગ્રામ વગેરે રીતથી નિરીક્ષણ કરવાની યોજના છે.

એકસરેથી વ્યાધિ ચિકિત્સા—આ સારવાર માટે એક પ્રબળ યંત્ર, જુદાં જુદાં ચામડીનાં દરદો, ગ્રંથીઓ, કંઠમાળ તથા કેન્સર વગેરે વ્યાધિઓની ચિકિત્સાને અંગે ગોઠવવામાં આવ્યું છે.

રેડીયમથી સારવાર આપવાનું ખાતુ, પેથોલોજી વિભાગ, જંતુ શાસ્ત્ર વિભાગ, રસાયણિક વિભાગ વગેરેની બહુ સુંદર સગવડ છે.

લાઇબ્રેરી તથા રીડીંગ રૂમમાં વૈદકીય જ્ઞાનને લગતાં આધુનિક પુસ્તકોનો સમાવેશ કરાયો છે.

નવાં ઓપરેશન થીએટરમાં જુદા જુદા આઠ રૂમ્સ છે. છેલ્લામાં છેલ્લી ઢબનાં સાધનોની અહીં યોજના કરવામાં આવી છે.

દાંતનું ખાતુ, આંખનું ખાતુ, કાન, નાક, ગળાનું ખાતુ, ઇન્દ્રિય જન્ય વ્યાધિ ખાતુ વગેરેમાં યોગ્ય સારવાર કરવામાં આવે છે.

જુદા જુદા વોર્ડઝમાં રાત દિવસ દરદીઓની નર્સીંગ અને સગવડતા ખાતર એ વોર્ડની જવાબદારી સંભાળી શકે એવી ૧૩ અનુભવી પાસ થએલી નર્સોને રાખવામાં આવી છે.

સવારે સાડા સાતે તથા સાંજે ચાર વાગતે દરેક દરદીને ચા આપવામાં આવે છે. સવારનો ભોજનનો સમય ૧૧–૩૦ અને રાત્રીનો સમય ૭–૩૦ છે. અને આ બધું ફ્રી આપવામાં આવે છે.

દરદીઓને નીચે પ્રમાણે જરૂરીયાત પ્રમાણે ખોરાક આપવામાં આવે છે.

(૧) દૂધ–૩ શેર તથા સાકર બે આંઉસ.

(૨) મિલ્કડાયેટ–સવારે અને રાત્રે દૂધ, ચોખા, સાકર.

(૩) છાશ–અઢી શેર દૂધની.

(૪) હલકો ખોરાક–સવારે દાળ, ભાત અને શાક, રાત્રે ખીચડી, કઢી, શાક, દૂધ.

(૫) સંપૂર્ણ ખોરાક–સવારે રોટલી, દાળ, ભાત, શાક. રાત્રે રોટલા, ખીચડી, કઢી, શાક તથા દૂધ

શિયાળામાં દરેક દરદીને ગરમ કપડાં તથા ગરમ ધાબળાઓ આપવામાં આવે છે.

જૂના હોસ્પીટલમાં ૫૫ બિછાનાની સગવડ છે.

શ્રીયુત ડૉ. એચ. એલ. વૈદ્ય, એમ. બી. એસ. આર. સી. પી. (લંડન) એમ. આર. સી. એસ. (ઈંગ્લાંડ) ડી. એલ ઓ. (લંડન) એફ. આર. સી. એસ. (એડીન) જેઓએ વૈદકીય ઉચ્ચ પ્રકારનું જ્ઞાન મેળવ્યું છે તેઓ આ હોસ્પીટલમાં ચિફ મેડિકલ ઓફિસર છે. તેમની જેટલી ડીગ્રીઓ બહુ થોડાએ જ હિંદુસ્તાનમાં મેળવી હશે. તેઓ એક બાહોશ, નિખાલસ, આનંદી અને નિસ્પૃહી કાર્યકર્તા છે.

ગુજરાત, કાઠિયાવાડ અને અન્ય સ્થળોનાં દરદીઓ તેનો લાભ લે એવું અમે ઈચ્છીએ છીએ.

નેકનામદાર મહારાજા શ્રીકૃષ્ણકુમારસિંહજી, કે. સી. એસ. આઈ. સાહેબની સંપૂર્ણ ઉદારતાથી ભાવનગર રાજ્ય ઉપરાંત અન્ય રાજ્યો તેમજ જીલ્લાઓની રૈયત આ હોસ્પીટલનો લાભ લઈ શકે છે.

હોસ્પીટલ તથા બીજા જુદાં જુદાં મકાનોનો આશરે સાત લાખ રૂપીઆનો અને નવાં આધુનિક વૈદક ખાતાને લગતાં યંત્રો, હથિયારો વગેરે સાધનો પાછળ આશરે બે લાખ રૂપીઆનો ખર્ચ કરાએલો છે.



**શ્રી નાઘેર મોઢ માંડળીઆ જ્ઞાતિ ભાઇઓનું સ્નેહ સંમેલન.**—આ સંમેલન તા–૨૬–૧૧–૧૯૩૯ ની રાત્રે આઠ વાગે શ્રીયુત ત્રિભુવનદાસ દેવચંદનાં પ્રમુખપણાં નીચે ભરાએલું હતું. આ વખતે કન્યાવિક્રય, પ્રેતભોજન અને પુનર્લગ્નના વિષયો ઉપર સારો ઉહાપોહ કરાયો હતો. સ્ત્રી પ્રત્યેની આપણી સાચી ફરજ અને જવાબદારી વિષે પણ વિવેચન કરાયું હતું. નાઘેરનાં કેન્દ્ર સ્થાનમાં એક બોર્ડીંગની જરૂરિયાત છે તે વાત પણ ચર્ચવામાં આવી હતી.

ભાવનગરમાં ચાલતી બિમારીને લીધે કા. મો. વ. બોર્ડીંગના વિદ્યાર્થીઓ તથા ગૃહપતી શ્રી વેણીભાઈએ સેવામંડળની ઓફીસેથી ઉકાળા તથા ક્વીનાઈન વિગેરે દવાઓ લાવી બોર્ડીંગમાં કામચલાવ દવાખાનાની સગવડ કરી છે. તેમજ નવાપરા અને તખ્તેશ્વર પ્લોટમાં ઘરે ઘરે જઈ દવા પૂરી પાડે છે. તે માટે તેમને ધન્યવાદ.

**વેવિશાળ**—રાજકોટ—વોરા છબિલદાસ વલ્લભદાસના પુત્ર છોટાલાલનું વેવિશાળ મોરબીના રહીશ હાલ ઘાટકોપર રહેતા મણિયાર નારણદાસ રણછોડદાસની પુત્રી નિર્મળા સાથે.

ભાવનગર—પરી. બળવંતરાય ગોકળજીના પુત્ર શાંતિલાલનું વેવિશાળ પરિ. જેઠાલાલ દેવચંદની પુત્રી રમણગવરી સાથે.

## ગોળ પરિષદના ઑન. જનરલ સેક્રેટરીને

# ખુલ્લો પત્ર.

શ્રીમાન મહાશય,

"મોઢ મહોદય" ના ઓગસ્ટ માસના અંકમાં પ્રસિદ્ધ થયેલ 'કોંગ્રેસ સમાચારમાં આપના તરફથી જણાવવામાં આવ્યું હતું કે તા. ૩૦-૭-૩૯ ના રોજ બોટાદ મુકામે ભરાયેલ ગોળની વર્કિંગ કમિટીની બેઠકમાં એવો નિર્ણય કરવામાં આવ્યો છે કે રાજકોટમાં કોંગ્રેસ ભરવાનો વારો છે પણ રાજકોટ ભરવાની ના પાડે છે. વળી કોંગ્રેસ ભરાણા ત્રણ વર્ષ થઈ ગયા છે એટલે ગમે ત્યાં કોંગ્રેસને ખર્ચે કોંગ્રેસ ભરવાની જરૂર જણાતાં બોટાદ સ્થળને તેના સંજોગો જોતાં તેમજ મધ્યસ્થળે હોઈ ત્યાંના મહાજનને વિનંતિ કરી છે અને તેઓએ વિચાર કરી જવાબ આપવા જણાવ્યું છે. × × × આસો કારતકમાં ભરવાની જોગવાઈ થશે એવી આશા છે. "મહોદય" ના સપ્ટેમ્બર માસના અંકમાં પ્રસિદ્ધ થયેલ "આગામી ગોળ પરિષદ" નામક લેખમાં મેં મારું નમ્ર મંતવ્ય જાહેર કર્યું હતું કે ચાલુ સંજોગોમાં ગોળમાં રસ લેતી સૌ કોઈ વ્યક્તિઓ ઉપરોક્ત નિર્ણયને વધાવી લેશે તેમજ વર્કિંગ કમિટીના મેમ્બરોને ગોળ પરિષદના ગૂંચવાઈ ગયેલ કોકડાનો આ રીતે ઉકેલ કરવા બદલ મેં ધન્યવાદ આપ્યા હતા. સાથો સાથ બોટાદ મહાજન જ્ઞાતિહિતાર્થે પરિષદને પોતાને આંગણે નોતરશે, એવી આશા વ્યક્ત કરી હતી.

કારતક માસનું એક પખવાડીયું પૂરું થયું, છતાં વાતાવરણમાં પરિષદ સંબંધેની કશી પ્રવૃત્તિ જાણવામાં નથી. પરિષદ ક્યારે ભરાશે? કયે સ્થળે ભરાશે? એ સંબંધી કશા સત્તાવાર સમાચાર પ્રસિદ્ધ થયા નથી. આપશ્રીને નમ્ર વિનંતિ છે કે ગોળમાં રસ લેતી જનતાની જાણ માટે પરિષદની વર્કિંગ કમિટીને બોટાદ મહાજન તરફથી પરિષદને ખર્ચે બોટાદ મુકામે પરિષદની બેઠક બોલાવવાની પરવાનગી આપવા બાબત શું પ્રત્યુત્તર મળ્યો, તે વહેલી તકે બહાર પાડશો, એવી આશા રાખું તો એ અસ્થાને નથી સાંભળ્યુ છે કે બોટાદ મહાજને પોતાને આંગણે પરિષદ ભરવા દેવાની પરવાનગી આપવામાં અમુક શરત રજૂ કરી છે?

કોંગ્રેસના ખર્ચે પરિષદની બેઠક બોલાવવાની વર્કિંગ કમિટીને બોટાદની બેઠકમાં જરૂરિયાત લાગી છે, એ ગોળની પરિસ્થિતિ કેવી ડામાડોળ થઈ પડી છે તેમજ કોઇ તાલુકાનું મહાજન પરિષદને પોતાને ખર્ચે પોતાને આંગણે નોતરવા તૈયાર નથી, એ સૂચવે છે. બોટાદ મહાજનનો જવાબ મળ્યા પછી વર્કિંગ કમિટીએ પરિષદની બેઠક બોલાવવા સંબંધે શું નિર્ણય કર્યો, એના ઉપર આપશ્રી પ્રકાશ ફેંકશો તો ગોળની જનતા આભારી થશે.

રાજકોટમાં કોંગ્રેસ ભરવાનો વારો છે, છતાં શા માટે રાજકોટ પોતાને આંગણે કોંગ્રેસને આમંત્રણ આપ્યા પછી નોતરવા તૈયાર નથી? રાજકોટ મહાજને વર્કિંગ કમિટીને તેનો શો ખુલાસો કર્યો, એ જાહેર જનતા જાણી શકે ખરી કે? પરિષદની બેઠક બોલાવવામાં થતો પારાવાર વિલંબ જ્ઞાતિમાં નિષ્ક્રિયતાનું વાતાવરણ ફેલાવે, એ સ્વાભાવિક છે.

ધ્રાંગધ્રા પરિષદ પછી આશા રહેતી હતી કે પરિષદનું નાવ હવે સરળ રીતે ચાલશે, પણ એ આશા ફળિભૂત થયેલ નથી. પરિષદની પરિસ્થિતિ સંબંધે ચોખવટ કરતું નિવેદન આપશ્રી વ્હેલી તકે બહાર પાડશો, એમ ઇચ્છું છું.

લી. સેવક

રતિલાલ હરજીવનદાસ મણિયાર બી. એ. બી. ટી.

# દેશના હિત માટે પ્રજાને બે બોલ.

## સાવધાન થઇ મળતી તકનો ઉપયોગ કરવા દેશમાં સગીન પાયા ઉપર હુન્નરઉદ્યોગની ખીલવણી કરવી જોઇએ.

### દેશમાં વ્યાપેલા દુઃખદાયક પરીવર્તનોનાં સ્વરૂપો.

(શ્રી. કેશવલાલ ભીખાભાઇ મણીઆર.)



આખો હીંદુસ્તાન કપરી કસોટીમાં મુકાઈ ગયો છે. આ દેશ ઉપર સર્વોપરી સતા ચલાવનાર બ્રીટીશ સરકાર ભયંકર યુદ્ધમાં સડોવાઇ ગઇ છે, અને વિશ્વ વિનાશની ભયંકર ગર્જનાઓ થઈ રહી છે. દેશના હિત માટે પ્રજાને યોગ્ય રસ્તે દોરવા નમ્રતા, વિવેક અને મર્યાદામાં રહેવું એ હાલના સમયે, કોઈપણ નેતાને માટે ઇચ્છવા જોગ છે ધીરજ, શાંતિ અને સંતોષના ફળ મીઠાં છે. સ્વરાજ્ય અને સ્વતંત્રતા માટે શાંત રીતે આ દેશ લડયો છે, લડે છે અને



લડશે, એ તો ચોક્કસ છે અને તે મળશે ત્યારે જ જંપશે. પણ સમયોચિત આપણી અંદર અંદરની નબળાઇઓ અને અશક્તિઓ દૂર કરવાને સાવધાન થઈ યોગ્ય ઇલાજો લેવાને મંડી જવું જોઇએ.

સંપૂર્ણ સ્વરાજ્ય ભોગવવાની લાયકાત કેળવવી જોઇએ ખોટા, દાર્શનિક દેખાવો બંધ થવા જોઇએ. દેશ આખો સર્વ પ્રકારના હુન્નર ઉદ્યોગની ખીલવણીથી ખીલી નીકળે એવા રસ્તાઓ શોધવા મંડી જવું જોઇએ. ખરેખરી સ્વતંત્રતા અને સ્વરાજ્ય દેશમાં સમગ્ર પ્રજા કેળવણીમાં કેળવાય, હુન્નર ઉદ્યોગો ખીલે, પ્રમાણિકતા, સંપ અને એકતા વધે તેમાં જ છે.

આ પરાધીન, દુ:ખી, નિર્ધન ભારતવર્ષ કેટલાએક વર્ષો થયાં ઝીલી ન શકાય તેવા પરીવર્તનોની પ્રવૃત્તિઓમાં કેવો સડોવાઈ ગયો છે તે વિષે આ દેશની આમ પ્રજા તરફથી બોલવાનો દાવો કરનારા ગંભીર, પ્રૌઢ વિચારક નેતા-

ઓએ લાગણીવશ ન થતાં અને પોતાના સ્વાર્થિ વિચારોમાં ન તણાતા તથા પોતપોતાના પક્ષો કે વાડાઓ મોટા કરવાના તરંગોમાં નહીં દોડતા દેશ ઉપર પથરાઇ રહેલી ગંભીર આફતો સમયે બુદ્ધિપુર્વક પ્રજાના સંરક્ષણ માટે હવે સમયોચિત ગંભીર વિચાર કરતા થઇ જવાની ખાસ જરૂર જણાય છે.

સંપ, સ્નેહ, એકતા અને બંધુભાવ વધારવાને ઘણાં વર્ષો થયાં કોંગ્રેસો, કોન્ફરન્સો, પરિષદો, મેળાવડાઓ, સંમેલનો, ભાષણો, લખાણો અને પ્રકાશનો કરી પ્રજાને કેળવવાના અથાગ પ્રયત્નો આદર્યા છતાં અનુભવથી ખાસ કહેવું પડે છે કે સર્વત્ર પક્ષાપક્ષી, કુસંપ, કલેશ અને વીખવાદના પ્રકરણો વધતાં રહ્યાં છે એમ ગયા ૨૦ વર્ષના સરવૈયા ઉપરના અવલોકન ઉપરથી જણાય છે.

### અજ્ઞાન બીનકેળવાયેલ પ્રજા અને સ્વરાજ્ય.

કહેવાય છે, મનાય છે, એટલુંજ નહીં પણ ખુદ સરકારી ખાતાઓ જણાવે છે કે આ દેશની ૩૫ કરોડની પ્રજામાં કેળવણીનું પ્રમાણ એક બીંદુ સમાન પણ જણાતું નથી, તે એટલે સુધી કે સેંકડે ૫ થી ૮ ટકા કેળવણીનું પ્રમાણ ભાગ્યેજ આંકી શકાય છે. દેશમાં કરોડોની સંખ્યા લખી વાંચી પણ જાણતી નથી સમસ્ત પ્રજાને કેળવણી સાથે ઉદ્યોગિક જ્ઞાન આપ્યા સિવાય કોઇપણ દેશ આગળ વધી સ્વતંત્ર થઇ શકે જ નહીં અને સ્વરાજ્યના મંડાણ તો ત્યાંથી જ મંડાય અને ખરૂં સ્વરાજ્ય તો તે જ ગણાય. જંગી સભાઓ ભરવી, તેજસ્વી ભાષણો આપવા, સમગ્ર પ્રજાના નામે ઠરાવો કરવા, સ્થળે સ્થળે પોતાના વિચારવાળાઓના પક્ષોની જમાવટ કરવી અને સમગ્ર પ્રજા વતી જાહેર કરવું કે અમારી આ સ્વરાજ્ય અને સ્વતંત્રતાની લડતમાં આ દેશની તમામ ૩૫ કરોડ પ્રજાનો અમને સાથ છે–બીજા બીજા પ્રકારના પ્રકાશનો કરતી આવી અસંખ્ય ટોળીઓ–પક્ષો અને વાડાઓનો રોગચાળાની માફક ભયંકર ઉપદ્રવ આ દુઃખી ભારતખંડમાં સર્વત્ર વ્યાપી રહેલો જણાય છે. નાના મોટા, શાણા, વિદ્વાન, બુદ્ધીવાનોમાં ગણાતા સમજુ, અણુસમજુ વગેરે સઘળાઓ પ્રજાના નેતાઓ થઈ બેઠા છે.

દેશની તમામ પ્રજા કેળવાય, શુરવીર અને બળવાન બને, હુન્નર ઉદ્યોગ, વિજ્ઞાન, કળા વગેરેમાં પ્રવીણ થાય, દેશમાં ઉત્પન્ન થતી કાચી વસ્તુઓનો ઉપયોગ દેશમાં જ થાય એવા સાધનોની મોટા પાયા ઉપર સંગીન ખીલવણી કરવાને સરકારે પુરતું લક્ષ આપવાની કાળજી રાખવી જોઇએ. ઘરના આંગણામાં પ્રત્યક્ષ દેખાતું સ્વરાજ અને સ્વતંત્રતા શા માટે ઉપયોગમાં લઇ ભોગવવામાં ન આવે? પણ આપણી અને આપણા દેશની નબળાઈ અશક્તિ અને અઘોર આળસ સાથે અજ્ઞાનતાથી પારકી બહારની સત્તા પાસે સ્વરાજ્ય અને સ્વતંત્રતાની માગણી કરતા રહ્યા છીએ. આપણે શ્રમ, મહેનત કરવાં નથી. શબ્દો અને વાણીવિલાસ કરવામાં જીવન ખતમ કરવાનું શીખ્યા, વાંચતા, લખતા અને ભાષણો કરતા લાગ્યા, સભાઓ, મેળાવડાઓ ભરી કમિટીઓ સ્થાપી ઠરાવો ઘડવામાં બહાદુર અને પ્રવીણ થયા, પણ આ પરાધીન દેશમાં હુન્નર અને વેપારધંધાની ખીલવણી કરવાની કળામાં પછાત પડયા. જો ખરેખરા ઉપયોગી કામો છે તે કરવા મંડી જશો તો સ્વતંત્રતા અને સ્વરાજ્યનો અખંડ તેજસ્વી સૂર્ય આ ભારતવર્ષ ઉપર સતત પ્રકાશી રહેશે. અનુભવી, પ્રૌઢ, વિચારક અને શુભાશુભ છણી સત્વરસ નીચોવનારા તથા

તત્વજ્ઞાનીઓની અંતરવાણી આવી છે. પણ પ્રજાની અજ્ઞાનતા, આળસ અને પરસ્પર વિરોધ અને નીંદા કરવાવાળું જીવન તો દેશની અધોગતી કરનારૂં થઇ પડશે.

### પ્રજામાં આવેલી જાગૃતિના પરીવર્તનનાં સ્વરૂપો.

કહે છે કે દેશમાં ભારે પરીવર્તન થઇ ગયું છે. રાજકીય, ધાર્મિક અને સાંસારિક વાતાવરણ અજબ રંગોમાં રંગાઇ રહ્યું છે. નવયુગની રંગેલી ધ્વજાઓ ચોતરફ ફરફરી રહી છે. વર્તમાન પ્રજામાં સ્વતંત્રતા અને સ્વરાજ્યના શ્રૂર પ્રગટી રહ્યા છે. ગયા ૩૦ વર્ષમાં આ દેશમાં થઈ રહેલાં કેટલાંક જાણવા જેવા પરીવર્તનના સ્વરૂપોના દર્શન કરવાથી આપણે જાણી વિચારી શકીશું કે આપણે કેટલાં જાગૃત થઇ ગયા અને દેશ સુખમાં કેટલો આગળ વધી ગયો અને દેશની વર્તમાન સ્થિતિ કેવી થઈ પડી છે. તે વિશે નિરીક્ષણ તો કરવું જોઇએ. કેટલાક લેખકો અને વિવેચકો લખે છે અને વદે છે કે દેશની પ્રજા અપૂર્વ જાગૃતિમાં આવી ગઇ છે, પ્રજામાં નવચેતન પ્રગટયું છે, નવયુગની નવી નવી રચના કરવા પ્રજા મંડી ગઇ છે. ધર્મ, કર્મ અને સંસ્કારીક ક્ષેત્રો ચકચકીત રંગે રંગાઈ રહ્યાં છે. આપણે કયાં હતાં, હમણાં કયાં છીએ, અને હવે કયાં પહોંચવું છે, તેના તો આપણે અભ્યાસી છીએ. પ્રજાના કર્મ જીવન અને શક્તિક્ષેત્રોમાં ઊંડા ઊતરીને ચીવટાઇથી અવલોકન કરવાની ગંભીર જોખમદારીની ફરજો અદા કરવાને સમસ્ત હીંદ તરફથી બોલવાનો હક ધરાવનારા નેતાઓએ હવે જાગૃત થવું જોઇએ અને આ દેશ અંદરખાનેથી કેવા કેવા અધોગતિ ઉત્પન્ન કરનારા ભયંકર સડાઓથી સડી રહ્યો છે તેનું નિરીક્ષણ કરી જેમ બને તેમ તેવા સડાઓ દૂર કરવાના તાત્કાલિક રસ્તાઓ શોધવા જોઇએ. દેશમાં આપણને ચોકખું જણાય છે અને તે આ છે. જુઓઃ

### ગંભીર સડાઓમાં સડતો દેશ.

દેશમાં ચોગરદમ કરૂણાજનક બેહદ બેકારી, અન્નજળ વિના ટળવળતા લાખો લોકોના મરણને શરણ થવા જેવા જીવનો, વેપાર ધંધા અને ઉદ્યોગિક ક્ષેત્રોમાં દગા ફટકા, છળ, કપટ અને ધૂર્તકળાની પ્રસરી રહેલી બાજીઓ, શહેરો અને નાના મોટા ગામ ગામડાંઓમાં સટ્ટા અને જુગારની રમતો રમવાના ખીલી રહેલા બજારો, ચોરીઓ, લુંટફાટો, ધાડપાડુઓની ધાડો, ફીતુરો, દુકાળો અને ધરતીકંપો, પ્રજામાં વધી પડેલા આપઘાતો, મારામારીઓ અને જીવલેણ હુમલાઓ, સિદ્ધાંતો, સદાચાર, પ્રમાણિકતા, મર્યાદા અને નીતિનો થતો જતો નાશ, અનીતિ, અન્યાય, અશાંતિ. અસંતોષ અને અપ્રમાણિકપણાનો વધી પડેલો ઉપદ્રવ, માતા, પિતા, પુત્ર, સગાંસ્નેહી, કુટુંબ, સમાજ અને ધર્મવર્ણમાંથી નાશ થઇ જતાં પ્રેમ, સ્નેહ, સંપ, એકતા, સંબંધ અને આસ્થા. ચાલાક વિદ્વાન ખેલાડીઓ ખેલી રહ્યાં છે તરંગી રાજ્યદ્વારી બાજીઓ અને અજ્ઞાન પ્રજાને આપી રહ્યા છે સ્વરાજ્ય મંત્રની દીક્ષાઓ. દેશમાં સ્થપાતા જાય છે વિવિધ વિચારો, વર્તનો અને તરંગી સુત્રોવાળા સંખ્યાબંધ પક્ષો અને વાડાઓ. તેમાં ચાલી રહી છે મતભેદથી ભયંકર ઉશ્કેરણીઓ, હીંદુ, મુસલમાન અને વિવિધ ધર્મવર્ગોમાં ચાલી રહેલા કુસંપ, કલેશ અને લડાલડી, રાજ્યતંત્રના સરકારી ખાતાઓમાં ચાલતી લાંચ-રૂસ્વતો, શિક્ષણ અને પરોપકાર માટે સ્થપાતાં દંભ. સ્વાર્થ અને અનીતિભરેલાં આશ્રમો, સંસ્થાઓ અને મંડળીઓ, જ્યાં ત્યાં રાજદ્વારી ચળવળો ચલાવવા અને પરોપકાર માટે ઉઘરાવવામાં આવતા જાહેર ફંડો, આવા લાખો રૂપીઆના ફંડની થતી બરબાદી અને તેના સંચાલકોમાં થતી લુંટાલુંટ, દેશમાં ફાટી

[ જુઓ પેજ ૯૧

# પતિનો સ્ત્રી પ્રત્યે ધર્મ

લેખકઃ
શ્રીયુત નંદલાલ ફુલચંદ પરીખ માણુંગા.

स्त्रियो देव्यो गृहश्रियः— સ્ત્રીઓ દેવી અને ઘરની લક્ષ્મી રૂપ છે. ઘર તે ઘર નથી પણ ગૃહિણી—ઘરની સ્ત્રી એ જ ઘર છે. સ્ત્રી વિના ઘર અરણ્ય જેવું ઉજાડ લાગે છે. જે કુળમાં સ્ત્રીઓ દુઃખી થાય છે, તે કુળનો ઝટ નાશ થાય છે, તેની સમૃદ્ધિ હણાય છે, અને કલ્યાણનો નાશ થાય છે. પુરુષના સઘળા સુખનો આધાર સ્ત્રી પર જ છે. સમૃદ્ધિ, સુખ, વંશ અને કલ્યાણની વૃદ્ધિ કરવાવાળી આવી જે પોતાની સ્ત્રી તેને પુરુષે અન્ન વસ્ત્રાભૂષણ વગેરેથી કોઇ પ્રકારે ન્યૂન નહિ રાખતાં, સર્વ પ્રકારે સંતોષી સત્કાર કરવો, સરંક્ષણ કરવું, સ્નેહ રાખવો, હિત કરવું, વિશ્વાસ રાખવો, કદી પણ અનાદર કે તિરસ્કાર કરવો નહિ, તેને ગુલામડી નહિ પણ ગૃહની કારભારી, લક્ષ્મી અને સંસારસાગર તરવાનો સાથી ગણવી. તેની પાસે જોરજુલમથી કોઈ કાર્ય નહિ કરાવતાં, શક્તિ પ્રમાણે કાર્ય સોંપવું. સ્ત્રી અર્ધાંગના રૂપ છે, માટે જેવી રીતે આપણું શરીર શોભાવવાની અને સુખી રાખવાની કાળજી રાખીએ, તેવી જ રીતે તેને પણ શોભાવવી અને સુખી રાખવી. જેમ અડધું શરીર સારું ન હોય તો સઘળો વ્યવહાર અટકી પડે છે તેમ સ્ત્રી જો અયોગ્ય અને દુઃખી હશે, તો પુરુષ કદી સુખી થવાનો નહિ; માટે તેને તન, મન, અને કર્મથી પોતાના પ્રાણ સમાન ગણવી; કેમકે પુરુષને આ સંસારમાં ખરો સાથી-મિત્ર સ્ત્રી છે.

કેટલાક અજ્ઞાન અવિચારી પુરુષો સ્ત્રીને દુઃખ દે છે અને પોતે સુખ ભોગવી આડે માર્ગે ચાલે છે. આવા પુરુષોનાં પાપ તરફ વિચાર કરતાં તેમને "पतिपणुं" કદી ઘટતું નથી. આવા પાપી પુરુષો પોતાનાં પાપને લીધે સ્ત્રી વિનાના થાય છે. અનેક પ્રકારનાં દુઃખો ભોગવે છે, અને અકલ્યાણને પામે છે. કહ્યું છે કે—"यत्रनार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः ॥ સ્ત્રીઓ જે ઘરમાં માન પામે છે, તે ઘરમાં દેવતાઓ સંતુષ્ટ થાય છે." "સ્ત્રીનાં આંસુથી જે ઘરની જમીન ભીની થાય છે તે ઘરમાં કલ્યાણ નથી." ખરેખર સ્ત્રીના પ્રસન્ન મુખની શોભા જ ઘરનો અંધકાર દૂર કરે છે; માટે સ્ત્રીઓને પ્રસન્ન અને સંતુષ્ટ રાખવી એ કુલીન પુરુષનું કામ છે. કુલીન પુરુષે પોતાની ધર્મપત્ની પર જ ખરી પ્રીતિ રાખવી, તેને જ પોતાનું જીવિત સર્વસ્વ ગણવી જોઇએ. તે ગમે તો લૂલી હોય, કે પાંગળી, તે ગમે તો મૂંગી હો કે બહેરી, ગમે તો આંધળી હો કે કરૂપી, પણ જેનો હાથ દેવ, અગ્નિ અને લોકોની સાક્ષિએ પ્રતિજ્ઞા લઇ ગ્રહણ કર્યો છે, તેને યાવત્ જીવિત પ્રેમ સહિત પાળવી એ ધર્મ છે. લગ્ન વખતે પ્રતિજ્ઞા કરી છે કેઃ—धर्मेच्यार्थेषु कामेषु सहचरेयं सहचरेयं सहचरेयम् । "ધર્મમાં, અર્થોમાં અને સુખોમાં હું આ મારી ધર્મ પત્નીને સાથે રાખીશ, સાથે રાખીશ, સાથે રાખીશ." એ

---

અનુસંધાન પેજ ૮૧ નું ]
નીકળેલો સર્વત્ર સ્વદેશાભિમાનનો શકુડો. બધા દેશસેવક બની ગયા અને સત્યાગ્રહી થઇ બેઠા. કરવેરાના અસહ્ય બોજાથી પ્રજા વીંધાતી ગઇ અને મોંઘવારી મૃત્યુરૂપ થઇ પડી. મનુષ્ય ધારે છે શું અને ઈશ્વર કરે છે શું!

મંત્ર ત્રણવાર બોલી વચન આપેલું છે. આવું જે વચન તોડે છે, તે ખરેખર ઇશ્વરનો ગુન્હેગાર થાય છે. જે જ્ઞાતા અને કુલીન પુરુષ છે, તે તો પોતાના પ્રાણ જતાં સુધી પણ પોતાનું વચન ભંગ કરતા નથી કે એક ધર્મપત્ની સિવાય બીજી સ્ત્રી પર ભાવ લાવતા નથી. વળી જેમ સ્ત્રીને પોતાના પતિ સિવાય બીજા પુરુષનું મુખ જોવું પણ કહ્યું નથી, તેમ પુરુષે પણ પોતાની ધર્મપત્ની સિવાય બીજી સ્ત્રીનું મુખ પણ કુદષ્ટિએ જોવું ન જોઇએ. સ્ત્રીએ જેમ પતિવ્રત પાળવું જોઈએ, તેમ પુરુષે પણ એક પત્નીવ્રત પાળવું જોઇએ.

સ્ત્રીપુરુષ વચ્ચે કલેશ થવાથી કદી કયાંએ સારું થયું જાણ્યું નથી; કેમકે સ્ત્રી એ આ સંસારનું નૂર છે. એ નૂર કલેશને લીધે ઘરમાંથી જતું રહે છે. સમૃદ્ધિ નાશ પામે છે. અને સઘળે દુઃખ, દુઃખ, ને દુઃખ દીસે છે. કલેશનું મોં કાળું. જ્યાં કલેશ હોય છે ત્યાંથી દેવનો વાસ જતો રહીને ભૂતનો વાસ થાય છે. જગતપિતા બ્રહ્મા પાસે યક્ષ નામના એક ભયંકર ભૂતે પોતાને રહેવાનું ઠેકાણું માગ્યું કે 'હું કયાં રહું ?' ત્યારે બ્રહ્માએ કહ્યું કે:- જ્યાં સ્ત્રી પુરુષને પરસ્પર કલેશ થતો હોય, ત્યાં તું જઈ નિરંતર નિવાસ કરજે. આ ઉપરથી જણાશે કે જ્યાં સ્ત્રીપુરુષ વચ્ચે કલેશ થાય છે ત્યાં સર્વ પ્રકારના સુખનો નાશ થાય છે. સ્ત્રીનું લાલનપાલન કરવાથી તે ઘરની લક્ષ્મીરૂપ થાય છે એટલે લક્ષ્મી વધે છે. તેને દુઃખ દેવાથી કે મારવાથી તે ઘરમાં ચંડિકા રૂપ ધારણ કરી ઘરની સર્વ સિદ્ધિનો નાશ કરે છે.

(સતીમંડળ ભા. ૧ લામાંથી)

---

## દેહ વિલય:

ભાવનગર—મહેતા દામોદરદાસ જાદવજી પક્ષપાતના વ્યાધિથી સ્વર્ગવાસી થયા કા. શુ. ૨; મણિયાર વિઠ્ઠલદાસ વીરજીની પુત્રી લલિતા બે દિવસની તાવની બીમારીથી સ્વર્ગવાસી થઈ કારતક શુદ ૩. તથા ભાડલીવાળા સુનીલાલ મણીલાલનાં ધર્મપત્ની સૌ. કાંતા બ્હેન નાની વયે સ્વર્ગવાસી થયાં કા. શુ. ૪. સૌ. કાંતા બ્હેન એક સારા લેખક હતા.

બોટાદ—શેઠ દલસુખભાઈ ત્રીભોવનદાસ કેન્સરના વ્યાધિથી સ્વર્ગવાસી થયા. તા. ૧-૧૨-૩૯ મહુંમ એક સાચા સેવક હતા. તેઓ સરળ, સ્વભાવના, શાંત, મિલનસાર, ધર્મ પ્રેમી અને જ્ઞાતિ હિતેચ્છુ હતા.

વાંકાનેર—મોદી ત્રીભોવનદાસ કલ્યાણજીનાં ધર્મ પત્ની સ્વર્ગવાસી થયાં.

સિહોર—વોરા જમનાદાસ આણંદજીના માતુશ્રી પોતીબાઇ વૃદ્ધાવસ્થાએ સ્વર્ગવાસી થયા.

ભાવનગર—પરી. માણેકલાલ ગીરધરલાલ વૃદ્ધાવસ્થાએ સ્વર્ગવાસી થયા. તથા પરી. પરશોતમદાસ બેચરદાસના વિધવા બાઇ નંદુ આસો વદ ૦)) ના રોજ સ્વર્ગવાસી થયાં.

ભાવનગર—પરી. મોહનલાલ છોટાલાલ પારેખની બાલપુત્રી સ્વર્ગવાસી થઇ તા. ૮-૧૩-૩૯

## જન્મ:

ભાવનગર—પરી. બલવંતરાય જમનાદાસને ત્યાં પુત્ર જન્મ. પરી. ભીખાભાઈ પરભુદાસને ત્યાં પુત્રી જન્મ. કાના માંગરોલમાં તથા મણિયાર નટવરલાલ મણિલાલને ત્યાં પુત્રી જન્મ.

---

# માયાવી દુનિયા

## ગયા ધુરંધર—તજો અભિમાન

[ લે.:—શ્રી કેશવલાલ ભીખાભાઇ મણીઆર. ]

પાંડવ કૌરવ કુળના, થયા નાશ કુસંપ;
પૃથુ કરણ જયચંદ્રથી, લોપ થયો સુસંપ.

રામ ગયા શ્રીકૃષ્ણ ગયા, ગયા ક્રાઇસ્ટ મહાવીર;
બુદ્ધ ગયા પેગમ્બર ગયા, ગયા જરથોસ્ત શૂરવીર.

રાજા મહારાજા ગયા, ગયા શહેનશાહ પીર;
ગયા જગપતિ લખપતી, ગયા ધર્મિષ્ઠ અમીર.

ગયા ગુરુ સંત મહાત્મા, ગયા અનેક રણધીર;
નથી રહેવાનું કોઇથી, આ દુનિયામાં સ્થિર.

પાપ પુણ્યની કોથળી, બાંધી જાતા જીવ;
પિંજર જળશે અગ્નિમાં, એ માનો નિશ્ચિંત.

ઉતાવળા સો બ્હાવરા, ધીરા સો ગંભીર;
એ નીતિને અનુસરે, એ જાણો શૂરવીર.

વકતા પંડિત વેણુથી, શૂર પ્રકાશે પૂર;
પણ નહીં પોતે સારથી, એ અંતરની શૂળ.

વધે દંભ આડંબર આજે, સૌને કરવું નેતા રાજ;
કર્મ વચન શુદ્ધ વર્તન વિના, સજે શણગાર સત્યાગ્રહ કાજ.

સત્યાગ્રહીનું શસ્ત્ર ત્રિશૂળ, સત્ય શાન્તિ અહિંસા કહેવાય;
ત્રિશૂળ તેજ જીરવાય નહીં, તો અસત્ય અશાંતિ હિંસા થાય.

રાજકાજના રાગ દ્વેષમાં, જીવડા જીવે જીવન આજ;
ઝેર વેરના ઝરણા વહે છે, સ્વતંત્રતા ને સ્વરાજ્ય કાજ.

સત્ય શાંતિ અહિંસાને સ્થાને, અસત્ય અશાંતિ હિંસારૂપ;
ધર્મ કર્મમાં કલેશો કરતી, દુનિયા સઘળી ડુબાડૂબ.

રાજદ્વારી નાટક તખતા, ગાજે ગંભીર ગર્જના સાથ;
વિવિધ પાત્રો ખેલ ખેલંતા, ઘડી ઘડી ને દિવસ રાત.

મમત ગમતની રાજ રમતમાં, જ્યાં ત્યાં ઉડાઉડ કરાય;
શક્તિ બુદ્ધિ નાણાં ખરચી, રાગ રંગ ફેલાવે જાય.

લોકો માંગે છે શું આજ, અન્ન જળ વસ્ત્ર નિભાવ;
દેશ ધુરંધર આગેવાનો, નથી કરતાં તેનો વિચાર.

હિંદુ મુસ્લીમ પારસી ખ્રીસ્તી, હરિજન શીખ સૌ એક થાય;
જો વર્તે સંપ સ્નેહથી, તોજ સ્વરાજ ભોગવાય.

જ્યાં સંપ સુલેહ એકતા નહીં, વાદ વિખવાદ કરાય;
શબ્દ બાણ ફેંકે પરસ્પર, એ શું આગેવાન ગણાય?

કાળ દુકાળ વરતાવે કેર, સ્થળ સ્થળ અસહ્ય ત્રાસ;
હિંદ જલે ભૂખ દુઃખમાં, અસંખ્ય ભરે નિશ્વાસ.

ચોરી ને લુંટફાટના, કિસ્સા બને અપાર;
વધે બેકારી દેશમાં, જ્યાં ત્યાં કરુણ પોકાર;
જંપ નહિ સંતોષ નહિ, ભર્યો ક્રોધ હૃદય અહંકાર.
લોભ સ્વાર્થની લગની લાગી, છળ કપટ જામે વેપાર;

પ્રપંચ ભરેલા નરતન નગરી, કુડ કપટ નૃત્ય ખેલે જાય;
સુખ સમૃદ્ધિ વૈભવ માટે, આદરે અનીતિ ને અન્યાય.
મમત મોહ માયામાં ભમતાં, સુખ શાંતિ મળે ન ક્યાંય;
જાગજાગ ઓ ગાફીલ મુસાફર, મુક્તિની જો ઇચ્છા થાય.

ભરતખંડ મતભેદમાં, પ્રજળે દિન ને રાત;
પક્ષ અખાડા નવનવા, પ્રગટે પૂર પુરાત.

જ્યાં ત્યાં નજરે દેશમાં, કુસંપ બીજ વવાય;
તે ભૂમિ વિષ બીજથી, આતસમાં ભુંજાય.

ક્યાં છે પ્રાચીન પુસ્તકો, ક્યાં છે વિજ્ઞાન વાસ?
ક્યાં છે કૌવત દેહમાં, ક્યાં છે શૂર નૂર પાસ.

લખી ગયા લેખક ઘણાં, લખે હજુ લખનાર;
તોપણ માયા મોહમાં, ફસતાં લોક અપાર.

યુગયુગ બોધકોએ બોધ્યાં છે, સત્ય શાંતિ અહિંસાના બોધ;
પણ નિષ્ફળ નીવડ્યાં છે આ માયાવી દુનિયામાં એ સઘળા બોધ.

અરે મુસાફર ચેતી લેજે, અંગાર ભરેલો આ સંસાર;
કરી લે સુકૃત્ય જીવન ભરમાં, સફળ કર મનુષ્ય અવતાર.



હૈયાત પત્ની ઉપર બીજી પત્ની કરવાનો કહેવાતો પ્રયાસ તેમાંથી ઉપસ્થિત થયેલા

# બદનક્ષી કેસની સુનવણી

મુંબઇ નળબજારના કરીઆણાના વેપારી મોઢ વણિક કોમના શ્રી. મોહનલાલ જીવરાજ ગાંધીએ "મોઢ જાગૃતિ" કાર્યાલયના સંચાલકો (૧) શ્રી, ચીમનલાલ બાલુભાઇ ગાંધી (૨) શ્રી રતીલાલ નથુભાઇ પારેખ (૩) શ્રી. વરજીવનદાસ ગોપાળજી પારેખ (૪) શ્રી. શાન્તિલાલ બાલુભાઈ ગાંધી (૫) શ્રી. ગિરિશ પ્રાણલાલ ગાંધી (૬) શ્રી. મોહનલાલ ગગનલાલ પારેખ સામે માંડેલ બદનક્ષી ફરિયાદની સુનાવણી ગયા માસમાં નામદાર ચીફ પ્રેસીડન્સી મેજીસ્ટ્રેટની કોર્ટમાં નીકળી હતી.

ફરિયાદી તરફથી શ્રી સનમુખરામ મહેતા એડવોકેટ હાજર રહ્યા હતા. અને આરોપીઓના બચાવ માટે શ્રી છેલશંકર વ્યાસ એડવોકેટ ઊભા રહ્યા હતા.

શરૂઆતમાં શ્રી. વ્યાસે જવાબદાર શ્રી. શાન્તિલાલ બાલુભાઇ ગાંધીની બિમારીના કારણે કેસ મુલત્વી રાખવાની અરજી કરી હતી પણ કોર્ટે મજકુર જવાબદારને માંદગીના સબબે કોર્ટમાં હાજર રહેવાની ફરજમાંથી મુક્ત કરી કેસની હકીકતોમાં ઉતરવું શરૂ કર્યું હતું.

ફરિયાદીને નામદાર મેજીસ્ટ્રેટે પૂછ્યું હતું કે તમારી બદનક્ષી શાથી થઇ છે. જવાબમાં ફરિયાદી તેમજ તેમના વકીલે ફરીયાદનામાની હકીકતો રજુ કરતા નીચે પ્રમાણે જણાવ્યું હતું.

આરોપીઓએ જાણી બુઝીને દૈનિક છાપાઓમાં એવી ખોટી વીગતો પ્રસિદ્ધ કરી હતી કે ફરિયાદીએ પોતાની હૈયાત પત્નીના અણબનાવને લઇને બીજી પત્ની કરવા પ્રયાસ કર્યો હતો. પણ ફરિયાદીના ભાવી શ્વસુરે પોતાની દીકરીને નૈતિક કારણોસર ફરિયાદી સાથે પરણવાનો વિચાર માંડી વાળવાથી ફરિયાદીએ પોતાના ભાવી સાસરા ઉપર દબાણ લાવવાને ફોજદારી મુકરદમાઓ કરવાની ધમકી આપી હતી.

ફરિયાદીએ આગળ ચાલતા જણાવ્યું કે તેને પોતાની હૈયાતપત્નીની સાથે કોઇ પણ પ્રકારનો અણબનાવ ન હતો. પણ પત્નીની સમ્મતિથી જ બીજી સ્ત્રી કરવાની તૈયારી કરી હતી. શ્રી. મથુરદાસે તેની સાથે બે હજારનાં બદલામાં પોતાની પુત્રીનું લગ્ન કરવાનું ચોક્કસ કર્યું હતું. અને એમ કહેવાયું હતું કે પાછળથી વધારે પૈસા લેવાનો વિચાર કરી લગ્ન કરવાનાં અખાડા કર્યાં હતાં.

ફરિયાદી તથા તેમના વકીલનું કહેવું એમ થયું કે આરોપીઓ આ બધી હકીકતો જાણતા હતા. અને છેક કાનપુર જઇને આરોપીઓએ ફરિયાદીની આગલી પત્નીની સમ્મતિની ખાત્રી મેળવી હતી. તેમજ આરોપીઓએ પોતે ફરિયાદીને બીજું લગ્ન કરવા કહેવાતું પ્રમાણપત્ર આપ્યું હતું. જેની સાબિતી 'મોઢ જાગૃતિ'ના એક અંકમાંથી મળી રહે છે. એમ છતાં પાછળથી આરોપીઓએ ફરિયાદી પાસેથી પૈસા પડાવવાની મુરાદથી ફરિયાદી વિરૂદ્ધ "લાકડે માકડુ" વળગાડવાનું અને બીજા નિરાધાર આક્ષેપો કરનારો લેખ છપાવ્યો હતો.

આ તબક્કે શ્રી. છેલશંકર વ્યાસે ફરિયાદીના વકીલની વાતો સ્હામે વાંધો ઉઠાવતા જણાવ્યું હતું કે આરોપીઓએ ફરિયાદીને પુનર્લગ્ન માટે પ્રમાણપત્ર આપવાની વાત સદંતર જુઠી છે. 'મોઢ જાગૃતિ'ના અંકમાં આરોપીઓએ એટલું જ લખ્યું હતું કે તેઓમાંના બે ભાઇઓ કાનપુર જઇને ફરિયાદીની જૂની પત્નીને મળ્યા હતા. અને તેણીએ

પોતાના પતીને રાજીખુશીથી બીજી બૈરી પરણવાની પરવાનગી આપી હતી. તે વિષે પુછપરછ કરી હતી. આગલી પત્ની સાથે આટલી વાત કર્યા બાદ આરોપીઓએ 'મોઢ જાગૃતિ'ના અંકમાં ફરિયાદીના બીજીવારનાં લગ્ન કરવાના વિચારને વખોડી કાઢયો હતો અને ફરિયાદીને બીજું લગ્ન નહીં કરવા શીખામણ આપી હતી. આ મતલબના લેખને જો ફરિયાદીના વિદ્વાન વકીલ બીજીવારનાં લગ્ન માટેનું પ્રમાણપત્ર લેખતા હોય તો એ ખ્યાલ એમને મુબારક છે.

ફરિયાદીના વકીલે આગળ ચાલતા જણાવ્યું હતું કે નવી કન્યાનો બાપ કન્યાને પરણાવવા ખુશી હતો અને કન્યા પણ ફરીયાદી સાથે પરણવા રાજી હતી અને તેને લગતા કાગળો ફરીયાદીને કન્યાના બાપે લખ્યા છે.

શ્રી વ્યાસે કહ્યું કે પાછળથી કન્યાના પિતાએ કન્યાના હિત માટે પોતાના વિચારો ફેરવી લગ્ન કરવા ઈન્કાર કર્યો હતો. અને કન્યાએ પોતે પણ 'મોઢ જાગૃતિ'ના કાર્યાલયનાં સંચાલકોને એટલે કે આરોપીઓને પત્ર લખી આ અયોગ્ય લગ્નમાંથી બચાવ કરવા અભ્યર્થના ગુજારી હતી અને તેથી જ આરોપીઓને સામાજીક સેવાના શુભ આશયથી આ અયોગ્ય લગ્ન સ્હામે પ્રચારકાર્ય કરવું પડ્યું હતું. તેમાં આરોપીઓની તદન શુદ્ધબુદ્ધિ હતી. વળી આરોપીઓ સામે પૈસા પડાવવાનો જે આક્ષેપ કરવામાં આવે છે, તે પણ ફરિયાદીએ પાછળથી ઉઠાવેલો એક તુક્કો છે. કારણ કે ફરિયાદીએ આરોપીઓને આપેલી નોટીસમાં પૈસા પડાવવા બાબતનો કાંઇ પણ ઉલ્લેખ નથી.

નામદાર મેજીસ્ટ્રેટે ફરિયાદી તથા તેમના વકીલને જણાવ્યું કેઃ—

ફરિયાદી એક હૈયાત પત્ની ઉપર બીજી પત્ની કરવા તૈયાર થયો હતો. એ હકીકત તદ્દન ખરી છે. અને કન્યાના બાપે કન્યાનું હિત જાળવવા લગ્ન કરવાની ના પાડી હોય અને એ હકીકત છાપામાં પ્રસિદ્ધ થઈ હોય તો તેમાં ફરિયાદીની બદનક્ષી કઇ રીતે થાય છે તે સમજી શકાતું નથી, 'લાકડે માંકડું' વીગેરે શબ્દોથી ફરિયાદીને પોતાનું અપમાન થયેલું લાગતું હોય તો તેને બદલે બીજો કોઇ શબ્દ મુકી આરોપીઓ કોઈપણ જાતની ટીકા કર્યા વિના કન્યા તથા તેના બાપના પત્રો અને બનેલી નક્કર હકીકતો પુનઃ પ્રગટ કરે તો તેથી ફરિયાદીને ઈન્સાફ મળેલો ગણાશે.

આરોપીઓ તરફથી શ્રી. વ્યાસે કોર્ટની સૂચનાનો સ્વીકાર કર્યો હતો. પણ ફરિયાદીના વકીલે આરોપીઓ પાસે માફી મંગાવવાનો આગ્રહ કરતા શ્રી. વ્યાસે તેમ કરવાની સાફ ના પાડી હતી. અને કહ્યું હતું કે પ્રસિદ્ધ થયેલા લખાણથી ફરિયાદીની કોઇ જાતની બદનક્ષી થઇ નથી.

આટલીવારે ફરિયાદીએ ફરી ફરીને એવો આક્ષેપ ઉચ્ચાર્યો હતો કે આરોપીઓએ તેની પાસે પૈસા માગ્યા હતા અને આરોપીઓને પૈસા નહીં મળતા તેઓએ દ્વેષબુદ્ધિથી ફરીયાદીને હલકો પાડવા આ લખાણ છાપ્યું હતું.

આરોપીઓ તરફથી શ્રી. વ્યાસે આ આક્ષેપ સ્હામે સખત વાંધો લેતા જણાવ્યું કે આરોપીઓમાંના ઇસ્ટ ઇન્ડીઆ કોટન એસોસીએશનનાં સભ્યો છે. ગર્ભશ્રીમંત છે અને એમણે સમાજ સેવાની ભાવનાથી પ્રેરાઇને તેમજ એક યુવાન કન્યાની દર્દભરી અપીલને માન આપીને આ કામ હાથમાં લીધું હતું. હવે ફરિયાદી પાસે કંઇજ બહાનું નહીં રહેવાથી તે પૈસા પડાવવાના નિરાધાર આક્ષેપો રજુ કરે છે.

*નામદાર મેજીસ્ટ્રેટે ફરિયાદીને ચેતવણી* આપતાં કહ્યું હતું કે પૈસા પડાવવાના આક્ષેપો કરવાથી આરોપીઓની બદનક્ષી થાય છે, અને

આરોપીઓને ફરિયાદી સ્હામે ફરિયાદ કરવાને કારણ મળે છે. માટે જે વસ્તુનો પુરાવો ન હોય તે વસ્તુનો ઉચ્ચાર ફરિયાદીએ કોર્ટમાં કરવો જોઇએ નહીં. કેટલીક વધુ ચર્ચાને અંતે કેસની સુનાવણી તા. ૬ ઠી ડીસેમ્બર ૧૯૩૯ના મુલતવી રહી હતી.

## જામનગરના સમાચાર

લગ્ન—શ્રીયુત્ વકીલ મુળજી ઝીણાભાઇ મહેતાના ચિ. પુત્ર નંદલાલનાં શુભ લગ્ન શ્રીયુત્ અડાલજા પ્રભુલાલ મગનલાલની પુત્રી અ. સૌ. નિર્મળાગૌરી સાથે કારતક વદ ૮

જન્મ—શ્રીયુત્ બાબુલાલ બહાદુરભાઇ અડાલજાને ઘેર પુત્ર જન્મ. શ્રીયુત્ મોતીલાલ ત્રીભોવનદાસ મણીયારને ઘેર પુત્રી જન્મ. કારતકના અંકમાં જબલપુર મુકામે શ્રીયુત્ પ્રભુલાલ ડોશાભાઇ મણીઆરને ઘેર પુત્ર જન્મ છપાયેલ છે તે પુત્રી જન્મ સુધારી વાંચવાનું છે.

વેવિશાળ—શ્રીયુત્ મણીઆર જમનાદાસ નથુરામના ચિ. પુત્ર વ્રજલાલનું સગપણ શ્રીયુત્ મણીઆર બલવંતરાય ભગવાનજીની પુત્રી અ. સૌ. કમલાગૌરી સાથે. સ્વર્ગસ્થ ગાંધી પ્રમાણુંદદાસ ઉકાભાઇના ચિ. પુત્ર શિવલાલનું સગપણ શ્રીયુત્ ભગત જેઠાલાલ પોપટભાઈની પુત્રી અ. સૌ. વિજયાગૌરી સાથે.

દેહ વિલય—(૧) શ્રીયુત્ પોરેચા મથુરદાસ રૂગનાથનો પુત્ર મનસુખલાલ આશરે નવ વરસનો (૨) શ્રીયુત્ ભાડા હીરાલાલ ઉર્ફે ભીખુભાઇ ભગવાનજીની બાળપુત્રી (૩) સ્વર્ગસ્થ કોયા ત્રીકમજી માધવજીની વિધવા ગોકીબાઈ વૃદ્ધાવસ્થાએ કારતક સુદ ૮ (૪) છાપીઆ વેલજીભાઇ પોપટભાઇ ઉર્ફે તલકશી કારતક સુદ એકમે (૫) માણાવદરવાળા વલ્લભદાસ વિઠલદાસ આશરે બાવીશ વરસની યુવાન વયે કારતક સુદ સાતમે તથા (૬) અમૃતલાલ જાદવજી દેશાઇ પોરબંદર મુકામે આશરે બત્રીસ વરસની યુવાન વયે કારતક વદ ચોથે સ્વર્ગવાસી થયેલ છે. પરમાત્મા સદ્ગતોના આત્માને ચીર શાંતિ આપે અને તેમના કુટુંબીજનોને આ અસહ્ય દુઃખ સહન કરવાની હિંમત આપે.

સ્વર્ગસ્થ વેલજીભાઇ સતત ઉદ્યોગ, ખંત અને મહેનતથી આપબળે નાની પાયરીએથી નવાનગર સ્ટેટના પ્રેસ મેનેજર સાહેબના ઉંચે હોદ્દે ચઢેલ હતા, અને સ્વભાવે શાંત મિલનસાર અને વિવેકી હતા જ્ઞાતિની કાર્યવાહક કમિટીમાં તેઓએ લાંબા વખત સુધી રહી, ભોગ આપી સારી સેવા બજાવી છે અને શ્રી વૈજનાથ માહાદેવના મંદિરની સેવા માટે પણ તનતોડ મહેનત કરતા હતા. કુટુંબીજનો, સગાં, સ્નેહિં, મિત્રો વગેરેનું લાગણીથી કામ કરવાવાળા હોવાથી સૌને પ્રિય હતા. તેઓના અવસાનથી પડેલ ખોટ સહન કરવાની ધિરજ તેઓના બાળબચ્ચાંઓને પરમેશ્વર આપે.

વલ્લભદાસ વિઠલદાસ તથાં અમૃતલાલ જાદવજીના યુવાન વયના દેહ વિલયો ઘણા જ આઘાતકારક નીવડેલ છે. વલ્લભદાસભાઈની પાછળ એક બાળવિધવા સંતાન રહિત છે, જ્યારે અમૃતલાલભાઈની પાછળ એક વિધવા નાના બચ્ચાંવાળી છે. આવા ખેદજનક અવસાનો જ્ઞાતિમાં ઉપરા ઉપરી થવાથી સમજુ માણસને આઘાતરૂપ લાગે છે અને બિચારી અબળાઓને નશીબે દુઃખદ જીવન કુદરતાત ગાળવાનું સરજાયું છે. પરમેશ્વર તેઓના ઉપર દયા લાવી તેઓનું દીર્ઘ જીવન શાંતિમાં વિતાવે તેવી અભ્યર્થના.

# અભિનંદન

"મોઢ મહોદય"ની ઝળકતી કારકીર્દી:—સમગ્ર મોઢ વણિક જ્ઞાતિનું કિંમતી મુખપત્ર "મોઢ મહોદય" ૨૨ વર્ષના વહાણા વીતાવી ચાલુ વર્ષથી ૨૩ મા વર્ષમાં દીપોત્સવી અંકથી પ્રવેશ કરી ચૂક્યું છે, તે ઉપર્યુક્ત જ્ઞાતિપત્રની ઝળકતી કારકીર્દી સૂચવે છે. આ પ્રસંગે હું મારા અંતઃકરણના શુભાશીર્વાદ અને અભિનંદન પાઠવું છું અને પ્રાર્થું છુ કે "મહોદય"ની ઉત્તરોત્તર પ્રગતિ થાય.

"મોઢ મહોદય"નો દીપોત્સવી અંક:—પ્રતિ વર્ષની માફક ચાલુ સાલનો "મહોદય"નો દીપોત્સવી અંક સચિત્ર અને આકર્ષક બહાર પાડવામાં આવ્યો છે, અને તેને જ્ઞાતિની કેટલીક અગ્રગણ્ય વ્યક્તિઓ-સ્વર્ગસ્થ અને વિદ્યમાન—ના ફોટાઓથી અલંકૃત કરવામાં આવ્યો છે. પ્રસ્તુત અંકમાં કાવ્યો, લેખો, સંવાદ, હાસ્યરસ, જ્ઞાતિ સમાચાર ઇત્યાદી વિવિધ પ્રકારની રસ સામગ્રી પીરસવામા આવી છે; જે વાચકને ઉમદા ખોરાક પૂરો પાડે છે. 'તંત્રી સ્થાનેથી' લખાયેલ લેખ ખરેખર મનનીય છે અને નૂતન વર્ષારંભે વાચકને પોતાના અંતરની ખોળ કરવાની પ્રેરણા આપે છે. સંચાલક મહાશયની નૂતન વર્ષાભિલાષા, નાતના પટેલીઆ-નામક કાવ્ય, જીવન સહચરી-નામક વાર્તા, ગુરુ-શિષ્ય સંવાદ, માનવ જીવન પ્રશ્નોતરી, દેશ સેવાના ઉત્તમ સ્વરૂપો ઇત્યાદિ વાચક વર્ગનું ખાસ ધ્યાન ખેંચે છે. ફોટો પરિચય આપવાની પદ્ધતિ આવકાર દાયક છે.

અભિનંદન:—અન્ય જ્ઞાતિઓના કોમી પત્રોને મુકાબલે 'મહોદય'ની પ્રગતિ પ્રશંસનીય છે. આપણી જ્ઞાતિના સદ્ભાગ્ય છે કે 'મહોદય' માસિકે પોતાની બે દસકા ઉપરાતની કારકીર્દીમાં જ્ઞાતિનો ઉત્કર્ષ કરવા યથાશક્તિ પ્રયાસ કર્યો છે અને હજી કર્યે જાય છે અને તે બદલ "મહોદય"ના સંચાલક મહાશયોને તેમની સેવાવૃત્તિ અને કર્તવ્ય પરાયણતા માટે અભિનંદન ઘટે છે.

ભેટનું પુસ્તક:—ચાલુ સાલે "મહોદય"ના ગ્રાહકોને કવિશ્રી વલ્લભજીભાઈ મહેતા કૃત "માનસના મોતી" ભાગ ૪ ભેટ પુસ્તક તરીકે આપવાનો પ્રબંધ કરાયો છે, જે યોગ્ય જ થયું છે. પ્રસ્તુત ગ્રંથનું અધ્યયન વાચક વર્ગને ઉમદા ખોરાક પૂરો પાડે છે. ઉપર્યુક્ત ગ્રંથમાં વિવિધવર્ણી વિષયોનો રસસંભાર ભરવામાં આવ્યો છે. તેમાં ચર્ચાયેલ વિષયો વાચકોને જીવન વિકાસ અને આધ્યાત્મિક પ્રગતિના માર્ગમાં સાધનરૂપ થઇ પડે તેમ છે, એમ મારું નમ્ર મંતવ્ય છે. આ પુસ્તકમાં લેખકે વિદ્યાર્થીઓ, યુવકો અને સ્ત્રીઓને ઉદ્દેશીને જે બોધપાઠ પાઠવ્યો છે, તે ખરેખર મનનીય છે. આવા પ્રકારના ગ્રંથનો જનતામા વિશેષ પ્રચાર થાય, એ જરૂરી છે. લેખક પોતાનો નિવૃત્ત કાળનો જે સદુપયોગ આવા તાત્વિક વિષયોની ચર્ચા કરતા ગ્રંથના લેખન કાર્યમાં કરે છે, તે ખરેખર પ્રશંસનીય અને આવકારદાયક છે. આવા પ્રકારના ભેટના ગ્રંથનો પ્રબંધ કરવા બદલ "મોઢ મહોદય"ના સંચાલકો તેમજ ઉપર્યુક્ત ગ્રંથના લેખક ધન્યવાદને પાત્ર છે.

નમ્ર પ્રાર્થના:—મોઢ જ્ઞાતિનું આ કિંમતી મુખપત્ર દીર્ઘાયુષ ભોગવો અને જ્ઞાતિને ઉન્નતિને પંથે પહોંચડવામાં સાધનભૂત નિવડો એવી જગત નિયંતા પરમાત્મા પ્રત્યે નમ્ર પ્રાર્થના છે.

વઢવાણ કેમ્પ
તા. ૨૭–૧૧–'૩૯

લી. જ્ઞાતિ સેવક
**રતિલાલ હરજીવનદાસ મણિયાર** બી. એ; બી.ટી.

---

## સ્વિકાર

શ્રી મોઢવણિક સેવાસમાજ—વિરમગામ તા. ૧૭–૭–૩૮ ના રોજ સંસ્થાની સ્થાપના થઇ છે. સામાજીક, આર્થિક, નૈતિક, કેળવણી વિષયક અને શારીરિક ઉત્કર્ષ સાધવો એ આ સંસ્થાનો હેતુ છે. સોળ વર્ષની ઉંમરનું પ્રમાણ સંસ્થાના સભ્ય થવા માટે રાખેલું છે. અને વાર્ષિક લવાજમ એક રૂપીઓ રાખવામાં આવ્યું છે. જે જે ભાઇઓ તરફથી આ સંસ્થાને નાણાંની મદદ મળીછે તેમના નામોનું લિસ્ટ આપેલું છે. વર્ષ દરમ્યાન સંસ્થાએ કેળવણી માટે તેમજ નિરાધારને સહાય માટે સારો પ્રયાસ કર્યો છે. શ્રી મણિલાલ મોહનલાલ કરાંચીવાળા તરફથી આ વર્ષ દરમ્યાન માસિક રૂા. ૧૧–૦–૦ ની નિયમિત મદદ મળતી રહી છે. શ્રીયુત વાડીલાલ દાજીભાઇ મણિયાર આ સંસ્થાના પ્રમુખ છે. આ સંસ્થાદ્વારા નાણાંનો સદુપયોગ થશે એટલે ધનિકો સંસ્થાને યથાશક્તિ આર્થિક સહાય આપવા ન ચૂકે.

**સુધારો :** " મોઢ મહોદય "ના ગઇ સાલના ૧૧ મા અંકમાં પૃષ્ઠ ૪૧૪ માં દેહ વિલયમાં ધારીના શ્રીયુત વકીલ હંસરાજ વલભદાસ મુછાળાનાં ધર્મ પત્નીની ઉંમર ૨૮ વર્ષની છપાણી છે. તેની ઉમર ૨૮ ની નહિ પણ ૨૨ વર્ષની હતી; એમ સમજવું.

સંચાલક

કલકત્તા—**શ્રી કચ્છી માંડલીઆ મિત્રમંડળની** એક અસાધારણ બેઠક તા. ૧૨–૧૧–૧૯૩૯ ના રોજ સવારે ૮ વાગે શેઠ નાનાલાલ જયંતીલાલ કું. ને સાં ભાઇશ્રી જટાશંકર દયારામ ભાઇનાં પ્રમુખપદે ભરવામાં આવી હતી.

શરૂઆતમાં નૂતન વર્ષાભિનંદન અપાયા બાદ સેક્રેટરીએ ગત બેઠકનો હેવાલ વાંચી સંભળાવ્યો હતો ત્યારબાદ સંવત ૧૯૯૫ની સાલનો વાર્ષિક કાર્ય તથા હિસાબનો અહેવાલ રજૂ કર્યો હતો. ત્યારબાદ નવા વર્ષ માટે કાર્યવાહી ચુંટવામાં આવેલ હતી. અને તેને લગતા ઠરાવો સર્વાનુમતે પાસ થયા હતા. ત્યારબાદ પ્રમુખશ્રી ભાઇ જટાશંકર દયારામભાઇ તરફથી મંડળને રૂા. ૨૫) પચીસ ભેટ આપવામાં આવ્યા હતા. જેનો સેક્રેટરીએ સાભાર સ્વીકાર કરેલ હતો.

ગત્ વર્ષનો આવક જાવકનો હિસાબ જોતાં, રૂા. ૨૫ાાા્ર શ્રીપુરાંત, તથા રૂા. ૩૦૧) કલકત્તાનાં સખી સભ્યો તરફથી ભેટનાં મલી રૂા. ૩૨૬ાાા્ર જમા બાજુ હતા. અને ઉધાર બાજુમાં રૂા. ૨૩ા્ર "દાગીના પ્રશ્ન"ની કોપી ૨૫૦ ની છપાઈ તથા પોસ્ટેજ ખર્ચ, તથા રૂા. ૩૦૧) ધી માંડલીઆ સ્ટોર્સને મદદના મોકલ્યા તે મલી કુલ્લે રૂા. ૩૨૪ા્ર થયા તે જમા બાજુનાં રૂા. માંથી બાદ કરતાં બાકી રૂા. ૨ાા– શ્રીપુરાંત રહેલ છે.

ગત્ વર્ષના કાર્યનો હેવાલ જોતાં, વર્ષમાં મંડળની ૩ સાધારણ, ૫ અસાધારણ મળી ૮ બેઠકો ભરાઈ હતી. અને મંડળનાં પ્રયાસથી નીચે મુજબ કાર્ય સફળતાથી કરવામાં આવેલ હતું.

૧. માંડવીની માંડલીઆ જ્ઞાતીમાં લગ્ન પ્રસંગે ૧૧૦) ગદીઆણા સોનું કરવાનો રિવાજ હતો તે ઘટાડીને ૧૦૦) ગદીઆણા કરાવ્યું.

૨. જ્ઞાતીની અંદર ૪૦ વર્ષની ઉપરનો શખ્સ ગુજરી જતાં તેની પાછળ થતા દાંડાની પ્રથા નાબુદ કરવા માટે, ૫૦ વર્ષની અંદરના શખ્સનું મૃત્યુ થતાં તેની પાછળ થતા દાંડામાં ભાગ ન લેવા માટેની પ્રતિજ્ઞા પત્રોમાં ૧૮ માણુસોની સહીઓ મેળવી.

૩. કલકત્તામાં જ્ઞાતી બંધુ ગુજરી જતાં, તેની પાછળ દાંડો કરવાની પ્રથા હતી તે પ્રથા સદંતર બંધ કરાવી.

૪. કચ્છની અંદર દુષ્કાળ હોતાં, જ્ઞાતીબંધુની સેવા માટે ખોલાવેલ ધી માંડલીઆ સ્ટોર્સને રૂા. ૩૦૧) તથા માંડવીની માંડલીઆ રાત્રીશાળામાં આ મંડળના બાકી રોકાયેલ રૂા. ની મદદ જ્ઞાતીનાં ગરીબ કુટુંબોને પડતર ભાવથી ઓછી કીંમતે માલ આપવા માટે થતી નુકશાની તથા તે ઉપરાંત જે બચે તેનો ઉપયોગ તે સ્ટોર્સને હુંડીઆમણુમાં થતી નુકશાની માટે વાપરવા માટે કરવામાં આવી.

૫. કચ્છનાં દુષ્કાળ અંગે સભ્યોએ બે વખત ઉપવાસ તથા પ્રાર્થના કરેલ.

મિટીંગમાં પસાર થયેલા ઠરાવોઃ—

૧. સેક્રેટરી ભાઇ જેઠાલાલ શંકરલાલ મોદી તરફથી રજુ કરવામાં આવેલ મંડળના વાર્ષિક કાર્ય તથા આવક જાવકનાં રીપોર્ટને આ સભા મંજુર રાખે છે.

૨. ગત્ વર્ષના મંડળના કાર્યવાહક મંડળને તથા કાર્યવાહક મંડળને તેમનાં કાર્યમાં મદદ કરનારા ભાઇઓને, કીંમતી વખતનો ભોગ તથા તન મન ધનથી સહકાર આપવા બદલ આ સભા તેમનો આભાર માને છે, અને ભવિષ્યમાં પણ તેવોજ સહકાર મળતો રહેશે એવી આશા સેવે છે.

૩. સંવત ૧૯૯૬ની સાલ માટે નીચે મુજબ કાર્યવાહક મંડળ ચુંટવામાં આવે છે.

| | |
|---|---|
| ૧. મોદી શંકરલાલ ત્રીકમજી-પ્રમુખ. | ૨. ભાઇ જગજીવન લાલજી-ઉપપ્રમુખ. |
| ૩. ભાઈ પ્રાણુલાલ માધવલાલ-સેક્રેટરી. | ૪. ભાઈ ગોરધનદાસ દયારામ-ખજાનચી. |
| ૫. ભાઇ છોટાલાલ રાધવજી-સભ્ય. | ૬. ભાઈ રણછોડદાસ કેશવજી-સભ્ય. |

લી. મેતા પ્રાણુલાલ માધવલાલ.
માનદમંત્રી શ્રી કચ્છી માંડલીઆ મિત્રમંડળ
કલકત્તા.

શ્રીઃ માતંગી ઉર્ફે મોઢેશ્વરી દેવસ્થાન સંસ્થાની કાર્યવાહી કમિટી તા. ૩૧-૧૦-૩૯ ના રોજ શેઠ. રમણલાલ લલ્લુભાઈના પ્રમુખપણા નીચે મળી હતી અને તેનો વહીવટ તા. ૧-૧૧-૩૯ થી નીચેની કમિટીએ સંભાળી લીધો છે.

સંસ્થા વડોદરા રાજ્યમાં સોસાઈટીઝ એક્ટ મુજબ તા. ૧-૪-૩૯ ના રોજ જનરલ મિટીંગમાં ધારા ધોરણો નક્કી થયા મુજબ રજીસ્ટર કરાવવી એમ નક્કી થયું હતું. દેવસ્થાનના અંગે ફંડ ભેગું કરવા મોઢ બંધુઓને વિનતિ કરવા જણાવવું.

# મોઢ બંધુઓને જાહેર અપીલ.

શ્રી મોઢ બંધુઓને આથી જાહેર કરવામાં આવે છે કે આપણી કુળદેવી શ્રી માતંગી ઉર્ફે મોઢેશ્વરી માતાજીનો વહીવટ તા. ૧-૧૧-૧૯૩૯ થી નીચેની કમીટીએ સંભાળી લીધો છે માટે દરેક મોઢ બંધુઓ પોતાની ફરજ સમજી પોતાની જ કુળદેવીનું દેવસ્થાન જે શ્રી બહુચરાજી માતાથી પાંચ ગાઉ દુર મોઢેરા ગામ પાસે આવેલ છે તેમાં યથાશક્તિ ફાળો આપી પોતાની સેવા બજાવે.

આ ઉપરાંત જે જે મોઢ બંધુઓએ વાર્ષિક તીથિઓ નોંધાવી છે અને જેમને નવી તીથિઓ નોંધાવવા વિચાર હોય તેઓ રૂપીઆ મોકલી આપે.

## વ્યવસ્થાપક કમિટિ.

પ્રમુખઃ—શેઠ રમણલાલ લલ્લુભાઇ : જાણીતા મીલ માલેક અને વેપારી—અમદાવાદ.

મંત્રીઓઃ—શેઠ ભોગીલાલ બાલાભાઈ : જાણીતા કાપડના સેલીંગ એજન્ટ અને વેપારી
રા. રા. ભોગીલાલ ચુનીલાલ સરૈયા : જાણીતા શ્રાફ પાટણ. } અમદાવાદ
રા. રા. પરસોતમદાસ મણીલાલ : અમદાવાદ

સભ્યોઃ—શેઠ રતનલાલ લલ્લુભાઈ : વેપારી—અમદાવાદ.
રા. રા. ઉમેદલાલ પુરૂષોતમદાસ મણીયાર બી. એ. એલ. એલ. બી.
ધી ઇન્ડસ્ટ્રીઅલ બેન્ક ઑફ ઈન્ડીઆના મેનેજર—અમદાવાદ
રા. રા. પ્રાણજીવનદાસ ગીરધરલાલ ગાંધી : જાણીતા સ્ટોરના વેપારી—અમદાવાદ
રા. રા. ભાઉભાઇ ગોવિંદલાલ વકીલ. : અમદાવાદ.
રા. રા. નારણશંકર જીવણરામ શાસ્ત્રી : અમદાવાદ.

રૂપીઆ મોકલવાનું અને પત્ર વહેવાર કરવાનું ઠેકાણુંઃ—
શેઠ રમણલાલ લલ્લુભાઈ—મોતીબાગ એલીસબ્રીજ—અમદાવાદ.

દેવસ્થાન માટે દરેક પ્રકારની ભેટ વગેરે જે જે મોઢ બંધુઓ તરફથી મોકલવામાં આવશે તેની રીતસરની પહોંચ આપવામાં આવશે. તા. ૬-૧૧-૧૯૩૯.

# ઓન. જન. સેક્રેટરી સાથેનો પત્રવ્યવહાર

પ્રતિ:—

ઓનરરી જનરલ સેક્રેટરી મોઢ પરિષદ—રાજકોટ.

સાહેબ,

નીચેની વસ્તુઓનો આપ ઉપરના શીરનામે જવાબ આપશો તો આભાર થશે.

'મોઢ વણિક જ્ઞાતિના ધારા' નામની જ્ઞાતિની ચોપડીમાં 'મહાજન' શબ્દનો અર્થ નીચે પ્રમાણે કરવામાં આવ્યો છે.

મહાજનઃ—પ્રગણાની મોઢ વણિક નાત સમસ્ત, પ્રગણાના પેટા ગામો ગામમાં પાંચથી વિશેષ ઘરો હોય તો તેને પણ મહાજન કહેવું.

આ મહાજન જ પરિષદની બેઠકમાં મોકલવા માટે-પ્રતિનિધિઓની ચૂંટણી કરે. મોઢવણિક નાત સમસ્તમાં સ્ત્રી અને પુરુષ સૌ આવી જાય. એટલે ચૂંટણી સમયે ચૂંટણી કોણ કરે? આમાં સ્ત્રીઓનો સમાવેશ થાય કે નહિ? ને જો એમ હોય તો સ્ત્રીઓની મતાધિકાર માટે ઉંમર કેટલી હોવી જોઇએ? પુરુષો માટે મત આપવાની કઈ વય ઠરાવવામા આવી છે?

(૨) "ગોળ પરિષદના પ્રમુખો હોદ્દાની રૂએ દરેક પરિષદમાં પ્રતિનિધિ તરીકે હાજરી આપી શકશે" (પાનું ૮ કલમ ૧૧). એ પ્રમુખ જે ગામના હોય એ ગામના પ્રતિનિધિઓમાં એમનો સમાવેશ કરવામાં આવશે? ને જો એમ હોય તો તે ગામના કાયદેસર પ્રતિનિધિઓ ઉપરાંત એ રહેશે કે એ કાયદેસર પ્રતિનિધિઓની ચૂંટણીમાં એકની ચૂંટણી ઓછી કરવી? અને એ જૂના પ્રતિનિધિએ ગામના મહાજનનો વિશ્વાસ ગુમાવ્યો હોય તો શું કરવું? તેમ હોય છતાંયે તેમને ગામના મહાજનના પ્રતિનિધિ ગણવા?

આ વસ્તુઓના જવાબ વહેલાસર આપવામાં આવશે એમ આશા રાખું છું. આ સાથે એક આનાની ટિકિટ મોકલી છે.

લિ: નટવરલાલ અડાલજા
ના જયહિન્દ.

ઉપરના પત્રનો સેક્રેટરી તરફથી મળેલો જવાબ.

શ્રીમાન નટરવરલાલ પી. અડાલજા,

વિનંતિ સાથ લખવાનું જે આપના તરફથી તા. ૧૯-૧૧-૩૯ નો પત્ર આવેલ તે સંબંધમાં આપે માગેલ ખુલાસાના જવાબમાં લખવાનું જે, આપનું ગઈ કાલનું પતું પણ મળેલ છે.

(૧) પ્રતિનિધિઓની ચૂંટણી કોણ કરે તો નાત સમસ્ત ભેગી થઈ નાત ચૂંટણી કરે.

(૨) સ્ત્રીઓ ચૂંટણીમાં આવી શકે કે નહિ? હજી સુધી આપણામાં તે ધોરણ નથી.

(૩) ચૂંટણીમાં ઉંમરલાયક તમામ મત આપી શકે. એવો મત અમારો થાય છે.

(૪) ગોળ પરિષદના પ્રમુખો પોતાના હોદ્દાની રૂએ દરેક પરિષદમાં પ્રતિનિધિ તરીકે આવી શકે છે.

તે પ્રમુખ તાલુકાવતી ચૂંટાઈને આવે તો ભલે નહિતર દરેક પરિષદ વખતે પોતાના હોદ્દાની રૂએ સ્વતંત્ર પ્રતિનિધિ તરીકે આવી શકે છે. એવું અમારું માનવું છે.

જાદવરાય વલ્લભદાસ વોરા
ઓન. જનરલ સેક્રેટરી.

પત્રમાં ચૂંટણી કરવા માટેની પુરુષોની ઉંમરનો સ્પષ્ટ જવાબ આપવામાં આવ્યો નથી. 'સ્ત્રીઓ' માટે 'ધોરણ નથી' એમજ કહેવામાં આવ્યું છે એટલે સ્ત્રીઓને મતાધિકાર નથી એમ જ થાય. નાત સમસ્તમાં સ્ત્રી અને પુરુષનો સમાવેશ થાય પણ જન. સે. ના અભિપ્રાય પ્રમાણે સ્ત્રીઓ ચૂંટણીમાં ભાગ ન લઈ શકે.

( ૨ ) 'ચૂંટણીમાં ઉંમરલાયક તમામ મત આપી શકે' ઉંમરલાયક કોને ગણવા? એ પહેલો પ્રશ્ન રહે છે. અને યોગ્ય ઉંમર હિન્દુ કાયદા પ્રમાણે ગણવી કે બ્રિટિશ હિન્દના કાયદા પ્રમાણે ગણવી? જો હિન્દુકાયદા પ્રમાણે ગણીએ તો ૧૬ વર્ષનો યુવક ઉંમરલાયક ગણાય. ને બ્રિ. હિ. ના કાયદા પ્રમાણે ૧૮ વર્ષનો યુવક ઉંમર લાયક ગણાય

( ૩ ) 'ગોળ પરિષદના પ્રમુખ પોતાના હોદ્દાની રૂએ દરેક પરિષદના પ્રતિનિધિ તરીકે આવી શકે છે. તે પ્રમુખ તાલુકા વતી ચૂંટાઈને આવે તો ભલે નહિતર દરેક પરિષદ વખતે પોતાના હોદ્દાની રૂએ સ્વતંત્ર પ્રતિનિધિ તરીકે આવી શકે છે. એવું અમારું માનવું છે.

એ જૂના પ્રમુખ ચૂંટાઈને આવે તો કાયદેસર પ્રતિનિધિઓની સંખ્યામાં એકનો ઉમેરો કરવો કે નહિ? એ પ્રશ્ન અણઉકેલ્યો રહે છે. એ પ્રતિનિધિએ ગામના મહાજનનો વિશ્વાસ ગુમાવ્યો હોય તો પણ એ આવી શકે છે. એમની હાજરીને ચૂંટણી સાથે કંઈ સંબંધ નથી એ ઉપરના જવાબથી સ્પષ્ટ થાય છે.

નટવરલાલ પી. અડાલજા.

# જ્ઞાતિ..................સમાચાર

સ્થાનિક—અહીં શહેર ભાવનગરમાં મેલેરીયાનું પ્રમાણ ખૂબ વધી ગયું છે. ઘરોઘર તાવના ખાટલા છે. કોઈ કોઈ ઘરે બધા માંદા પડવાથી સારવાર કરનાર પણ કોઈ નથી. આવી સ્થિતિના લીધે દવાખાનામાં દવાની પણ મુશ્કેલી ઘણી પડે છે. નામદાર દરબારશ્રીએ દવાખાનાનું પ્રમાણ વધાર્યું છે. તેમજ મહાજન મંડળ તથા સેવા સમિતિ અને ઘણીખરી જ્ઞાતિઓએ મફત દવાઓનો ઘણો સંતોષકારક પ્રબંધ કર્યો છે. આપણી જ્ઞાતિના કેટલાક ઉત્સાહી ભાઈઓએ શેરડીપીઠના ડેલામાં એક દવાખાનું ખોલ્યું છે. મફત દવા ઉપરાંત બરફ તથા મુસંબી પણ દરદીને પુરા પાડવામાં આવે છે. જ્ઞાતિ જનોએ આ દવાખાનાના ખર્ચ માટે ઉદાર હાથથી મદદ કરવા માંડી છે. બે ચાર યુવાન બંધુઓ ભાઈ શ્રી સવાઈલાલ શાંતિલાલ, શ્રી નંદલાલ ચમનલાલ, શ્રી હરગોવિંદદાસ ચમનલાલ તથા ભાઈ શ્રી મધુસુદન કેશવલાલ આ કાર્યમાં સારી જહેમત ઉઠાવી રહ્યા છે. અમારાં તેમને અભિનંદન છે. અને તેમને તેમનાં આ સેવાના કાર્યમાં પુરતો યશ મળો તેવી અભ્યર્થના છે.

# નિરંજન

કોઈ હસી પડ્યું.

'એ કોણ હતું ?' તેની તપાસ માટે નિરંજને ચમકી આસપાસ જોયું. તેની આંખોએ હસનાર યુવતીને પકડી પાડી.

—તે યુવતી 'હા...હા...હા...' હસી. તેને હસવામાં હવે ઓર લિજ્જત પડી. આ રમૂજી દૃશ્ય જોતાં તે ખૂબ હસી.

આ પ્રસંગે કોઈ ઇતર વ્યક્તિ હોત તો નિરંજન તેને જરૂર બેચાર તમાચા લગાવી દેત, અથવા આમ અવિવેક પ્રણાલિએ હસવા બદલ તેને ઠપકો આપત. પણ આ યુવતી પાસે તે લાચાર બન્યો હોય તેમ તે કશું બોલ્યો નહિ, બોલવાની હિંમત કરી શકયો નહિ.

કારણ ?

તે અબળા હતી એટલા માટે કે નિરંજનના જીવનમાં તેને અનોખું સ્થાન હતું તેટલા માટે ? એ તો નિરંજન ને પેલી યુવતી જાણે. બીજાનાં હૃદયની વાત આપણાથી કેમ સમજાય ? સમજવાનો પ્રયત્ન કરીએ તો પણ હૃદયને કેમ ઓળખી શકાય ? અન્યોન્યના હૃદય જાણવાની કળા કષ્ટ સાધ્ય છેઃ એ તો નજૂમીથી પણ સંપૂર્ણ સાધી ન શકાય ?

નિરંજન ખોડવાતે પગે પેલી યુવતી પાસે ગયો.

યુવતી તેને નિહાળતી જ રહી. પાસે આવતાં જ તે બોલીઃ

"કેવી પામર દશા !"

"કેમ લીલા, મારી સ્થિતિ પર તને હસવું આવે છે ?" ગંભીર બનતો નિરંજન કટાણું મોં કરી બોલ્યો.

યુવતીએ કશું કહ્યું નહિ.

નિરંજને આગળ ચલાવ્યું, "આ તો ગઈ સાંજે ફૂટબૉલ રમતાં પડી ગયો ને પગ મચકાઈ ગયો...હું...પણ મારી જગ્યાએ હોત તો."

"તો પછી આંખ મીંચીને ન રમીએ," લીલા સ્મિત કરતી બોલી, નહિતર પડી કેમ જવાય ? હવેના યુવાનોમાં તાકાત કયાં રહી છે ? કોઈ ધક્કો મારે તો પડી જાય—પગ મચકાઇ જાય—ચાલવાની તાકાત ન રહે..." નિરંજનના વર્તનપર લપડાક મારતી હોય તેમ લીલા બોલી.

નિરંજન સ્વમાની યુવાન હતો. લીલાના શબ્દોએ તેના હૃદયમાં વજ્રની પેઠે આઘાત કર્યો. તેનુ સ્વમાન એક અબળા લીલા નાદાન છોકરીથી ઘવાતુ જોઇ તેના મનને દુઃખ થવા માંડ્યું. પોતે અભિમાની તેમજ કોમળ અંતઃકરણવાળો હોવાથી લીલાના વેણ તે સહન કરી શકયો નહિ. જગતનાં આવાં અભિમાની અને કોમળ હૃદયવાળા માણસોને અનાદર, તેને વજ્રની પેઠે આઘાત પહોંચાડે છે.

નિરંજને લીલાને આગળ બોલતી અટકાવી.

"લીલા, મારી પામર દશા જોઈ એટલે બધા પામર હશે એમ તારૂં માનવું ભૂલભરેલું છે. હું પણ પામર છું એવું કંઈ નથી. માણસ ગુણ કયાં જુએ છે ? બીજાના અવગુણ ગોતી તેને ચીઢવવામાં તેને મઝા પડે છેઃ પણ પોતાનો અવગુણ કોઈ તપાસે છે ?" નારાજ થતાં નિરંજને જણાવ્યું.

"મારે કયાં યુવકોની નિંદા કરવી છે. આ તો ફુટબોલની રમતમાં પગ મચકાઇ જાય તે યુવકો દેશસેવાનુ શુ કાર્ય કરવાના હતા' લીલાના શબ્દોમાં મશ્કરીની આછી ચમક હતી.

"શું કરવાના હતા ! તે તો બોલ જ નહિ. પ્રસંગ આવશે ત્યારે તને અમારી શક્તિનું

તે પ્રમુખ તાલુકાવતી ચૂંટાઇને આવે તો ભલે નહિતર દરેક પરિષદ વખતે પોતાના હોદ્દાની રૂએ સ્વતંત્ર પ્રતિનિધિ તરીકે આવી શકે છે. એવું અમારું માનવું છે.

જાદવરાય વલ્લભદાસ વોરા
ઓન. જનરલ સેક્રેટરી.

પત્રમાં ચૂંટણી કરવા માટેની પુરુષોની ઉંમરનો સ્પષ્ટ જવાબ આપવામાં આવ્યો નથી. 'સ્ત્રીઓ' માટે 'ધોરણ નથી' એમજ કહેવામાં આવ્યું છે એટલે સ્ત્રીઓને મતાધિકાર નથી એમ જ થાય. નાત સમસ્તમાં સ્ત્રી અને પુરુષનો સમાવેશ થાય પણ જન. સે. ના અભિપ્રાય પ્રમાણે સ્ત્રીઓ ચૂંટણીમાં ભાગ ન લઇ શકે.

(૨) 'ચૂટણીમાં ઉંમરલાયક તમામ મત આપી શકે' ઉંમરલાયક કોને ગણવા? એ પહેલો પ્રશ્ન રહે છે. અને યોગ્ય ઉંમર હિન્દુ કાયદા પ્રમાણે ગણવી કે બ્રિટિશ હિન્દના કાયદા પ્રમાણે ગણવી? જો હિન્દુકાયદા પ્રમાણે ગણીએ તો ૧૬ વર્ષનો યુવક ઉંમરલાયક ગણાય. ને બ્રિ. હિ. ના કાયદા પ્રમાણે ૧૮ વર્ષનો યુવક ઉંમર લાયક ગણાય.

(૩) 'ગોળ પરિષદના પ્રમુખ પોતાના હોદ્દાની રૂએ દરેક પરિષદના પ્રતિનિધિ તરીકે આવી શકે છે. તે પ્રમુખ તાલુકા વતી ચૂંટાઇને આવે તો ભલે નહિતર દરેક પરિષદ વખતે પોતાના હોદ્દાની રૂએ સ્વતંત્ર પ્રતિનિધિ તરીકે આવી શકે છે. એવું અમારું માનવું છે.

એ જૂના પ્રમુખ ચૂંટાઇને આવે તો કાયદેસર પ્રતિનિધિઓની સંખ્યામાં એકનો ઉમેરો કરવો કે નહિ? એ પ્રશ્ન અણઉકેલ્યો રહે છે. એ પ્રતિનિધિએ ગામના મહાજનનો વિશ્વાસ ગુમાવ્યો હોય તો પણ એ આવી શકે છે. એમની હાજરીને ચૂંટણી સાથે કંઇ સંબંધ નથી એ ઉપરના જવાબથી સ્પષ્ટ થાય છે.

નટવરલાલ પી. અડાલજા.

# જ્ઞાતિ..................સમાચાર

સ્થાનિક—અહીં શહેર ભાવનગરમાં મેલેરીયાનું પ્રમાણ ખૂબ વધી ગયું છે. ઘરોઘર તાવના ખાટલા છે. કોઇ કોઇ ઘરે બધા માંદા પડવાથી સારવાર કરનાર પણ કોઇ નથી. આવી સ્થિતિના લીધે દવાખાનામાં દવાની પણ મુશ્કેલી ઘણી પડે છે. નામદાર દરબારશ્રીએ દવાખાનાનું પ્રમાણ વધાર્યું છે. તેમજ મહાજન મંડળ તથા સેવા સમિતિ અને ઘણીખરી જ્ઞાતિઓએ મફત દવાઓનો ઘણો સંતોષકારક પ્રબંધ કર્યો છે. આપણી જ્ઞાતિના કેટલાક ઉત્સાહી ભાઇઓએ શેરડીપીઠના ડેલામાં એક દવાખાનું ખોલ્યું છે. મફત દવા ઉપરાંત બરફ તથા મુસંબી પણ દરદીને પુરા પાડવામાં આવે છે. જ્ઞાતિ જનોએ આ દવાખાનાના ખર્ચ માટે ઉદાર હાથથી મદદ કરવા માંડી છે. એ ચાર યુવાન બંધુઓ ભાઇ શ્રી સવાઇલાલ શાંતિલાલ, શ્રી નંદલાલ ચમનલાલ, શ્રી હરગોવિંદદાસ ચમનલાલ તથા ભાઇ શ્રી મધુસુદન કેશવલાલ આ કાર્યમાં સારી જહેમત ઉઠાવી રહ્યા છે. અમારાં તેમને અભિનંદન છે. અને તેમને તેમનાં આ સેવાના કાર્યમાં પુરતો યશ મળો તેવી અભ્યર્થના છે.

R. N. B. 1416
મોઢ જ્ઞાતિમાં નવજીવન પ્રેરી તેનો ઉત્કર્ષ કરવાનાં ઉદ્દેશથી પ્રગટ થતું માસિક




વર્ષ ૨૩
માઘ ૧૯૯૬

અંક ૪
ફેબ્રુવારી ૧૯૪૦

## વિષયાનુક્રમ





સંચાલક અને પ્રગટ કરનાર
પારી. ભીખાભાઈ ગોપાળજી—ભાવનગર.

ઉપસંચાલક:—
છબિલદાસ અમીચંદ દેશાઈ.
ભાવનગર.

વ્યવસ્થાપક:—
ગોરધનદાસ અમીચંદ મણિયાર.
ભાવનગર.

વાર્ષિક લવાજમ પોષ્ટ સહિત રૂા. ૧-૧૩-૦ વી. પી. ખર્ચ સાથે

## "મોઢ મહોદય" માસિક કમિટીના સભ્યો

| | | |
|---|---|---|
| પ્રમુખ— | (૧) સર પરશોતમદાસ ઠાકોરદાસ સી. આઈ. ઈ. નાઈટ. | મુંબઈ |
| ઉપપ્રમુખ | (૧) શેઠ હરજીવનદાસ મોહનજી | ચોરવાડ |
| | (૨) શેઠ વાઘજીભાઈ લક્ષ્મીદાસ | મુંબઈ |
| સેક્રેટરી— | (૧) પારી. ભીખાભાઈ ગોપાળજી | ભાવનગર |
| સભ્યો | (૧) શેઠ નાનાલાલ મંછારામ | મુંબઈ |
| | (૨) શ્રીયુત ઉમેદલાલ પુરુષોત્તમદાસ મણિયાર બી. એ. એલએલ.બી. | અમદાવાદ |
| | (૩) શેઠ સુખલાલ ઝવેરભાઈ | ભાવનગર |
| | (૪) શ્રીયુત દામોદરદાસ પરમાણંદદાસ દેશાઈ | મદ્રાસ |
| ઓડીટર્સ | (૧) પરી શાંતિલાલ પ્રાણજીવનદાસ બી. એ. | ભાવનગર |
| | (૨) ગાંધી મુળજીભાઈ નારણજી | " |

## ઉત્તમ પુસ્તકો

| પુસ્તક | લેખક | કિંમત |
|---|---|---|
| ૧ જગતસિંહ-નાટક | સ્વ. બાલુભાઈ કહાનદાસ જે. પી. | ૧-૦-૦ |
| ૨ શેઠ કે શયતાન. | શ્રીયુત ગોપાળજી ઓધવજી | ૦-૮-૦ |
| ૩ કુંજવેણુ. | શ્રીયુત વલ્લભજી ભાણજી કવિ | ૧-૪-૦ |
| ૪ જીવન જ્યોતિ | " | ૧-૪-૦ |
| ૫ હૃદય બંસી | " | ૧-૦-૦ |
| ૬ અંતરના અમી. | " | ૧-૦-૦ |
| ૭ ભાવનાના ભરત. | " | ૧-૦-૦ |
| ૮ વિજ્ઞુની વાટે. | " | ૦-૧૨-૦ |
| ૯ સ્ત્રી બોધિની (આવૃત્તિ બીજી) | " | ૦-૮-૦ |
| ૧૦ દંપતિ વિદ્યા વિનોદ | " | ૦-૮-૦ |
| ૧૧ વાદળી. | " | ૦-૬-૦ |
| ૧૨ વલ્લભ કાવ્ય (આવૃત્તિ બીજી) | " | ૦-૫-૦ |
| ૧૩ ભારત કીર્તન. | " | ૦-૪-૦ |
| ૧૪ માનસનાં મોતી. ભાગ ૧ લો | " | ૦-૭-૦ |
| ૧૫ માનસનાં મોતી ભાગ બીજો | " | ૦-૭-૦ |
| ૧૬ માનસનાં મોતી ભાગ ૩ જો | " | ૦-૭-૦ |
| ૧૭ માનસનાં મોતી ભાગ ૪ થો | " | ૦-૧૦-૦ |
| ૧૮ અંતરની ઊર્મિઓ | " | ૦-૧૨-૦ |
| ૧૯ શ્રી પુષ્ટિતત્ત્વ તરંગિણી. | " | ૦-૩-૦ |
| ૨૦ પ્રેમનાં પુષ્પો | " | ૦-૮-૦ |
| ૨૧ સદ્બોધ સરિતા | શ્રીયુત ગોપાળજી ઓધવજી | ૧-૦-૦ |
| ૨૨ શ્રી ગીતા જ્ઞાન | શ્રીયુત પુરુષોતમ ભાણજી પરાખ | ૦-૧૦-૦ |

પોસ્ટેજ જુદું; પણ સેટ મંગાવનારને પોસ્ટેજ ફ્રી.

લખો:—વ્યવસ્થાપક "મોઢ મહોદય" ભાવનગર.

# "મોઢ મહોદય"ના મુરબ્બી, આશ્રયદાતા અને લાઇફ મેમ્બરો.

## મુરબ્બી

૧ સર પરશોતમદાસ ઠાકોરદાસ નાઇટ સી. આઇ. ઈ. મુંબઇ
૨ શેઠ વાઘજીભાઈ લક્ષ્મીદાસ ,,
૩ શેઠ વનમાળી વિરજી વેરાવળ
૪ શે. હરજીવનદાસ મોહનજી કાપડીયા ચોરવાડ
૫ દેશાઇ પરમાણુંદદાસ જગજીવનદાસ દા. રા. દામોદરદાસ ભાવનગર
૬ શેઠ નાનાલાલ મંછારામ મુંબઇ
૭ શેઠ જીવરાજ મકનદાસ કુંડલાવાળા ,,
૮ શેઠ લક્ષ્મીદાસ નેમીદાસ મુંબઇ
૯ શ્રીયુત પરી. છોટાદાસ હરગોવિંદદાસ મદ્રાસ
૧૦ શેઠ ગોવિંદજી જેઠાભાઈ ચોરવાડવાળા મુંબઈ
૧૧ શ્રી કલકત્તા મોઢ ઉત્તેજક મંડળ કલકત્તા
૧૨ શેઠ ઠાકોરદાસ ગુલાબદાસ ઝરીવાળા સુરત
૧૩ ગં. સ્વ. મણિબહેન તે શા. ભગવાનદાસ નરભેરામ ખાનદેશવાળાના વિધવા ,,
૧૪ શેઠ સુખલાલ ઝવેરભાઇ ભાવનગર
૧૫ શ્રીયુત નારાયણદાસ ગીરધરદાસ મદ્રાસ

## આશ્રયદાતા

૧ સર ચુનીલાલ વિજભૂખણદાસ મુંબઈ
૨ શેઠ હરીલાલ જગનાથ ખંભાત
૩ શેઠ કરસનદાસ ભગવાનદાસ મુંબઇ
૪ પારેખ આણંદજી ગોપાલજી ભાવનગર
૫ પરી. ગોવિંદજી કલ્યાણજી બોટાદ
૬ શેઠ જસરાજ મુળજીભાઇ
-૬. શેઠ માણેકલાલભાઈ મુંબઈ
૭ રાજા બ. ભગવાનદાસ હરીદાસ એન્ડ સન્સ હૈદ્રાબાદ
૮ શ્રીયુત હરિદાસ માણેકચંદ કોઠારી કરાંચી
૯ શેઠ છોટાલાલ ઓધવજી પોરબંદર
૧૦ શેઠ પોપટલાલ માણેકચંદ દા. શેઠ કેશવલાલભાઈ જામનગર
૧૧ શ્રી ચત્રભુજ ભગવાનજી મોદી કોલંબો
૧૨ શેઠ કનૈયાલાલ પુરૂષોત્તમદાસ પુના
૧૩ શેઠ ભીખાભાઇ પરશુદાસ પરી. ભાવનગરવાળા માંગલોર (એસ. કે.)
૧૪ પરી. ગોપાળજી મુળજીભાઈ ભાવનગર
૧૫ મણિયાર નરસીદાસ લલ્લુભાઇ દા. રા. કેશવલાલ ભાવનગર
૧૬ સ્વ. શેઠ લક્ષ્મીદાસ ભગવાનજી સાકરવાળા દા. તેમના ધર્મપત્ની કસ્તુરબાઈ મુંબઇ
૧૭ શેઠ ચંદ્રકાંત મોતીલાલ જગાભાઈવાળા અમદાવાદ
૧૮ શેઠ મણીલાલ હેમચંદ અમદાવાદ
૧૯ શેઠ હરકીસનદાસ જગજીવનદાસ અંકલેશ્વર
૨૦ શેઠ ધરમદાસ શામળદાસ પરશુદાસ મુંબઇ

## લાઈફ મેમ્બર

૧ પારી. અમૃતલાલ મોતીલાલ બી. એ. એલ. એલ. બી. દા. ભોગીલાલ અમૃતલાલ રાજકોટ
૨ રા. હીંમતલાલ નાગજીભાઇ વોરા ,,
૩ રા. અચરતલાલ દલસુખરામ જસ અમદાવાદ
૪ રા. ઠાકોરલાલ હરકીશનદાસ અંકલેશ્વર
૫ રા. હીરાલાલ લક્ષ્મીચંદ મણિયાર વડોદરા
૬ શેઠ છગનલાલ પિતાંબરદાસ મુંબઇ
૭ દી. બ. ગોવિંદદાસ ચતુર્ભુજદાસ મદ્રાસ
૮ મેસર્સ કેશવલાલ એન્ડ કું. મદ્રાસ
૯ પારેખ જીવરાજ ગોપાલજી સિંગાપોર
૧૦ શેઠ લાલદાસ ગોવિંદદાસ મદ્રાસ
૧૧ ડૉ. નારણદાસ મોતીરામ સુરત

૧૨ શા. ભગવાનદાસ હરજીવનદાસ સુરતવાળા-મુંબઈ
૧૩ શેઠ લલ્લુભાઈ જમનાદાસ અમરેલી
૧૪ રા. કાળીદાસ હરીદાસ વેરાવળ
૧૫ શેઠ ઠાકરશી પ્રેમજી કોડીનારવાળા
હા. શેઠ ગીરધરલાલ મુંબઈ
૧૬ રાવસાહેબ પુરૂષોત્તમદાસ દેવજીભાઈ મણિયાર જામનગર
૧૭ શા. ગોવિંદજી કાળીદાસ ખોરાસા-ગીરવાળા એડીસાબાબા
૧૮ શા. વલ્લભદાસ ભગવાનદાસ ,,
૧૯ શ્રી નાનાલાલ મોતીચંદ હ. શ્રી ભોગીલાલ મુંબઈ
૨૦ મણિયાર હરજીવનદાસ જેઠાલાલ
હ. શ્રી માણેકલાલ ,,
૨૧ શેઠ દેવકરણ નાનજી હ. શેઠ ચુનીલાલ ,,
૨૨ શેઠ વીજભૂખણદાસ હરગોવિંદદાસ મૂળજી ,,
૨૩ રા. દુર્લભદાસ નેમચંદ એડીસાબાબા
૨૪ રા. મોહનલાલ ઓધવજી વકીલ અમરેલી
૨૫ રા. નટવરલાલ ગોરધનદાસ જગજીવનદાસ રંગુન
૨૬ રા. ગોરધનદાસ પ્રાણલાલ મુંબઈ
૨૭ શેઠ નારણદાસ મથુરાદાસ હ. મનોરદાસ ,,
૨૮ મહેતા દયારામ લધુભાઈ
હા. મહેતા જટાશંકર દયારામ કલકત્તા
૨૯ શેઠ હિરાલાલ ભગવાનજી નથુભાઈ જામનગર
૩૦ શેઠ હરિલાલ ગોવિંદજી માધાણી મુંબઈ
૩૧ દોશી હિરાલાલ ગોકળદાસ ,,
૩૨ શ્રી માણેકચંદ તારાચંદ અડાલજા સાહેબ વડોદરા
૩૩ રા. કનૈયાલાલ નાનાભાઈ રંગુન
૩૪ દેશાઈ વિઠ્ઠલદાસ લાલજી ભાવનગરવાળા
હ. દેશાઈ પ્રાણજીવનદાસ કરાંચી
૩૫ રા. અભેચંદ અમૃતલાલ ટોંગાટ (આફ્રિકા)
૩૬ રા. પુરૂષોત્તમ ગીરધરદાસ ડર્બન (આફ્રિકા)
૩૭ રા. હીંમતલાલ બાપુલાલ પરીખ કરાંચી
૩૮ શેઠ જેઠાલાલ ચુનીલાલ ત્રીકમજી મેતા કલકત્તા
૩૯ રા. દામોદરદાસ હીરાચંદ હ. રા. આત્મારામ દામોદરદાસ વોરા ભાવનગરવાળા લીંબડી
૪૦ શા. નરોત્તમદાસ પ્રેમચંદ પ્રભાસ પાટણવાળા પુના
૪૧ શેઠ કરશનદાસ મોતીચંદ
હ. અમૃતલાલ જમનાદાસ દીવ
૪૨ રા. રમણલાલ છોટાલાલ મઝમુદાર ભરૂચ
૪૩ શ્રીયુત ઉમેદલાલ પુરૂષોત્તમદાસ મણિયાર બી. એ. એલ. એલ. બી. અમદાવાદ
૪૪ શેઠ નાનચંદ પ્રેમચંદ ,,
૪૫ પરી. શાંતિલાલ ગોરધનદાસ ,,
૪૬ શ્રીયુત તુલસીદાસ જસરાજ બી. એ. એલ. એલ. બી. ,,
૪૭ શેઠ બાલાભાઈ હરીલાલ ,,
૪૮ રા. પોપટલાલ જગજીવનદાસ કરાંચી
૪૯ ,, નંદલાલ ટી. મણિયાર ,,
૫૦ ,, ડો. નરોત્તમદાસ વલ્લભદાસ ,,
૫૧ ,, ડો. કાલીદાસ હરખચંદ શાહ ,,
૫૨ ,, શેઠ મણીલાલ મોહનલાલ ,,
૫૩ ,, શીવલાલ રામજી વકીલ-માંડવી-કચ્છ
૫૪ ,, શેઠ નરસિંહલાલ લલ્લુભાઈ અમદાવાદ
૫૫ ગં. સ્વ. દેવબા પુરૂષોત્તમદાસ
હ. શેઠ ગોપાળદાસ ,,
૫૬ પરી ભોગીલાલ નરોત્તમદાસ ભાવનગરવાળા ,,
૫૭ શેઠ રતનલાલ લલ્લુભાઈ અમદાવાદ
૫૮ શેઠ રમણલાલ લલ્લુભાઈ અમદાવાદ
૫૯ શ્રી ભગવાનજી દેવજીભાઈ મણીયાર
હા. ભાઈ મોતીલાલ ભગવાનજી જામનગર
૬૦ ,, ચીમનલાલ પ્રાણજીવનદાસ દલાલ-મુંબઈ
૬૧ મહેતા ઝવેરચંદ નારણદાસ કલકત્તા

# મોઢ મહોદય

વર્ષ ૨૩ મું ] માઘ : ૧૯૯૬ ::: ફેબ્રુઆરી : ૧૯૪૦ [ અંક ૪ થો


## પ્રભુ પ્રાર્થના



આટલું તો આપજે, ભગવંત મને છેલ્લી ઘડી;
ના રહે માયાતણાં બંધન, મને છેલ્લી ઘડી.

જીંદગી આ તેં દીધી, એ જીવનમાં સમજ્યો નહિ;
અંત સમયે એ રહે સમજણ, મને છેલ્લી ઘડી.

ચરણ સૈયા પર પડી, મીંચાય છેલ્લી આંખ ત્યાં;
ઓ દયાળુ આપજે દર્શન, મને છેલ્લી ઘડી.

હાથ પગ નિર્બળ બને ને, શ્વાસ છેલ્લા સંચરે;
આપજે ત્યારે પ્રભુ મહિમન, મને છેલ્લી ઘડી.

જીવનભર સળગી રહ્યો, સંસારના સંતાપમાં;
આપજે શાંતિ ખરી, ઈશ્વર, મને છેલ્લી ઘડી.

  

## વિસરું કેમ પ્રભુ!

અત્યુત્તમ આ દેહ જ આપ્યો,
માતપિતાનો સ્નેહ જ આપ્યો,
જીવનનો શુભ રાહ જ આપ્યો;
વિસરું કેમ પ્રભુ!

બાલપણામાં બુદ્ધિ વિકાસી,
માનવતાની મીટ જ બક્ષી,
વિદ્યા સંસ્કૃતિ હેતે સમર્પી,
વિસરું કેમ પ્રભુ!

અનંત અપરાધો તેં ક્ષમ્યા,
પાપ વિચારોને પ્રભુ દમ્યા,
વિશુદ્ધતાના પાન કરાવ્યા;
વિસરું કેમ પ્રભુ!

સહસ્ર આભારે જ દબાયો,
ઋણ બંધન બહુ જ વિંટાયા,
બનું હું ક્યાંથી ઈશ પરાયો;
વિસરું કેમ પ્રભુ!

કાન્તિ એમ. દોશી. મોરબી.

## ભક્તિ ભાવના

એક વાર કૃષ્ણ સ્મરણ કરો,
પછી જોઇ લ્યો આનંદ.

પછી જોઇ લ્યો આનંદ,
રટન કરો સચ્ચિદાનંદ.

પ્રેમથી કૃષ્ણ સ્મરણ કરો,
પછી જોઇ લ્યો આનંદ.

એક વાર ખરા ભક્તિ કરો,
પછી જોઇ લ્યો આનંદ.

ભક્તિ કરી જીવન સાર્થક કરો,
પછી જોઇ લ્યો આનંદ.

નટવર બી. નાણાવટી: મહુવા બંદર



## તંત્રીસ્થાનેથી !



**પરિષદ અને તેને લગતું:**— ગતાંકમાં છપાએલ કોંગ્રેસ સમાચાર ઉપરથી તથા ઓન. જનરલ સેક્રેટરી શ્રી જાદવરાય વલ્લભદાસ વોરા તરફથી શ્રી રતિલાલ હરજીવનદાસ મણિયારને ઉદ્દેશીને લખાએલ પત્ર ઉપરથી જ્ઞાતિબંધુઓને માલમ પડયું હશે કે હાલ તુરત તો આપણી શેળ પરિષદ કોઈ સ્થળે ભરાય તેવી વક્કી નથી.

અલબત્ત, ગઈ વર્કીંગ કમિટીએ શ્રી બોટાદ મહાજનને કોંગ્રેસના ખર્ચે બોટાદમાં આ પરિષદ ભરવાની વિનતિ કરેલ, પણ તે મહાજને જવાબ વાળ્યો કે તેમનો વારો આવ્યે તેઓ પરિષદ ભરશે. રાજકોટ મહાજને જણાવ્યું છે કે હાલ તેઓ પરિષદ ભરી શકે તેમ નથી.

ધ્રાંગધ્રા મુકામે દર બબ્બે વર્ષે પરિષદ ભરવાનો ઠરાવ કરવાનો એજ હેતુ હતો કે પરિષદની નિયમિત બેઠક ઉત્તરોત્તર વારા પ્રમાણે થયા કરે અને તે દ્વારા, જ્ઞાતિમાં ઘર કરી ગએલા સડાઓનાં નિવારણ અર્થે સર્વાનુમતે કે બહુમતિથી ઘટતા ઉપાયો યોજાય.

આ હિસાબે રાજકોટ મહાજનની એ અનિવાર્ય ફરજ હતી કે તેમણે ધ્રાંગધ્રા મુકામની પરિષદ પછીનાં બે વર્ષ પૂરાં થયા પછી, પોતાના વારા પ્રમાણે, પોતાને આંગણે પરિષદની બેઠક કરવી જોઈતી હતી. 'હાલ તેઓ પરિષદ ભરી શકે તેમ નથી' એ પ્રમાણે માત્ર જણાવીને, પોતાનાં શિરપરનો બોજો આમ ઉતારી નાખવો તે મહાજન માટે વ્યાજબી ન ગણાય પરિષદ ન ભરી શકવાનાં કારણોનો તે મહાજને યોગ્ય ખુલાસો કરવો જોઈએ; નહિતર સૌને એવી શંકાનું સહેજે કારણ મળે કે રાજકોટ મહાજનમાં અંદર અંદર સારો મેળ નહિ હોય અથવા ત્યાં આગળના જ્ઞાતિબધુઓ પણ પરસ્પરની સહાયક વૃત્તિના અભાવે પરિષદનો બોજો ઉઠાવવા તૈયાર નહિ હોય.

જો કે અત્યારે તો લડાઇ નિમિત્તે મોંઘવારીનું કારણ દેખીતી રીતે આપી શકાય તેમ છે, છતાં પરિષદની બાબત સામાન્ય હોવાથી તે કારણ પૂરતું વજુદવાળું ન લેખાય.

રાજકોટ મહાજનને અમારી ખાસ વિનતિ છે કે જો તેઓ બને તો કોઈપણ હિસાબે પરિષદની બેઠક માટેનાં સત્વર પગલાં લે અને જ્ઞાતિની અસ્તવ્યસ્ત સ્થિતિના અટકાવ રૂપ પરિષદ બનતી ત્વરાએ પોતાને આંગણે ભરે.

બોટાદ મહાજને 'પોતાનો વારો આવશે ત્યારે તેઓ ભરશે' એમ જણાવવામાં ખોટું તો નથી કર્યું. રાજકોટ મહાજન પોતાને ત્યાં પરિષદ ન ભરી

શકવાનો સકારણુ યોગ્ય ખુલાસો જાહેર કરી દે અને પછી બોટાદ મહાજન વારાની વાતને આગળ ન ધરતાં, પોતાને આંગણે પરિષદ ભરે તો સાચાં જ્ઞાતિ મહાજન તરીકેની તેમની કીર્તિ વિશેષ ઝળકે.

બોટાદમાં કેળવાએલ તેમજ વ્યવસ્થિત કાર્ય કરનાર વ્યક્તિઓ સારા પ્રમાણમાં છે, એટલે લંબાતા જતા પરિષદના ગાળાને અટકાવવા જો આ મહાજન કમ્મર કસે તો તેઓ સફળતા પૂર્વક કાર્ય પાર ઉતારે જ.

બોટાદ મહાજન પણ સકારણુ હાલ તુરત પોતાને આંગણે પરિષદ્ ન ભરી શકે તેમ હોય તો બીજો કોઈપણ તાલુકો પોતાને ખર્ચે અથવા તો કોંગ્રેસના ખર્ચે પોતાને ત્યાં પરિષદ ભરવા તૈયાર થતો હોય તો તેણે તે વિષેની ઓ. જનરલ સેક્રેટરીને ખબર આપવાની જાહેરાત પણ ગતાંકમાં છપાએલ કોંગ્રેસ સમાચારમાં થએલી છે.

કોંગ્રેસના ખર્ચે કોઇ પણ તાલુકો પોતાને ત્યાં પરિષદ ભરવા ખાસ કરીને તૈયાર ન થાય, કારણકે કોંગ્રેસ પાસેથી ખર્ચ લીધાની નામોશીનો ખોટો ખ્યાલ તેમને તેમ કરતાં જરૂર અટકાવે. જો કોઈપણ તાલુકો આ પ્રમાણે કરવા તૈયાર હોવાની તત્પરતા દાખવે તો તેમાં ખરૂં જોતાં નામોશી જેવું કશું છે જ નહિ. તેવો તાલુકો તો પોતાના વારા વગર પરિષદની જહેમત ઉઠાવવા માટે પૂરતા ધન્યવાદને પાત્ર લેખાવો જોઇએ.

કોંગ્રેસના ખર્ચે પરિષદ ભરવાની જાહેરાત પછી પણ માસ બે માસમાં જો કોઈપણ તાલુકો તેમ કરવા તૈયાર ન થાય તો પછી વર્કીંગ કમિટીએ પોતે જે અમુક સ્થળ નક્કી કરી, ત્યાં આગળ પરિષદની બેઠક કરવાના નિર્ણય ઉપર આવવું રહ્યું.

આપણે સૌ જાણીએ છીએ કે ભાવનગરમાં ભરાએલી પરિષદ પછી દરેક વર્ષે ધ્રાંગધ્રામાં પરિષદ થવા પામી હતી. ધ્રાંગધ્રાના ઠરાવ મુજબ જો બબ્બે વર્ષે પરિષદ્‌ની નિયમિત બેઠક નક્કી કરાએલા વારા પ્રમાણે થવા પામી હોત તો અત્યાર સુધીમાં બીજી બે બેઠકો થઈ ગઈ હોત. પણ દુર્ભાગ્યની વાત એ છે કે જે ઉત્સાહ અને ખંત પરિષદની બેઠક વખતે જોવામાં આવે છે તે ઉત્સાહ અને ખંત ધીમે ધીમે ઓસરતા જાય છે અને પરિષદે જાણે કે પોઢણું લીધું હોય તેમ તેની બેઠક માટેની વાત વિચારમાંથી સાવ સરી પડે છે.

બંધારણ એ એક જાતનો અંકુશ છે. ઊંડો વિચાર કરાય તો જણાશે કે સારુંયે વિશ્વ અમુક નિયમિત ધોરણે ચાલ્યાં કરે છે. નૈસર્ગિક નિયમો અખુટ અને અચળ જેવા છે. તેમાં ત્રુટિ કે ચંચળતા પ્રવેશવા પામે ત્યારે ચોતરફ ઉલ્કાપાતો જ થાય.

સામાજીક બંધારણ કાયમ એક સરખું ન જ સંભવે. એ બંધારણ દેશ-કાળ પરત્વે પરિવર્તનશીળ જ હોય. અમુક કોમ કે સમાજનું બંધારણ સર્વ-

માન્ય અને ગ્રાહ્ય ન જ હોય; છતાં દરેક કોમે અને સમાજે એક બીજાના સારાં તત્ત્વો સ્વીકારવા હરહંમેશ તત્પર રહેવું જોઇએ

બંધારણના અમલના અભાવથી બંધારણની કિંમત ઓછી ન અંકાય ચોરી, લુંટફાટ અને ગુન્હાઓ થયા કરે એટલે કાયદા કાનુનો અને ન્યાયની કચેરીઓની કિંમત ઓછી ન થાય કાયદા કાનુનો અને આવી કચેરીઓના અભાવે, ચોરી, લુંટફાટ અને ગુન્હાઓ અંકુશ રહિત મેળ વગરના વધવા પામે

કહેવાનું તાત્પર્ય એ છે કે પરિષદ્ એ તો જ્ઞાતિ, સમાજ કે દેશ માટે યોગ્ય બંધારણ ઘડી કાઢવા એકઠા થએલા, જ્ઞાતિ સમાજ કે દેશના સુજ્ઞ, વિચારશીલ, અનુભવી અને વ્યવહાર કુશળ માણસોનું મંડળ. આ પરિષદમાં દરેકે દરેક બાબત પૂરતી રીતે તેના લાભાલાભ સહિત છણાય અને વધુ લાભદાયી સમયાનુકૂળ અને અમલને યોગ્ય બાબતનો સહેજે એક સામટો અથવા તો બહુમતિથી સ્વીકાર થાય.

અત્યારે અમુક અમુક જ્ઞાતિ વિષયક પ્રશ્નોની ચર્ચા બહુ સમજણપૂર્વકનો ઉકેલ માગે છે. યુવાન માનસ અમુક જાતની ચાલી આવતી પ્રણાલિકાનો સાવ ઉચ્છેદ ઇચ્છે છે, જ્યારે અમુક રૂઢીચુસ્તો તે પ્રણાલિકાઓની પુરતી જરૂરિઆત જણાવે છે. આ પ્રમાણે દેખીતા બે વર્ગ પડી જાય. દરેક વર્ગ પોતપોતાની જીદને વળગે એટલે પરિણામે કલહ અને કુસંપનાં બીજ રોપાય અને જ્ઞાતિ, સમાજ કે દેશ જે સામુદાયિક સ્થિતિમાં જ શોભે તેની છિન્નભિન્ન દશા થતી જ જાય. આ જાતની પરિસ્થિતિ અત્યારે ચોતરફ શું નથી પ્રવર્તી રહી ?

આ જાતની પરિસ્થિતિ ટાળવાનો સાચો ઉપાય તો એ જ છે કે દરેકે દરેક જણે પોતાની જીદને ન વળગતાં, વચલા ગ્રાહ્ય માર્ગને સ્વીકારવા તત્પર થવું ઘટે. આમ થવા પામે તો જ 'જૂનું એટલું ખરાબ જ અને નવું એટલું સારું જ,' એ પ્રકારનાં એક તરફી દૃઢ બનતાં જતાં માનસથી થતી પાયમાલી અટકવા પામે.

જૂની રૂઢિઓના હિમાયતીઓએ અત્યારના વ્યાવહારિક અમલની દૃષ્ટિએ તે તે રૂઢિઓની પકડમાંથી મુક્ત થવું જોઈએ અને નવી પ્રણાલિકાના હિમાયતીઓએ પણ તેને પ્રણાલિકાના સામાન્ય અમલની વાતને ન અવગણવી અને મુખના મિથ્યાવાદને અટકાવવો.

અત્યારના સબળ યાંત્રિક જમાનામાં દૂર દૂરના દેશો મુસાફરીનાં વધતાં જતાં સાધનોના પ્રતાપે નિકટનો સંબંધ ધરાવનારા જેવા થઈ પડ્યા છે. અત્યારે 'અટકથી કટક' એ હીસાબે જો કોઇ રૂઢિ ચુસ્ત માણસ પરદેશ ગમનની વાતને વૃથા નિંદે તો તે પોતે જ સામાન્ય રીતે હડધૂતકારાય, તેવીજ રીતે દેશની પરાધીનતાનાં કારણે પાશ્ચાત્ય કેળવણી અને સંસ્કારથી રંગાએલા યુવકો યુરોપ આદિ દેશોના રીત રિવાજ તેમજ ત્યાંની સામા-

જીક રહેણી આપણામાં દાખલ કરવાની તિવ્રતા દાખવે તો તેમની પણ તે જાતની ઘેલછા ગણાય.

'સ્રીઓ, તમે રસોડા સંભાળો,' એટલે સાચી ગૃહિણીઓ બનો એ જાતની ઉક્તિ ઉચ્ચારનાર પાશ્ચાત્ય જર્મનીનો અત્યારનો હેર હીટલર જ છે.

અંતમાં એ જ કે હરકોઈ જુની કે નવી બાબત તેના સારાસારપણાંના સામાન્ય નિર્ણય પછી જ સ્વીકાર્ય કે ત્યાજ્ય બનવી જોઈએ. બંધારણમાં નવીનતા દાખલ કરવા ઈચ્છનારાઓએ બહુમતિમાં પોતે ન ફાવે એટલે અલગ રહી પોતાનો જુદો વાડો બાંધવો અને સાંપ્રદાયિક સંગઠનમાં ત્રુટિ કરવી તે ઠીક ન ગણાય બહુમતિને માન આપી, ધીમે ધીમે સમજાવટથી બીજાઓને પોતાના મતના કરી, પોતાનો પક્ષ વધારવાની સાચી તમન્ના જો તેઓ સેવે તો જ્ઞાતિ સમુદાય અતુટ રહે અને વખતનાં વહેતા સાથે જરૂરી સત્ય સુધારા દાખલ થવા પામે. ભવિષ્યની પરિબળ વિશેષ સંગઠન સાધક અને જ્ઞાતિ ગૌરવવર્ધક નિવડો.



## 'તમે ?'

તમે કોણ છો ? તમે તમારી જાતને શું માનો છો ?

ઘડીભર તમે એમ ધારો કે તમે આ દુનિયામાં નિરાધાર છો, અને તમને કોઈ મદદ કરનાર નથી તો આ જગતમાં જીવવું તમને મુશ્કેલ લાગશે, અને જે મિત્ર તમારી સાથે ભાઈચારાથી વર્તતો હોય તે જ મિત્ર તમારો દુશ્મન બનશે.

તમે અવિશ્વાસુ છો એવો તમારા મનમાં ભાસ પેઠો હોય તો તે ભાસ તમારી કાર્ય સફળતા અટકાવશે, અને તમને જડ બનાવશે.

તમે તમારી જાતને આત્મવિશ્વાસનું વહાણ બનાવો તો એજ ઘડીએ તમારા દુશ્મનો તમારી આજ્ઞા પાળશે, તમારી સેવા કરવા તત્પર હાજર રહેશે, એટલું જ નહિ પણ........તમારા નક્કી કરેલા ધ્યેયને તમે તુરત પહોંચી શકશો. તમારૂં કાર્ય ઉત્સાહિત અને ઉમંગવાળું બનશે, નિરાશા અને નિષ્ફળતા દૂર થશે

તમે વિશ્વાસુ છો એમ તમારા હૃદયને કહેવરાવો, તમે પ્રમાણિકપણે તમારૂં કાર્ય કરો. તમારા ધ્યેય માટે તમે હંમેશ શ્રદ્ધા ધરો તો તમારૂં ધ્યેય તેની મેળે જ તમારી પાસે આવશે.

નટવર બી. નાણાવટી : મહુવા બંદર.

# આપણું હાસ્ય સાહિત્ય

## હાસ્યની મિમાંસા કરતો અભ્યાસપૂર્ણ નિબંધ

લેખક શ્રી હરસુખરાય ગોરધનદાસ માંડલીયા

[ ગતાંકથી ચાલુ ]

'આપણું હાસ્ય સાહિત્ય' પરના લેખ માટે ગુજરાતના પ્રખ્યાત લેખક શ્રી, રામનારાયણ વિશ્વનાથ પાઠકનો અભિપ્રાયઃ લેખક પરનો પત્રઃ—

પ્રિય ભાઈશ્રી,

જવાબ મોડો આપું છું તે માફ કરશો.
તમારો લેખ વાંચી ગયો. તમારો પ્રયત્ન અભિનંદન યોગ્ય છે.
'હાસ્ય' વિવેચન માટે અઘરામાં અઘરો વિષય છે. હજુ પણ તેના પર વિચાર કર્યા કરશો, અને માનસ શાસ્ત્રના અને વિવેચનના ગ્રંથો વાંચશો. મને પોતાને આ વિષય બહુ ગમે છે, એટલે સમાન ધર્મી તરફ પક્ષપાત થાય એ સ્વાભાવિક છે.
એ જ. રા. વિ. પાઠકના વંદન.

(૧) જ્યોતિન્દ્ર હ. દવે, (૨) રા. વિ. પાઠક તે સિવાય (૩) 'ગુજરાતી' (૪) 'ગુજરાતિ પંચ' (૫) 'માયા' (૬) 'મોજમજાહ' (૭) 'રવિવાર' વિગેરે તરફથી પ્રસંશાત્મક અભિપ્રાયો મળ્યા છે.

કાવ્યો : આપણા સાહિત્યમાં એવાં બહુ ઓછાં કાવ્યો રચાયાં છે, કે જેના દ્વારા શિષ્ટ હાસ્યરસ વ્યકત થતો હોય. તેમાંય ખાસ કરીને 'કટાક્ષમય મૌલિક કાવ્યો' તો ભાગ્યેજ હાથમાં આવે છે. આવાં કાવ્યો લખનારામાં રા. બેકાર પહેલાં એકલાં અને અજોડ ગણાતા; પરંતુ હવે તો શ્રીયુત દેવકૃષ્ણ પીતાંબર જોષી, શ્રી. રસિક ભટ્ટ વિ૦ પણ સારાં કાવ્યો લખે છે. લોકભાષામાં કવિશ્રી ત્રિભુવન પ્રેમશંકર વ્યાસે લખેલાં બે ત્રણ કાવ્યો દ્વારા આ પ્રકારના હાસ્ય, રમુજ અને કટાક્ષ સારી રીતે વ્યકત થાય છે. એક ગામડીઓ શહેરમાં જઇ આવ્યા બાદ તેના મન પર શહેરના લોકોની, તેમની રીતભાતોની, તેમની પ્રવૃત્તિઓની શી અસર થાય છે. તે સચોટ રીતે કવિશ્રીએ તેમના એક કાવ્ય "શ્યેરમાં જઇને આવ્યો હું અરજણ." દ્વારા દર્શાવી છે. એ કાવ્યમાંથી થોડી ચૂંટી કાઢેલી કડીઓ અહીં રજુ કરૂં છું:—

શ્યેરમાં જઇને આવ્યો હું અરજણ...

(કવિશ્રી ત્રિભુવન પ્રેમશંકર વ્યાસ કૃત : 'કટાક્ષમય મૌલિક કાવ્ય'નો નમૂનો)

શ્યેરમાં જઇને આવ્યો હું અરજણ,
  શ્યેરમાં જઇને આવ્યો......
વીજલી બતી રે લાવ્યો હું અરજણ,
  શ્યેરમાં જઇને આવ્યો......

ભાયડા ને બાઈડીયું ભેળા ભમે ને,
નજરૂં જેમ તેમ નાખે......
ભાયડા દનરોજ મુશું મુંડેને,
બાઈડીયું 'ઓડીયા' રાખે......અરજણ

વાતું શીતું'માં ડાયા ડમરા,
ભાસણુથી નો થાકે......
આલો વખાણે માલા ભાઇને,
માલો આલાનું હાંકે......અરજણ

નાટક 'શિનિમાં' ની નવી ભવાઈયું,
'પરેમ' ના સાળાં પાડે,......
ભાઈડાને બાઈડીની બેસરમી ઉપર,
જોનારા તાળીયું પાડે......અરજણ

મોટાં સોકરાંને મોટી સોકરીયું,
ભરી સભામાં નાસે......
એના વખાણુના સાપાં સપાયને,
આખો મલક ઈ વાંસે......અરજણ

ભણુનારા તો પોથાંની હારે,
રાત દી લમણાં ઝીકે......
'પરખસા' એનું લોહી પી જાયસે,
કટલું બસારા સીખે......અરજણ

મોઢાં જુઓ તો પીળાં પસક ને,
પટીયાં નવતર પાડે,......
'ટાપક ટીપક' ને ખોટા ખરસમાં,
ઘરનો દી' ઉડાડે......અરજણ
કેટલી રે વાતું કરવી ભાઇલા,
હવે ગીયો સું થાકી!......
દેહના હાસાં રતનની વાતું,
બધીયે રઈ છે બાકી!......અરજણ

પ્રતિકાવ્યો દ્વારાપણુ સારી રીતે હાસ્ય ઉત્પન્ન કરી શકાય છે પ્રતિકાવ્યોને બે વિભાગમાં વહેંચી શકાય, (૧) જેમાં શૈલીનું જ અનુસરણુ કરી હાસ્ય ઉત્પન્ન કરાવવાનો પ્રયાસ થાય છે, અને (૨) જેમાં મૂળ કાવ્યના મધ્યવર્તી વિચારો ( Central ideas ) ની પ્રતિકૃતિ કરી, કટાક્ષ અને ત્રીજ ઉત્પન્ન કરી શકાય છે. આને અંગ્રેજીમાં Parody કહે છે. પહેલા પ્રકારના પ્રતિકાવ્યોનો નમૂનો આ રજુ કરૂં છું:—

* સ્ટવ રે બોલે ને સગડી સાંભળેજી!

( શ્રી મેઘાણી કૃતિ 'ધણુરે બોલેને એરણ સાંભળેજી' નું રમુજી પ્રતિકાવ્ય )

સ્ટવ રે બોલે ને સગડી સાંભળેજી.....
એક કાનેથી સાંભળી બીજેથી કાઢી નાખેજી
એજી...સાંભળેરે નવી નવી વાત
વેણે રે વેણે અસત અગ્નિ ઝરેજી!...(૧)

બહુ દીન માથે ચાયું મુકાણી
કોઈ દીન વળી કોફી ઉભરાણી
'એક સ્પેશ્યલ.' કરંત મશાણી
કાજ ખૂબ 'પીનું' ભોકાણી!
હો......સગડી બેની. સ્ટવ રે બોલેને. (૨)

પોકારે પેટનાં જીવડાં ચાહ વિનાજી
પોકારે નિશાળિતારનાં માથાંજી!
'ચા, ચા' પોકારે ઘડી ઘડી,
રકાબી એકની જગ્યા નહિ જરી,
ખીચોખીચ લાડવા ખૂબ ભરી,
હાય! તોય મ્હેમાનગીરી નવ થઇ!
હો સગડી બેની, સ્ટવરે બોલેને. (૩)

(હોટેલમાં:) સ્હવારના પો'રથી શરૂઆત થઇજી
રાતમાં તો ખરી કમાણી રહીજી.
આમલેટ તણાતો ડખારે ફુટયા
'વાયસર' તણા રે ઢગલા ખૂટયા;
પડીકાબંધ 'પીનુ' રે ભંગાણી
તોય કદી ઝારી ન બદલાણી!
હો....સગડી બેની, સ્ટવરે બોલેને, (૪)

---

* આ કાવ્ય મ્હારૂં જ બનાવેલું છે વળી તેને છપાયે પણુ ત્રણુ-ચાર વર્ષ થઈ ગયાં હશે એટલે ઘણી ક્ચાસ રહી ગઈ છે તે દરગુજર કરવાની વિનતિ કરૂં છું.

રૂપક દ્વારા ખાસ કરીને બાળકોને રૂચે તેવી વાતોથી હાસ્ય ઉત્પન્ન કરી શકાય છે. દા. ત. 'જાનવરની જાન'નું કાવ્ય, 'ના, હું તો ગાઈશ!' કહેનાર 'ગર્દભરાજ'ની વાર્તા વિગેરે.

ગપ:—મિત્રોના સમૂહમાં જ્યારે આનંદનું વાતાવરણ જામ્યું હોય, ત્યારે રમુજની ખાતર કોઈ ( Intellectual ) બુદ્ધિગમ્ય 'ગપ' હાંકે ત્યારે તેમાં વાસ્તવિકતાનો અભાવ છતાં આખા સમૂહને ખૂબ આનંદ અને રમુજ મળે છે, 'બે ઘડી મોજ' અઠવાડીકના 'હાસ્યાંક'માં છપાયેલી એક વાત યાદ આવે છે: એ વાર્તાનું નામ હતું "હસનની ઇજાર!"

એમાં એવું હતું કે હસન નામના એક ગરીબ શોફરને તેના શેઠે બીજે દહાડે તહેવાર હોવાથી પહેરવા માટે એક જુની-પુરાણી ઈજાર કાઢી આપી. ઘેર આવી તેણે જોયું તો તેને ખબર પડી, કે તે ઇજાર તેના માટે એટલી મોટી પડતી હતી, કે તેને બંધબેસતી થાય તે માટે ત્રણેક ઈંચ ઓછી કરવાની જરૂર હતી! આ માટે તેણે પોતાની સ્ત્રી, પુત્રી અને માતાની સમક્ષ કહ્યું કે: "સવારે મ્હારે વ્હેલાં આ ઇજાર પહેરીને શેઠને ત્યાં જવાનું હોવાથી પરોઢ પડે તે પહેલાંજ ત્હમારામાંથી કોઈએ આ ઈજારમાંથી ત્રણ ઈંચ કાપી મોઢીયું વાળી દેવું!"

હવે એવું બન્યું, કે હસનની સ્ત્રી મ્હોડી રાતે ઉઠી, ઇજારને ત્રણ તસુ ઓછી કરી મોઢીયું વાળી સુઇ ગઇ. મધરાત્રે તેની પુત્રી જાગી પડી અને પિતાની આજ્ઞા યાદ આવતાં પેસી ઈજારને ત્રણ તસુ કાપી, મોઢીયું વાળી ઘડી કરીને મૂકી દઇ સુઇ ગઇ. સવારના વ્હેલી ઉઠી હસનની માતાએ પણ તે જ પ્રમાણે કર્યું! હવે જ્યારે સવારના હસન શેઠને ત્યાં જવાની તૈયારી કરવા લાગ્યો ત્યારે તેણે જોયું કે તેની ઇજાર એટલી બધી ટુંકી થઈ ગઈ હતી, કે તે માત્ર તેને ગોઠણ સુધીજ આવતી હતી!! કમનશીબ હસનની સ્થિતિ પર દયા લાવી ( આ વાર્તાની સમાલોચના કરતાં ) શ્રી જદુરાય ખંધડીઆએ લખ્યું કે મ્હને પણ મન થઇ ગયું કે લાવને! એ ઈજારને ત્રણ ઇંચ વધુ કાપી, 'હાફપેન્ટ' જેવી બનાવી હસનને પહેરવા લાયક બનાવી દઉં!!!"

અતિશયોક્તિ: આપણી વાતોમાં આપણે અતિશયોક્તિ વાપરી, આપણું કાર્ય કરાવી લઇ, સામા માણસના મુખ પર સ્મિત ફરકાવી શકીએ. દા. ત. કોઈ વ્યક્તિએ અમુક સ્થળે, અજાણતાં, પોતાનો પગ આપણા માર્ગમાં આડો આવે એમ રહેવા દઈ સ્થાન જમાવ્યું હોય ત્યારે તેને કહીએ કે "આપનો 'કુમલ પાદ' સ્હેજ દૂર લેશો કે?"

શબ્દ ગમ્મત અથવા અંગ્રેજીમાં જેને 'Pun' કહે છે તેથી પણ,-ખાસ કરીને લખાણદ્વારા આપણે હાસ્ય ઉત્પન્ન કરી શકીએ. દા. ત. સ્વૈરવિહારી તેમની એક કૃતિ 'તખલ્લુસ મિમાંસા' માં કહે છે. સ્ત્રીલિંગી ઉપનામથી કોઇ લેખક-વૃષભ કે લેખકર્ષભે માથું લગાડવાનું નથી.

વળી આપણે ઘણી વખત આનંદમાં એવા વિચિત્ર શબ્દનો પ્રયોગો કરીએ છીએ, કે જેથી ખૂબ હસવું આવે. દા. ત. "તારા બાપાનું શું જાય!" તેને બદલે કોઈ કહે છે કે: "કિમ્ ગચ્છતિ તવ ફાધરસ્ય!"

ઠઠ્ઠા ચિત્રો: જે આપણે માસિકોમાં કે ન્યુસપેપરોમાં જોઈએ છીએ તે અમુક વ્યક્તિ કે બનાવને ઉદ્દેશીને હોય છે એટલે તેની પાછળ કંઈ ખાસ મર્મ કે કટાક્ષ હોય છે અથવા તે ઠઠ્ઠાચિત્ર ( Cartoon ) ની બનાવટ જ ખૂબ બુદ્ધિગમ્ય હોવછે. દા.ત. જ્યારે મહાત્મા ગાંધીજીએ રાજકોટની લડતના અંતે કહ્યું કે: "હવે ત્હમારા માટે એક જ ઉપાય રહ્યો છે અને તે એ કે તમારે દ. વીરાવાળાનો 'હૃદય પલટો' કરવા

પ્રયાસ આદરવો, ત્યારે આ કથન પર એક ઠઠ્ઠાચિત્ર એક અઠવાડીકમાં આવ્યું હતું; તે એવી રીતનું હતું કે તેમાં સુતેલા દ. વીરાવાળાની છાતી તરફ શ્રી. દેબરભાઇ અને વજુભાઇ શુકલ મહાન સંશોધનકારોની અદાથી ખુબ જીજ્ઞાસા સાથે તાકી રહ્યા હોય એમ બતાવાયું હતું! અને નીચે એવા ભાવનું વાકય મૂકેલું હતું, કે: "દ. વીરાવાળામાં" હૃદય જેવી વસ્તુ છે કે કેમ તેની તપાસ!"

હવે આપણા જીવનમાં 'હાસ્યરસનું સ્થાન' શું છે તે અથવા આપણા જીવનમાં હાસ્યની કેટલી જરૂરીઆત છે તે જોઇએ. યુવાન લેખક શ્રી. કનુભાઇ મ્હેતા તેમના પુસ્તક "રસભાગતી" ની પ્રસ્તાવનામાં લખે છેઃ—

"જીવનમાં જેણે રસ ન માણ્યો હોય એવો માનવી જગતમાં હોઈ શકે ખરો? જીવનમાં રસ ન હોય તો? રસહીન જીવન જીવવા કરતાં તો મૃત્યુ બહેતર નહિ?

"દુઃખ, ચિંતા, ગ્લાની, શોક, ફરજીઆત-શક્તિ ઉપરાંત કરવા પડતા કામના ઘસડબોરા, આ બધાય જીવનનો હ્રાસ કરનારાં તત્ત્વો છે. રસ, આનંદ, મઝા, હાસ્ય, પ્રફુલ્લતા આ બધાંય તત્ત્વો જીવનના વિકાસને પોષક છે અને એટલે જ માનસશાસ્ત્રના નિષ્ણાતોએ હાસ્ય, આનંદને જીવનમાં મહત્ત્વનું સ્થાન આપ્યું છે.

"સખ્ત કામગીરીમાંથી છૂટેલ, થાકેલાં મનને મગજ રસભર્યા આનંદીત હાસ્યના ફુવારા ઉડાડતા વાતાવરણમાં મૂકીએ તો એ થાક જોત જોતામાં ભૂલાઈ જાય છે. ને મનુષ્ય ફરી પાછો તાજો પ્રફુલ્લ બની જાય છે. આ તાઝગી, પ્રફુલતા એ જીવનને આરોગ્યનાં મુખ્ય પોષક છે, એ કોણ નથી જાણતું? Laugh and grow fat. Laugh & the world will laugh with you; weep and you weep alone!

"જગતની જંજાળમાંથી નીપજતા વ્યવહારિક દુઃખોમાં જો રસ, આનંદ, મઝા અને હાસ્ય મેળવાય તો એ દુઃખો લગભગ અર્ધાં થઈ જાય. કદાચ ભૂલાઇ પણ જવાય.

આપણે આપણા જીવનનાં કેટલાંય વર્ષો અમુક કાર્યો પાછળ ફરજીયાત વેડફી નાખીએ છીએ તેની આપણે કદી ગણત્રી કરતા નથી! દા. ત. આપણે દરરોજ સરેરાશ ૪૦ મીનીટ જમવા વિ. પાછળ અને ૨૦ મીનીટ મળમૂત્ર શૌચાદિ ક્રિયા પાછળ (સરેરાશ) કાઢીએ છીએ; વળી સરેરાસ ૭ કલાક શયનમાં કહાડીએ તો પણ એ હિસાબે ૨૪ કલાકમાંથી ૮ કલાક એ રીતે (અલબત્ત આવશ્યક કાર્યોમાં!) વેડફી નાખીએ છીએ! તો શુ આપણે પાંચ વર્ષ વધારે ખર્ચી, દરરોજના બે કલાક હાસ્યને ફરજીઆત રહમજી આનંદ, વિનોદમાં શામાટે ન ગાળીએ?"

**આપણા સાહિત્યમાં હાસ્ય**—આપણા સાહિત્યકારો જનતાને હાસ્યરસ પીરસવામાં સફળ થનારા લેખકો આંગળાને વેઢે ગણી શકાય એટલા જ છે. તેમાંય ખાસ કરીને 'શિષ્ટ હાસ્યરસ' માટેની તંત્રીશાજેની બૂમ તો ચાલુ જ રહી છે. એટલે આ માંગને પહોંચી વળનારા તો બહુ જુજ છે. અલબત્ત, 'શિષ્ટ હાસ્ય સાહિત્ય' કોને કહેવું તે વિષે પણ આજના આપણા લેખકોમાં અને તંત્રીઓમાં ભિન્ન ભિન્ન મત છે. આ માટે મ્હેં ત્રણ–ચાર લેખકોને પત્ર દ્વારા તેમના 'શિષ્ટ હાસ્ય સાહિત્ય' વિષેના વ્યક્તિગત મતો માગ્યા હતા.

(૧) શ્રી કેશવ હ. શેઠ જવાબમાં જણાવે છે કે:—

શબ્દાળુતાથી હસાવાવનો પ્રયત્ન થાય તે સાચો હાસ્યરસ નથી.........શૈલી જ એવી હોય જે વ્યંગોક્તિ દ્વારા વસ્તુ સ્વરૂપદર્શન કરાવી શકે; આવું સાહિત્ય ગુર્જરસાહિત્યમાં

પ્રેમાણુમાં જુજ મળ્યું છે, એવો નમ્ર મત છે. ટુંકા રમૂજ કે ટુચકાનું સાહિત્ય જેટલું જોવાય છે એટલું સમૃદ્ધ સળંગ સાહિત્ય નથી......"

(૨) શ્રી. ગોકુલદાસ દ્વારકાદાસ રાયચુરા [ 'હાસ્યચીવડા' ] નો મત છે કેઃ 'જે સાહિત્ય દ્વારા આપણો પોતાનો જ–મૌલિક હાસ્યરસ મળે તે જ શિષ્ટ હાસ્યસાહિત્ય. ગામડાંના લોકોને આપણી પેઠે અંગ્રેજી વર્તમાનોના કાર્ટુનો વાંચવા મળતા નથી છતાં તેઓ હસી હસાવી શકે છે. તેઓના જીવનમાં પણ શિષ્ટ પ્રકારનું હાસ્ય છે. જુના દુહા, વાર્તાઓ વિ દ્વારા તેઓ શિષ્ટ હાસ્યરસ ફેલાવે છે. જોનારની દ્રષ્ટિ સબળ જોઈએ; જો એવું હોય તો તેને ગામડામાંથી પણ જોઈએ તેટલું શિષ્ટ, ઉંચા પ્રકારનું હાસ્ય પીરસવા માટે મળી રહે.'

આ સિવાય અન્ય ઘણાય લેખકોના અને સાધારણ રીતે પ્રત્યેક વાચકોનો એવો મત ચોક્કસ હશે જ, કે જે સાહિત્યદ્વારા આપણે વાચકની હાસ્યવૃત્તિને પૂરબહારમાં ખીલવીએ અને નિર્દોષ નિખાલસ કલમમાંથી નીતરેલું એવું હાસ્ય પીરસીએ તેજ શિષ્ટ હાસ્યસાહિત્ય કહેવાવું જોઇએ એવું મ્હારૂં તો માનવું છે.

આપણા ગુજરાતી સાહિત્યમાં જુના દુહાઓ, ઓઠાંઓ, કહેવતો વિ. દ્વારા હાસ્ય મળી આવે છે. જુના યુગના લેખકોમાંથી પ્રેમાનંદ, વિ. ની કૃતિઓમાં પણ હાસ્ય જણાતું. પ્રેમાનંદની કૃતિઓમાં 'હાસ્યનાં છમકલાં,' દલપતરામના નાટક [ 'મિથ્યાભિમાન' ] માં 'હાસ્યનાં છાંટણાં,' અને નવલરામના નાટક [ દા ત 'ભટનું ભોપાળું' ] માં માત્ર 'હાસ્યનો ધ્વનિ' જ માલમ પડે છે એમ કહીએ તો ચાલે. એ સિવાય પ્રાચીન સમયના પુસ્તકોમાં તો ખાસ કરીને 'બિરબલ બાદશાહ'ના વાક્ચાતુર્યના ટુચકાઓના સંગ્રહ રૂપે બહાર પડેલાં પુસ્તકો મળી આવે છે; પરન્તુ હાસ્યરસની ખરી શરૂઆત તો રા. બ. રમણભાઈ નીલકંઠથી જ થઇ કહેવાય.

આપણા હાલના હાસ્યરસ પીરસનારા લેખકોમાં જોઈશું તો જણાશે કે તેઓમાં મૌલિક હાસ્યરસ લખનારા બહુ ઓછા છે. આપણા જીવનમાં જાણે હાસ્ય મરી ગયું હોય તેમ પારકું એંઠું–અજીઠું હાસ્ય આપણે શા માટે સ્વીકારવું જોઈએ. પ્રયાસ કરનારાને જોઇએ તેટલું મૌલિકહાસ્ય મળી રહેજ.

**આપણી હાસ્યનવલો :** નવલકથાઓના રૂપમાં સળંગ વાર્તાઓ લખવાના પ્રયાસો અલબત્ત આપણા લેખકોએ નહિ જેવા જ કર્યા છે; છતાં જ્યારે જ્યારે એકાદ નવું પુસ્તક બહાર પડે છે ત્યારે સમાલોચના કરનાર બીજા એવાં અન્ય નવલોને ભૂલી જઈ કહે છેઃ 'સ્વ. રમણભાઇના "ભદ્રંભદ્ર" પછી આ બીજું જ હાસ્યનું સળંગ પુસ્તક !' હું માનું છું ત્યાં સુધી ઓછામાં ઓછાં એવાં ૭ પુસ્તકો તો આપણી પાસે છે જઃ—

( ૧ ) "ભદ્રંભદ્ર," (૨) "જુની આંખે નવા ચશ્માં," (૩) "અમે બધાં" (૪) "કાવલાની કહાણી," [ ૧–૨ ] (૫) "કનૈયાની કહાણી," (૬) "સહચરીની શોધમાં,"

**હાસ્ય નાટકોઃ** ગુર્જરસાહિત્યમાં આ દિશામાં પણ નહિ જેવીજ પ્રગતિ થઈ છે. શ્રી મુનશીએ 'બે ખરાબ જણ,' 'સ્નેહ સંભ્રમ,' 'કાકાની શશી' વિ. સુંદર નાટકોની ભેટ ગુજરાતને ધરી છે. શ્રી. રમણ વકીલે પણ તેમની કૃતિઓ "ત્રણ નાટકો" વિ દ્વારા ગુજરાતના યુવાન કુમારો સ્હેલાઇથી ભજવી શકે તેવાં નાટકો આપ્યાં છે.

**હાસ્ય કાવ્યો :** મૌલિકકાવ્યો અને પ્રતિકાવ્યો : શિષ્ટ અને કુરૂચ પ્રકારના કાવ્યો લખ-

નારા આપણી પાસે બહુ ઓછા છે. તેમાંના ત્રણેકને અન્યત્ર આ લેખ દ્વારા ગણાવ્યા છે. તે સિવાય શ્રી. નટવર ધ્રુવ, રામુ ઠક્કર, મુનિકુમાર ભટ્ટ વિ. ગણાવી શકાય.

આપણા હાસ્યલેખકો : તેમની શૈલી અને ખાસિયતો : "ઉડતી નજર" : આપણા હાસ્ય લેખકોમાંના સુપ્રસિદ્ધ, સારું લખનારા લેખકોની નામાવલી માત્ર ૨૦ થી જ અટકે છે! તેમાંના પ્રથમ બાર લેખકોની ટુંકી પીછાન, તેઓની ખાસીયત, શૈલી વિગેરે પર યથાશક્તિ સિંહાવલોકન અહીં મુકું છું. તેમાંની ભૂલચુકો સુધારીને વાંચવી!

(૧) સ્વ. રમણભાઈ નીલકંઠ : ગુર્જર હાસ્યસાહિત્યમાં ડોકીયું કરતાં પ્રથમ નજરે ચડે છે. સ્વ. રમણભાઇ નીલકંઠની પ્રતિમા! રમણભાઈ એટલે મહાગુજરાતના 'ચાલર્સ ડીકન્સ'! રમણભાઇ એટલે મહાગુજરાતના માનીતા સાક્ષર–રત્ન. ગુજરાતી હાસ્યસાહિત્યનો એ પ્રથમ ઉપાસક : શિષ્ટ હાસ્યરસના સ્વતંત્ર લેખોની શરૂઆત કરી તે દ્વારા ગુજરાતની બદસીકલ ફેરવવાની આશા સેવતા શિષ્ટ હાસ્યરસ ગુજરાતને પીરસનાર એ વીરલો અમર જ રહેવાનો!

ઉપહાસ અને કટાક્ષમય શૈલી દ્વારા તેમનું જુનવાણી વિચારો પર કરેલા પ્રહારોથી ભરપુર નવલ "ભદ્રંભદ્ર" આપણા સાહિત્યમાં મહત્વનું સ્થાન મેળવે છે.

(૨) રમણભાઇની સાહિત્યસેવા દરમ્યાન પડખે ઉભનાર અને સાથ આપનાર, વ્યક્તિ તે વિદ્યાબ્હેન નીલકંઠ : ગુજરાતના એ પ્રથમ હાસ્ય લેખીકાને ગુજરાત કદી ન ભુલે. સામાજીક અનિષ્ટો પર કટાક્ષવાળી સ્હેજ કઠીન છતાં વેગવાન શૈલીથી લખાયેલ તેમની કૃતિઓ સ્વ. રમણભાઇના 'હાસ્ય મંદિર'માં એકત્રિત થએલી છે.

(૩) ત્યારબાદ આવે છે ગુજરાતના માનીતા અને લોકપ્રિય થએલા સ્વ. છોટાલાલ કાલીદાસ જાગીરદાર! પોતાના દુઃખી જીવનની ક્રૂર ક્ષણોને દુર કરી મહાગુજરાતને અઢાર અઢાર વર્ષ સુધી હાસ્યરસના અમોલા રસથાળ બક્ષનાર એ લાડીલો જાગીરદાર આજ ક્યાં છે! "સુરતના જીવનને તાદૃશ્ય રીતે શબ્દના ઓપ ચઢાવી સરળ રીતે ચીતરનારો એ જાદુગર બધાને હસાવી આજે પરલોક સીધાવ્યો છે. ભલે લોકો કહે એ મૃત્યુ પામ્યો છે. પરંતુ પોતાનાં દિલના દર્દ છુપાવી જગતને હસાવનાર એ જાગીરદાર તો અજન્મ હતો અને અમર રહેશે!" [યશવંત મ. દેસાઇ] ગુજરાતે જાણે રહી રહીને તેમની કદર કરી હોયની તેમ તેમને મરણપથારીએ 'ગલિયારા પારિતોષિક' મળેલું! આવા અજોડ હાસ્ય લેખકને જેટલી અંજલિઓ સમર્પીએ એટલી ઓછી છે. તેમણે તેમની નિખાલસ, સરળ અને સાદી શૈલીમાં લખાયેલ પાંચ સફળ કૃતિઓ; [૧] ઉધીયું, [૨] ફઇબા–કાકી; [૩] સબરસીયું; [૪] હાસ્ય રસિકા; [૫] હાસ્યભંડાર દ્વારા વૈષ્ણવપંથી અંધશ્રદ્ધાળુઓ અને સુરતના જીવનમાંથી સંસ્કારી જીવને ખૂંચે એવા એવા અનિષ્ટો ચૂંટી કહાડી તે પર સ્વરાજની ચળવળના દૃશ્યો પર હાસ્ય અને કટાક્ષયુક્ત લેખો ગુજરાત માટે લખી આપી પોતાને હરહંમેશ માટે અમર કર્યો છે!

અને...એ ગુર્જરગીરાના સુમંતો સમા સાક્ષરોની દુઃખમય યાદ દેવડાવતા એ જીવંત પાળીયા વટાવી, હવે ફરીએ આપણે આપણા હાલના કલાધરો તરફ!

(આ લેખનનો વધુ રમુજી ભાગ આવતા અંકે)

### અભિનંદન

તા. ૨૨-૨-૪૦ ના રોજ સાંજના સાતથી સાતને પંદર મિનિટ સુધી ભાઈશ્રી હરસુખ રાય ગોરધનદાસ માંડલીઆ જેમનો 'કચ્છનું સાહિત્ય' વિષેનો લેખ આપણા માસિકમાં અગાઉ છપાયો છે તે ભાઈને મુંબઈ સ્ટેશનથી હિંદ સમક્ષ હવાની મદદથી-રેડીયોદ્વારા ગુજરાતીમાં કચ્છનું સાહિત્ય વિષે રસિક વાનો કરવા આમંત્રણ મળ્યું છે. તેમને પુરસ્કાર રૂા. ૨૫) જાહેર થએલ છે. તેમની આ ઉજ્જવળ કારકીર્દી માટે અમારા અભિનંદન.

---

# વ્યવહારમાં પરમાર્થ

અનુઃ—દાસાનુદાસ

મનુષ્યે વ્યવહાર એવી રીતે સાધવો કે પરમાર્થમાં સહેલાઈથી જોડાવાય અને પરમાર્થમાં જોડાયા પછી વ્યવહાર, માયા, ભોગ, તૃષ્ણા તેને પાછો પાડી દે નહિ. માટે વ્યવહારમાં રહીને તમામ ઉપભોગ ન્યાય માર્ગે ભોગવી લેવા. તેમાં સાચું સુખ કે શાંતિ છે કે કેમ તે તપાસવું અને દુઃખરૂપતાનો નિશ્ચય બાંધી નિર્વિષયી સુખ મેળવવું. પ્રથમ ધર્મ પ્રાપ્ત કરવો, પછી અર્થ અને કામ, અને પછી મોક્ષ; એટલે ધર્મ પ્રાપ્ત થાય તો ન્યાયના યોગ્યે દ્રવ્ય પ્રાપ્ત કરાય, શરીરના જરૂરી વિકાસ માટે ભોગ ભોગવાય અને તેમાંથી સમજ લઇ મોક્ષ માર્ગે જવાય જેનું વિષયોપસેવન નિર્વિષયી સુખ મેળવવામાં નથી પરિણમ્યું. તેનું વિષયોપસેવન વ્યર્થ જ છે. જેણે પોતાની વૃત્તિને વિષયોપસેવનના અંતમાં વિવેક પૂર્વક નિર્વિષયી સુખમાં જોડી છે, તેનુંજ જીવન સાર્થક છે અને તેનું જ જીવન ધન્ય છે.

એકદમ પદાર્થોને તજી દેવાથી આપણે આધ્યાત્મિક ઉન્નતિ સાધી શકીએ તેમ નથી, કારણ કે મનુષ્યને પાંચ ઇંદ્રિયો તેમજ શરીર તથા મન પણ પ્રાપ્ત છે. આ સર્વ ઇંદ્રિયો બાહ્ય જગત પ્રતિ વેગવાળી હોય છે. એ જ તેમનો ખોરાક છે, અને એ જ તેમનું જીવન છે આ સર્વ કારણોના વેગને કોઇ અટકાવી શકે તેમ નથી. કદાચ કોઈ એકદમ અટકાવે તો લાભને બદલે હાનિ છે. મનુષ્યને ખાવા માટે, પહેરવા માટે, અને રહેવા માટે અન્નવસ્ત્ર અને ઘરની જરૂર પડે છે. એ જ પ્રમાણે બીજી ઇંદ્રિયોને તેના વિષયની જરૂર છે; કારણ કે તે સર્વનો બનેલો છે. હવે જો તે એકદમ આ પદાર્થોને છોડે તો ભ્રમિત થઇ જાય, માટે ધોરણથી ન્યાયપુરઃસર વિષયો સેવી નિર્વિષયી થવું.

આપણા અંતઃકરણ પ્રતિ દૃષ્ટિ નાખી જોવું કે કયા કયા ભોગ માટે વૃત્તિઓ બળવાન વેગથી ઉઠે છે, અને પછી તે વૃત્તિઓને વિહિત ન્યાયમાર્ગે પોષીને વિવેક વિરાગને ધારણ કરવો અને આધ્યાત્મિક ચિંતનમાં સત્વર જોડાવું.

જન્મ થયા પછી ક્રમશઃ મનુષ્યનું શરીર જેમ વધતું રહે છે, તેવી રીતે તેણે પોતાની આત્મિક દશા માટે પણ ક્રમશઃ ઉન્નતિ કરતા રહેવું આવશ્યક છે. જો દિનપ્રતિદિન આગળ વધતાનું અટકાવવામાં આવશે તો પ્રકૃતિના નિયમ પ્રમાણે ચગદાઈ જવું પડશે.

તારા પ્રાણ પ્રિય ધનને અર્પણ કર, નહિ તો યમદેવ તારી પાસેથી તે જબરદસ્તીથી લઇ લેશે.



# કોની ભૂલ...?



લેખકઃ શ્રીયુત્ કાંતિલાલ ૨. મહેતા

સ્ત્રીની આંખો વારંવાર પુરુષ તરફ ફરતી પણ પુરુષ તે જોતો ન હોય તેમ વર્તતો. થોડીવારે આંખોમાં આંસુ ઉભરાયાં, આંખ અશ્રુભીની બની, ચહેરો ફીક્કો પડ્યો અને મન વ્યાકુળ બન્યું; તો પણ પુરુષે મીટ માંડી રહેલ સ્ત્રીનાં નયન તરફ રહેમની નિગાહ ન કરી હવે તો વ્યાકુળતાની અવધિ થઈ. એનું સર્વાંગ ધ્રુજી ઉઠયું. તેણે ધ્રૂજતાં ધ્રૂજતાં ડુસકું ખાધું. છતાં પુરુષનાં નયનો નીચે જોઈ રહ્યાં. તે કશું બોલ્યો નહિ. પૃથ્વી તેની નીચેથી સરી જતી હોય તેમ તેને લાગ્યું. ઉભય અવાક બની બેઠાં હતાં.

ભયંકર દશ્યો બન્નેની દૃષ્ટિ સમક્ષ તરવરતાં હતાં. કોઈ કશું બોલતું ન હતું, પણ તેઓનાં અંતઃકરણ ભૂલનો પશ્ચાતાપ કરતાં રડી રહ્યાં હતાં.

તેની સામે ભૂતકાળ ઉભો હતો. બન્નેના નાદાન પ્રેમ પર તે હસતો હતો!

એક સમય હતો જ્યારે બન્ને રસસૃષ્ટિમાં ન્હાયાં હતાં. એકમેકથી હૃદયના તારો સાંધી દિવ્ય ગાન ગૂંજ્યાં હતાં. લેવાય તેટલા લ્હાવા લીધા હતા. નયનો હસી હસી ઘેલાં બન્યાં હતાં.

પણ આ તો હતી ભૂતકાળની વાત! અત્યારે હૃદયના તારો તૂટી ગયા હતા. દિવ્યગાન બસુરૂં બન્યું હતું. જીવન લ્હાવામાં હળાહળ રેડાયું હતું. નયનો દગો દીધો હોય તેમ નિસ્તેજ બની, સુમસાન બન્યાં હતાં.

સ્ત્રી ડુસકાં ખાતી રડતી હતી.

યુવક સંજ્ઞા વિહિન બની બેઠો હતો.

બધું ગંભીર ચેતનહિન બન્યું હતું.

માત્ર સ્ત્રીનાં ડુસકાં પ્રતિધ્વનિ પાડતાં પુરુષ પાસે ઉત્તર માગી રહ્યાં હતાં. પણ......ઉત્તર ક્યાં હતો?

એણે તો આંખો મીંચી મસ્ત ઘૂઘવતા મહાસાગરમાં ઝંપલાવ્યું હતું. તેણે સ્વપ્ને પણ કલ્પના નહોતી કરી કે સાગર તેને આમ ફગાવી દેશે. તેનાં જીવનને ખરાબા સાથે અથડાવી ચૂંથી નાખશે.

એક હતો પુરુષ ને એક હતી સ્ત્રી!

પુરુષનું હૃદય હવે તેને સ્વીકારવા ના પાડતું હતું. પણ સ્ત્રીનું હૃદય! તે બિચારીનું હૃદય પાલવ પાથરી પુરુષ પાસે સ્વીકારની આશા સેવતું હતું.

છતાં પુરુષ નિષ્ઠુર બન્યો હતો; સ્ત્રી આંસુ સારતી હતી.

થોડીજ વારમાં દોટ મૂકતા જેટલી ત્વરાથી પુરુષ નાસી ગયો. સ્ત્રી બેસી રહી પુરુષે દુનિયાનો આશ્રય લીધો, સ્ત્રીએ સાગરનો આશ્રય લીધો.

એકનાં જીવન પર પાણી ફરી વળ્યું.

બીજાનાં જીવન પર સ્નેહગંગાનું મોજું ફરી વળ્યું.

—ને જીવન નાટકનો અંક સમાપ્ત થયો!

---

**લગ્ન:**—વઢવાણ શહેર પારી. ચુનિલાલ ત્રીભોવનદાસના પુત્ર ભાઇ વસંતલાલના લગ્ન પોષ વદ ૪

મદ્રાસના શેર બ્રોકર અને અગ્રગણ્ય વેપારી શ્રી ચંદુલાલ એમ. કોઠારીના પુત્ર શ્રી. દયાનંદનાં લગ્ન મુંબઇના સર ચુનીલાલ વિજભૂખણદાસના ભાઇશ્રી રણછોડદાસની પુત્રી બ્હેન ઇન્દીરા સાથે.

# શ્રી વલ્લભ ભજનમાળા

## અવલોકન

ગુર્જર સાહિત્ય વ્યોમમાં ચમકાર કરતા અનેક તારાઓથી નિરાળો રહી એક વિરલ તારો થોડો સમય ત્યાં દૃષ્ટિગોચર થાય છે. તેનો પ્રશાન્ત સાત્વિક તેજપુંજ કેટલાયે મુમુક્ષુઓનાં હૃદયાન્ધકારને વિદારી રહ્યો છે. આ ભજનમાળાના પ્રણેતા કવિ વલ્લભે સાત્વિક શાન્તવૃત્તિના હોઈ અત્યાર સુધી પ્રસિદ્ધિ શોધી નથી. તેમના ગુણ પ્રશંસકોના તેમને પ્રસિદ્ધિમાં લાવવા અનેક ઉપાયો છતાં, તેઓ તો ઉદાસીનતા જ સેવે છે. ગુજરાતીઓમાં આપણા આ કવિ યથોચિત સત્કાર પામ્યા નથી. છતાં તેમના ઉજ્જવલ અંતરને શોક છાયા સ્પર્શી નથી, ગુર્જરગિરાના ચરણમાં બે કોડી જેટલા સાહિત્ય ગ્રન્થો સમર્પ્યા પછી આ ભક્ત કવિ હવે કાંઇક પ્રકાશમાં આવતા જાય છે.

આ ભક્ત કવિએ પોતાની લેખિનીને અનેક વિષયોમાં અત્યાર સુધી અજમાવી છે. તેમના સર્વ ગ્રન્થોમાં તેઓ જગત્ પ્રતિ તટસ્થવૃત્તિથી જુએ છે. ગુણ દોષનું પૃથક્કરણ કરી, સારવસ્તુ દર્શાવી પરમશ્રેય પ્રતિ લક્ષ દોરી કવિ નિરાળા રહી જાય છે. ઉપદેશ આપવા પૂરતા જ કવિ જનતામાં ભળી એકતા અનુભવે છે. ઉપદેશમાં અત્યંત આગ્રહ સેવતા નથી. આ ભક્તકવિના પાછળના ગ્રન્થોમાં ચિન્તનનો ભાર વધતો જાય છે, અને હવે તો તેમની હૃદયવીણામાંથી ભક્તિ પ્રધાન જ સૂર નીકળે છે. તેમનો પક્ષપાત ભાવના પ્રતિ વિશેષ છે. અનેક વિષયો પ્રતિ પોતાની ગિરા વહેવા દીધા પછી, તેમનો ઝોક ભક્તિ તરફ થયો છે, અને તેથી તેમને આત્મ સંતોષ થયો હોય તેવો ભાસ થાય છે. આ 'ભજનમાળા' માં કવિ હૃદયની ભાવના સાંગોપાંગ આવિષ્કાર પામે છે અને કવિનો મનમધુપ ભક્તિપુષ્પના મકરંદમાં જ લુબ્ધ બની રહે છે.

ભજન સાહિત્યે ભારતીય સંસ્કૃતિની સમૃદ્ધિમાં અમૂલ્ય ફાળો આપ્યો છે. સંસ્કૃત ભાષાના યુગ પછી લોકભાષામાં જે સાહિત્ય પ્રવાહ વહ્યો તેમાં સૂરદાસ, તુલસીદાસ, નંદદાસ, કેશવ, નરસિંહ મહેતા, મીરાંબાઈ, આદિ કવિવરોએ અગ્રભાગ લીધો છે. વાણિજ્યપ્રધાન ગુજરાતને ભક્તિનો ઉત્તમ વારસો આપનાર નરસિંહ, મીરાં, દયારામભાઇ વગેરે ભક્ત કવિઓ જ છે.

આવા ભજન સાહિત્યથી જનતા પોતાનું કલ્યાણ સાધી શકે છે. આ સાહિત્યમાં કાવ્યત્વ સર્વત્ર નજરે પડે છે અને પોતાના વિશિષ્ટ ગુણથી લોકહૃદયમાં પોતાનું સ્થાન લે છે. પ્રાકૃત કાવ્યો ભલે ત્રિવર્ગાભિમુખ જીવોને રૂચિકર થાય. પરંતુ આત્માભિમુખ કે મોક્ષપ્રેપ્સુ જીવોને માટે તો ભગવદ્યશથી અંકિત કાવ્યો વિના ઈતર કાવ્યો રૂચે નહિ. માનસસર નિવાસી હંસો ઉચ્છિષ્ટગર્તમાંથી પોતાની તૃષા ન જ છીપાવે.

આ 'ભજન માલા' તેવા આત્માભિમુખ જીવોને બ્રહ્માનંદનો આસ્વાદ દેવા યોજાયેલી છે. કવિએ પોતાની વાણીનો પ્રાકૃતવસ્તુ નિરૂપણમાં વિનિયોગ નથી કર્યો. જગત્ના નાથ પરબ્રહ્મના ગુણાનુવાદ ગાવામાં જ કવિનું તાત્પર્ય છે. આ 'માલા'માં સર્વ પુષ્પોમાંથી પ્રેમ, સ્નેહ, ભક્તિનો પરિમલ પ્રસરે છે અને સંસારની વિસ્મૃતિ કરાવે છે પ્રેમ–ભક્તિમાર્ગના સર્વોત્કૃષ્ટ ગુરૂઓ શ્રી વ્રજાંગનાના ભાવને અનુસરી કવિએ ભક્તિ પ્રવાહ વહેડાવ્યો છે. આનંદમય પ્રભુનો ગુણાનુવાદ જનયોગ્ય ભાષામાં યોજ્યો છે. લોક પ્રસિદ્ધ રાગરાગિણીઓ પસંદ કરી

આ ભજનમાળાની ઉપયોગિતા બહુ જ વધારી છે. ગેયતા વિનાનાં કાવ્યો વિદ્વાનોને જ ભોગ્ય બને છે. ભાષાસૌષ્ઠવ અને પ્રસાદ તો ભારોભાર ભર્યાં છે. પ્રથમ દૃષ્ટિપાતે જ વાચક તેના રસ-પ્રવાહમાં તણાઈ રસ મુગ્ધ બની જાય છે.

આ 'માળા'ના મનોહર પુષ્પો અત્યંત કોમલ છે. તેનો મીઠો પરિમલ દૂરથી પણ આપણાં અંતરમાં પ્રવેશી સંસારની વિસ્મૃતિ કરાવી બ્રહ્માનંદનો ભોગ કરાવે છે. તેમાં રહેલા રસની મિમાંસા કરવા સમર્થ સમીક્ષકની અપેક્ષા રહે છે. અત્ર તો આ માળાના થોડાક અતિ કોમલ કુસમોના પરાગની સુગન્ધ લેવી બસ થશે. કવિ બાહ્ય આડંબરમાં લેશ પણ રાચતા નથી. પોતાના હૃદયનાથને આંતર સામગ્રી જ ધરે છે. સંયોગ કરતાં વિયોગમાં ઝૂરવાની તેમની અભિલાષા સર્વત્ર દૃષ્ટિગોચર થાય છે. કવિ ક્યાંક પ્રેમઘેલી વનિતા બની પોતાના પ્રિયતમને પ્રેમાર્દ્ર નાદે બોલાવે છે; ક્યાંક સ્નેહતૃપ્ત બની સ્વપ્રિયને સ્વહૃદય કુંજમાં જ વિલાસ કરાવે છે. ક્યાંક વિયોગિની વ્રજ-બાલાની જેમ હૃદયસ્વામીને મળવા કરૂણ આક્રંદ કરે છે. કવચિત્ અનુરકલ સ્વાધીન પતિકા જેમ આત્મગૌરવ અનુભવે છે કવચિત પોતાની અલ્પતાનુ ભાન થતાં દીનભાવે પ્રભુને પામે છે. કવચિત્ સર્વાત્મભાવનો ઉદ્‌બોધ થતાં સર્વત્ર પોતાના મનમાન્યા પ્રભુને જ નિહાળે છે. આમ આ ભજનમાળા પ્રાય: સર્વ રસ-ભાવની દશાનું નિરૂપણ કરતી મુમુક્ષુ—ભક્તોના કંઠાસને વિરાજવા યોગ્ય છે. વિવિધ ભાવ સૂચક કવિહૃદયનું પ્રતિબિંબ પાડતાં કેટલાક ભજનોના સૂક્ષ્મ ભાવનું દર્શન કરીએ. ' બને તું નાથ! નટવર તો બનું હું બંસરી તારી ' આ ગઝલમાં સ્વપ્રિયતમ સાથે નિત્યસંયોગ અનુભવતા તલસતી અબળાની અભિલાષાનું કેવું ભાવનામય ચિત્ર આલેખ્યું છે! પ્રેમમુગ્ધ બાલા પોતાના પ્રિયથી કોઈપણ અવસ્થામાં વેગળી થવા ઇચ્છતી નથી. બંસરી બની કે સરિતા થઇ, કે ચકોરી થઈ પોતાના પ્રાણ-નાથનો દિવ્ય સંજોગ તલસે છે.

' ઘરે તો આવજો માવા, દહીં માખણ મધુ-ખાવા ' આ ગઝલમાં સંયોગ તરસતી વનિતા માખણના મિષથી પ્રભુને સ્વગૃહે નોતરે છે અને સ્નોક્તિથી 'ચતુર ઘનશ્યામ ધુતારા' જોકે જગતમાં 'ચોર જાણીતા' છે છતાં તેમને સંતાડવા હૃદય કુંજ—આપવા તત્પર બને છે. આ 'નિરક્ષર ભામિની ભોળી અતિ દીન થઇ પોતાની નિ:સાધનતા પ્રકટ કરે છે અને પોતાનો 'પ્રેમનો દાવો' વિચારવા પ્રભુને પ્રાર્થે છે. એવીજ બીજી ગઝલ "પ્રભુદ્વારે પધારો તો, હૃદયની વાત કહેવી છે' માં પોતાના જુગજુના નિકટ નાતાની યાદ દેવડાવી અંતરના દાહ શમાવવા પોતાના હૃદયવલ્લભને પાલવ પાથરે છે. વ્રજ-વનિતાનો અલૌકિક રસ પ્રાકૃત લોકથી અજ્ઞાત છે એમ કવિ ધ્વનિ કરે છે.

વિરહિણી લલનાનો આર્તનાદ અને ઝંખના પથ્થરને પણ પીગળાવે છે. નીચેની ગઝલમાં 'કનૈયા ન દના લાલા, હવે હદ થાય છે લાલા' આ કાવ્ય વિરહાર્ત વ્રજબાળાની દયોત્પાદક દશાનું આબેહુબ ચિત્ર છે. ' સોસમાં કાયા સુકાણી' છે અને અંતરમાં 'છાલા' પડ્યાં છે. રીસાયાને વધુ નહિ રીસાવવાને વિનવે છે.

એ કરતાં પણ વિશેષ વિરહી દશાનો ખ્યાલ આપતી ભૈરવી ગદ્‌ગદકંઠે જ સહૃદય રસિક વાચક ગાઇ શકે 'ક્યાં છે કુંજવિહારી સખીરી, ક્યાં છે કુંજ વિહારી,' ગોપકુમારી રાધિકા 'ઉન્માદ દશા' ભોગવે છે અને ઘડી ઘડીમાં મૂર્છાવશ થાય છે એ સ્નેહરાજ્ઞીની વિરહ દશા સાથે સમભાવ ભોગવતાં પંખીઓ પણ 'ગૂમસૂમ' બેઠાં છે. કવિ શ્રીરાધિકાનો વિર-હોન્માદ જોઇ 'સંસારી આલમ' ને પણ રોવડાવે

છે. અને 'શ્યામ સુંદરનાં દર્શન વિના જીંદગીને' ખારી કરી પોતાનો હૃદય મર્મ પ્રગટ કરે છે.

કાલિંદીને કાંઠે નંદલાલને નિરખી મુગ્ધ બનેલી વ્રજબાલના પોતાના હૃદયવલ્લભનો નખશીખશૃંગાર વર્ણવી તેના સ્વરૂપનું નિરૂપણ કરે છે કે

પટપીત રમ્ય ધારે ગોકુલે ધેનુ ચારે,
એની આંખના ઇશારે, ફરતી આ વિશ્વમાલા.

પ્રત્યક્ષબ્રહ્મ નાચે, વ્રજનારી સંગ રાચે,
નવનીત નિત્ય યાચે, નાચે છતાં નિરાળા.

આંખનાં પલકારે વિશ્વને નચવનાર પરબ્રહ્મને વશ કરી નચવનારી વ્રજનારીના પ્રેમની પરિસીમા સાથે યુક્તિપૂર્વક બ્રહ્મની વિરૂદ્ધધર્માશ્રયતા દર્શાવી છે. બ્રહ્મને સદાય પરોક્ષ ગણી ઉપાસના કરનાર જ્ઞાનીઓની ભાવનાથી પર થઇને ભક્તિવશ પરબ્રહ્મ ભક્તો પાસે પ્રત્યક્ષ બને છે એ સર્વશાસ્ત્ર સિદ્ધ સત્યનું કેવી રમ્યભાષામાં નિરૂપણ છે!

સર્વત્ર બ્રહ્મ ભાવ સ્ફુર્તિ કવિને થાય છે ત્યારે કવિ ગાય છે કે

" ઘટઘટમાં ગિરધારી સખીરી,
ઘટઘટમાં ગિરધારી "

અવિદ્યાનું આવરણ દૂર થતાં કવિની દૃષ્ટિ સર્વત્ર બ્રહ્મ નિહાળે છે.

આ ભજનમાલામાં પ્રભુશરણાગતિ ઉપર કવિએ અનેક સ્થળે ભાર મૂકી, પ્રભુકૃપા અને જીવનના દૈન્ય વિના નિસ્તાર નથી, એમ પ્રતિપાદન કર્યું છે.

'હું ક્ષુદ્ર દાસ તારો, પ્રભુ શરણમાં સ્વીકારો'
"શાણા સમજીને શરણું લે સુંદર સ્યામનું રે"
'આવ્યો હું તારા શરણે સુંદર સ્યામળા રે'

ઇત્યાદી ભજનોમાં શરણાગતિ ને પરમ પદ પ્રાપ્તિનાં મુખ્ય સાધન ગણીને જીવને ઉપદેશ અપાયો છે.

પ્રેમ મહિમા ગાઇને, પ્રભુ બહારની વસ્તુથી રીઝતા નથી એવા પરમ સિદ્ધાન્તનું કવિ સુન્દર ભાષામાં દિગ્દર્શન કરાવે છે?

'પ્રેમ હોય ત્યાં હું જાતો,
વિદુરજી પ્રેમ હોય ત્યાં જાતો'

ભક્તના પ્રેમે ભગવાન્ પોતાની આત્મારામતા વિસરી જાય છે એ ભાવનાનું આલેખન કવિએ અતિ કોમલ રસપ્રચુર ભાષામાં કર્યું છે.

જીવોને અધિકાર પરત્વે બોધ આપવામાં કવિએ બહુ વિવેક કર્યો છે. સન્માર્ગ સત્સંગ વિના સ્ફુરતો નથી, તેથી સત્સંગનો મહિમા ભાવમય ભાષામાં વર્ણવ્યો છે. જીવોને યુક્તિપૂર્વક બોધ દેવા ક્યાંક કવિએ સળંગ રૂપકનો પ્રયોગ બહુ સુંદર કર્યો છે.

'જાગો જાગો જીવરાજ ભાઇ, બુદ્ધિબાઇના કંથરે' આમ અનેક પ્રકારે આ ભજનમાળામાં જીવને શ્રેયસ્પંથ દાખવી કવિએ પોતાની પરહિતપરતા દર્શાવી છે. કવિએ લોકગમ્ય રાગરાગિણી ભાવો કાવ્યોમાં ગુંથીને જનતાનાં હૃદયમાં પ્રવેશ કરવાનો સફળ પ્રયત્ન કર્યો છે. આ 'ભજનમાળા'નાં દિવ્ય પુષ્પોની સુવાસ લેવા દરેક સહૃદય શ્રેયસ્કામી આ માલાને સ્વકંઠે આરોપશે.

સુંદરલાલ માણેકચંદ માથાણી

---

**વેવિશાળ**—જસદણના હાલ દીલ્હી રહેતા ભાઇ રૂગનાથ જેશંકર કલ્યાણીનું વેવિશાળ ધમતરીના શેઠ મથુરદાસ સુંદરજીની પુત્રી વાસંતી સાથે.

મીરત-રાઠોડ ત્રીકમજી ગોવિંદજીની પુત્રી ચિ. પ્રભાવતીનું વેવિશાળ સરશીયાના શા જગજીવનદાસ હરજીવન મૂછાળાના પુત્ર ચિ. વૃજલાલ સાથે.

ભાવનગરના ગાંધી વૃજલાલ મણિલાલના પુત્ર હિંમતલાલનું વેવિશાળ ધ્રાંગધ્રાના હાલ અમદાવાદ રહેતા છોટાલાલ ભૂદરદાસની પુત્રી ચિ. જશોદા સાથે.

# સંસાર એક અલૌકિક નાટકશાળા

## યુવક યુવતીઓએ પ્રેમના પગથીએ ચઢતાં અનુભવ અને વિચારમાં કેળવાવાની ભારે જરૂર

★ ★

## ખુદ ઇશ્વર પણ સ્વતંત્ર નથી તો મનુષ્ય કોણ માત્ર ?

●

[ રજુ કરનારઃ—શ્રીયુત કેશવલાલ ભીખાભાઇ મણીઆર ]

### મહાત્મા પુરૂષોના સ્વરૂપો

મહાત્મા પુરૂષોમાં અનેક રંગી મહાત્માઓ મનાય છે કોઈ મહાત્મા એકાગ્ર ચીત્તે આત્માના કલ્યાણ અર્થે પરમાત્માનાં ધ્યાનમાં, તેના ભક્તિરસમાં તથા રહસ્યભરેલા ઉંચ તત્ત્વજ્ઞાનમાં તદરૂપ થયેલા હોય છે. તેઓ એકાંતવાસી હોય છે. તેઓનો આહાર ફક્ત ફળ-ફુલ, ભાજીપાલો અને કંદમુળ હોય છે. તેઓ જગતની લીલામાં પ્રવેશ કરતા નથી. પહાડો તથા નિર્જન સ્થળોએ શાંતિમાં સ્થીર થયેલા હોય છે. કોઈ પણ પ્રકારની સંસારિક ઉપાધિઓથી મુક્ત થયેલા હોય છે. સઘળું ચિત્ત પરમાત્માના ભજન, કિર્તન અને તેની અલૌકિક લીલામાં તલ્લીન થયેલું હોય છે. કેટલાક મહાત્માઓ દુનિયાના રાજરંગની ખીલવણીમાં ખીલી રાજતંત્રના રસ ઝીલી જનતાને તેવા રસરંગમાં ઝબોળે છે. કેટલાક મહાત્માઓ તામસી પ્રકૃતીના, ક્રોધી સ્વરૂપોવાળા, દુનિયાના સકળ શાસ્ત્રોના જાણે અનુભવી એવા અભિમાનમાં ડોલતા હોય છે. કોઈ મનરંગી મનને જ્યાં ત્યાં ઉડાડે છે. પખીની માફક કેટલાક તનરંગી હોઇ પોતાનું તન ચીત્રવી ચીત્ર રીતે ભિન્ન ભિન્ન રંગોથી રંગી સાંસારિક જનતામાં ફરતા ફરી, પોતાની કપટકળામાં પોતાનો સ્વાર્થ પુરો કરતા જણાય છે. કેટલાક મહાત્માઓ જનસમુદાયમાં પ્રવેશી પ્રજાને શાન્તિ, સદાચરણ,રીતીનીતિ, વિવેક,લાજમર્યાદા અને સલાહસંપ તથા એકતાથી, ભ્રાતૃભાવથી પરસ્પર રહેવાના ઉપદેશો કરી જગતમાં પોતાના ઉત્તમ અને પવિત્ર વર્તનવાળા જીવનથી કીર્તિ અને પ્રભુપદ જેવું માન મેળવે છે. કેટલાક મહાત્માઓ પોતાની પ્રચંડ વાણીના પ્રવાહથી પ્રજા પ્રજામાં અનેક પ્રકારના આવેશ ભરેલા કુસંપ કલેશોનો ઉપદ્રવ ફેલાવી દેશ અને પ્રજાને અશાંતિ, અનીતિ, અસત્ય અને અત્યાચારમાં દોરી મનરંગી રાગો ફેંક્યા કરે છે. કેટલાક સત્-રંગી સાચાનું જ સેવન કરનારા, કેટલાક માયા રંગી—લોભથી ભરેલા લોકોને પ્રપંચથી છેતરી જાદુઇ ચમત્કારો બતાવી ચાલાકીથી ધન લુંટતા જણાય છે. કેટલાક ભગવા ધારી, સમાધીસ્ટ અને ચંચળ ચકોર નયનવાળા, સુંદર સ્વરૂપવાળા, ગૃહસ્થીઓના ગૃહોમાં નિવાસ કરી પોતાના ઉચ્ચ વર્તનના કપટ ભરેલા વર્તનો બતાવી લોકોમાં આસ્થા જમાવે છે. માન મેળવે છે. સ્ત્રી પુરૂષો તેના ભક્તો બને છે. તેનાં દર્શન કરવા દોડે છે. ફુલ પાનથી સત્કારે છે. તેમના ચરણો સેવે છે. આ વર્ગ લાલચથી પૂજે છે, ભજે છે, અને અનીતિના સેવનમાં ફસાય પણ છે. પોતાની વિવિધ આશા તૃષ્ણા તૃપ્ત કરવા લોકો આવા ઢોંગી વેશધારીની આસપાસ ભમતા રહે છે.

તેઓ જ્યાં જ્યાં જાય ત્યાં ત્યાં તેમની પાછળ દોડયા કરે છે. દુનિયા દોરંગી-પચરંગી છે. માયામાં લુબ્ધ થઈ ગયેલી છે. લોકોને મન ઇચ્છીત સુખો ભોગવવા માટે ધન-પૈસા જોઇએ છે. કોઇ ચકોર તનરંગી આવા લોભીયા લોકોનું ધન ચતુરાઇથી મેળવી પલાયન પણ થઇ જાય છે. દુનિયા અજબ રંગ રાગથી ભરેલી છે. વિદ્વાન અને બુદ્ધીમાન જનતા પણ આવા અવધુતોથી છેતરાય છે. માટે આ મનુષ્ય જીવનમાં જ્ઞાન, અભ્યાસ, અનુભવથી લોભ, લાલચ અને આશા તૃષ્ણા રાખ્યા સિવાય ઉત્તમ વિચાર, વાણી અને સદ્વર્તનમાં રહેવું એજ શ્રેયકારક જણાય છે. ધન અને સુખના વલોપાત કરતાં કરતાં જીવવું અને છળકપટથી બીજાનું ધન હરી લેવા પ્રયત્નો કરવા તથા ધન પ્રાપ્તી માટે જીવલેણ હુમલા કરવા અને ગમે તે પ્રકારે પૈસા મેળવવા નિત્ય પ્રપંચોની બાજીઓ ગોઠવી એક બીજાને છેતરવા ચતુરાઈ કરવી એ મનુષ્ય જીવન નહિ પણ આ જન્મારો અધમમાં અધમ મનુષ્ય તરીકે જીવે છે, એમ સમજાય છે. કોઇ ધુતારા ઢોંગી સાધુ મહાત્માઓથી લાલચ કે લોભથી ફસાવું નહિ લોકો પૈસા-ધન માટે તરફડે છે, પણ કોઈ ધનના ભંડાર આપી દેતું નથી, માટે એવી માયાની જાળમાં ફસાતાં વિચાર કરવો.

## યુવક યુવતીઓને બે બોલ

પુત્રીઓ, તમને મ્હારાં અભિનંદન છે. કેળવણી લઇ જ્ઞાન પ્રાપ્ત કરવા તમે ઘણાં આગળ વધો છો. તમે દેશની અમુલ્ય દોલત છો. સૃષ્ટિના ઉત્પાદક છો. હિંદની દરેક ગલ કુંજે તમારાં પુનીત પગલાંથી રળીયામણી અને આનંદમય છે. સંસારની યાત્રા માટેના રથનાં તમે ઉત્તમ સારથી છો. પ્રજાનાં રક્ષક અને પાળક છો. તમારી હસ્તી અને સ્થિતિ સંસારનું ઉત્તમ સ્વરૂપ છે. તમારી શ્રેષ્ઠ ભાવનાઓ પરમાત્મા સફળ કરશે, સ્ત્રીપણાની મર્યાદાઓ અંગીકાર કરી તમારૂં સ્ત્રીત્વ તેજોમય પ્રકાશતું રાખી સુખી જીવને જીવજો. તમે સ્વચ્છતા, સાદાઇ અને પ્રભાવશાળી રહેણી કરણીમાં રહેતાં શીખ્યા છો તે સદા સર્વદા ખંત રાખી સાચવજો. વિદ્યાજ્ઞાન મેળવવામાં તમે એટલાં બધા પ્રવીણ છો કે તમને સલાહ કે શીખામણની લેશ પણ જરૂર હોય નહીં. સંસારના બાહીર રંગરૂપ અને રાગમાં લોભ કે લાલચથી તમે ફસાવ તેમ નથી. તમારી વીદ્વતા તેવા માર્ગે જતાં તમને અવશ્ય રોકશે જ. અને તે માટે તમે તમારા હૃદયમાં જ્ઞાનભંડાર ભર્યો. જેટલું જ્ઞાન તમોથી ઝીલાયું તેટલું જ્ઞાન તમે ઝીલ્યું. તમે સ્ત્રી પ્રકૃતી સ્વરૂપ છો. સંસાર ક્ષેત્રમાં પ્રવેશવાનાં છો. યુવાવસ્થા એ સંસારક્ષેત્રનું પ્રથમ પગથીયુ છે. મોહમાયા અને લાલચ એ આ સંસારના વિચિત્ર રંગો છે. અને તે યુવાનીમાં મનને ડોલાવે છે. પણ જ્ઞાનબળથી અંકુશમાં રખાય છે. પછી યુવતી હોય કે યુવક હોય. યુવાની દીવાની છે. સકળ જગત ( સંસાર ) પ્રેમમય છે. જગત સ્વાર્થી તેમ પ્રેમ પણ સ્વાર્થી જણાય છે, પ્રેમ અખંડ અચળ નથી. પ્રેમ કરવો સ્હેલ છે, નીભાવવો ઘણો મુશ્કેલ છે. તૃપ્તિ નથી. અખંડ પ્રેમ પાત્રો કોઇ વીરલાજ હોય છે. દેખાવમાં પૂર્ણ પણ અંતરમાં અપૂર્ણ, દુનિયા દોરંગી-પચરંગી છે. યુવાવસ્થામાં યુવક યુવતીઓની ચિતવૃત્તિઓ ચંચલ હોય છે. ચિત્તવૃત્તિઓ દેહની સઘળી નસોમાં આનંદ, ઉલ્હાસ અને આશાનું રક્ત દોડાવ્યા કરે છે. યૌવન રસનો પ્રભાવ જે પીએ અને પાય તેજ અનુભવી શકે છે. મદમાતી ડોલતી યુવાનીના રંગ ખીલયે જાય છે. પુરૂષના ચકોર નયનમાં સ્ત્રી પ્રકૃતીનો પ્રકાશ પડે છે, સ્ત્રીના નયનમાં પુરૂષ પ્રકૃતીનો પ્રકાશ પડે છે. આ પ્રકાશના પ્રભાવથી પ્રેમનાં કિરણો પરસ્પર અંતરમાં ફેલાય છે.

અન્યોઅન્ય પ્રેમરસ પીવા તલપ્યા કરે છે. પ્રેમની જ્યોત ઝળક્યા કરે છે. દીપકની આસપાસ પતંગિયા જેમ ફરે તેમ પ્રેમની ઝળકતી જ્યોતની આસપાસ યૌવનમાં આરૂઢ થયેલા યુવક યુવતીઓ પ્રેમ સામગ્રીઓ સજી વિલાસ વિહારી પંથના પ્રેમી બને છે. પરસ્પર પ્રેમ જ્યોત પ્રકટાવવા મનને વલોવ્યાં કરે છે. વિલાસી સુખો માણવા એકબીજા સાથે હરે ફરે, પ્રેમ સાંકળોમાં સંકડાય, પ્રેમરસ પીયે અને પાય. પ્રેમ રસનો અંત આવે, પ્રેમ સાંકળોમાંથી છુટવા ફાંફાં મારે છે, નવી નવી યૌવનમાં ખીલતી આકર્ષક સૌન્દર્યની મુર્તિઓની શોધમાં ફરતા ફરે, યુવાની દીવાનીમાં દીવાના બની ચંચળ ચિત્તવૃત્તિઓને વિષય વાસનામાં બહેકાવ્યાં કરે.

યુવક અને યુવતિઓને નમ્ર બે બોલ.

ચંચળ ચિત્તને ગમે તે રસ્તે જતાં અંકુશમાં રાખજો. તમે ખુશીથી હરોફરો, આનંદ ઝીલો પણ તમારી પવિત્ર યુવાવસ્થા નીતિ અને મર્યાદાના અંકુશમાં રાખી જ્યાં હો ત્યાં યોગ્ય આચરણથી વર્તશો તેમાંજ સુખ અને ખરો આનદ સમાયેલાં છે ક્ષણિક તુચ્છ વિષય સુખની તૃષ્ણામાં અયોગ્ય અને અનીતિના માર્ગોમાં ફસવું, પવિત્ર અંગ ભ્રષ્ટ કરવું, સંસારમાં કલંકીત થવું, એ ઉત્તમ સ્ત્રી પુરૂષોનું ભૂષણ નથી. નિર્દોષ રમત ગમત અને આનંદ કરવા મલાજા અને મર્યાદાથી વર્તવું એ જ આ યૌવન અવસ્થામાં પોતાનું શૌર્ય, બળ અને શક્તિનું રક્ષણ કરવું એ શ્રેષ્ઠ છે.

ખુદ ઈશ્વર પણ સ્વતંત્ર નથી.

હમણાં ચાલુ સમયમાં કંઈક જુદાં જ રંગઢંગ જણાવા લાગ્યાં છે. યુવક યુવતીઓ, બોલવા ચાલવામાં, હરવા ફરવામાં, લખવા વાંચવામાં, રમત ગમતમાં, એક બીજાં હળે મળે તેમાં કોઈને કંઈ કહેવા જેવું કે ટીકા કરવા જેવું હોય જ નહીં, દુનિયાના લોકો વિચિત્ર નજરે નીહાળનાં હોય છે, તેઓને જેવી તેવી નીંદા કરવાનો સ્વભાવ જ પડેલો હોય છે. પોતાની નજરે જે નવું કાંઇ જુવે તેને રંગ ચઢાવી લોક સમુહમાં ફેલાવતા હોય છે. જો આપણે પવિત્ર. નીર્દોષ, સદાચરણી અને નીતિમાન છીએ તો પછી એવા જુઠા ગુબબાન ઉડાડતા લોકોની નીંદાને જરા પણ મચક આપવાની જરૂર નથી. આપણે ગમે તે સ્થળે હોઇએ, નિશાળમાં, કોલેજમાં, એકાંત સ્થળોમાં હરવા ફરવામાં, જ્યાં સાથે હોઇએ ત્યાં, આપણો યુવાવસ્થાનો પવિત્ર ધર્મ જ્યાંસુધી કુમ રાવસ્થા ભોગવતાં હોઇએ ત્યાંસુધી ચુસ્તપણે, અકગતાથી કોઈ પણ પ્રકારની, વિકાર વાસના સેવ્યા સિવાય, માન, વિવેક, મરયાદા અને પવિત્રતામાં રહેવું એજ ઉત્તમ જીવન છે. સ્વતંત્રતા સૌને પ્રિય હોય છે. પણ તેવી સ્વતંત્રતા ગમેતેવી સ્વચ્છંદતામાં ન પરીણમે એ તો ખાસ લક્ષમાં રાખવા જેવું છે, જ્યાંસુધી લગ્નગ્રંથીમાં ન હોઇએ ત્યાં સુધી યુવક યુવતીઓએ પોતાની યુવાવસ્થાની રીતી નીતિ અને મર્યાદામાં મક્કમપણે રહેવાને અભીમાન રાખવું જોઇએ, એટલું પણ ચોક્કસ માનજો કે એકબીજાના પ્રીતિપ્રેમના પડદાઓ, આકર્ષક રંગોથી શરૂઆતમાં રંગાય છે પણ તેવા રંગો સમય જતાં ઊંખડી જતાં વાર લાગતી નથી. માટે પછીથી પસ્તાવાનું કે નીસાસા નાખી દુઃખી થવાનું કારણ ન રહે તેનો પુરતો અનુભવ લીધા પછી જે કાંઇ પગલું ભરવામાં આવે તે સાર્થક થશે. સંસાર વ્યક્ત થવું કે સંસાર વિરક્ત થવું આવા પ્રશ્નો પણ હમણાં ચર્ચાય છે. સંસાર વ્યક્ત થવું એટલે કે પોતાને લાયક યોગ્ય પતિ પ્રાપ્ત કરી ગૃહસ્થાશ્રમી થઇ સંસારલીલામાં પ્રવેશવું. સંસાર વિરક્ત થવું એટલે કે એકલવાયું જીવન, કોઇની પત્ની તરીકેનું અંકુશવાળું જીવન નહીં

ભોગવવું. સમસ્ત જીવન સ્વતંત્રતાનું સામ્પ્રત કેળવણીમાં કેળવાયેલું, સ્ત્રી પ્રકૃતિ પોતાની જીવનદશા કેવા માર્ગે દોરશે તે સંબંધમાં કેટલાક અગત્યના પ્રશ્નો ઉપસ્થિત થાય એવો સંભવ છે. કેટલોક વર્ગ એવા પણ વિચારવાળો હોય છે કે સંસારમાં પ્રવેશ કરવા પત્ની તરીકે પતિના તાબામાં, અંકુશમાં, ગુલામીમાં-હુકમમાં રહેવું એ તો પરતંત્રતામાં પીડાવા-પીલાવા જેવું છે. ઉચ્ચ વિદ્યાદાન મેળવ્યું તે કંઇ કોઇના તાબામાં રહી દુઃખી થવા માટે નથી, પણ સ્વતંત્ર સુખી જીવન ભોગવવા માટે જ છે, તો પછી એક પત્ની તરીકે સંસારમાં શા માટે પડવું? કદાચ સ્વતંત્રતા ભોગવવા માટે અમારા જીવન નીભાવવાનો પ્રશ્ન ઉભો થાય છે. તે ખરૂં, પણ અમારી વિદ્યાના પ્રભાવથી અમે તેનો રસ્તો કરવા શક્તિમાન છીએ. અલબત્ત, તમે તેમ કરી શકો તેમ છો. અને તેમ કરવાથી તમે સ્વતંત્ર જીવન જીવો એ સિદ્ધાંત તમારો ખરો છે, પણ તમે જે જે સ્વતંત્રતા ભોગવવાના મનોરથો હૃદયમાં કલ્પો છો તે ફળશે! અનુભવ લેવા તેવા વિચારથી દોરાવું તે કાંઇ ખોટું નથી, પણ સંસાર વ્યક્ત થનારે અને સંસાર વિરક્ત થનારે એટલું તો ચોક્કસ માન્ય રાખવું જ પડશે કે આ સંસાર નાં સુખ દુઃખ તો માત્ર મનની કલ્પના છે. પછી ગમે તો સંસાર વ્યક્ત હો કે સંસાર વિરક્ત હો. બંને બાજુ એકસરખી જણાય છે. સ્વતંત્રતા કોઇને વરી નથી. ખુદ ઇશ્વર પણ સ્વતંત્ર નથી. જગતમાં કોઇ સ્વતંત્ર નથી. એક એકને આશ્રયે સૌ પોત પોતાના જીવન નીભાવ્યે જાય છે. આહાર વિહારી જીવોથી કદી સ્વતંત્ર થવાતું નથી પછી ગમે તો શહેનશાહ હોય કે રાજા, શ્રીમંત હોય કે રંક હોય, મહાત્મા, ફકીર હોય કોઇ સ્વતંત્ર નથી. સ્વતંત્રતા એ તો ફક્ત શબ્દનું શુરાતુર છે. માત્ર સ્વતંત્રતાના પોકાર કરવાથી-તન પોષણ માટે, નોકરી, ચાકરી, ધંધોરોજગાર કે મહેનત કર્યા સિવાય સ્વતંત્ર થવાના કોડ મનમાં સેવ્યા કરવા એથી શું સ્વતંત્રતા તમને વરી જશે? (અધુરૂં.)

## શ્રી માંડલીઆ જનરલ સ્ટોરનો રીપોર્ટ.

કચ્છમાં ભયંકર દુષ્કાળ પ્રવર્તી રહેલો હોવાથી તેમજ લડાઇનાં કારણે ખાદ્ય ખોરાકીની તમામ વસ્તુઓના ભાવો ઘણાજ ઉંચા ચડી ગએલ હોવાથી આપણી જ્ઞાતિ પરનો બોજો કાંઇક હળવો થાય તેવા શુભ ઈરાદાથી કેટલાક ઉત્સાહી યુવાનોએ અત્રે એક સ્ટોર ખોલવાનું બીડું ઝડપ્યું. જ્ઞાતિના સેવાભાવી બંધુઓએ આ યુવાનોને નાણાંની જરૂરી મદદ કરવા તરત જ વચન આપ્યું અને કચ્છી સં. ૧૯૯૬ના ભાદરવા સુદ ૧૩ ને રોજ યુવાનોનો એ આદર્શ સિદ્ધ થયો અને 'શ્રી માંડલીઆ જનરલ સ્ટોર'ની સ્થાપના થઇ. તેમાં ખાદ્ય ખોરાકીની વસ્તુઓ રાખવામાં આવી અને પડતર ભાવે માલ આપવાનું શરૂ થયું. તે વખતે તેનો લાભ ફક્ત માંડલીઆ જ્ઞાતિ તથા મોઢ જ્ઞાતિને આપવાનું નક્કી કરવામાં આવેલ. પરંતુ ત્યારબાદ કાર્યકરોના ઉત્સાહ તેમજ જ્ઞાતિના પૈસાપાત્ર સજ્જનોનાં ઔદાર્યથી તેનો લાભ માંડવીની સમસ્ત પ્રજાને આપવાનું નક્કી કરવામાં આવ્યું. અત્યારે જ્ઞાતિ તેમજ વર્ણનો કોઇપણ જાતના ભેદભાવ વગર દરેક સખ્સ સ્ટોરનો પુરતા પ્રમાણમાં લાભ લે છે. એ ઘણીજ આનંદની વાત છે.

આ શુભ કાર્યને માટે ભાઇશ્રી દ્વારકાદાસ લાલજી, કે જેઓ ઘણાં જ્ઞાતિ પ્રેમી અને સેવા ભાવી યુવાન છે, તેમણે પોતાની જગ્યા વગર ભાડે સ્ટોરના ઉપયોગ માટે આપવાનું જાહેર કર્યું. આ માટે આ ભાઇનો આ સ્થળે આભાર માનવામાં આવે છે.

નારી તણી શોભા ઘણી, બણી ઠણી રહી હોય
તે તો સારી નહિ દિસે. ભણી ગણી નહિ હોય ૩

કેટલાક લોક એમ કહે છે કે. સ્ત્રીઓ ભણવાથી સ્વતંત્ર બની અમર્યાદશીલ થશે. તેમને ક્યાં રળવા કમાવા કે નોકરી કરવા જવું છે ? આવું બોલવું અણસમજણનું છે. કેળવણી તો દુર્ગુણોને કાઢનારી છે. બગડવું એ કાંઇ કેળવણીનો દોષ નથી. વિદ્યા સદા પવિત્ર જ છે. સ્ત્રીનું મન પુરૂષ કરતાં કોમળ છે. તેને જો બાળપણથીજ સારી સોબત અને ધર્મ નીતિવાળી કેળવણી મળે તો તેની સારી છાપ તેના અંતઃકરણમાંથી જીંદગી સુધી જતી નથી. પ્રાચીન કાળમાં સ્ત્રીઓને વિદ્યા ભણાવવા પર પ્રથમજ લક્ષ આપવામાં આવતું. સતી પાર્વતીજી લક્ષ્મી, સાવિત્રી, શકુંતલા, દમયંતી, દ્રૌપદી, સીતાજી વગેરે ઘણી સ્ત્રીઓ ભણેલી હતી, એટલુંજ નહિ પણ તેમણે એ વિદ્યા વડે પોતની નામના રાખી છે. જે સ્ત્રી ખરી કેળવણી પામેલી છે તે તો બીજાની કુમતિને સુધારી સુમતિવાન કરે છે. તો તેની મતિ ભંગ કરવાને દુનિયામાં કોણ સમર્થ છે ? કોઈ નથી. માટે સ્ત્રીઓને ખરી કેળવણી આપવાની ખાસ આવશ્યકતા છે. સાચી કેળવણી મેળવવાથી સ્ત્રીઓ આગળ જતાં ઉત્તમ સદ્ગુણી બનશે.

---

## શ્રી "મોઢ મહોદય"ને રૂા. બે કે તેથી વધુ લવાજમ મોકલનારની પહોંચ.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૨) | મેસર્સ ગીરધરલાલ એન્ડ કો. એડન કેમ્પ. | | ૨) | રા. વિઠ્ઠલદાસ મોતીચંદ | બીવખા |
| ૨) | રા. છગનલાલ મોહનલાલ | કરાંચી | ૨) | ,, પોપટલાલ લાલજી | કરાંચી |
| ૨) | ,, દલીચંદ પ્રભુદાસ | ,, | ૨) | ,, જેઠાલાલ મનોરદાસ | ,, |
| ૨) | ,, મગનલાલ જે. મહેતા | ,, | ૨) | ,, મલુકચંદ ઝીણાભાઇ | ,, |
| ૨) | ,, ત્રંબકલાલ દામોદરદાસ | ,, | ૨) | ,, પુરૂષોત્તમદાસ વિઠ્ઠલજી | ,, |
| ૨) | ,, રમણિકલાલ પુરૂષોત્તમદાસ | ,, | ૨) | ,, અમુલખ વલ્લભદાસ | ,, |
| ૨) | ,, મુલચંદ માધવજી | ,, | ૨) | ,, મનોહરલાલ બી. મહેતા | ,, |
| ૨) | ,, કેશવલાલ વીરચંદ | મુંબઇ | ૨) | ,, ઠાકરશી પરભુદાસ | હળવદ |
| ૨) | ,, પરશોતમદાસ મહાદેવભાઈ | હળવદ | ૨) | ,, નરસીદાસ જીદાભાઈ | ભાવનગર |
| ૨) | ,, દામોદર નાહના | દીવબંદર | ૨) | ,, પ્રભુદાસ વીરચંદ | મુંબઇ |
| પા- | ,, અમીચંદ જેઠાભાઇ | ઝાંઝીબાર | | | |

૧૯૯૬-૯૭ ના

વ્યવસ્થાપક.

---

## શેઠ વાઘજી લક્ષ્મીદાસ તથા શેઠ ગોવિંદજી જેઠાભાઇ મોઢ વિદ્યાર્થી ભવન રાજકોટને મળેલ ભેટ.

૬-૦-૦ શેઠ શ્રી ભુપતલાલ સુંદરજી

જયસુખલાલ શાહ—સુપ્રિ.

## જ્ઞાતિ સમાચાર

સ્થાનિક—શ્રી કાઠિયાવાડ મોઢ વણિક વિદ્યાર્થી ભવનના વિદ્યાર્થીઓએ તા. ૨૧–૧–૪૦ ના રોજ છાત્રાલય દિન ખૂબ ઉત્સાહથી ઉજવ્યો. સવારમાં ધ્વજવંદન કર્યું અને રમત ગમતના કેટલાક પ્રયોગ કર્યા. રાત્રે આઠ વાગે એક નાનો સરખો મેળાવડો કર્યો. તેમાં કાર્યવાહક કમિટીના સભ્યો, કેટલાક આમંત્રિત જ્ઞાતિ બંધુઓ ઉપરાંત થોડાએક બહારના ગૃહસ્થો પણ હાજર હતા. શરૂઆતમાં વિદ્યાર્થીઓએ ફેન્સી ડ્રેસનો દેખાવ કરી મનરંજન કરેલ, ત્યારબાદ બે ત્રણ વિદ્યાર્થીઓએ પ્રાસંગિક પ્રવચન કરી છાત્રાલય પ્રત્યે પોતાનો ભક્તિભાવ બતાવ્યો હતો. ગૃહપતિ શ્રી વેણીલાલ મોદીએ વર્ષ દરમિયાન કરેલ પ્રવૃત્તિનું ટૂંક બ્યાન આપી વિદ્યાર્થીઓને કેટલીક શિખામણ આપી હતી. બાદ સેવા સમિતિવાળા શ્રી છોટાલાલ ત્રીભોવનદાસે વિદ્યાર્થીઓને ખાદીનો મહિમા સમજાવી ભવન તરફનું ઋણ અદા કરવા શિખામણ આપી હતી. છેવટે ઉપાહાર લેવામાં આવ્યો હતો. આ પ્રસંગે વિદ્યાર્થીઓ તરફથી "પ્રકાશ" મેગેઝીન પ્રકટ કરવામાં આવ્યું હતું જે સભામાં વહેંચવામાં આવેલ હતું.

ભુજ કચ્છ:—તા. ૧૩–૧–૪૦ ને રોજ શ્રી ભુજ મોઢ માંડલીયા મિત્ર મંડળની એક બેઠક, ભાઇ ભોગીલાલ પ્રાણલાલના પ્રમુખપણા નીચે, શ્રી ચુનીલાલ વ્રજલાલને ત્યાં ભરવામાં આવી હતી. સેક્રેટરીએ આગલી મીટીંગની મીનીટ વાંચ્યા બાદ, નીચે મુજબ કામકાજ થયું હતું.

[૧] હાલ માંડવીમાં માંડલીયા જ્ઞાતિના યુવકોએ "માંડલીયા સ્ટોર્સ" ખોલેલ છે તેમાં કોઈ પણ જાત કે કોમના ભેદભાવ વગર ત્યાંની પ્રજાને પડતર ભાવે અનાજ તેમજ અન્ય વસ્તુઓ આપવામાં આવે છે અને તેનો દરેક વર્ગ સારી રીતે લાભ લે છે. આવા ભીષણ દુષ્કાળના વખતમાં, આ પ્રશંસનીય જન સમુહના કાર્ય બદલ, આ મંડળ "માંડલીયા સ્ટોર્સ" ના કાર્યવાહકોને હાર્દિક અભિનંદન આપે છે.

[૨] ગઈ મીટીંગમાં, ઉકમણા સુધી સાદડી પાથરવી, એ મતલબનો જે ઠરાવ પાસ થયો છે તેને અમલી બનાવવા માટે, દરેક જ્ઞાતિ ભાઈઓની તે ઠરાવમાં સહીઓ લેવાનું કર્યું હતું.

[૩] આ મંડળની વાર્ષિક ચુંટણીમાં નીચે મુજબ હોદ્દેદારો ચુંટાયા હતા. ભોગીલાલ પ્રાણલાલ–પ્રમુખ. રસિકલાલ ભગવાનલાલ–સેક્રેટરી, જયંતિલાલ વ્રજલાલ–જોઇન્ટ સેક્રેટરી, ચંપકલાલ જયંતીલાલ–ટ્રેઝરર, કાર્યવાહક મંડળઃ [૧] સવાઇલાલ ખીમજી [૨] ચુનીલાલ વ્રજલાલ [૩] રમણીકલાલ માધવલાલ [૪] હરીલાલ કાનજી [૫] છોટાલાલ રતનલાલ.

ઉદ્‌ઘાટન ક્રિયા–ઇંદોર—જન. સેક્રેટરી શ્રી શંકરલાલ કનૈયાલાલજી ચૌધરીએ "સીતા મંઢી" બંગલો બંધાવ્યો. આ બંગલાની ઉદ્‌ઘાટન ક્રિયા પ્રસંગે મહાસભાવાદી અગ્રેસરો, મીલ મેનેજરો, અન્ય ગૃહસ્થો તથા ઉજ્જન, સાજાપુર, દેવાસ વગેરે શહેરોમાંથી ઘણા ભાઈઓ હાજર થયા હતા આ પ્રસંગે શ્રી શંકરલાલજીએ એક જ્ઞાતિભોજન તથા એક પ્રીતિ ભોજન તથા ઘરાતું લહાણું કર્યું.

રાણપરડાની મોઢ બાળા પ્રકરણનો ચુકાદો આવી ગયો છે. જેમાં કોર્ટે બેન સવિતાના કહેવાતા લગ્ન સામે આપેલું ઈન્જકશન વધારે વખત ચાલુ રાખવું યોગ્ય નહિ જણાતાં અપાયેલ ઈન્જકશન ઉઠાવી લીધું છે.

શ્રી નાઘેર મોઢ માંડલીયા લાઇબ્રેરી:—આ લાઈબ્રેરીનો તા. ૧૭–૨–૩૮ થી તા. ૩૧–૧૨–૩૯ સુધીનો રિપોર્ટ મળ્યો. લાઈબ્રેરીનાં ફંડમાં ભરાએલ રૂ. ૨૧૪–૭–૦ તથા મેમ્બરોના ડીપોઝીટના રૂ. ૧૮–૬–૬ તથા લવાજમના રૂ. ૧૦) મળી કુલ રૂ. ૨૪૨–૧૩–૬ ની આવક થએલી છે. એકંદર ખર્ચ રૂ. ૨૧૮–૧૧–૯ નો થયો છે. રૂ ૭–૦–૦ રા. મનસુખલાલ મોહનલાલને ત્યાં અનામત છે. રૂ: ૧૭–૧–૯ પરાંત છે. મુંબઈની શ્રી નાઘેર મોઢ માંડલીયા જ્ઞાતિએ જરૂર વખતે રૂ. ૧૦૦–૦–૦ આપવાનું ઠરાવેલ છે. આ લાઇબ્રેરીનો સારો લાભ ઉઠાવાય છે.

**લગ્ન**—બેઝવાડાવાળા શેઠ નારણદાસ મથુરાદાસવાળા રા. મહેતા જેઠાલાલના ભાઈ શાંતિલાલના લગ્ન ભાવનગરના હાલ મદ્રાસ રહેતા દેશાઈ કેશવલાલ પરમાણંદદાસની પુત્રી ચિ. મુક્તાગવરી સાથે મહા વ. ૧. ભાવનગર—મહેતા પરમાણંદદાસ છગનલાલના પુત્ર ભાઈ રમણિકાલનાં લગ્ન પરી. વૃજલાલ મોહનલાલની પુત્રી ચિ. રૂક્ષ્મણી સાથે મહા શુદ ૫.

જુનાગઢ—પારેખ જેસુખલાલ છોટાલાલના પુત્ર હરિદાસનાં લગ્ન જામનગર—પારેખ ચુનીલાલ ગુલાબચંદની પુત્રી દમયંતી સાથે પોષ વદ ૫. કુંડલાવાળા રામજીભાઇ દુર્લભદાસનાં લગ્ન ઘાટકોપર ભાઇ ચુનીલાલ હીંમતલાલ વોરાની પુત્રી ત્રિવેણી સાથે માહ શુદ ૧૦.

**જન્મ:**—ટંકારા નિવાસી શેઠ જેચંદ દેવચંદને ત્યાં પુત્ર જન્મ.
કલકત્તા નિવાસી શેઠ પરમાનંદદાસ હાકેમચંદને ત્યાં પુત્રી જન્મ.

બાંટવા પ્રાગધ્રાવાળા પારેખ મહુકચંદ માણિકચંદની પુત્રી સૌ. કંકુ બ્હેનને ત્યાં પુત્રી જન્મ.

**દેહ વિલય**—દક્ષિણ હૈદ્રાબાદ—અહિંના સમાજ ભુષણ શ્રી ચંદુલાલ સી. ડંગોરીયા એમ. એસ. સી. (ટેલીફોનીયા), જેઓ નિઝામ સરકારના એક પ્રવીણ કુશળ એન્જીનીયર છે, તેમનાં સહધર્મચારિણી શ્રીમતી લીલા બ્હેન ડંગોરીયાના તા. ૧૫–૧–૪૦ ના રોજ બેંગલોર મુકામે થયેલ ખેદજનક અવસાનની નોંધ લેતાં અમને ભારે ખેદ થાય છે. મહુંમ ઘણા માયાળુ, ઉદાર સ્વભાવનાં સ્ત્રીરત્ન હતાં. અહિંની ગુજરાતી ફ્રી સ્કુલ તથા મહિલા મંડળોમાં પોતાનો સહકાર પૂર્ણ પ્રેમથી આપતાં. તેમના અવસાન માટે ખેદ પ્રદર્શીત કરવા માટે (૧) હૈદ્રાબાદની શ્રી ગુજરાતી ફ્રી સ્કુલ, (૨) શ્રી ગુ. નવયુવક મંડળ (૩) ગુ. બાળમંડળ (૪) શ્રી સિકંદ્રાબાદના ગુ. મિત્રમંડળ, (૫) ગુ. પ્રાથમિક શાળા, (૬) ગુ. સાહિત્ય સંગ્રહ (૭) ગુ. સ્ત્રી મંડળ, (૮) ગુ. કુમારીકા મંડળ એમ આઠ સંસ્થાઓ તરફથી સમસ્ત ગુજરાતી ભાઇઓ તથા બ્હેનોની એક શોક સભા હૈદ્રાબાદમાં સ્કુલના કેમ્પાઉન્ડમાં તા. ૧૮–૧–૪૦ ના રોજ મળી હતી; પરમાત્મા સદ્‌ગતના આત્માને ચીર શાંતિ આપો અને આ આપત્તિ સહન કરવાનું બળ મહુંમના કુટુંબીજનોને મળો.

ભાવનગરના—(૧) પારેખ જેઠાલાલ દેવચંદની બાલપુત્રી તથા (૨)પરી છબિદાસ પ્રાણજીવનદાસના પુત્ર ભાઈ હિરાલાલનાં ધર્મપત્ની સૌ. પ્રભાવતી નાની વયે ટુંક બીમારીમાં સ્વર્ગવાસી થયાં

ચિખલી—વૃન્દાવનદાસ દામોદરદાસની પુત્રી પાર્વતી સ્વર્ગવાસી થયા તથા શેઠ ચુનીલાલ કરશનદાસ સ્વર્ગવાસી થયા.

વઢવાણ કેમ્પ—પારેખ ચતુરભાઇ બાપુભાઇની પુત્રી ૨૨ વર્ષની યુવાન વયે ક્ષયની લાંબી બિમારીમાં સ્વર્ગવાસી થઈ.

ધ્રાંગધ્રા—મણિયાર દેવશીભાઈ ઠાકરશીભાઈના નાના ભાઈ નંદલાલના ધર્મપત્ની સૌ. શાંતાગવરી સુવાવડમાં સ્વર્ગવાસી થયાં

મોરબી—સાવલવાળા પારી હીરાલાલ લાલજી ટુંકી બિમારી ભોગવી સ્વર્ગવાસી થયા.

હળવદ—વૈદરાજ પુરૂષોત્તમદાસ મહાદેવભાઈનો પૌત્ર ઉ.વ.૪નો ટુંક બિમારીમાં સ્વર્ગવાસ થયો.

મુંબઈ—શ્રી અમદાવાદી દશા ગોઝારીઆ સમાજના શ્રી નારણદાસ ધરમદાસ એક અઠવાડીયાની ગંભીર બીમારી ભોગવી ૪૫ વર્ષની ઉમરે સ્વર્ગવાસી થયા તા. ૨૭-૧-૪૦ મર્હુમ પોતાની પાછળ એક વિધવા અને બે બાળકો મુકી ગયા છે.

મહુવા—નાણાવટી રતિલાલ રણછોડદાસના પુત્ર ભાઈ જયંતિલાલ ૨૮ વર્ષની યુવાન વયે ન્યુમોનીયાની બે દિવસની વ્યાધિમાં પોતાની પાછળ એક વિધવા અને ત્રણ પુત્રી મુકી સ્વર્ગવાસી થયા. ઇંદોર—શ્રી ગોવર્ધનલાલ વૈદ્ય મેકરનાં ધર્મપત્ની સ્વર્ગવાસી થયાં.

ટળીયાવાળા હિરાચંદ ગોવિંદજી દેસાઇ ઉ. વ. ૪૦ની. તાવની બિમારીથી સ્વર્ગવાસી થયા. પોષ વદ ૧૨.

પરમાત્મા સદ્‌ગતોના આત્માને શાંતિ અર્પો.

## ખાનદેશના સમાચાર

ખાનદેશ—અહિંના જુના અને જાણીતા મહાસભાવાદી કાર્યકર શ્રી બાલુભાઈ મહેતા એમ. એ. એલ. એલ. બી તથા ઉગતા મહાસભાવાદી કાર્યકર ભાઈ કાંતિલાલ ધુલીયાવાળા રામગઢ મહાસભા અધિવેશનના પ્રતિનિધિ તથા મહારાષ્ટ્ર પ્રાંતિક મહાસભા સમિતિના સદસ્ય તરીકે શહાદા તાલુકા તરફથી બીનવિરોધ ચુંટાયા છે

નિમણુંક—ભાઈશ્રી રતિલાલ ચુનીલાલની ખાનદેશ ભીલ સેવામંડળ તરફથી શહાદા તથા તલોદા તાલુકા માટે નિમણુંક થઇ છે.

શિક્ષણ—પાલનેરના યુવાન વિદ્યાર્થીઓ ગીરધરલાલ લાલદાસ તથા બાબુલાલ છુકનદાસે જીલ્લા આત્મોદ્ધાર મંડળ તરફથી ધુલીયામાં ચાલતા વ્યાયામ વર્ગનો કોર્સ પુરો કર્યો છે.

દેહ વિલય—પાલનેરવાળા શાહ કૃષ્ણદાસ નગીનદાસના દ્વિતિય પત્ની સૌ. ગોદાવરી બ્હેન સ્વર્ગવાસી થયાં.

## રિવ્યુ.

શ્રી મોઢ શુભેચ્છક ફંડ:-પ્રતિ વર્ષની જેમ આ ફંડનો સં. ૧૯૯૫ના હિસાબ તથા સરવૈયુનો ૧૩ મો રીપોર્ટ બહાર પડયો છે. સુરત, વડોદરા, મુંબઈ, કાઠીયાવાડ, બનારસ, ખાનદેશ, ઉજ્જન, માળવા, બિહાર, ઉત્તર ગુજરાત, ગોધા, ભરૂચ જીલ્લો વગેરે સ્થળે ૧૪૭ વ્યક્તિ અને કુટુંબો વચ્ચે રૂ. ૧૩૦૭૨-૦-૦ ની મદદ ચાલુ વર્ષના તેર મહિનામાં અપાઇ છે. બક્ષિસ આપનારાઓનાં નામોનું મોટું લિસ્ટ પણ આ રિપોર્ટમાં છે.

પ્રકાશ:—આ મેગેઝીન ભાવનગરની મોઢ બોર્ડીંગના વિદ્યાર્થીઓએ બહાર પાડેલું છે. વિદ્યાર્થીઓનો પ્રયાસ સ્તુત્ય છે. જયાંથી મળે ત્યાંથી વિદ્યાર્થીઓ સત્ય પ્રકાશ ઝીલતા રહો અને આત્મ ગૌરવમાં ઉણપ ન આવી જાય તેની સતત કાળજી રાખી સત્ય પ્રકાશ સેવા-દેશના સાચા દિમાયતી બનો.

# શ્રી કાઠિયાવાડ મોઢ વણિક વિદ્યાર્થી ભવનને મળેલી ભેટો

૩-૦-૦ શ્રી પટણા વાળા પરીખ વ્રજલાલ મણિલાલ તરફથી ભેટના
૧૦-૦-૦ શ્રી ચોરવાડથી શેઠ હરખચંદ મોતીચંદ તરફથી નવા વર્ષની બોણી ભેટના
૫-૦-૦ શ્રી મુંબઈથી મહેતા શીવલાલ તારાચંદ તરફથી નવા વર્ષની બોણી ભેટના
૫-૦-૦ શ્રી રાણપુર વાળા પારેખ જેઠાલાલ ગોવીંદજી તરફથી
૫-૦-૦ શ્રી મોદી વેણીલાલ નરોતમદાસ ભાવનગર દિવાળીની ભેટના
૭-૦-૦ શ્રી કુંડલા મોઢ મહાજન હસ્તુ
૫-૦-૦ શા ખેચર મેઘજી તરફથી ભેટના ભાઈ દલીચંદની પુત્રીના લગ્ન પ્રસંગે
૨-૦-૦ વકીલ અમૃતલાલ શામજીભાઈને ત્યાં લગ્ન પ્રસંગે વીરમગામવાળા તરફથી
૧૧-૦-૦ શ્રી મુંબઈથી શા. જીવરાજ મકનદાસ તરફથી નવા વર્ષની બોણી ભેટના
૪૫-૦-૦ ભાવનગરમાંથી નવા વર્ષની બોણી ભેટના

| | |
|---|---|
| ૫) શેઠ અમૃતલાલ સુખલાલભાઈ | ૫) શેઠ ભીખાભાઈ પરભુદાસ |
| ૨) શેઠ મગનલાલ નાનાભાઈ | ૨) વોરા ગોકળદાસ મોહનલાલ |
| ૨) મણીયાર કેસુરદાસ બહેચરદાસ | ૧) પારી. ભોગીલાલ મગનલાલ |
| ૧) ઘોળકીયા પરમાણંદદાસ છગનલાલ | ૧) શા ચત્રભજ ઓધવજી |
| ૧) પારી. છબીલદાસ પ્રાણજીવનદાસ | ૧) પારી. ભીખાભાઈ ગોપાળજી |
| ૧) વોરા અનંતરાય જમનાદાસ | ૧) મણીયાર લક્ષ્મીદાસ વ્રજલાલ |
| ૧) મેસર્સ ચંપકલાલ મગનલાલ | ૧) પારી. મનોરદાસ જીવણદાસ |
| ૧) મેસર્સ ગાંધી વોચ કંપની | ૧) પારી. જેઠાલાલ દેવચંદ |
| ૧) પારી, શાંતીલાલ નાગરદાસ | ૧) પારી. છગનલાલ હરખચંદ |
| ૧) પારી. પ્રાણજીવનદાસ દેવચંદ | ૧) પારી. મગનલાલ કહાનદાસ |
| ૧) પારી. અમૃતલાલ ગાંડાલાલ | ૧) મણીયાર બાપાલાલ મગનલાલ |
| ૧) પારી. શાંતીલાલ પ્રાણજીવનદાસ | ૧) વોર દામોદર સવાયલાલ |
| ૧) પારી. જેરામભાઈ ત્રીકમજી | ૧) પારી. કાંતીલાલ ઇશ્વરદાસ |
| ૧) પારી. મોતીલાલ જીવણદાસ | ૧) મણીયાર બાપુલાલ ઝીણાભાઈ |
| ૧) મણીયાર ગણપત ઝીણાભાઈ | ૧) મણીયાર કેશવલાલ નરશીદાસ |
| ૧) પારી. જયંતીલાલ અમૃતલાલ | ૧) પારી. ત્રંબકલાલ સવાયલાલ |
| ૧) પારી. મોતીલાલ પ્રેમજી | ૧) પારી. બાલકૃષ્ણ પરમાણંદદાસ |
| | ૪૫-૦-૦ |

૨૫૧-૦-૦ શ્રી જામનગરથી દેશાઈ નાનજી ત્રીભોવનદાસ તરફથી તેમના પુત્ર અમૃતલાલના સ્મરણાર્થે ભાદરવા વદી ૪ ના રોજ મુદલ રકમ કાયમ રાખી વ્યાજમાંથી દર વર્ષે નિયત જમણ આપવા માટે
૧૧-૦-૦ શ્રી કલકત્તાથી મણીયાર કરશનદાસ કાળીદાસ તરફથી સંક્રાંતી નીમીત્તે ભેટના
૨-૦-૦ શ્રી પાળીયાદથી વડોદરીઆ કસ્તુરચંદ હીરાચંદ તરફથી લગ્ન પ્રસંગની ભેટના

શ્રી કૃષ્ણાય નમઃ

# "મોઢ મહોદય" માસિકનો સં. ૧૯૯૫ની સાલનો બાવીસમા વર્ષનો

# રીપોર્ટ.



## કમિટીના સભ્યો.

### પ્રમુખ

૧ ઓન. સર પુરૂષોત્તમદાસ ઠાકોરદાસ (નાઈટ)
સી. આઈ. ઈ. એમ. બી. ઈ. એમ. એલ. એ. જે. પી. બી. એ. — મુંબઈ

### ઉપ પ્રમુખ

૧ શેઠ હરજીવનદાસ મોહનજી કાપડીયા — ચોરવાડ
૨ શેઠ વાઘજીભાઇ લક્ષ્મીદાસ — મુંબઈ

### સેક્રેટરી

૧ શ્રીયુત ભીખાભાઈ ગોપાળજી પારેખ — ભાવનગર

### સભ્યો

૧ શેઠ નાનાલાલ મંછારામ — મુંબઈ
૨ શ્રીયુત ઉમેદલાલ પુરૂષોત્તમદાસ મણિયાર
બી. એ. એલએલ. બી. — અમદાવાદ
૩ શેઠ સુખલાલ ઝવેરભાઈ — ભાવનગર
૪ શ્રીયુત દામોદરદાદાસ પરમાણંદદાસ દેસાઇ — મદ્રાસ

### ઓડીટર્સ

૧ શ્રીયુત શાંતિલાલ માણેકચંદનદાસ પારેખ બી. એ. — ભાવનગર
૨ શ્રીયુત મુળજી નારણજી — ભાવનગર

★

પ્રસિદ્ધ કર્તા
ભીખાભાઇ ગોપાળજી પારેખ
સેક્રેટરી—"મોઢ મહોદય"
કમિટીના હુકમથી.

સને ૧૯૪૦ — સંવત ૧૯૯૬

# શ્રી 'મોઢ મહોદય'નો સં. ૧૯૯૫ના કાર્તિક શુદ ૧ થી સં. ૧૯૯૫ના આસો વદ ૦)) સુધીનો

# બાવીસમા વર્ષનો રિપોર્ટ

માસિકે ત્રેવીસમા વર્ષમાં પ્રવેશ કર્યો છે. માસિકની દિન પ્રતિદિન વધતી જતી ઉજ્વલ કારકીર્દિ જ્ઞાતિબંધુઓ તેમજ ગ્રાહકોને આભારી છે. જ્ઞાતિબંધુઓ નિયમિત રીતે માસિક વાંચતા રહે અને જે વ્યાવહારિક ઉલ્લેખો તેમાં અવારનવાર થયા કરે છે તેનું ચિન્તન કરી વ્યાવહારિક ઉપયોગીતા કેળવતા શિખે તો માસિકનું સાચું સાર્થક્ય છે.

**ઉદ્દેશ અને પ્રવૃત્તિ**

ખરાબ રીત રિવાજો; જુની જડ માન્યતાઓ અને સ્વાર્થી ભાવના દૂર કરવા, કેળવણી તથા સામાજીક સત્ય સુધારા તરફની વૃત્તિ વધારવા, મંડળો તથા જ્ઞાતિ ભાઈઓની અન્ય પ્રવૃત્તિઓથી સમાજને વાકેફ કરવા, સેવાભાવી બની કાયિક, વાચિક અને આર્થિક રીતે હરકોઈને ઉપયોગી થવા અને પાખંડ તથા દંભની વાડે ન જવા સૌ કોઈને શાંત સમજાવટ દ્વારા સૂચના કર્યા કરવી તે આ માસિકનો ઉદ્દેશ અને પ્રવૃત્તિ છે.

**લેખકો**

જે લેખક બંધુઓ માસિક તરફ પોતાની સહાનુભૂતિ દાખવ્યા કરે છે તેમનો આભાર માનવા સાથે તેમને તેમની સહાનુભૂતિ ચાલુ રાખવા અને બીજા નવા લેખક ભાઈઓને પણ તેમનાં જ્ઞાન અને શક્તિનો લાભ આપવા નમ્ર વિનતિ છે.

**ગ્રાહકો**

માસિકના ગ્રાહકોની સંખ્યા એટલી બધી વધારે પડતી ન ગણાય કે જેથી સંતોષ લઈ શકાય; છતાં જે બંધુઓ શરૂઆતથી અત્યાર સુધી ગ્રાહક તરીકે ચાલુ રહી માસિકને આર્થિક દ્રષ્ટિએ પોષવામાં સહાય કરી રહ્યા છે તેઓ ધન્યવાદને પાત્ર છે. આ સાલના લવાજમની કુલ આવક રૂ. ૧૨૬૩-૧૫-૦ થઈ છે જે ભાઈઓ લવાજમ ઉપરાંત વધારે મોકલે છે તેમનો અમે આભાર માનીએ છીએ.

**પરચુરણ સહાય**

પરચુરણ મદદમાં આ વર્ષે રૂ ૩૪૫-૦-૦ મળ્યા છે. (જુઓ પરિશિષ્ટ ૧ લું) આ રકમ આપનાર ભાઈઓનો અમે ઉપકાર માનીએ છીએ અને બીજાઓને તેમ કરવા વિનવીએ છીએ.

**નિભાવફંડ**

આ સાલ રૂ. ૧૨૭૧-૦-૦ની રકમ નિભાવફંડમાં મળેલ છે. (જુઓ પરિશિષ્ટ બીજું) આ ઉદાર બંધુઓનો આભાર માનવા-સાથે બીજા ભાઈઓને તેમનું અનુકરણ કરવા અમે વિનવીએ છીએ.

**હિસાબ**

આ સાલનો હિસાબ (જુઓ પરિશિષ્ટ ૪ થું) તપાસતાં જણાશે કે લવાજમ, વ્યાજ તથા જાહેર ખબરની કુલ આવક રૂ ૧૬૦૪-૨-૦ ની થઈ છે. ત્યારે કુલ ખર્ચ રૂ. ૧૮૪૦-૧૫-૦ નો થયો છે. આ ઉપરથી જોઈ શકાશે કે ગ્રાહકોને તેમના લવાજમ કરતા વધુ લાભ મળે છે.

**નોંધ.**

જે ભાઈઓ માસિકને વાર્ષિક નિયત ભેટ તથા લવાજમ આપે છે, તથા જે ભાઈઓ લવાજમ વગેરે વસુલ કરવામાં તેમજ માસિકને ગમે તે રીતે મદદ કરવામાં પોતાના કામ અને વખતનો ભોગ આપે છે તે બધા પૂરેપુરા ધન્યવાદને પાત્ર છે અને અમે આ સ્થળે તેમનો અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ.

ભીખાભાઇ ગોપાળજી પરીખ, ઓ. સેક્રેટરી.

## પરિશિષ્ટ ૧ લું.

રિપોર્ટવાળા વર્ષ દરમિયાન "ભોઠ મહોદય"ને સ્થાયી ભેટમાં મળેલ મદદ.

| | | | |
|---|---|---|---|
| ૫૧) | શેઠ બાલાભાઈ હરિલાલ | (લાઈફ મેમ્બર તરીકે) | અમદાવાદ |
| ૫૧) | શ્રી ઉમેદલાલ પુરૂષોત્તમદાસ મણિયાર | " | " |
| ૫૧) | શ્રી તુલસીદાસ જશરાજ વકીલ | " | " |
| ૫૧) | પરી. શાંતિલાલ ગોરધનદાસ | " | " |
| ૧૦૧) | શેઠ ચંદ્રકાંત મોતીલાલ | (આશ્રયદાતા તરીકે) | " |
| ૫૧) | શેઠ નાનચંદ પ્રેમચંદ | (લાઈફ મેમ્બર તરીકે) | " |
| ૫૧) | શ્રી પોપટલાલ જગજીવનદાસ | " | કરાંચી |
| ૫૧) | શ્રી નંદલાલ ટી. મણિયાર | " | " |
| ૫૧) | ડૉ. નરોત્તમદાસ વલ્લભદાસ | " | " |
| ૫૧) | ડૉ. કાળીદાસ હરખચંદ શાહ | " | " |
| ૫૧) | શેઠ મણીલાલ મોહનલાલ | " | " |
| ૫૧) | શેઠ નરસિંહલાલ લલ્લુભાઈ | " | અમદાવાદ |
| ૫૧) | અં. સ્વ. દેવબા પુરૂષોત્તમદાસ<br>હ. શેઠ ગોપાળદાસ પુરૂષોત્તમદાસ | " | " |
| ૧૦૧) | શેઠ મણિલાલ હેમચંદ | (આશ્રયદાતા તરીકે) | " |
| ૫૧) | પરી ભોગીલાલ નરોત્તમદાસ | (લાઈફ મેમ્બર તરીકે) | " |
| ૫૧) | શ્રી શીવલાલ રામજીભાઈ | " | માંડવી-કચ્છ |
| ૫૧) | શેઠ રતનલાલ લલ્લુભાઈ | " | અમદાવાદ |
| ૧૦૧) | શેઠ હરકીશનદાસ જગજીવનદાસ | (આશ્રયદાતા તરીકે) | અંકલેશ્વર |
| ૫૧) | શેઠ રમણલાલ લલ્લુભાઈ | (લાઈફ મેમ્બર તરીકે) | અમદાવાદ |
| ૧૦૧) | શેઠ ધરમદાસ શામળદાસ પરશુદાસ | (આશ્રયદાતા તરીકે) | મુંબઈ |
| ૫૧) | શ્રી ભગવાનજી દેવજી મણિયાર | (લાઈફ મેમ્બર તરીકે) | જામનગર |

કુલ રૂા. ૧૨૭૧)

## પરિશિષ્ટ ૨ જું

રિપોર્ટવાળા વર્ષ દરમિયાન "ભોઠ મહોદય"ને મળેલ પરચુરણ ભેટ.

| | | | |
|---|---|---|---|
| ૩) પરી મણીલાલ ચુનીલાલ | કરાંચી | ૨) મેતા દલીચંદ પ્રભુદાસ | કરાંચી |
| ૩) રા. નરોત્તમદાસ ગીરધરદાસ | " | ૩) કોઠારી નાનચંદ છગનલાલ | " |
| ૧૧) ગાંધી દેવીદાસ ફુલચંદ | " | ૧૦) રા. અમીચંદ લવજી | " |
| ૨) રા. મલુકચંદ ઝીણાભાઈ | " | ૧૧) રા. જેઠાલાલ મનોરદાસ | " |
| ૩) " રતિલાલ પ્રાણજીવનદાસ | " | ૮) પરી. મોહનલાલ જમનાદાસ | " |
| ૧) " અમૃતલાલ જમજીવનદાસ | " | ૧૦) મણિયાર ભાઈચંદ કેશવજી | " |
| ૦) મહેતા મનહરલાલ ભગવાનજી | " | ૩) મહેતા. દ્વારકાદાસ દયારામ | " |

૩) દેસાઇ જમનાદાસ આણંદજી કરાંચી
૮) રા. છગનલાલ મોહનલાલ ,,
૩) રા. ચંદુલાલ પ્રભુદાસ ,,
૩) રા. પરશોત્તમદાસ વિઠ્ઠલજી ,,
૫) રા. પોપટલાલ લાલજી ,,
૮) રા. અમૃતલાલ શામજી શાહ ,,
૧૫) પરી વાડીલાલ મણીલાલ ,,
૫) રા. શિવલાલ પરશોત્તમદાસ ,,
૧૦) મેસર્સ ડાહ્યાલાલ બ્રધર્સ ,,
૩) રા. શાંતિલાલ હરિલાલ ,,
૫) મોદી શંકરલાલ ત્રીકમજી માંડવી કચ્છ
૨) રા. ગોરધનદાસ હેમરાજ ,,
૫) વકીલ ચુનીલાલ રાઘવજી ,,
૧૫) મેતા છગનલાલ ત્રીકમદાસ ,,
૧૧) રા. દ્વારકાદાસ લાલજી ,,
૨૧) વકીલ કેશવજી મોતીચંદ ,,
૫) મહેતા જદુરામ પ્રભુદાસ ,,
૫) રા. ભગવાનજી મુળજીભાઇ ભૂજ-કચ્છ
૫) રા. ભગવાનલાલ મોહનલાલ ભૂજ-કચ્છ
૫) રા. જયંતિલાલ નાગજી ,,
૫) ,, મણિલાલ મોતીલાલ ,,
૫) ,, વૃજલાલ જગજીવનદાસ ,,
૨) શેઠ મોહનલાલ છગનલાલ ,,
૧૧) મહેતા ઝવેરચંદ નારણદાસ જામનગર
૨) રા. પોપટલાલ જગજીવનદાસ કરાંચી
૨) રા. હિંમતલાલ નાગજીભાઇ રાજકોટ
૫) મહેતા ભગવાનજી લવજી તરફથી ચિ. મોહનલાલનો લગ્ન પ્રસંગે માથક
૫) પરી. જાદવજી ગોપાળજી તરફથી ચિ. ચંદ્રકાંતનાં લગ્ન પ્રસંગે ભાવનગર
૨) પરી. શાંતિલાલ પ્રાણજીવનદાસ તરફથી ચિ. આણંદગવરીનાં લગ્ન પ્રસંગે ,,
૨) મણિયાર મણિલાલ છગનલાલ તરફથી ,, ચિ. પ્રાણલાલનાં લગ્ન પ્રસંગે ,,
૧૧) પરી. પરશોત્તમદાસ ચત્રભુજ કરાંચી
૧) પરી. દોલતરાય ગીરધર તરફથી ચિ. હિરાનાં લગ્ન પ્રસંગે ,,
૫) શેઠ દામોદર નાહના તરફથી ચિ. વિજયાલક્ષ્મીના વેવિશાળ પ્રસંગે દીવ
૫) ધોળકીયા મણિલાલ રણછોડ તરફથી ચિ. રમણિકલાલનાં લગ્ન પ્રસંગે સિહોર
૨) પરી ગુલાબચંદ કલ્યાણજી તરફથી ચિ. હિરાલક્ષ્મીનાં લગ્ન પ્રસગે ભાવનગર
૫) વોરા તલકશી વાઘજી (કલકત્તા) તરફથી ચિ. શાંતિલાલનાં લગ્ન પ્રસંગે
૨) રા. કોદરમલ નાથુરામ તરફથી તેમના માતુશ્રી અવંતી બાઇના સ્મરણાર્થે દેવાસ
૨) સિહોરવાળા ધોળકીયા ત્રીકમજી ઝવેરદાસના પુત્ર પરશુદાસનાં લગ્ન પ્રસંગે મુંબઇ
૨) કુંડલાના મહેતા જમનાદાસ ખેચરની પુત્રી નિર્મળાનાં લગ્ન પ્રસંગે ,,
૧૫) સ્વ. હરિદાસ ઓતમચંદના સ્મરણાર્થે હ. શા મણિલાલ ઓતમચંદ માણાવદર
૩) શા. પાનાચંદ માણેકચંદ ચોરવાડવાળા તરફથી ચિ. વલ્લભદાસને ત્યાં પુત્ર જન્મની ખુશાલીમાં મુંબઇ.
૨) શા પાનાચંદ માણેકચંદ ચોરવાડવાળાની પુત્રી ચિ સાવિત્રીના વેવિશાળ પ્રસંગે મુંબઇ
૪) રા. નાગરદાસ દુવારકાદાસ તરફથી ચિ. કનુભાઇનાં લગ્ન પ્રસંગે ઝીંઝુવાડા.
૧૦) પરી. ભીખાભાઇ ગોપાળજી ભાવનગર
૬) રા. ઠાકોરલાલ ભાઇલાલ નંદરબાર
૨) રા. ધરમશી લીલાધર વેરાવળવાળા તરફથી ચિ: સવિતાના વેવિશાળ પ્રસંગે
૫) રા. કે. જી. મણિયાર હ. રા. મોહનલાલ ગીરધરલાલ કલકતા

કુલ રૂા. ૩૮૫)

## પરિશિષ્ટ ૭ મું

### "મોઢ મહોદય" ના મુરબ્બી, આશ્રયદાતા તથા લાઇફ મેમ્બરો તરફથી અત્યાર સુધીમાં મળેલ ભેટની વિગત

**(મુરબ્બી તરીકે)**

| | | |
|---|---|---|
| ૫૨૫–૦–૦ | સર પુરૂષોત્તમદાસ ઠાકોરદાસ સી. આઇ. નાઇટ | મુંબઇ |
| ૫૦૧–૦–૦ | શેઠ વાલજીભાઇ લક્ષ્મીદાસ | ,, |
| ૫૦૨–૦–૦ | શેઠ વનમાળી હીરજી | વેરાવળ |
| ૨૫૧–૦–૦ | શેઠ હરજીવનદાસ મોનજી કાપડીયા | ચોરવાડ |
| ૫૦૧–૦–૦ | દેસાઇ પરમાણંદ જગજીવનદાસ હા. શ્રી દામોદરદાસ | ભાવનગર |
| ૨૫૧–૦–૦ | શેઠ નાનાલાલ મંછારામ | મુંબઇ |
| ૨૫૧–૦–૦ | શેઠ જીવરાજભાઇ મકનદાસ | કુંડલા |
| ૨૫૧–૦–૦ | શેઠ લક્ષ્મીદાસ નેમીદાસ | મુંબઇ |
| ૨૦૧–૦–૦ | શેઠ છોટાદાસ હરગોવિંદદાસ | મદ્રાસ |
| ૨૫૫–૦–૦ | શેઠ ગોવિંદજી જેઠાભાઇ | મુંબઇ |
| ૨૫૧–૦–૦ | શ્રી કલકત્તા મોઢ ઉત્તેજક મંડળ | કલકત્તા |
| ૨૫૧–૦–૦ | શેઠ ઠાકોરદાસ ગુલાબદાસ ઝરીવાળા | સુરત |
| ૨૫૧–૦–૦ | ગં. સ્વ. મણિબ્હેન તે શા. ભગવાનદાસ નરભેરામ ખાનદેશવાળાના વિધવા | સુરત |
| ૨૫૧–૦–૦ | શેઠ સુખલાલ ઝવેરભાઇ | ભાવનગર |
| ૨૫૨–૦–૦ | શેઠ નારાયણદાસ ગીરધરદાસ | મદ્રાસ |

**(આશ્રયદાતા તરીકે)**

| | | |
|---|---|---|
| ૧૦૧–૦–૦ | સર ચુનીલાલ વિજભૂખણદાસ મહેતા | મુંબઇ |
| ૧૦૧–૦–૦ | શેઠ હરિલાલ જગનાથ | ખંભાત |
| ૧૦૧–૦–૦ | શેઠ કરશનદાસ ભગવાનદાસ | મુંબઇ |
| ૧૫૧–૦–૦ | પરી. આણંદજી ગોપાળજી | ભાવનગર |
| ૧૦૧–૦–૦ | પરી. ગોવિંદજી કલ્યાણજી | બોટાદ |
| ૧૦૧–૦–૦ | રાજા ભગવાનદાસ હરિદાસ એન્ડ સન્સ | હૈદ્રાબાદ ( દક્ષિણ ) |
| ૧૦૨–૦–૦ | શેઠ જશરાજ મુળજીભાઇ હા. શેઠ માણેકલાલભાઇ | મુંબઇ |
| ૧૦૧–૦–૦ | શ્રી હરિદાસ માણેકચંદ કોઠારી | કરાંચી |
| ૧૦૧–૦–૦ | શેઠ છોટાલાલ ઓધવજી | પોરબંદર |
| ૧૦૧–૦–૦ | શેઠ પોપટલાલ માણેકચંદ | જામનગર |
| ૧૦૧–૦–૦ | શ્રીયુત ચત્રભુજ ભગવાનજી મોદી | રંગુન |
| ૧૦૧–૦–૦ | શેઠ કનૈયાલાલ પુરૂષોત્તમદાસ | પુના |
| ૧૦૧–૦–૦ | શેઠ ભીખાભાઇ પરશુદાસ પરીખ | ભાવનગર |
| ૧૦૧–૦–૦ | પરી. ગોપાળજી મુળજીભાઇ | ભાવનગર |
| ૧૦૧–૦–૦ | મણિયાર નરશીદાસ લલ્લુભાઇ | ભાવનગર |

| | | |
|---|---|---|
| ૧૦૧-૦-૦ | શેઠ લક્ષ્મીદાસ ભગવાનજી સાકરવાળા | મુંબઈ |
| ૧૦૧-૦-૦ | શેઠ ચંદ્રકાન્ત મોતીલાલ | અમદાવાદ |
| ૧૦૧-૦-૦ | શેઠ મણીલાલ હેમચંદ | અમદાવાદ |
| ૧૦૧-૦-૦ | શેઠ હરકીશનદાસ જગજીવનદાસ | અંકલેશ્વર |
| ૧૦૧-૦-૦ | શેઠ ધરમદાસ શામળદાસ પરશુદાસ કોઠારી | મુંબઈ |

( લાઇફ મેમ્બર તરીકે )

| | | |
|---|---|---|
| ૫૧-૦-૦ | પરી. અમૃતલાલ મોતીલાલ બી. એ. એલ. એલ. બી. હા. રા. ભોગીલાલ | રાજકોટ |
| ૫૧-૦-૦ | શ્રી. હિંમતલાલ નાગજીભાઈ વોરા | રાજકોટ |
| ૫૧-૦-૦ | શેઠ અચરતલાલ દલસુખરામ જશ | અમદાવાદ |
| ૫૧-૦-૦ | શ્રી ઠાકોરલાલ હરકીશનદાસ ઓન. મેજીસ્ટ્રેટ | અંકલેશ્વર |
| ૫૧-૦-૦ | રા. હીરાલાલ લક્ષ્મીચંદ મણિયાર ભાવનગરવાળા | વડોદરા |
| ૭૬-૦-૦ | શેઠ છગનલાલ પિતાંબરદાસ | મુંબઈ |
| ૫૧-૦-૦ | દિ. બ. ગોવીંદદાસ ચતુર્ભુજદાસ | મદ્રાસ |
| ૫૧-૦-૦ | મેસર્સ કેશવલાલ એન્ડ કો. | મદ્રાસ |
| ૫૧-૦-૦ | પરી. જીવરાજ ગોપાળજી | કચ્છ માંડવી |
| ૫૧-૦-૦ | શેઠ લાલદાસ ગોવિંદદાસ | મદ્રાસ |
| ૫૧-૦-૦ | ડો. નારણદાસ મોતીરામ | સુરત |
| ૫૧-૦-૦ | શા. ભગવાનદાસ હરજીવનદાસ રાજકોટવાળા | મુંબઈ |
| ૫૧-૦-૦ | શેઠ લલ્લુભાઇ જમનાદાસ | અમરેલી |
| ૫૧-૪-૦ | શ્રી કાલિદાસ હરિદાસ | વેરાવળ |
| ૫૧-૦-૦ | શેઠ ઠાકરશી પ્રેમજી કોડીનારવાળા હા. શેઠ ગીરધરલાલભાઇ | મુંબઇ |
| ૫૧-૦-૦ | રા. બ. પુરૂષોત્તમદાસ દેવજીભાઇ મણિયાર | જામનગર |
| ૫૧-૦-૦ | શા. ગોવિંદજી કાળીદાસ ખેરાસાગીરવાળા | એડીસાબાબા |
| ૫૧-૦-૦ | શા વલભદાસ ભગવાનદાસ ચોરવાડવાળા | ,, |
| ૫૧-૦-૦ | શેઠ નાનાલાલ મોતીચંદ હા. શેઠ ભોગીલાલભાઇ | મુંબઇ |
| ૫૧-૦-૦ | મણિયાર હરજીવનદાસ જેઠાભાઇ હા. શેઠ માણેકલાલભાઇ | ,, |
| ૫૧-૦-૦ | શેઠ દેવકરણ નાનજીભાઇ | ,, |
| ૫૧-૦-૦ | શેઠ વિજભૂખણદાસ હરગોવિંદદાસ મુળજી | ,, |
| ૫૧-૦-૦ | શેઠ પ્રભુદાસ કરસનદાસ બળીયા | જુનાગઢ |
| ૫૧-૦-૦ | શેઠ દુલભદાસ નેમચંદ | એડીસાબાબા |
| ૫૧-૦-૦ | શેઠ ચુનીલાલ ત્રીકમલાલ | કલકત્તા |
| ૫૧-૦-૦ | શ્રી મોહનલાલ ઓધવજી વકીલ | અમરેલી |
| ૫૧-૦-૦ | શ્રી નટવરલાલ ગોરધનદાસ જગજીવનદાસ | રંગુન |
| ૫૧-૦-૦ | શેઠ ગોરધનદાસ પ્રાણલાલ કાંગડાવાળા | મુંબઈ |
| ૫૧-૦-૦ | શેઠ મનોરદાસ નારણદાસ નાળીયેરવાળા | ,, |

| | | |
|---|---|---|
| ૫૧-૦-૦ | મહેતા દયારામ લધુભાઈ હા. મહેતા જટાશંકર દયારામ | કલકત્તા |
| ૫૧-૦-૦ | શેઠ હીરાલાલ ભગવાનજી નથુભાઈ | જામનગર |
| ૫૧-૦-૦ | માધાણી હરિલાલ ગોવિંદજી | મુંબઈ |
| ૫૧-૦-૦ | દોશી હીરાલાલ ગોકળદાસ | ,, |
| ૫૧-૦-૦ | શ્રી માણેકચંદ તારાચંદ અકાલજી સાહેબ | વડોદરા |
| ૫૧-૦-૦ | શ્રીયુત કનૈયાલાલ નાનાભાઈ ભાડ | રંગુન |
| ૫૧-૦-૦ | દેસાઈ વિઠ્ઠલદાસ લાલજી ભાવનગરવાળા હા. પ્રાણજીવનદાસ લાલજી | કરાંચી |
| ૫૪-૦-૦ | રા. અભેચંદ અમૃતલાલ ગાંધી | ટોંગાટ |
| ૫૪-૦-૦ | રા. પુરૂષોત્તમદાસ ગીરધરદાસ દેસાઈ | ડરબન |
| ૫૧-૦-૦ | રા. હિંમતલાલ બાપુલાલ પરીખ | કરાંચી |
| ૫૧-૦-૦ | રા. જેઠાલાલ ચુનીલાલ | કલકત્તા |
| ૫૧-૦-૦ | રા. વોરા દામોદરદાસ હીરાચંદ હા. ભાઈ આત્મારામ | લીંબડી |
| ૫૧-૦-૦ | શેઠ નરોત્તમદાસ પ્રેમચંદ પ્રભાસવાળા | પુના |
| ૫૧-૦-૦ | શેઠ કરસનદાસ મોતીચંદ હા. રા. અમૃતલાલ જમનાદાસ | દીવ |
| ૫૧-૦-૦ | રા. રમણલાલ છોટાલાલ મઝમુદાર | ભરૂચ |
| ૫૧-૦-૦ | શેઠ બાલાભાઈ હરિલાલ | અમદાવાદ |
| ૫૧-૦-૦ | શ્રી ઉમેદલાલ પુરૂષોત્તમદાસ બી. એ. એલ. એલ. બી. | ,, |
| ૫૧-૦-૦ | શ્રી તુલસીદાસ જશરાજ વકીલ | ,, |
| ૫૧-૦-૦ | પરી. શાંતિલાલ ગોરધનદાસ | ,, |
| ૫૧-૦-૦ | શેઠ નાનચંદ પ્રેમચંદ | ,, |
| ૫૧-૦-૦ | શ્રી પોપટલાલ જગજીવનદાસ | કરાંચી |
| ૫૧-૦-૦ | શ્રી નંદલાલ ટી મણિયાર | ,, |
| ૫૧-૦-૦ | ડૉ. નરોતદાસ વલ્લભદાસ અકાલજી | ,, |
| ૫૧-૦-૦ | ડૉ. કાળીદાસ હરખચંદ શાહ | ,, |
| ૫૧-૦-૦ | શેઠ મણિલાલ મોહનલાલ | ,, |
| ૫૧-૦-૦ | શેઠ નરસિંહલાલ લલ્લુભાઈ | અમદાવાદ |
| ૫૧-૦-૦ | ગં. સ્વ. દેવબા પુરૂષોત્તમદાસ હા. શેઠ ગોપાળદાસ પુરૂષોત્તમદાસ | ,, |
| ૫૧-૦-૦ | પરી. ભોગીલાલ નરોત્તમદાસ ભાવનગરવાળા | ,, |
| ૫૧-૦-૦ | શ્રી. શીવલાલ રામજીભાઈ વકીલ | માંડવી-કચ્છ |
| ૫૧-૦-૦ | શેઠ રતનલાલ લલ્લુભાઈ | અમદાવાદ |
| ૫૧-૦-૦ | શેઠ રમણલાલ લલ્લુભાઈ | ,, |
| ૫૧-૦-૦ | શ્રી ભગવાનજી દેવજી મણિયાર | જામનગર |

૧૦૨૫૬-૪-૦

## પરિશિષ્ટ. ૪ થું

### શ્રી "મોઢ મહોદય"ના સં. ૧૯૯૫ના કાર્તિક સુદી ૧ થી આસો વદ ૦)) સુધીનો હિસાબ

**જ**

૬૯૦-૦-૦ શ્રી વટાવ ખાતે ગત વર્ષના બાકી દેવા

૧૨૬૩-૧૫-૦ વર્ષ આખર સુધીમાં લવાજમ આવ્યું

૨૮૯-૩-૦ શ્રી વ્યાજ ખાતે જમા.

- ૨૫-૦-૦ ભા. દ. બેંકની ફીક્સ્ડ ડીપોઝીટની રસીદ રૂ. ૧૦૦૦) ના વ્યાજના તા. ૧૬ છુટે
- ૨૫-૦-૦ ભા. દ. બેંકની ફીક્સ્ડડીપોઝીટની રસીદ રૂા. ૧૦૦૦) ના વ્યાજના તા. ૪-૨-૩૯
- ૬૪-૩-૦ ભા. દ. બેંકના સેવિંગ્સ બેંક ખાતાનું તા. ૧-૧૧-૩૬ થી ૩૧-૧૦-૩૮ સુધીનું બે વર્ષનું વ્યાજ
- ૧૦૦-૦-૦ ભા. દ. બેંકની ફીક્સ્ડ ડીપોઝીટની રસીદ રૂ. ૪૦૦૦) નું વ્યાજ તા. ૧૭-૩-૩૯
- ૭૫-૦-૦ ભા. દ બેંકની ફીક્સ્ડ ડીપોઝીટ રસીદ રૂા. ૩૦૦૦)નું વ્યાજ તા. ૧૪-૧૦-૩૯

૨૮૯-૩-૦

૫૦-૦-૦ શ્રી જાહેર ખબર ખાતે જમા

૧૦-૦-૦ શ્રી પુસ્તક વેચાણ ખાતે જમા

૨૩૦૩-૨-૦

**ઉ**

૧૮૪૦-૧૫-૦ શ્રી ખર્ચ ખાતે ઉધાર

- ૩૧૮-૧૪-૬ શ્રી ટપાલ ખર્ચ ખાતે ઉધાર બાબત જે વી. પી. ખર્ચ, બાર અંકોની પોસ્ટેજ, ભેટની પોસ્ટેજ તથા પત્ર વ્યવહારની પોસ્ટેજના.
- ૯૦૦-૧-૬ શ્રી છપાઈ ખર્ચ ખાતે ઉધાર. બાબત જે માસિકો, ભેટનું પુસ્તક, બ્લોકો રેપરો, નોટપેપરો વિ. ની છપાઈ ખર્ચના.
- ૪૪૪-૧૧-૦ સ્ટાફના પગારખર્ચના
- ૩૯-૧-૦ શ્રી મકાન ભાડાના.
- ૨૮-૧૪-૯ શ્રીપરચુરણ ખર્ચના
- ૭-૮-૦ પેપરોના લવાજમ ખર્ચના.
- ૯૪-૪-૩ શ્રી મુસાફરી ખર્ચના
- ૭-૦-૦ પુસ્તક ખરીદી ખાતે ઉધાર.
- ૦-૮-૦ ઓધવજી કાળીદાસના માંડી વાળ્યા તે.

૧૮૪૦-૧૫-૦

૪૬૨-૩-૦ શ્રી વટાવ ખાતે બાકી દેવા

૨૩૦૩-૨-૦

# પરિશિષ્ટ ૫ મું

## શ્રી "મોઢ મહોદય" નું સવંત ૧૯૯૫ની સાલ આખરનું નેટ સરવૈયું

**જ**

૧૦૦૫૬-૪-૦ શ્રી સ્થાયી ભેટ ખાતે જમા
  ૮૭૮૫-૪-૦ ગત વર્ષ આખર સુધીના
  ૧૨૭૧-૦-૦ ચાલુ સાલમાં આવ્યા તે
  ૧૦૦૫૬-૪-૦

૧૪૭૦-૮-૬ શ્રી પરચુરણ ભેટ ખાતે જમા
  ૧૧૨૫-૮-૬ ગત વર્ષ આખર સુધીના
  ૩૪૫-૦-૦ ચાલુ સાલમાં આવ્યા તે
  ૧૪૭૦-૮-૬

૪૬૨-૩-૦ શ્રી વટાવ ખાતે જમા સાલ આખર સુધીમાં

૩-૧૨-૦ શ્રી ભગવાનદાસ હરજીવનદાસ સુરતવાળા ખાતે જમા

૧૭-૧૨-૦ મેસર્સ ડાહ્યાભાઇ બ્રધર્સ કરાંચીવાળા ખાતે જમા

૦-૮-૦ શ્રી તુલસીદાસ રણછોડદાસ જામનગરવાળા ખાતે જમા

૦-૧૫-૯ શ્રી ઈનામ ફંડ ખાતે જમા

૧૨૦૧૧-૧૫-૩

ઉપરનો હિસાબ તપાસ્યો છે અને બરાબર માલુમ પડ્યો છે.

(સહી) ગાંધી મુળજીભાઇ નારણજી
(સહી) પારેખ શાંતિલાલ પ્રાણજીવનદાસ
બી. એ.
ઓન–ઓડીટર્સ

**ઉ**

૧૦૦૦૦-૦-૦ શ્રી ભાવનગર દરબાર બેંકના ફીક્સ્ડ ડીપોઝીટ ખાતે ઉધાર સદરહુ ખાતાની રસીદ નંબર નીચે મુજબ છે.
  ૧૦૦૦) રસીદ નં. ૧૫૬૮/૪૫
  ૪૦૦૦) રસીદ નં. ૩૮૬૦/૪૫
  ૩૦૦૦) રસીદ નં. ૫૮૫૦/૪૫
  ૧૦૦૦) રસીદ નં. ૨૬૦/૪૬
  ૧૦૦૦) રસીદ નં. ૪૯૮/૪૬
  ૧૦૦૦૦)

  સદરહુ નાણા શ્રી. ભીખાભાઇ ગોપાળજી પરીખ તથા શ્રી. દામોદરદાસ પરમાણંદ દેસાઇના નામ પર છે.

૧૬૮૧-૧૧-૬ શ્રી ભાવનગર દરબાર બેંકના સેવિંગ્સ બેંક ખાતે ઉધાર. પાસ બુક નં. ૧૭૩૫૩.

૩-૧૦-૦ શ્રી. ચુનીલાલ પરશોતમદાસ દીવવાળા ખાતે ઉધાર

૮-૨-૦ શ્રી. પુરૂષોતમદાસ મહાદેવભાઇ ડભોઇવાળા ખાતે ઉધાર

૨૭૬-૬-૦ શ્રી કાગળના સ્ટોક ખાતે ઉ. સ્ટોકમાં કાગળ છે.

૩૫-૦-૦ મિસ્ત્રી દેવજી ખાતે ઉધાર બાબત જે કબાટનું બીલ બાકી હોય તે બદલ આપ્યા તે

૭-૧-૯ શ્રી સિલિક બાકી

૧૨૦૧૧-૧૫-૩

(સહી) પારેખ ભીખાભાઇ ગોપાળજી
ઓન. સેક્રેટરી,
મોઢ મહોદય

# " મોઢ બંધુઓને વિજ્ઞપ્તિ "

આપની જીંદગી મોજશોખને માટે નથી. જાતનું, જ્ઞાતિનું તથા દેશ તેમજ વિશ્વનું જેટલું બને તેટલું હિત કરવું એ જીંદગીનું સાર્થક્ય છે. જે જે કાર્યો જ્ઞાતિ હિતનાં હોય, તે બધાને યથાશક્તિ તન, મન અને ધનની બનતી સહાયથી પોષવા એ દરેક બંધુની ખાસ ફરજ છે. " મોઢ મહોદય " જ્ઞાતિનું માસિક છે અને જ્ઞાતિ ઉન્નતિના વિષયો તેમાં ચર્ચાય છે, તો જ્ઞાતિનું ભલું ચાહનાર દરેક બંધુ તેને ટકાવવામાં અને તેનો વિશેષ પ્રચાર કરવામાં જરૂર તત્પરતા દાખવે.

નીચે પ્રમાણેની નિભાવ ફંડની જે યોજના છે તે બરાબર સમજી સખી દિલના ગૃહસ્થો જ્ઞાતિ હિતનાં કાર્યમાં શક્તિ અનુસાર પોત પોતાનો ફાળો આપે તે માટે તેમને અમારી નમ્ર વિનતિ છે.

(૧) ફક્ત રૂ. ૨૫૧) એકજ વખત આપી આ ' મહોદય ' ના મુરબ્બી થાઓ.

(૨) ફક્ત રૂ. ૧૦૧) એકજ વખત આપી આ ' મહોદય ' ના આશ્રયદાતા થાઓ.

(૩) ફક્ત રૂ. ૫૧) એકજ વખત આપી આ " મહોદય " ના લાઇફ મેમ્બર થાઓ.

(૪) પરચુરણ ગમે તે રકમ ભેટ આપી આ માસિકને મદદ કરો.

(૫) દર વર્ષે રૂા ૧–૮–૦ ફક્ત મોકલી આ માસિકના ગ્રાહક થાઓ

(૬) પ્રતિવર્ષ ગ્રાહક વધારી આપવા સંકલ્પ કરો.

મુરબ્બી તથા આશ્રયદાતાની છબી એક વખત માસિકમાં આપવામાં આવે છે. પહેલા ત્રણ વર્ગના ગૃહસ્થોના નામ માસિકના દરેક અંકમાં પ્રસિદ્ધ કરવામાં આવે છે; અને તેમને માસિક વિના લવાજમે મોકલવામાં આવે છે.

ફંડની સલામતી ટકી રહે અને નાણાંનો સદુપયોગ થયા કરે તેટલા માટે આપણી જ્ઞાતિનાં પ્રતિષ્ઠિત ગૃહસ્થોની એક કમીટી નીમવામાં આવી છે; જેમના નામો આ રીપોર્ટનાં મુખપૃષ્ઠ ઉપર આપેલાં છે.

પ્રતિષ્ઠિત ગૃહસ્થોની બનેલી આવી સારી કમીટી હસ્તકનાં નાણાંનો આ સંસ્થા દ્વારા જ્ઞાતિ હિતમાંજ ઉપયોગ થવાનો; માટે આ સંસ્થાને અવશ્ય સહાય કરો.

ભીખાભાઈ ગોપાળજી પારેખ
ઓન. સેક્રેટરી
મોઢ મહોદય–ભાવનગર.

R. N. B. 1416

મોઢ જ્ઞાતિમાં નવજીવન પ્રેરી તેનો ઉત્કર્ષ કરવાના ઉદ્દેશથી પ્રગટ થતું માસિક




વર્ષ ૨૩ ચૈત્ર ૧૯૯૬

અંક ૬ એપ્રિલ ૧૯૪૦

વિષયાનુક્રમ



સંચાલક અને પ્રગટ કરનાર

પારી. ભીખાભાઈ ગોપાળજી—ભાવનગર.

ઉપતંત્રી—
છબિલદાસ અમીચંદ દેસાઈ.
ભાવનગર.

વ્યવસ્થાપક—
ગોરધનદાસ અમીચંદ મણિયાર.
ભાવનગર.

વાર્ષિક લવાજમ પોસ્ટ સહિત રૂા. ૧-૧૨-૦ વી. પી. ખર્ચ સાથે

## " મોઢ મહોદય " માસિક કમિટીના સભ્યો






ભાવનગર—શ્રી સરસ્વતી છાપખાનામાં પારેખ શાંતિલાલ બેટાલાલે આ માસિકના સંચાલક માટે છાપ્યું અને સંચાલક મોઢ મહોદય ઓફિસ, ભાવનગરથી પ્રગટ કર્યું.

## "મોઢ મહોદય"ના મુરબ્બી, આશ્રયદાતા અને લાઈફ મેમ્બરો.

### મુરબ્બી

૧ સર પરશોતમદાસ ઠાકોરદાસ નાઈટ સી. આઈ. ઈ. મુંબઈ
૨ શેઠ વાઘજીભાઈ લક્ષ્મીદાસ ,,
૩ શેઠ વનમાળી વિરજી વેરાવળ
૪ શે. હરજીવનદાસ મોહનજી કાપડીયા ચોરવાડ
૫ દેસાઈ પરમાણંદદાસ જગજીવનદાસ હા. રા. દામોદરદાસ ભાવનગર
૬ શેઠ નાનાલાલ મંછારામ મુંબઈ
૭ શેઠ જીવરાજ મકનદાસ કુંડલાવાળા ,,
૮ શેઠ લક્ષ્મીદાસ નેમીદાસ, મુંબઈ
૯ શ્રીયુત પરી. છોટાદાસ હરગોવિંદદાસ મદ્રાસ
૧૦ શેઠ ગોવિંદજી જેઠાભાઈ ચોરવાડવાળા મુંબઈ
૧૧ શ્રી કલકત્તા મોઢ ઉત્તેજક મંડળ કલકત્તા
૧૨ શેઠ ઠાકોરદાસ ગુલાબદાસ ઝરીવાળા સુરત
૧૩ ગં. સ્વ. મણિબહેન તે શા. ભગવાનદાસ નરભેરામ ખાનદેશવાળાના વિધવા ,,
૧૪ શેઠ સુખલાલ ઝવેરભાઈ ભાવનગર
૧૫ શ્રીયુત નારાયણદાસ ગીરધરદાસ મદ્રાસ

### આશ્રયદાતા

૧ સર ચુનીલાલ વિજભૂખણદાસ મુંબઈ
૨ શેઠ હરીલાલ જગનાથ ખંભાત
૩ શેઠ કરસનદાસ ભગવાનદાસ મુંબઈ
૪ પારેખ આણંદજી ગોપાલજી ભાવનગર
૫ પરી. ગોવિંદજી કલ્યાણજી બોટાદ
૬ શેઠ જસરાજ મુળજીભાઈ હ. શેઠ માણેકલાલભાઈ મુંબઈ
૭ રાજા બ. ભગવાનદાસ હરીદાસ એન્ડ સન્સ હૈદ્રાબાદ
૮ શ્રીયુત હરિદાસ માણેકચંદ કોઠારી કરાંચી
૯ શેઠ છોટાલાલ ઓધવજી પોરબંદર
૧૦ શેઠ પોપટલાલ માણેકચંદ હા. શેઠ કેશવલાલભાઈ જામનગર
૧૧ શ્રી ચત્રભુજ ભગવાનજી મોદી કોલંબો
૧૨ શેઠ કનૈયાલાલ પુરૂષોત્તમદાસ પુના
૧૩ શેઠ ભીખાભાઈ પરશુદાસ પરી. ભાવનગરવાળા માંગલોર (એસ. કે.)
૧૪ પરી. ગોપાળજી મુળજીભાઈ ભાવનગર
૧૫ મણિયાર નરસીદાસ લલ્લુભાઈ હા. રા. કેશવલાલ ભાવનગર
૧૬ સ્વ. શેઠ લક્ષ્મીદાસ ભગવાનજી સાકરવાળા હા. તેમના ધર્મપત્ની કસ્તુરબાઈ મુંબઈ
૧૭ શેઠ ચંદ્રકાંત મોતીલાલ જમાભાઈવાળા અમદાવાદ
૧૮ શેઠ મણીલાલ હેમચંદ અમદાવાદ
૧૯ શેઠ હરકીસનદાસ જગજીવનદાસ અંકલેશ્વર
૨૦ શેઠ ધરમદાસ ચામળદાસ પરશુદાસ મુંબઈ

### લાઈફ મેમ્બર

૧ પારી. અમૃતલાલ મોતીલાલ બી. એ. એલ. એલ. બી. હા. ભોગીલાલ અમૃતલાલ રાજકોટ
૨ રા. હીંમતલાલ નાગજીભાઈ વોરા ,,
૩ રા. અમરતલાલ દલસુખરામ જસ અમદાવાદ
૪ રા. કાંતિલાલ હરકીશનદાસ અંકલેશ્વર
૫ રા. હીરાલાલ લક્ષ્મીચંદ મણિયાર વડોદરા
૬ શેઠ છગનલાલ પિતાંબરદાસ મુંબઈ
૭ દી. બ. ગોવિંદદાસ ચતુર્ભુજદાસ મદ્રાસ
૮ મેસર્સ કેશવલાલ એન્ડ કું. મદ્રાસ
૯ પારેખ જીવરાજ ગોપાલજી સિંગાપોર
૧૦ શેઠ લાલદાસ ગોવિંદદાસ મદ્રાસ
૧૧ ડૉ. નારણદાસ મોતીરામ સુરત

૧૨ શા. ભગવાનદાસ હરજીવનદાસ, સુરતવાળા–મુંબઇ
૧૩ શેઠ લલ્લુભાઈ જમનાદાસ અમરેલી
૧૪ રા. કાળીદાસ હરીદાસ વેરાવળ
૧૫ શેઠ ઠાકરશી પ્રેમજી જુનાગઢ ગીરનારવાળા હા. શેઠ ગીરધરલાલ મુંબાઈ
૧૬ રાવસાહેબ પુરૂષોત્તમદાસ દેવજીભાઈ મણિયાર જામનગર
૧૭ શા. ગોવિંદજી કાળીદાસ ખોરાસા-ગીરવાળા એડીસાબાબા
૧૮ શા. વલ્લભદાસ ભગવાનદાસ ,,
૧૯ શ્રી નાનાલાલ મોતીચંદ હ. શ્રી ભોગીલાલ મુંબાઈ
૨૦ મણિયાર હરજીવનદાસ જેઠાલાલ હ. શ્રી માણેકલાલ ,,
૨૧ શેઠ દેવકરણ નાનજી હ. શેઠ ચુનીલાલ ,,
૨૨ શેઠ વીજભૂખણદાસ હરગોવિંદદાસ મૂળજી,,
૨૩ રા. દુર્લભદાસ નેમચંદ એડીસાબાબા
૨૪ રા. મોહનલાલ ઓધવજી વકીલ અમરેલી
૨૫ રા. નટવરલાલ ગોરધનદાસ જગજીવનદાસ રંગુન
૨૬ રા. ગોરધનદાસ પ્રાણલાલ મુંબાઈ
૨૭ શેઠ નારણદાસ મથુરાદાસ હ. મનોરદાસ ,,
૨૮ મહેતા દયારામ લધુભાઇ હા. મહેતા જટાશંકર દયારામ કલકત્તા
૨૯ શેઠ હિરાલાલ ભગવાનજી નથુભાઇ જામનગર
૩૦ શેઠ હરિલાલ ગોવિંદજી માધાણી મુંબઇ
૩૧ દોશી હિરાલાલ ગોકળદાસ ,,
૩૨ શ્રી માણેકચંદ તારાચંદ અડાલજા સાહેબ વડોદરા
૩૩ રા. કનૈયાલાલ નાનાભાઇ રંગુન
૩૪ દેસાઈ વિઠ્ઠલદાસ લાલજી ભાવનગરવાળા હ. દેસાઇ પ્રાણજીવનદાસ કરાંચી
૩૫ રા. અભેચંદ અમૃતલાલ ટોંગાટ (આફ્રિકા)
૩૬ રા. પુરૂષોત્તમ ગીરધરદાસ ડર્બન (આફ્રિકા)
૩૭ રા. હીંમતલાલ બાપુલાલ પરીખ કરાંચી
૩૮ શેઠ જેઠાલાલ ચુનીલાલ ત્રીકમજી મેતા કલકત્તા
૩૯ રા. દામોદરદાસ હીરાચંદ હ. રા. આત્મારામ દામોદરદાસ વોરા ભાવનગરવાળા લીંબડી
૪૦ શા. નરોત્તમદાસ પ્રેમચંદ પ્રભાસ પાટણવાળા પુના
૪૧ શેઠ કરશનદાસ મોતીચંદ હ. અમૃતલાલ જમનાદાસ દીવ
૪૨ રા. રમણલાલ છોટાલાલ મઝમુદાર ભરૂચ
૪૩ શ્રીયુત ઉમેદલાલ પુરૂષોત્તમદાસ મણિયાર બી. એ. એલ એલ. બી. અમદાવાદ
૪૪ શેઠ નાનચંદ પ્રેમચંદ ,,
૪૫ પરી. શાંતિલાલ ગોરધનદાસ ,,
૪૬ શ્રીયુત તુલસીદાસ જસરાજ બી. એ. એલ. એલ. બી. ,,
૪૭ શેઠ બાલાભાઈ હરીલાલ ,,
૪૮ રા. પોપટલાલ જગજીવનદાસ કરાંચી
૪૯ ,, નંદલાલ ટી. મણિયાર ,,
૫૦ ,, ડૉ. નરોત્તમદાસ વલ્લભદાસ ,,
૫૧ ,, ડૉ. કાલીદાસ હરખચંદ શાહ ,,
૫૨ ,, શેઠ મણીલાલ મોહનલાલ ,,
૫૩ ,, શીવલાલ રામજી વકીલ–માંડવી–કચ્છ
૫૪ ,, શેઠ નરસિંહલાલ લલ્લુભાઈ અમદાવાદ
૫૫ ગં. સ્વ. દેવબા પુરૂષોત્તમદાસ હ. શેઠ ગોપાળદાસ ,,
૫૬ પરી ભોગીલાલ નરોત્તમદાસ ભાવનગરવાળા,,
૫૭ શેઠ રતનલાલ લલ્લુભાઈ અમદાવાદ
૫૮ શેઠ રમણલાલ લલ્લુભાઇ અમદાવાદ
૫૯ શ્રી ભગવાનજી દેવજીભાઈ મણીયાર હા. ભાઇ મોતીલાલ ભગવાનજી જામનગર
૬૦ ,, ચીમનલાલ પ્રાણજીવનદાસ દલાલ–મુંબઇ
૬૧ મહેતા ઝવેરચંદ નારણદાસ કલકત્તા

# મોઢ મહોદય

વર્ષ ૨૩ મું ] ચૈત્ર : ૧૯૯૬ ::: એપ્રિલ : ૧૯૪૦ [ અંક ૬ ઠ્ઠો


## " જોઈએ છે "

જીગર એક ખરીદવાનું છે,
મળે કોઈ વેચનારૂં;
જીગર એક ખરીદવાનું છે,
અમોને એક જોઇએ છે.

• •

કજારો આત્મામાંથી,
રસીલું ને મઝાનું એક,
જીગર તો ખરીદવાનું છે.
ગમે તે ભાવ હોયે તો,
હમેશાં આપશું મનથી,
કરીશું સાટું જીવનનું,
છૂટીશું ના કદી તનથી,
જીગર તો ખરીદવાનું છે.
જગતના આ બજારેથી,
ઈજ્જત ને આબરૂ માટે,
જીગર તો ખરીદવાનું છે.

નટવર બી. નાણાવટી, મહુવા બંદર

## ગ ણ પ તિ

શાર્દૂલવિક્રીડીત

સૌમ્યાનંદ મુખારવિંદ દીપતું, ગંભીર તેજે ભર્યું;
વિઘ્નોના હણતા ગણેશ પ્રભુને, ઐશ્વર્ય આપે ઘણું;
ભોળાનાથ મહાન શંકર તથા, દેવી મહા પાર્વતી,
તેના પુત્ર મહાન છે ગણતણા, સર્વોપરી છે પતિ.

ભ્રાતા કાર્તિકસ્વામી છે બહુબળા, જેણે હણ્યો તારકા,
એવા કાર્તિકસ્વામી ને ગણપતિ, દેવો અહીં છે મહા;
લાંબુ પેટ મહા વિશાળ દિપતું, દેખાવડું ભવ્ય છે,
એવા દેવ ગણેશને નમન હો, લાખો પ્રણામો ઘણા.

## મનની નૌકાને

રે ક્યાં ચાલીરે ? મનની નાવ અમારી ?

મનકી નૌકા આતમ નાવિ.
સાથ ન કોઇ અમારી રે. રે, ક્યાં ચાલી ?

કાપી મજલ તેં થોડી છને;
જવું છે દૂર હાં ! ભારી રે, રે ક્યાં ચાલી ?

ભર દરિયામાં આ મોજાં આવે,
જવું છે પાર તરાવી રે, રે ક્યાં ચાલી ?

ત્યાં વમળમાં તું ડૂબી જશે,
સહાય કરે કો તારી રે. રે ક્યાં ચાલી ?

ડગમગ આજે તું કાં ડોલે !
મોત સમીપ શું તારી ! રે, ક્યાં ચાલી ?

કોણ કરે છે. સંગત તારી ?
વિમળ રાહ તજાવી રે ? ક્યાં ચાલી ?

સમજી જા આ રાહ તજી દે,
જવાને પાર તરાવી રે—ક્યાં ચાલી ?

ઓધવજી ત્રિવેદી



## તંત્રીસ્થાનેથી !



કન્યાવિક્રય:—ગતાંકમાં વિક્રય વિષે જુદી જુદી દષ્ટિએ વિગતવાર વિવેચન કરાયું. આ વખતે ખાસ કરીને કન્યાવિક્રયનો જ ઉહાપોહ કરવો એ હિસાબે તેને લગતી વાતોનો જ વિચાર કરવામાં આવ્યો છે. કન્યાવિક્રય કરનારાના જુદાં જુદાં વર્ગો છે અને આ વર્ગો જે જે કારણવશાત્ કન્યાવિક્રય કરી રહ્યા છે તે તે કારણો જ્યાં સુધી સમજણપૂર્વક દૂર ન કરાય ત્યાં સુધી કન્યાવિક્રય ખરી રીતે અટકવો મુશકેલ છે.

જે જે બદીઓ કાયદાકાનુનથી અટકાવવામાં આવે છે તે તે બદીઓ ખરૂં જોતાં નાશ નથી પામતી. કાયદાકાનુનનો અંકુશ ભયદર્શક છે એટલે જે ગુન્હાઓની અટકાયત કાયદાકાનુનો દ્વારા કરવામાં આવે છે તે ગુન્હાઓ કાં તો ધીર અને વીર પુરૂષોથી છડે ચોક કરવામાં આવે છે અને તેવા પુરુષો કાયદાની જાળમાં પકડાતાં હસતે મુખે જે જાતની સજા તેમને થાય તે સહન કરે છે.

જેઓ બીકણુ અને બિરૂહૃદયના હોય છે તેઓ ગુપ્ત રીતે, પોતે પકડાઈ ન જાય તેની પૂરી કાળજી રાખીને અયોગ્ય આચરણ કર્યે જાય છે. આવાઓ પણ અમુક વખતે તો પોતાની ગમેતેવી ચાલાકી છતાં ફસાઈ જાય છે અને કાયદાકાનુનથી થતા દંડના ભોગ બન્યા વગર રહેતા નથી.

ધીર વીર તેમજ બિકણુ અને બિરૂ હૃદયના માણસો, પોતે કરેલા ગુન્હાઓની જે જાતની તેમને સજા થઇ હોય તે પૂરી થતાં, તરતજ પાછા પોતાના કાર્યમાં મંડયા જ રહેવાના; એટલે ગુન્હાઓ અને અયોગ્ય આચરણની બદી અટકાવવાનો જો સાચો રસ્તો હોય તો તે હૃદયની સાચી કેળવણી છે. સાચા હૃદય પલટા વગર ખરો સુધારો ન સંભવે.

જે માબાપો અને વાલીઓ કન્યાનાં દામ ઉપર જ દુન્યવી મોજ માણવા તૈયાર છે તેઓ કાયદા કાનુનના અંકુશથી કદીપણ તેમ કરતાં અકળાતા નથી. તેમનાં હૃદયને સ્પર્શે તેવા પ્રચારની જરૂર છે.

કન્યાવિક્રય એ મહાપાપ છે. પોતાની ગરીબ રાંકડી દીકરીને ગમે ત્યાં વરાવી પોતાની ધન લોલુપતા પોષતા પિતાઓ અને વાલીઓ પિશાચ કરતાં પણ વધુ ખરાબ છે. પિશાચો અને રાક્ષસો જો કે તેઓ માંસાહારી છે છતાં પોતાનાં ફરજંદોનું માંસ તેઓ કદિપણ ખાતા નથી. જે પિતાઓ અને વાલીઓ પોતાની પુત્રીનાં શારીરિક વજન કરતાં બમણાં, ત્રમણાં કે ચારગણાં દામ લઇને પુત્રીનું લિલામ કરે છે તેઓ ખરેખર પુત્રીનું રક્ત પીનારા છે, અને આ હિસાબે તેઓ પિશાચો અને રાક્ષસો કરતાં પણ ઉતરતી પંક્તિના છે. ધર્મશાસ્ત્રો પણ પોકારી પોકારીને કહે છે

કે દીકરીનાં દામ ઉપર મોજશોખ ઉડાવનારા પિતાઓ અને વાલીઓ નરકાગારમાં જ સડ્યા કરે છે.

માણસ હંમેશાં પ્રમાણિકપણાંથી કરાતી દ્રવ્ય કમાણી જ સુખે ભોગવી શકે છે. હરામીઓ ઘડીકભર ભલે ફાલ્યા ફુલ્યા ફરતા માલમ પડે પણ તેમનાં હૃદયનો ડંખ તેમને અહરનિશ સાલ્યાજ કરતો હોય છે અને અંતે સરવાળે તો તેઓ પાયમાલ અને પૂરા હાલબેહાલ જ બને છે.

કન્યાવિક્રય કરતા હરામી પિતાઓ અને વાલીઓ ચોક્કસ સમજે કે તેઓ કદીપણ હૃદયનું સાચું સુખ અને મનની ખરી શાંતિ માણી શકવાના જ નહિ. વળી એ બાબત પણ તેવા દુષ્ટો અને હરામીઓ ખ્યાલમાં રાખે કે ગરીબ અને નિરાધારની ધા—દુઃખતી કળકળતી આંતરડી કદી ખાલી જતી નથી. આ ધા બહુ જ ભુંડી છે. સબળાઓનાં જોરદાર ફટકા કરતાં પણ અબળ ગણાતાં ગરીબ અને નિરાધારની ધા વિશેષ સમજવી. આવી ધાએ રાજ્યોનાં રાજ્યોને જડમૂળથી ઉખેડી નાંખ્યા છે. કન્યાવિક્રય કરતારા વાલીઓ પોતાનાથી લાડપાડમાં ઉછેરાએલી નિર્દોષ બાળાનાં હૃદયની ધગધગતી ધાના ભોગ બને છે. અને પરિણામે પોતાનો જડમૂળનો નાશ વ્હોરી લે છે.

'દીકરી ને ગાય દોરે ત્યાં જાય' એ કહેતીમાં દીકરીની કેવી અને કેટલી રાંકડી દયામય દશાનો ચિતાર ખડો થાય છે. સાથેસાથ દીકરીનું સંપૂર્ણ આજ્ઞાંકિતપણું પણ તેમાં ઝળકી રહેલું છે. આ બાબતો તરફ દુર્લક્ષ કરી, જે પિતાઓ અને વાલીઓ માત્ર પેટભરા બની પૂરતો કન્યાવિક્રય કરે છે અને કન્યાને ભાડમાં પાડે છે તેમની અધમતાનો આંક જ નથી.

પાપી લોકો કદી પણ ચડીને ચાલે જ નહિ એટલે કે તેઓ પાપથી તથા દુષ્ટતાથી ઉપસ્થિત થતી દુઃખદ સ્થિતિના સત્વર ભોગ બને જ છે. તો પછી કન્યાવિક્રયનું ઘોર પાતક કરતા પિતાઓ અને વાલીઓ મહા બુરી દશાના ભોગ જરૂર બને એ વિષે શંકા જ ન હોય.

ઉપર જણાવી તેવી બાબતોનો વધુ પ્રચાર કરીને, જેમ જેમ આવા પિતાઓ અને વાલીઓનાં માનસ પલટાવવાનો પ્રયત્ન કરાશે તેમ તેમ કન્યાવિક્રયનાં ઘોર પાપથી ધીમે ધીમે છુટકારો થતો જશે, અને આ હિસાબે અટકવા પામતા કન્યાવિક્રયનું વખત જતાં નામશેષ પણ નહિ રહે.

જેઓ ગામડાંઓમાં રહે છે અને પોતાના પુત્રોને વરાવવા માટે જેમને પૈસા આપવા પડે છે તેઓ આર્થિક મુશકેલીનાંકારણે કન્યાવિક્રય કરતા હોય છે. કન્યાવિક્રય કરનારાઓનો આ બીજો વર્ગ છે. આ વર્ગને માટે એ ખાસ જરૂરી છે કે તેમણે વધુ સાહસિક બની શહેરોના સંસર્ગમાં વિશેષ આવતા જવું અને પોતાની ઉમદા રહેણીથી એવો વર્તાવ રાખતા થવું, જેથી શહેરીઓનાં મન તેમનાં તરફ આકર્ષાય અને તેઓ પોતાની કન્યા તેમને ત્યાં વરાવવા પ્રેરાય. વળી અત્યારે

કેળવણી તરફ સામાન્ય જનતાનું લક્ષ વધારે ખેંચાય છે, તેથી ગામડાંઓના વાલીઓએ પોતાના પુત્રોને કેળવણી આપવામાં પણ પુરી તત્પરતા દાખવવી જોઇએ. પુત્રો જો સારી રીતે કેળવાએલા હશે અને સાંસારિક બોજો ઉઠાવવાને પાણીવાળા જણાશે તો તેઓ જરૂર પરણાવાના જ. જ્યારે ગામડાંના યુવકો આ પ્રમાણે પોતાની લાયકાતને અંગે વરવા શકિતમાન થશે, ત્યારે તેમના વાલીઓને તેમને વરાવવા માટેની આર્થિક વિટંબણા નહિ રહે અને જે કારણથી તેઓ કન્યાવિક્રય કરવા લલચાયા હોય છે તે નાબુદ થતાં, તેઓ પણ કન્યાવિક્રય કરતા જરૂર અટકશે.

કન્યાવિક્રય કરનારો ત્રીજો વર્ગ એ છે કે જેની માન્યતા એવી થઇ પડી હોય છે કે બાપદાદાઓથી કન્યાની અમુક જુજ રકમ લેવાતી જ આવી છે માટે તે પ્રથા બંધ ન જ થવી જોઇએ. વળી આ વર્ગ એવી પણ માન્યતા સેવતો હોય છે કે જો તે પ્રથા નાબુદ કરાશે તો જરૂર કંઇક ને કંઇક આફત આવી પડશે.

આની અંદર માત્ર રૂઢિ અને વ્હેમનું જ પ્રાબલ્ય છે. અલબત્ત, કાકતાલીયવત્ ન્યાય પ્રમાણે કોઇ વ્યક્તિએ બાપદાદાથી ચાલતી આવતી આ ખરાબ પ્રથાનો ત્યાગ કર્યો હોય અને ત્યારપછી સાવ ટુંક વખતમાં તેને કોઈપણ જાતની આફતના ભોગ બનવું પડયું હોય અને પોતાનાં હૃદયની દુર્બળતાને લીધે વ્હેમના ભોગ બની, એકવાર ત્યાગેલી ખરાબ પ્રથાને પાછી ફરીથી તેણે સ્વીકારી પણ હોય.

રૂઢિ અને વ્હેમમાંથી મુક્ત થવા માટે હૃદયની મક્કમતા કેળવવાની જરૂર છે. 'કલ્યાણ કરનાર કદી પણ દુર્ગતિ પામનો નથી' એ પ્રકારના શ્રી કૃષ્ણથી ગીતામાં ઉચ્ચારાએલાં વાકયને લક્ષમાં રાખીને અયોગ્ય, અન્યાયયુક્ત દુષ્કૃત્ય કરતાં અટકવાની હૃદયની મક્કમતા કેળવવી અને સારૂં કરવા જતા ભાગ્યવશાત્ આવી પડેલી આફતોને ધીરજથી સહન કરવાની શક્તિ કેળવવી એમાં જ મર્દાની સાચી મર્દાઈ છે.

શુભ કર્મનાં મીઠાં જ ફળ હોય અને ખરાબ કર્મનાં માઠાં ફળ હોય. આ ત્રિકાળાબાધિત સત્ય સિદ્ધાંત છે એટલે રૂઢિ તેમજ વ્હેમના ભોગ બની કન્યાવિક્રય કરનાર વર્ગે કન્યાવિક્રયની અધમતા અને દુષ્ટતા ધ્યાનમાં રાખી, તે પાપમય માર્ગને જેમ બને તેમ વેલાસર તજવો અને અચાનક આવી પડતી આફતોથી ડરીને સન્માર્ગ ગામી થતાં ન અટકવું.

કન્યાવિક્રય રૂપી ક્રૂર પાપ કરતાં અટકાવાથી આફત આવી પડશે એ જાતની શંકાને હૃદયમાં સ્થાન આપવું એ નરી મૂર્ખાઇ છે. આફત આવવી એ અયોગ્ય કર્મનું ફળ છે. કન્યાવિક્રય કરતા અટકવું એ સત્કર્મ છે, એટલે એ હિસાબે સત્કર્મનું ફળ કદાપિ પણ આફત હોઇ શકે જ નહિ. અગાઉના કોઈ અયોગ્ય કર્મના આફતરૂપી પાકનો બરાબર સમય, અમુક સત્કર્મની શરૂઆત પછી તરતજ શરૂ થવા પામે ત્યારે તે વ્હેમ

પોષક બને ખરો, પણ જેમનાં મન દૃઢ છે, જેમનામાં સાચી ધાર્મિક શ્રદ્ધા છે અને જેમનું વલણ હરહંમેશ સત્ય, અને ન્યાય તરફ છે તેઓ આવી અણુધારી કાકતાલીયવત્ આફતોથી કદિ ડગતા નથી.

કન્યાવિક્રય કરનારા ત્રણ વર્ગો અને તે તે વર્ગોને કઇ કઈ રીતે કન્યા વિક્રય કરતા અટકાવી શકાય તે વિષેના દૃષ્ટિબિન્દુઓ આ લેખમાં વર્ણવ્યા છે. વાચકવર્ગ જો પ્રયત્નશીલ થઇ કશું પણ પ્રચારક કાર્ય આ દિશામાં કરશે તો કન્યાવિક્રયની બૂરી બદી જરૂર નાશ પામશે. લેખક વર્ગને અમારી વિનતિ છે કે લેખ અથવા તો વાર્તારૂપે લખાણુ લખી, માસિકદ્વારા કન્યાવિક્રયરૂપી ક્રુર બદીની અટકાયત માટે યોગ્ય પ્રચાર કરવા તે સહાયભૂત બને.

× × ×

**બેટી વ્યવહાર**—અત્યારે સામાન્ય રીતે હરકોઈને પોતાની કન્યા યોગ્ય સ્થળે વરાવવામાં બહુ મુશ્કેલી પડે છે. આનું કારણ એ છે કે દિનપ્રતિદિન વધતાં જતાં પરસ્પરનાં સગપણને લીધે કન્યા તેમ મુરતીઆને વરાવવાનું ક્ષેત્ર ટુંકું બનતું જાય છે. ગોળના વિસ્તાર માટે ચોતરફથી ઉહાપોહ કરાય છે તેનું કારણ આ ઉપરથી સહેજે કલ્પી શકાય. હમણાં નહિ તો થોડા વર્ષો પછી પણ ગોળનો વિસ્તાર કર્યાં વિના ચાલે તેમ નથી.

વળી અમુક જણ એવી પણ માન્યતા ધરાવતા હોય છે કે આપણા છ જાતના મોઢની અંદર પરસ્પર કન્યા લેવાદેવાની જો છુટ થાય તો યોગ્ય કન્યા અને યોગ્ય મુરતીઆનો સુમેળ સાધવામાં મુશ્કેલી રહે નહિ.

ઘણા લાંબા વખત પહેલાં જામનગર તેમજ રાજકોટમાં જે અખિલ મોઢ સંમેલનો ભરાયાં હતાં તેમનો ઉદ્દેશ પણ આવોજ હતો. પણ સ્વભાવિકરીતે માતપિતાઓ પોતાની પુત્રીઓને જેમ બને તેમ પાસેનાં સ્થળમાં અને ન છુટકે જ દૂરનાં સ્થળમાં વરાવવાની વૃત્તિવાળાં હોવાથી આ જાતની રીતિ હજી અમલમાં આવવા પામી નથી, અને ભિન્ન ભિન્ન સ્થળે વસતા જ્ઞાતિબંધુઓના આ માટેના સતત પ્રયાસ વિના સમગ્ર મોઢની અંદર કન્યાની આપ લે કરવાનો રિવાજ દાખલ થવો મુશકેલ છે.

આને માટે દરેક સ્થળે સ્થાનિક સુશિક્ષિત અને સુસંસ્કારી વ્યક્તિઓએ અવાર નવાર ભાષણો તેમજ પત્રિકાઓ દ્વારા સમગ્ર મોઢનાં ઐક્ય અને બેટી વ્યવહારથી થતા લાભો જનતા સમક્ષ રજુ કરવા જોઈએ અને જનતાનાં સંકુચિત માનસનું રફતે રફતે વિશાળ ભાવના તરફ વલણ વધારવું જોઈએ. હરકોઈ મહાનકાર્ય તેની સફળતા માટે મહાન શ્રમ ઉપર આધાર રાખે છે.

ગોળ વિસ્તારનું કાર્યપણ લગભગ તેની દશ કે વધારે વર્ષથી ઉહાપોહ છતાં હજી બીલકુલ અમલમાં નથી,

તો પછી બધી જાતના મોઢની અંદર પરસ્પર બેટી વ્યવહારની શરૂઆત થાય તે પહેલાં તેને માટે સામાન્ય જનતાનો મત કેળવવાની કેવી અને કેટલી આવશ્યક્તા હોવી જોઇએ તેનો ખ્યાલ સૌએ કરી લેવો.

આંતર જાતિય લગ્નનો હેતુ વાસ્તવિક તો આયેજ છે. સમગ્ર વણિકજાતિ યાતો હરકોઈ જાતિ જેના આજકાલ અનેક પેટા વિભાગ પડી ગયા છે, તે તે જાતિના તે તે પેટા વિભાગોમાં પરસ્પર કન્યા લેવા દેવાની છુટ. પણ આજકાલ આંતરજાતિય લગ્નનો ઉંધો અર્થ જ થઇ રહ્યો છે. બ્રાહ્મણ અને વણિક, વણિક અને લુહાણા. બ્રાહ્મણ અને ભાવસાર આ પ્રમાણે જુદીજુદી કોમો વચ્ચેનાં લગ્ન ખરૂં જોતાં આંતર જાતિય નહિ પણ ઇતર જાતિય લેખાવાં જોઇએ. આંતર જાતિય લગ્ન તેના સત્યાર્થના હિસાબે ખંડિત બની ગએલી કોઈ પણ એક કોમને અખંડ અને ઐકયયુક્ત બનાવવાનાં નિમિત્તરૂપ છે, એટલે આંતર–લગ્ન સમજણપૂર્વક કરાતાં હોય તો તે ઈચ્છવા યોગ્ય છે. ઇતરજાતિય લગ્ન તો કોઇપણ હિસાબે ઇચ્છનીય નથી. અલબત્ત, અહીં રજુ કરાએલા આંતરજાતિય અને ઇતરજાતિય લગ્નના ભેદના હિસાબે, ધર્મશાસ્ત્રમાં ઇતરજાતિય લગ્નના દાખલાઓ છે, પણ તે જાતનો પ્રકાર સામાન્ય નહિ પણ અપવાદ જેવો સમજવો અને અપવાદો તો હંમેશાં રહેવાના જ.

મૂળ ચાર વર્ણો હતા એ તો આપણે શાસ્ત્રોથી જાણીએ છીએ સ્થળાંતરના હિસાબે વર્ણોના વિભાગો થના ગયા અને એ વર્ણ વિભાગોમાંથી અત્યારે અનેક પેટા જ્ઞાતિઓ ઊભી થઇ છે; એટલે મૂળના દરેક વર્ગના મેળ વગરના ટુકડા થઇ ગયા છે. ટુકડા કરવા એ સહેલું કામ છે અને ટુકડાને સાંધી એકત્ર કરવા તે બહુ મુશ્કેલ કાર્ય છે.

અગાઉના મૂળ વર્ણોનો વિચાર કરવા બેસીએ તો તે નકામું છે, કારણકે વર્ણ ધર્મ અત્યારે સાવ સેળભેળ થઇ ગયો છે; એટલે કોમી તત્ત્વને પ્રાધાન્ય આપી પહેલાં તો કોમની એકયતા વધારવા પ્રયત્ન થવો જોઇએ. સમગ્ર વણિક કોમનું ઐકય સધાય એ પૂરી ઈચ્છવા યોગ્ય બાબત ખરી પણ તે વસ્તુની વાત કરવી એટલે ગજા વગરની મોટી ફાળ ભરવાની વાત ગણાય

પહેલાં આપણે સૌએ એ જ ઈચ્છવું જોઇએ કે બધી જાતના મોઢનું ઐકય થાય અને અંદર અંદર બેટી વ્યવહાર શરૂ થતાં, સગપણને લીધે નિકટનો સંબંધ વધતો જશે અને સ્નેહયુક્ત સંપનું વાતાવરણ જામશે.

જ્ઞાતિના પેટા વિભાગો વચ્ચેનાં વૈમનસ્ય અને અથડામણને દૂર કરવા, જ્ઞાતિની છિન્ન ભિન્નતાનાં કારણે જ્ઞાતિનો થતો નાશ અટકાવવા, જ્ઞાતિહિતનાં ભિન્નભિન્ન કાર્યોને સુખરૂપ પાર પાડવા અને જ્ઞાતિનું સાચું ગૌરવ વધારવા માટે છયે વિભાગોના મોઢ વચ્ચે બેટી વ્યવહાર એટલે કે વાસ્તવિક આંતરજાતિય લગ્નની

છુટની પ્રથા સાચા આશીર્વાદ રૂપ લેખાશે.

આને માટે યોગ્ય પ્રયાસ કરવામાં આપણે કશી નવીનતા નથી કરતા એ ખ્યાલ ખાસ રાખવાનો છે, પેટાવિભાગોની નવીનતાએ તો પૂરી પાયમાલી કરી નાખી છે અને આપણે તો નવીનતાને દફનાવી એટલે પેટાવિભાગોને દૂર કરી જૂની–મૂળની સ્થિતિ માટે પ્રયાસો કરવાના છે.

અંતમાં એજ કે જમાનો જેમ કુદકે અને ભુસકે વધતો જાય છે તેમ જનતાનું માનસ એવું વધારે અને વધારે સંકુચિત બનતું જાય છે કે જ્યાં ત્યાં વિભાગોનો વધારો થતો જાય છે. આનું કારણ 'હું કરૂં અને કહું તે સાચું અને બીજાઓનું બધું ફોક,' એ જાતનો મિથ્યા ઘમંડ. આ ઘમંડ તજી, સૌકોઈ સત્ય પંથે પળે એજ પ્રાર્થના.





## જપનો વિધિ



અનુઃ—દાસાનુદાસ

જપ કરવા પૂર્વે તમારી કલ્પના પહોંચે ત્યાં સુધી પરમેશ્વરનું ઉત્તમમાં ઉત્તમ વ્યાપક સ્વરૂપ કલ્પવું જોઇએ અને પછી જે મંત્ર તમને મળેલો છે તે મંત્રનો અર્થ એજ આ તમારૂં કલ્પેલું સર્વોત્તમ સ્વરૂપ છે, એવું ધારી તેનો જપ કરવો. શબ્દમાં મહત્તા નથી. પણ શબ્દના અર્થમાં મહત્તા હોવાથી તમારે તે અર્થને વૃત્તિમાં આરૂઢ રાખવાની અગત્ય છે એટલું જ નહિ પણ, વ્યવહારમાં પણ તમારા જીવનમાં રોમે રોમમાં એ અર્થને ઉતારી દેવાનો છે, "આનંદ" શબ્દ લ્યો. આનંદ એટલે જરાપણ દુઃખ વિનાની પ્રસન્નતા વાળી અવસ્થા; એટલે આનંદને સર્વવ્યાપક માનવો પણ હવે વ્યવહારમાં શું થવાનું? છોકરો મરી ગયો કે કોઇ વિપત્તિ આવી પડી, ત્યાં તમારાથી શોક થવાનો કે? સર્વત્ર વ્યાપી રહેલા આનંદમાં શોકને ઉભા રહેવાની જગ્યા છે જ ક્યાં? તમારા અંતરમાં આનંદ વ્યાપી રહેલો છે, અને બહાર તે જ છે, એવો તમે જપમાં નિશ્ચય કર્યો છે, એટલે શોક કર્યો કે તમારૂં જ કરેલું તમારે ઉથાપવાનું થયું. જપના ફળને જમાવવું હોય તો શોકનો નિઃશેષ ત્યાગ કરવો જોઇએ. સર્વત્ર જો આનંદ વ્યાપી રહ્યો તો સ્ત્રીને ધમકાવાય કેવી રીતે? છોકરાને મરાય કેવી રીતે? ધમાધમ થાય કેવી રીતે? સત્ય છે, અત્યંત સત્ય છે, કે વાણીમાં કંઇક હોય, મનમાં કંઇક હોય, ને કૃત્તિમાં કંઇક હોય તો ફળ શી રીતે પ્રકટે? માટે ગમે તેવા પ્રસગો બહાર બને, તો પણ તમારા આનંદ–પ્રભુને તમારે અંતરમાં રાખી લેવા જોઇએ.

"આવો પ્રભુ, આનંદ! આવો, મારા હૃદયમાં પધારો, હું તમારા નામનો જપ કરીશ, તમારૂં જ ચિન્તવન કરીશ; ખાતાં પીતાં, અનેક વ્યવહાર કરતાં હું તમને જ જોયા કરીશ. તમને નિત્ય મારા હૃદયમાં આરૂઢ રાખવાની પ્રતિજ્ઞા કરૂં છું. તે પ્રતિજ્ઞામાં ગમે તેટલા વિઘ્નો નડશે, તો પણ હું તેને સિદ્ધ કરીશ. ગમે તે સંજોગોમાં દરેકને સારૂં જ થાય છે તેનું ભાન રાખીશ, તો મારો આનંદ કાયમ રહેશે જ."



# સ્ત્રીઓની મહત્તા

લેખક :
શ્રી ઘનશ્યામ રતીલાલ શેઠ

સ્ત્રી અને પુરૂષ તે એક જ પરમેશ્વરની પેદા કરેલી માણસ જાત છે. અને બન્નેમાં બુદ્ધિનું બીજ સરખી રીતે રહેલું છે. અગાઉના વખતમાં સ્ત્રીઓને પુરૂષના જેટલા હક્ક તથા ઘણું માન આપતા હતા, તેના ઘણા દાખલા આપણા ગ્રંથોમાંથી મળી આવે છે. સીતા સ્વયંવર, દ્રૌપદી સ્વયંવર, ઇંદુમતિ સ્વયંવર, દમયંતી સ્વયંવર વગેરેથી જણાય છે કે સ્ત્રીઓ સ્વયંવર રચાવી મનપસંદ પતિને વરતી. વળી વિવાહ, યજ્ઞ તથા બીજા નાના મોટા કાર્યોમાં તેમને સામેલ રાખી ધાર્મિક ક્રિયાઓ થાતી. એ બધા ઉપરથી જણાય છે કે પ્રાચીન સમયમાં સ્ત્રીઓની મહત્તા ઘણી હતી.

મુસલમાની રાજ્યમાં કેટલાક જુલમ થતા તે વખતે અબળા જાતિપર ઘણી તરેહનાં બંધન નાંખ્યાં, અને તે વેળા તેમ કરવાની જરૂર પણ હતી; કેમકે સારા વસ્ત્રાલંકાર પહેરીને દેવદર્શન કરવા જતા કે તાંબા પિત્તળનું 'બેડું' લઇ પાણી ભરવા જતા રાજ્ય કે ધાડપાડુઓ તરફથી ઘણાં જુલમો થતાં; પરંતુ આજ તો કોઇ પણ જાતની હરકત નથી, તે છતાં સ્ત્રીઓને આગલા બંધનમાંથી મુક્ત કરી યોગ્ય છૂટ ન આપવી એ વાજબી નથી.

અગાઉની કેટલીક સ્ત્રીઓ પરમ સતી તરીકે પંકાઇ છે; કેટલીક મહાજ્ઞાની થઇ છે, કેટલીકે પરોપકારમાં જીંદગી ગુજારી છે અને કેટલીકે મોટાં રાજ્ય ચલાવ્યાં છે. જેમ માબાપ પોતાના પુત્રને કાળજી રાખી ધન ખરચી સારી કેળવણી આપે છે, એકાદ સારો ધંધો શીખવે છે અને દેશપરદેશ જવાની છૂટ આપે છે, તેથી તે જ્ઞાન, ડહાપણ અને હોશિયારીમાં આગળ વધે છે, તેવી રીતે જો સ્ત્રીઓને કેળવવામાં આવે, તો તેઓ પણ જ્ઞાન વગેરેમાં આગળ વધ્યા વગર રહે નહિ.

આજ પણ જે દેશમાં સ્ત્રીઓનું સન્માન કરીને તેમજ સારી રીતે કેળવણી તથા યોગ્ય છૂટ આપવામાં આવે છે, ત્યાં સ્ત્રીઓ પુરૂષને હરકોઇ કાર્યમાં મદદ કરી પોતાની મહત્તા બતાવે છે અને દુનિયામાં નામના મેળવે છે.

હિંદુ સ્ત્રીઓ પોતાના પતિ અને વડીલોની દાસી માફક રહે છે, તો તેમાં ઉચ્ચ ગુણ ન આવે, એ દેખીતું છે; કેમકે પોતાની બુદ્ધિ ખીલવવાનું સાધન તેને મળતું નથી, તેથી તે બીકણ, વહેમી અને અજ્ઞાન રહે છે.

યુરોપ, અમેરીકા અને જાપાનના લોકો પોતાની સ્ત્રીઓને સારી રીતે કેળવે છે, છૂટ આપે છે, તથા માન આપે છે તો ત્યાં કેવી સરસ રીતે સ્ત્રી પુરૂષો સુખ ભોગવે છે, પોતાના પતિ સાથે હરકોઇ કાર્યમાં સામેલ થઇ જ્ઞાન મેળવે છે, બાળકોને સારી રીતે ઉછેરે છે, ધણીના કામકાજમાં ઘણી મદદ કરે છે, અને સલાહસંપથી પોતાની જીંદગી સુખરૂપ ગુજારે છે.

હિંદુ ધર્મ શાસ્ત્રકર્તા મનુ ભગવાન કહે છે કે; यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः । એટલે કે જ્યાં સ્ત્રીઓનું સન્માન થાય છે ત્યાં દેવતા રમે છે, એટલે કે તેને ઘટતી છૂટ અને કેળવણી આપી હોય, તો તેથી ઘણાં સારાં ફળ થઇ, ધીમે ધીમે દેશની ચઢતી થાય છે. માટે સ્ત્રીઓનું સન્માન કરી તેમને યોગ્ય કેળવણી આપી તેઓ એક ઉત્તમ ગૃહિણી તથા ઉત્તમ માતા તરીકે પોતાનું કર્તવ્ય બજાવે તેમ કરવું.

# આધુનિક કેળવણી

: લેખક :
શ્રીયુત હીરાલાલ રતિલાલ શાહ

આજ આપણે જોઇ શકીએ છીએ કે કેળવણી આજે આજીવિકાનું સાધન થઇ પડી છે. કેળવણીએ આજીવિકા માટે નોકરી શોધવાની ગુલામીની મનોદશા અર્પી છે. આજનો વિદ્યાર્થી શારીરિક મહેનત કરવામાં જો અચકાતો હોય તો તેનું કારણ એકજ છે જે આજે આપણને ઔદ્યોગિક કેળવણી નથી મળતી. આજે ઔદ્યોગિક કેળવણીનો નાશ થયો છે. વેપારની ખીલવટનો નાશ થયો છે. હિન્દના ભૂખે મરતા લોકોને તથા વેપારની ખીલવણી માટે આપણને ઔદ્યોગિક કેળવણીની ખાસ જરૂર છે, તેથી હાલના બાલમંદિરોમાં ઔદ્યોગિક કેળવણી આપવાની ખાસ જરૂર છે. તેમજ ખેતી ઉદ્યોગ માટે પણ કેળવણી હોવી જોઇએ કે જેથી ખેડુત અન્ન માટે ભૂખે ન મરે.

કેળવણી પ્રાપ્ત કરવાનું એક સ્થાન છાત્રાલય પણ છે, છાત્રાલયમાં ગૃહપતિ યુવાન માનસ ધરાવનો હોવો જોઇએ. તેનાથી છાત્રાલયની પ્રગતિનો આધાર છે. છાત્રાલય એ વિદ્યાર્થીનાં જીવન વિકાસનું એક સાધન છે.

છાત્રાલયમા વિદ્યાર્થીઓને પુરતી સગવડતાઓ મળવી જોઇએ. છાત્રાલય એ કેળવણીનું મંદિર છે. વિદ્યાર્થીઓની અંદર છુપાએલી શક્તિઓને ખીલવવાનું સ્થાન છે. છાત્રાલય એ રાષ્ટ્ર-કેળવણીની શાળા છે, છાત્રાલયમાં આવવાથી વિદ્યાર્થીમાં શિસ્ત પાલન, નિયમિતના સંયમિતતા, વ્યવસ્થિતતા નિસ્વાર્થતા પ્રેમ, સ્વચ્છતા, સત્યતા, તટસ્થતા, ઉદ્યમ, અને પ્રમાણિકતા પ્રાપ્ત થાય છે. એટલે છાત્રાલય વિદ્યાર્થીના કેળવણી વિકાસનું એક સાધન ગણાય. છાત્રાલયમાં આવનાર વિદ્યાર્થી, જીવનનો વિકાસ સાધી શકે છે,

सा विद्या या विमुक्तये। એટલે અજ્ઞાત મનુષ્યને સુધારનાર કેળવણી, દેશમાં આઝાદી પ્રાપ્ત કરનાર કેળવણી અને વિદ્યાર્થીઓને સર્વે બંધનમાંથી મુક્ત કરનાર કેળવણી.

આપણે હાલની પ્રચલિત કેળવણી પાછળ જીવનનો અમુલ્ય સમય બગાડી રહ્યા છીએ. યુનીવર્સિટીની પરીક્ષામાંથી પસાર થતાં લાખો વિદ્યાર્થીઓને નોકરી-દેવીના ચરણમાં નમવું પડે છે. આમ નમસ્કારથી પણ તે નોકરી-દેવી વિદ્યાર્થીઓ ઉપર કૃપા કરતી નથી. માટે માતૃભાષા એ જ કેળવણીનું મુખ્ય અંગ છે એમ ધારી આપણી કેળવણીમાં માતૃભાષાને જ પહેલું સ્થાન આપવું જોઇએ આનો અર્થ એ નથી કે આપણે પરભાષા ન શીખવી. પરભાષા શીખતાં સમય ખૂબ જ બગડે છે જ્યારે માતૃભાષા શીખતાં તેટલો સમય બગડતો નથી. માતૃભાષાથી સાહિત્ય ખૂબ જ ખીલે છે.

વિદ્યાર્થી=વિદ્યા+અર્થી=દુનિયાની બધી વિદ્યાઓનો અભ્યાસ કરનાર. પણ પહેલાં તો માતૃભાષા જ શીખવી જોઇએ. પણ આપણે તો એક જ વિદ્યા પાછળ મથવા રહ્યા છીએ. આપણી સંસ્કૃતિ એ દેશોની સંસ્કૃતિ કરતાં તદ્દન જુદી જ છે આપણી રહેણી કહેણી તથા પહેરવેશ ત્યાંના કરતાં જુદાં જ છે. માટે જો હિન્દને સ્વતંત્ર બનાવવો હોય તો આપણું પ્રાચીન સાહિત્ય, આપણા જુનાં પુરાણો, શાસ્ત્રો અને આપણું સામાજીકજીવન આ બધામાંથી યોગ્ય વસ્તુઓનો ફરી વખત આપણે અભ્યાસ કરવો જોઇએ.

કેળવણી પુરુષોને અને સ્ત્રીઓને એક સરખી જ હોવી જોઈએ. જોકે કોઈ નાની બાબતમાં તફાવત પડશે જેવા કે સ્ત્રી ઉપયોગી કેળવણી-સ્ત્રીઓને, ઉપરાંત સામાન્ય શિક્ષણ, નખકલા, ચિત્રકલા, ભરતકલા, સંગીતકલા વગેરે વિષયો સ્ત્રી કેળવણીમાં દાખલ કરવા જોઈએ. ઉપરાંત આપણે જોઈએ છીએ કે આજે સ્ત્રીઓનું મુખ્ય કાર્ય બાળકને ઉછેરવાનું છે તો પછી તે માટે શરીરશાસ્ત્ર અને આરોગ્યશાસ્ત્રનું જ્ઞાન સ્ત્રીઓને મળવું જોઈએ.

કેળવણી પામેલી સ્ત્રી પત્ની તરીકે આનંદદાયક સુખ આપે છે. જીવનમાંથી દુઃખોને દૂર કરે છે. જીવનને રસદાયક બનાવે છે. સમાજના સડાઓને જલ્દી દૂર કરી શકે છે

કેળવણી પામેલા યુવક–યુવતિઓ આજે વર્ષોથી સડતા સમાજના સડાઓને સહેલાઈથી દૂર કરવામાં પોતાની શક્તિનો ઉપયોગ કરી શકે છે.

ધર્મગ્રન્થોનો અભ્યાસ કરતાં જણાશે કે અગાઉના સમયમાં વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થીનીઓ સાથે અભ્યાસ કરતાં. કેળવણી શિક્ષક પાસેથી અગર ખૂબ પુસ્તકો વાંચવાથી નથી મળી શકતી. મનુષ્ય સ્ત્રીના સહવાસમાં આવવાથી નમ્ર અને સંયમી બને છે. ભાઈ બહેનના સંબંધમાં જે મર્યાદાઓ જોવામાં આવે છે તેવીજ મર્યાદાઓ વિદ્યાર્થી અને વિદ્યાર્થીનીના કેળવણી સંબંધમાં હોવી જોઈએ અને તોજ તે કાર્યમાં સફળતા મળશે.

આજે "પરીક્ષા" એ વિદ્યાર્થી જીવનમાં ખૂબ જ ભયંકર ચીજ ગણાવા લાગી છે. "પરીક્ષા" એ જીવન મરણનો પ્રશ્ન થઈ ચૂક્યો છે. વિદ્યાર્થીઓને તેમાં ખૂબ જ ભય હોય છે. પરીક્ષાથી કંઇ વિદ્યાર્થીનો બુદ્ધિ વિકાસ નથી થતો ઉલટું તેનું માનસજીવન પુસ્તકોમાં જ રહી જાય છે. તેના જીવનની બહાર શું થઈ રહ્યું છે તે કંઈ તે પોતે જાણતો નથી. પરિક્ષામાં વિદ્યાર્થી જીવનના વિકાસનો હેતુ હોવો જોઇએ. અને તેવી જ પરીક્ષાઓ યોગ્ય ગણાય.

આપણી જ્ઞાતિમાં પણ કેળવનીનો બહોળો ફેલાવો થાઓ! વિદ્યાર્થી અને વિદ્યાર્થીનીના વાલીઓ તેમને ખૂબજ કેળવણી આપી વિદ્યાર્થીઓના માનસને પ્રકાશમય બનાવી જ્ઞાતિનો તેમજ જનસમાજનો ઉદ્ધાર કરવામાં એ કેળવણી પામેલા વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થીનીઓ મદદગાર થાઓ! "કેળવણી એ વિદ્યાર્થીઓના ભવિષ્ય જીવનના વિકાસનો પાયો છે."

## પ્યારૂં પુષ્પ ચીમળાઈ ગયું ?

નટવર બી. નાણાવટી,
મહુવા બંદર

છોડ ઉપર રમતું, હસતું હજુ એ અણખીલ્યું હતું, દિનપ્રતી દિન તે વધતુ જતું હતું. એનો દેખાવ મનોહર હતો. તેને પાંખડીઓ ત્રણજ હતી.

જ્યારે આ વાડીમાં કોઇ ફરવા આવતું ત્યારે એમજ કહેતું કે 'આમા કશીયે ન્યુનતા નથી' અને બીજા છોડના પુષ્પો કયારેક કયારેક નમી પડતાં અને તેઓ કહેતા હોય કે 'પુર્ણતા તો અમેજ પ્રાપ્ત કરી છે પણ.........

......પણ કુદરતનો ન્યાય જુદો જ હતો ...ત્યાં...ક્રુર વિધાતાએ એક દિન છોડ પરથી એ પુષ્પને પાડી ચીમળાવી નાખ્યું! ક્રુર વિધાતા!!!

એનો દેખાવ હજુય આંખ આગળ તરે છે. એની સુવાસ હજુયે ઘ્રાણેન્દ્રીયને તર કરી દે છે. જો કે એ નાશ પામ્યું છે પણ એની સ્મૃતિ હજુ એમને એમજ છે. એમની ત્રણ પાંખડીઓ હજુ પણ પડી છે. જ્યારે એ ત્રણેય પાંખડીઓ તરફ હું નજર કરૂં છું ત્યારે એ પુષ્પ મને યાદ આવે છે–સ્મૃતિ થાય છે અને આંસુ ઝરતી આંખે વંદન કરૂં છું કે હે પ્રભો! એ પ્યારા પુષ્પના આત્માને શાંતિ આપ!

# •બાઈ પુષ્પાગૌરી ઉપર ગુજરેલા સીતમની હકીકત•

૧ ગઇ સાલ એટલે સંવત ૧૯૯૫ ના માગશર માસમાં તા. ૧૪–૧૨–૩૮ ના રોજ રાજકોટના રહીશ ગાંધી જમનાદાસ મોહનલાલ સાથે મારાં લગ્ન થયાં છે, એ વાત જ્ઞાતિ સમાજથી અજાણી નથી; છતાં મારા કઠણ કીસ્મતે જે દીવસે હું પરણીને તેમને ઘેર ગઈ તેજ દિવસે રાત્રે મારી નણંદ બાઇ લલીતાએ મારૂં ઘરેણું ઉતારી લઇ મારી સાસુ પુરીબાઇને આપ્યું, હાથમાં સાદી બંગડી ૪ તથા ચેઈન ૧ મને પહેરવા રહેવા દીધા. રાત્રે ગાંધી જમનાદાસે મને બોલાવી નહીં અને કહ્યું કે તું મારી મા બેન બરોબર છો, તારો મારે ખપ નથી, હવે તું તારા બાપને ત્યાં ચાલી જા. ખુબ ગાળો આપી. પછી મેં કહ્યું કે આ શું બોલો છો? તો કહ્યું કે મારે પરણવા આવવું નહોતું પણ મારી બેન અને માની ખાતર ફક્ત પરણવા આવ્યો હતો. પ્રથમથી જ મારી ના હતી પણ મારી મા તથા લલીતાએ મને બીજી પરણાવવા નક્કી કર્યું અને આ લગ્ન કરી લેવાં છે એમ આગ્રહ થવાથી લગ્ન કરેલ છે. હથેવાળો મેં લીધો નથી. આમ બોલ્યા. મેં કહ્યું કે ત્યારે આવો ખોટો ખેલ શું કામ ભજવ્યો! તો કહ્યું કે હવે તારે કાંઈ ડાહપણ કરવાનું નથી અને ક્યાંય વાત કરીશ તો મારી નાખીશ. આટલામાં સમજી લેવાનું છે. આવી રીતે લગભગ એક માસ ઉપરાંત તેમને ત્યાં રહી ત્યાં સુધીમાં કોઇ દીવસ મને બોલાવી નહીં અને કોયળો નાખીને સુઇ રહેતી. મને મારી નાંખવાની ધમકી હમેશાં આપતાં. આ વાત તેની મા પુરીબાઇ તથા વિધવા બહેન લલીતા તથા ચીમનલાલ જાણતા હતા. મેં મારા માવતરની આબરૂ સામું જોઇ મારા ઉપર હંમેશાં ગુજરતા જુલમની વાત તેમને કરેલ નહીં કારણ તેમને દુઃખ થાય. હું લગભગ એક મહીનો ઉપરાંત તેમને ત્યાં રહી પણ મને સુખે નીંદર કરવા દીધી નથી અને એક વખત રાત્રે એવો બનાવ બન્યો કે મારા ઉપર બળજબરીથી પોતા પાસે દવાની શીશી હતી તેમાંથી દવા પી જવાનું કહ્યું પણ પ્રથમથી જ મારા પ્રત્યે તેમનો દ્વેષભાવ હોવાનું હું જાણતી હતી એટલે મને બીક લાગી કે જો પીશ તો મારા શરીરને નુકસાન થશે તેથી મેં પીધી નહીં. આ દવા પી જવા મારા ઉપર જુલમ થતો હતો તેથી હું પોકેપોકે રોતી હતી તે સાંભળી પુરીબાઈ તથા લલીતા અને ચીમનલાલ દોડી ઓરડામાં આવ્યા અને દવા શું કરવા પીતી નથી અને કનડશ, વિગેરે બોલવા મંડયા. મારા ઉપર આમ જુલમ થતો હતો. બે ચાર છ દિવસે મારા માવતરને ત્યાં કલાક બે કલાકની રજા આપે તે પ્રમાણે જતી પણ કાંઇપણ વાત કરવાની સખત બીવરામણી મારી નાંખવાની આપી મોકલતાં. મેં મારા માબાપને કોઇ દીવસ કાંઇ વાત કરેલ નહીં અને તેમને ત્યાં ઢોરની માફક રહી.

૨ મને આણું વાળી જતાં મારે માવતર ગઈ. તે વખતે મને કાંઈપણ વાત કરવાની ના પાડેલ અને જરાપણ વાત કરીશ તો મારી નાખીશ એમ કહેલ. મારે પિયર આવીને મને તજી દીધાની અને મા બેન કર્યાની વાત કરીશ તો મારી નાખશું વિગેરે મારા ઉપર ગુજરેલ જુલમની વાત મેં મારા માતુશ્રીને કરી અને તેમણે મારા બાપુને વાત કરી.

૩ આણું વાળી મને મારે માવતર તેડી

આવ્યા બાદ મારા સાસરીયા તરફથી કોઇ તેડવા આવેલ નહીં કારણ મને તજી દીધી. મા બેન કરી જાકારો આપેલ અને જુલમ ગુજારેલ તેથી તે લોકોને તેડવાપણું હતું જ નહીં પણ મારા કમનશીબે મારા બનેવી જયંતિલાલ વોરા મારા ભલાની ખાતર તા. ૨૭–૪–૩૯ નાં રોજ આવેલ અને મારે મા-બાપે પોતાની આબરૂ સામું જોઇ તુરત મને તૈયાર કરી તેમની સાથે મોકલી. લગભગ સવારનાં ૧૨ વાગે મને મોકલી હતી. જો કે મારે જવા જેવું તો હતું જ નહીં પણ મારો ઉપાય નહોતો એટલે ગઇ. બપોરનાં બે વાગે છાબના કપડાં વીગેરે લેવા પુરીબાઇ તથા લલીતાએ મને મોકલી. હું લુગડાં લેવા મારે માવતર આવી. ટ્રંક લુગડાં વીગેરે નાખી મેં તૈયાર કર્યો. ત્રણ વાગે હું બ્હાર ગઇ. પાંચ વાગે મારા બાપુ ઓફીસેથી આવ્યા. તેમને વાત કરતાં તરતજ મારા બનેવી જયંતિલાલ તથા ગુલાબચંદભાઇ પાસે ગયા અને વાત કરી તો તેમણે તો બીજે દીવસ લુગડાં અમો સોંપી આવશું એમ કહ્યું પણ સંજોગો જોતાં તર-તજ મારી સાથે લઇ જાઉં તો સારૂં એમ મને લાગવાથી મારી માને વાત કરતાં તેમણે પણ હા પાડી અને લુગડાં વીગેરેનો ટ્રંક લઇ બે માણસ મજુર સાથે હું મારે સાસરે ગઇ તે ટ્રંકમાં છાબ વીગેરેના લુગડાં તથા બંગ-ડીઓ ચાર તથા ચેઇન ૧ જે તેમના ઘરનાં હતા તે તથા મારા માવતરના કન્યાદાનનો ચેઇન લોલર ૧, દાંતના ખડક ૪, મહેલા પાંદડીવાળા રૂપાના સાંકળા જોડી ૧, વીંટી ૩, રૂપાનો ઝુડો ૧, નાકની ચુંક ૨, કાનના ધોળા ઇમીટેશનના બુટીયાં જોડી ૧, એ પ્રમાણે બધું ટ્રંકમાં મૂકયું. બંગડીયું ચેઇન બુટીયાં પહેરી લેવા મારી માતુશ્રીએ કહ્યું પણ મેં કહ્યું કે ન્હાવા પછી પહેરી લઇશ.

૪ પુરીબાઇએ રાત્રે કુંચીનો ઝુડો માગતાં મેં આપ્યો અને પુરીબાઇ લલીતા તથા ચીમનલાલ અને ગાંધી જમનાદાસે મારો ટ્રંક ઉઘાડી કપડાં દાગીના બધું તપાસી લીધું. હું બ્હાર હતી એટલે ઓસરીમાં સુની હતી. ઓરડામાં પુરીબાઇ, લલીતા તથા ગાંધી જમનાદાસ સુતા હતા. આખી રાત તેઓ મારા વિષેની વાતો કરતા હતા. મને આખી રાત ઉંઘ આવી ન્હોતી. બધું સાંભળતી હતી. વાતચીતમાં મારે આ બાયડી જોઇતીજ ન્હોતી. બેન અને માની ખાતર પરણ્યો. હવે કામ કરે અને રોટલા ખાય. મેં હપેવાળો લીધો નથી, બીજી પરણીશ અને આને અમદાવાદ ભરૂચ લઇ જઇ ઠેકાણે કરી નાંખીશ. કારણ તે હયાત હોય ત્યાં સુધી બીજી કોઇ આપે નહિં એ ચોક્કસ છે, લલીતાનો પણ તે પ્રમાણે વીચાર અને કહ્યું કે મારા ભાઇને એકથી પચીસ હજાર ખરચી બીજી પરણાવીશ. પુરી-બાઇએ કહ્યું કે તે જાગતી હશે અને સાંભ-ળતી હશે તો લલીતાએ કહ્યું કે તે તો ઉંઘી ગઇ છે. પછી ગાંધી જમનાદાસે કહ્યું કે લુગડાં ઘરેણું કન્યાદાન સહીતનું બધું આવી ગયું. હવે આવતી કાલે તેને પીર જઇ "રા' રીતના" રૂપીઆ લઇ આવે આમ વાતો થતી હતી. ઉપરાંત અહીં જ મને મારી નાંખવા ઝેરની શીશીઓ રાખેલી પણ આ કામ અમ-દાવાદ ભરૂચ તરફ જઇ કરવું અને માંદી છે તેવા મારા બાપને ખબર આપવા. આવી વાતો થતી હતી. હું મોટા વિચારમાં હતી અને મારે શું કરવું તેના મારા મનમાં વિચાર થયા કરતા હતા. બીજે દિવસે સાંજ પડી અને લલીતાએ મને કહ્યું કે તે તો સમજતો નથી અને તને રાખ-વાની ચોકખી ના પાડે છે. હું ઘણો સમજાવું છું. હવે જો નહીં સમજે તો હું તને મારા ભેગી રાખીશ અને કહે છે કે રા' રીતના

-પઇસા લઇને આવે નહીંતર તેનો ટ્રંક લઈને ચાલી જાય. હું દુખવાળીને સથવારે મારે માવતર આવી અને તા. ૨૮-૪-૨૯ થી મારા માબાપને ત્યાં રહેલ છું તે દિવસથી અત્યારસુધી મને તેડવાને બાને પુરીબાઇ, લલીતા, જમનાદાસ કે ચીમનલાલ કોઇ આવેલા નથી.

૫ ગાંધી જમનાદાસે ગોળના ધારાધોરણ વિરૂદ્ધ નાતની સંમતી લીધા વગર જ્ઞાતિને અંધારામાં રાખી ચોરી છુપીથી વઢવાણ કાંપના મેતા મુળજી સુદરને ભરૂચ જેવા દુર સ્થળે લઇ જઇ તેની દીકરી વેરે મોટી રકમનું ખર્ચ કરી પરણેલ છે. અને આ બીજી સ્ત્રી પરણાવવામાં સારાં ઉંચ કુટુંબના કાર્યકરોએ ભાગ લીધો છે એમ સંભળાય છે.

૬ મારા કોઈપણ જાતના દોષ સિવાય મારાં લગ્ન થયાં અને તેને ઘેર પહોંચી કે તુરત મને જાકારો આપી તજી દીધી. જો તેમની એમજ ઇચ્છા હતી તો લગ્ન કરવા નહોતા. મારા ઉપર વીતેલ વીતકો અને કરૂણ ઘટનાની બીના મોઢ મહાજનના ચોપડે અજોડ હશે અને અજોડ રહેશે. મારી ઈરાદાપૂર્વક કેવી દુર્દશા થઇ રહી છે. મારી જીંદગી કેવી વ્યવસ્થિતરીતે બરબાદ કરવાની શેતરંજ ગોઠવવામાં આવેલ છે તે વાંચવાથી મારા દુઃખોમાં દૃષ્ટિપાત કરતાંની સાથેજ કઠોર હૃદયનાં માણસોનાં હૃદયો પણ કકળી ઉઠે એવી એ કારમી કથા છે. એ મારા દુઃખોની ધા પોકાર સાંભળી મને અદલ ઇન્સાફ મળવાની આશા હું આપના સિવાય બીજા કોની રાખી શકું ?

૭ વાસ્તવિક રીતે મારો અગર મારા માવતરનો કાંઇ ખરેખરો દોષ હોય તોપણ તેણે તે જ્ઞાતિ સમક્ષ રજુ કરી ઈન્સાફ માગવો જોઇતો હતો એટલું જ નહિ પણ જ્ઞાતિના અગ્રગણ્ય શ્રી જયંતિલાલ વોરા સાથે મારા માવતરોએ મને મોકલી તેમને ભલામણ કરવા જણાવેલું છતાં તેનું પણ માન નહિ રાખતાં મને પાછી કાઢી મુકવામાં આવી છે અને ત્યારથી હું મારા દુઃખદ દીવસો મારા પિતાશ્રીને ત્યાં ગુજારૂં છું.

૮ ગોળ સમાજને એક સ્ત્રીની હયાતિમાં બીજી કરવા માટે પ્રથમની સ્ત્રીને પરણ્યા ૧૦ વરસ વીત્યા બાદ સંતતીના અભાવે અથવા અસાધ્ય બ્યાધિને લઈ મહાજનની પરવાનગી મેળવી કરી શકે; પરંતુ મારા કીસ્સામાં તો લગ્ન કર્યા ને ફક્ત આઠેક મહીનામાં બીજી સ્ત્રી કરેલ છે. આવા બનાવ માટે સમાજે સમય અનુસાર સ્ત્રીનાં માટે ન્યાયસર રસ્તો કરી આપવો જ જોઇએ કે જેથી સમાજનું બંધારણ ન્યાયસર હોવાથી સમાજમાં કોઇના જીવનને વેડફી શકાય જ નહીં. અને મારા કીસ્સાનો તાત્કાલિક સમય અનુસાર ન્યાયસર ત્રોડ કરી આપવોજ જોઇએ. છતાં મુજ અબળાની વ્હારે જ્ઞાતિના સમજદાર ભાઈઓ નહીં આવે તો ઇશ્વર મને સહાય કરે એ સિવાય મારે બીજો રસ્તો નથી.

૯. હું અત્યારે યુવાવસ્થામાં છું એટલે મારી ઉમર વરસ ૨૦ ની છે. મારે મારી જીંદગી શી રીતે પુરી કરવી તે એકજ વિચારે મારૂં દીલ કકળી ઉઠે છે. મારા માટે તેને ત્યાં સ્થાન રહ્યું નથી તેમ આ સ્થિતિમાં મને યોગ્ય ઈન્સાફ ન મળે તો મારા કોઈ પણ જાતના દોષ સિવાય મારે મારૂં જીવન નીરસ અને ઝુરી ઝુરીને કાઢવાનું રહે છે જે આ જમાનામાં ઘણું કઠીન છે. એમ આપ શ્રીમાનોને જણાયા સિવાય રહેશે નહીં.

૧૦ કોંગ્રેસ પ્રમુખશ્રીને તથા કોંગ્રેસ કાર્યવાહી સભ્યોને મારી બાબત યોગ્ય કરવા એક માસ પુરતો છે, તે દરમીયાન મને યોગ્ય ઇન્સાફ મળવોજ જોઇએ અને સંજોગવશાત તેમ ન

# સંસાર એક અલૌકિક નાટકશાળા

## યુવક યુવતીઓ પ્રેમના પગથીએ ચઢતાં અનુભવ અને વિચારમાં કેળવવાની ભારે જરૂર.

★ ★

## ખુદ ઇશ્વર પણ સ્વતંત્ર નથી તો મનુષ્ય કોણ માત્ર?

●

[ રજુ કરનારઃ—શ્રીયુત કેશવલાલ ભીખાભાઇ મણિયાર ]

[ ગતાંકથી ચાલુ ]

### પ્રેમ અને સ્વતંત્રતાના રંગ

જ્યાં જ્યાં નજર કરશો ત્યાં ત્યાં સ્ત્રી-પુરૂષ, યુવતીઓમાં વાણી, વર્તન અને વિચાર આચારમાં, સ્વતંત્રતાની અને પ્રેમરંગની રમક-ઝમકના શુર પ્રગટી રહેલાં જણાય છે. લખવા વાંચવાનું સાહિત્ય પણ સ્વતંત્રતા અને પ્રેમ ભરેલી કહાણીઓથી ભિન્ન ભિન્ન દૃષ્ટિએ રચનારાઓ રચી રહ્યા છે. પશ્ચિમના શૃંગારિક સાહિત્યના તરજુમાઓ કરી વાર્તાના સાહિત્ય તરીકે લખનારાઓ નાની મોટી નવલીકાઓ પ્રસિદ્ધ કરી સમાજને અર્પતા રહ્યાં છે. કેટલાક વર્તમાનપત્રો પણ સ્ત્રી જનતાના અંગ રંગ, અભીનય, નૃત્યકલા વગેરેના લખાણો છાપી વાંચકોના દિલ તૃપ્ત કરતા દેખાય છે. અમુક જનસમાજ એકબીજાના નાલેશીભર્યા બિભત્સ લખાણો વાંચવામાં ટેવાઈ ગયો છે. તેવા રંગરસીલા વિનાના સાહિત્યના પુસ્તકો, વર્તમાનપત્રો અને વિવિધ પ્રકાશનોને લુખા ગણી કાઢી તેમાં કાંઇ નથી, દમ વિનાના છે, એવી નજરે પણ જેનારો વર્ગ છે. આનંદ, લીલા, ક્રીડા પ્રેમ ભરેલા પકવાન્નો વગેરે સ્ત્રી જનતાની આકર્ષક જેમાં હાવભાવ અને અભિનયવાળી છબીઓ હોય તેવાં સાહિત્યના ભરેલા પુસ્તકોના લખાણો વાંચવામાં જનસમાજનો મોટો વર્ગ હમણા રોગતો રહેલો જણાય છે. ઐતિહાસિક નવલ-કથાઓ, તત્ત્વજ્ઞાન, નીતિ રીતિના દૃષ્ટાંતો, મહાન પવિત્ર સ્ત્રી પુરૂષોનાં જીવનચરિત્રો, ધર્મજ્ઞાન, વૈદકજ્ઞાન અને હુન્નર ઉદ્યોગના સાહિસના ભંડારવાળા સાહિત્ય તરફ ભાગ્યે કોઇ નજર કરતું જણાય છે તેવા સાહિત્યના પુસ્તકો ઉધાઇથી સડી જાય છે. કીંમત વગ-રના સમજી ફાડી નાખે કે ફેંકી દે કે પઇસા બે પઇસાની કીંમતે ફેરીઆને આપી દે અને

---

૨૧૮ પૃષ્ઠનું અનુસંધાન ]

અને તો પ્રમુખશ્રી અને દરેક કાર્યવાહક પોતાનો અંગત અભિપ્રાય મને લખી જણાવે એવી આ ભાગ્યહીણ બ્હેનની વિનંતિ છે.

મારૂં સરનામું.—માઇ પુષ્પાગૌરી પ્રભુદાસ
ઠે. જામનગરના જુના ઉતારામાં
રાજકોટ શહેર.

લી. બ્હેન પુષ્પાગૌરી પ્રભુદાસની શુ. આશિષ

તેમાં સેવગાંઠીઆ કે ગાંધીના ગાંધીઆણા બંધાય. આધુનિક પ્રેમ કળા અને સ્વતંત્રતાના જમાનામાં આવા રહસ્ય ભરેલાં માનવજીવનને પવિત્ર રસને દોરનારા ઉચ્ચ કોટીના સાહિત્યની કીંમત જનસમાજ એક કોડીસમાન લેખતો નથી. પુસ્તક કે હરકોઇ પ્રકાશન ઉપરના પ્રથમ પૃષ્ઠ ઉપર રંગીન પ્રેમમુરછામાં મુગ્ધ થયેલ સ્ત્રીજનતાનો ફોટો–છબી આપેલી જ હોય. આવું સાહિત્ય લોકો ઝડપે છે, જુવે છે. અંદરના શૃંગારિક પ્રેમપ્રીતમાં વલોવતા અંતઃકરણવાળા પાત્રોના ચેષ્ટાભરેલા વર્ણનો વાંચે છે, દીલ બ્હેલાવે છે, આશા અને કલ્પના શૃંગારના રસ રંગથી રંગતા રહે છે. પ્રેમના પથ શોધે છે નવયુવાન યુવક અને યુવતીઓ પરસ્પર પ્રેમ સાથીઆઓમાં પરમ સુખની પ્રીતડીના રંગ પુરતા રહે છે. પોસ્ટ ખાતાંની પેટીઓમાં પરસ્પરની પ્રેમજ્યોતિના પત્રો નંખાતાં રહે છે. એકબીજાં પ્રેમજ્વાળામાં સળગે છે. હૃદયો પ્રેમપાસના બંધનોમાં બંધાય છે. એકબીજા લગ્નગ્રંથીમાં જોડાવા વચનથી બંધાય છે વડીલોની જાણમાં આવતાં અંકુશમાં સપડાય છે. આનું પરિણામ પ્રેમમાં ઝુરતા પત્રો, ઝેર ખાય, બળી મરે, નાસી જાય કે આપઘાત કરવામાં આવે છે. આ અદ્દભુત માયા રંગરાગથી ભરેલા સંસાર સાગરમાં માનવો, પોતાના સાંસારિક જીવનમાં રસલીલાની ક્રીડામાં જીવ્યે જાય છે. સંસારના ખેલો નાટક અને સિનેમાના ખેલો આપણે જોઈએ છીએ, તેવા અનુભવાય છે. પરોક્ષ અને પ્રત્યક્ષ બે ઘડીના મનરંજનના ક્ષણિક માત્ર દેખાવો જ જણાય છે. બુદ્ધિશાળી, વિચારવંત સ્ત્રી પુરૂષો આવા ક્ષણિક સુખો માણવાને દોરાતા નથી, પણ પવિત્ર આચરણોથી પોતાનો સાંસારિક વ્યવહાર ઉત્તમ ભાવનાથી ચલાવે છે.

---

## કોયલડીને

હસતી ઉડતી અલી મંજુલપે
ચૂંટતી ચટકે કંઇ મંજરીને;
ગજવી મમ બાગ મીઠા ટહુકે,
અલી કોયલડી તને થાય શું છે?
ઘડીમાં દૂર ને ઘડીમાં સમીપે,
કૂદતી ઊડતી સહુ વૃક્ષ પરે;
સરવા કંઇ કર્ણ હશે સુણતા,
ટહુકો દૂરનો પણ ધ્યાન ધરી.
ઊંડા ઉકળાટ અંતરમાં જગતમાં કંઇ મચાવે છે.
ટહુકીને અલી શાને, ઠર્યાં હૈયાં જગાવે છે;
થતો તુજ ઉર ઉલ્કાપાત કાં દુનિયાને બતલાવે,
ન ઠરવા દેવામાં કહે આનંદ શું આવે!
ચીરાયેલા અગર ચીરી હૃદય મીઠું તું ભભરાવે,
ધીરી બાપુ! ધીરી થા તું તુને કાં જંપ ના આવે.

ઓધવજી કા. ત્રિવેદી



(૧) રાજરત્ન તારાચંદભાઇ પોપટલાલ અડાલજા, (૨) લેડી લિન્લીથગો, (૩) ના. વાયસરોય તથા (૪) શ્રીમંત વડોદરા નરેશને ગૃહઉદ્યોગ મંદિર (વડોદરા)નું કામકાજ બતાવે છે.

ના. વાયસરોય સાહેબે, તેઓની વડોદરાની મુલાકાત દરમ્યાન આપણા જ્ઞાતિબંધુની કાર્યકુશળતા પર દર્શાવેલી ખુશાલી—

રાજરત્ન તારાચંદભાઇ પોપટલાલ અડાલજા જેઓ વડોદરા રાજ્યના ગૃહઉદ્યોગ અમલદાર હોઈ વડોદરામાં નવા ઉઘડેલા હિરકમહોત્સવ ગૃહઉદ્યોગ મંદિરના સંચાલક છે.

ના. વાયસરોય, લેડી લિન્લીથગો સાથે તા. ૧૬–૧–૪૦ ના વડોદરા પધાર્યા હતા ત્યારે તેઓએ આ ઉદ્યોગ–મંદિરની મુલાકાત લીધી હતી તે પ્રસંગે તેમને ઉદ્યોગ–મંદિરમાં ચાલતા જાતજાતના ગૃહઉદ્યોગો બતાવતા હતા તથા ત્યાં થતા કામથી તેઓએ પ્રસન્નતા દર્શાવી હતી. એ પ્રસંગે શ્રીમંત વડોદરા–નરેશ પણ ઉદ્યોગ–મંદિરમાં પધાર્યા હતા.

આ પ્રસંગની છબી "ટાઇમ્સ"ના તા. ૧૯–૧–૪૦ ના અંકના મુખ્ય પૃષ્ઠ પર પ્રગટ થઇ છે. આપણા એક જ્ઞાતિબંધુ આવી લોકોપયોગી સંસ્થાનું સંચાલન કરે અને તેમના કામથી આવી મહાન વિભૂતિઓ પ્રસન્ન થાય એ આપણા માટે ગૌરવ લેવા જેવું છે.

—તેમના સુસંસ્કારી પુત્રી કુમારી ભાનુમતિ અડાલજા શ્રી મહારાણી ગર્લ્સ હાઇસ્કૂલમાં ચાલુ વર્ષે લેવાયેલી "ફર્સ્ટ એઇડ ટુ ધી ઇન્જર્ડ"ની પરીક્ષામાં ઉત્તીર્ણ થયા છે. ઉપર્યુક્ત પ્રસંગે બન્નેને અભિનંદન.

---

શ્રી હરસુખરાય ગોરધનદાસ માંડલીયા તેમના "તાજમહાલ" નું ગાયન જે રેકર્ડ પર લેવાનું છે તે માટે મુંબઇ જવાના છે. અમારા તેમને તે માટે અભિનંદન.

# આધ્યાત્મિક દ્રષ્ટિએ વણાટનું સત્ય સ્વરૂપ

"મહાત્મા ગાંધી જેવા નેતા કેળવણીની આટલી બધી ખેવના કરે છે એ એક સુન્દર, મહત્ત્વની અને સૂચક બીના છે. ગાંધીની ચળવળની આસપાસ બાળકો હમેશાં ટોળે મળે છે. એમની ચળવળમાં બાળકોને સ્થાન છે. આ જમાનાની એ નિશાની છે. વળી ગાંધી એક એવા પુરુષ છે જે સ્ત્રીઓના ગૌરવનો, સ્વાધીનતાનો અને કેળવણીનો ઉપદેશ આપે છે. તેઓ હિંદુસ્તાનના સ્વાતંત્ર્યની સાથે હિંદુસ્તાનની સ્ત્રીઓનું સ્વાતંત્ર્ય પણ ઇચ્છે છે, જેથી કરીને બાળકોની કેળવણીમાં તેઓ પોતાનો યોગ્ય હિસ્સો આપી શકે. વળી પોતે લોકોના છુટકારાની, દેશના સ્વાતંત્ર્યની અને પોતાની આશાઓની વાત કરે છે ત્યારે ક્યા ધ્યેયે પોતે પહોંચવા ઇચ્છે છે તે તેઓ બતાવી આપે છે. કાંતણ અને વણાટ તો પ્રતીકમાત્ર છે. ગાંધીનાં કાંતણ અને વણાટ તે કાંઇ સૂતરના ધાગાનું કાંતણ અને સામાન્ય કપડાનો વણાટ નથી. પણ હિંદુસ્તાનની ભવિષ્યની કેળવણીનો પાયો તેના ઉપર મંડાય છે. કારણ તેમનો વણાટ ઘણા વધારે રચનાત્મક સ્વરૂપનો છે. પોતાના કાપડમાં તેઓ હિંદુસ્તાનમાં રહેતા લોકોના દિલની એકતા વણે છે. સૂતરનો ધાગો તો કાચો, ઝટ તૂટી જાય એવો હોય છે, પણ એ બધા કાચા તાંતણા વણાય છે ત્યારે બહારના જોરથી ન તૂટી શકે એવું કાપડ તેમાંથી બને છે. તેમ લોકોના દિલના તાંતણા વણીને તેમાંથી પ્રબળ એકતા તેઓ ઊભી કરે છે. આ સ્થળે તેમણે માત્ર સૂતર કાંત્યું નથી પણ બધાં આત્માઓની એકતાના પ્રતીકરૂપ આધ્યાત્મિક સૂતર કાંત્યું છે. ગાંધીજી જાણે છે કે હિંદુસ્તાનના અસંખ્ય લોકોનાં દિલના તાંતણા વણીને તેમાંથી સુમેળવાળી એકતા ઉપજાવવાની છે. એ એક મહાપુરુષ છે જેને આવી એકતા વણતાં આવડે છે. બાળકો, સ્ત્રીઓ, જુવાન, વૃદ્ધ, ભિન્ન ભિન્ન કોમો અને કહેવાતા અસ્પૃશ્યો એ બધા તાંતણા લઇને તેનું કાપડ તે વણે છે. અને કહે છે કે આવી રીતે વણાઇને એક થયેલું કાપડ એ જ સ્વતંત્રતા. હું તો માનું છું કે જેટલી સ્થૂળ વણાટની જરૂર છે તેટલી જ જરૂર આધ્યાત્મિક વણાટની છે. કેળવણીમાં તેમ જ રચનાત્મક કાર્યમાં સર્વોદય થવો જોઇએ, — બાળકો, સ્ત્રીઓ, અસ્પૃશ્યો વગેરે સૌનું કલ્યાણ સધાવું જોઈએ. તમામ ન્યાતજાતો અને કોમોની સમાનતા, તેમની ઓતપ્રોત થયેલી એકતા એ જ હિંદી રાષ્ટ્રની એકતા છે. એ ધ્યેયની પ્રાપ્તિને અર્થે કાંતણ અને વણાટ ગાંધીની કેળવણીનું મધ્યબિંદુ બનેલાં છે. તેમણે ઉદ્યોગને પોતાની કેળવણીનું મધ્યબિંદુ રાખ્યું છે. એ પદ્ધતિમાં હજુ વિકાસ થયાં કરશે. પરંતુ તેની આધ્યાત્મિક બાજુ આપણે કદી ભૂલવી ન જોઇએ. આખી માનવજાત—બધા આત્મા—એકબીજામાં ઓતપ્રોત છે એ આપણે કદી ભૂલવું જોઇએ નહિ"

મૅડમ મૉરીન્ટેસે

**અભિનંદન** ભાવનગરના ખરી. કાંતિલાલ જમનાદાસ R. M. S. ની ઇન્સ્પેક્ટરની પરીક્ષામાં ઉંચા નંબરે ઉત્તીર્ણ થયા છે અને તેમની રૂા. ૧૬૦ થી ૨૫૦ ના ગ્રેડમાં અમદાવાદ નિમણોક થઇ છે. તેમની આ ફતેહ માટે અમારા અભિનંદન.

# ભાઇઓ ! ચેતો !

લેખક : એક મોઢ યુવક, ખાનદેશ

અખિલ જગતને પૂજનીય વિભૂતિ મહાત્મા ગાંધીજી મોઢસમાજના મહા શ્રેષ્ઠ પુરૂષ છે એ તો બધા મોઢ ભાઇઓ જાણતા હશે જ.

આ વિશ્વવંદ્ય નેતાના પ્રિય સત્ય અને અહિંસા એવા સનાતન તત્ત્વો નજર સામે રાખી તમામ દીન દુઃખી જનતાની સેવા કરતા ગાંધી સેવાસંઘના સદ્‌ગૃહસ્થોનો વાર્ષિક મેળાવડો ગઈ તા. ૨૨મી ફેબ્રુઆરીએ બંગાળમાં મલીકંદા મુકામે ભરાએલો. તે વખતે ગાંધી-વિરોધી બંગાળીઓએ ત્યાંના પ્રદર્શનને બાળી મુકવાના તથા સભામાં લાઠી તથા છરા ચલાવવાના પ્રયત્નો કર્યા જેથી કેટલાક ઘાયલ પણ થયા.

આનું કારણ એ દેખીતું છે કે કોંગ્રેસની વધુમતિના વિચારો મુજબ વર્તવાનું સુભાષબાબુને ન બની શકવાથી કોંગ્રેસ બહાર જવું પડયું. આ બાબત ગાંધીજી તથા તેમના અનુયાયીઓએ કાવત્રું રચ્યું એવી સમજથી બંગાળીઓએ આ ધાંધલ કર્યું. તેમજ અહીં બીજી બાજુએ જોયું તો !

દારૂબંધીથી પોતાનો સ્વાર્થ ડુબાય એટલે પારસી ભાઇઓએ નરીમાનને નામે કોંગ્રેસનો વિરોધ કરવા માંડ્યો...જે હવે કમી થતો દેખાય છે । પરંતુ—

મહારાષ્ટ્રમાં શું છે ?

ડૉ. ખરે જેવા બેશીસ્ત માણસને કોંગ્રેસના પ્રમુખોએ હાંકી કહાડતા પોતાનું ઘર બેઠું નેતૃત્વ જતું રહેશે કે કેમ ? એ બીકે કેટલાક પત્રોએ મહાત્માજી તથા કોંગ્રેસ અને કોંગ્રેસના નેતાઓ વિરૂદ્ધ ગંદી ગાળો આપવા માંડી તથા અશ્લીલ એવી ભાંડણ લીલા આદરી, તે પણ એટલી હદ સુધી કે પરદેશમાં પણ એ લોકો આવો હીન પ્રચાર કરવા ચુકયા નહિ

અહીં ખાનદેશમાં પણ આ જ હાલત !

ખાનદેશના ગાંધી તરીકે ઓળખાતા શ્રી. બાબુભાઈ મેહતાની જીલ્લા કોંગ્રેસના પ્રમુખપદે ચુંટણી થતાંજ—જીલ્લામાં પહેલાં કોંગ્રેસને નામે પ્રગટ થઈ હવે પોતાના સ્વાર્થ મુજબ ધોરણ પલટનાર મહારાષ્ટ્રીય પત્રમાં શ્રી. બાબુભાઈ પ્રત્યે લોકોમાં અનાદરની લાગણી પ્રસરે એવું જુઠું લખાણ છપાવા લાગ્યું.

આ બધું શું સુચવે છે !

એ ઉપરથી આપણે કંઇક લેવા જેવું છે કે નહી ? ઘણુ યે છે—આવા પ્રયત્નોને જડબાતોડ જવાબ આપવા માટે આપણે આપણામાંથી કુટેવો નષ્ટ કરી સારા પાયાપર સંગઠીત બનવું જોઇએ. સમાજની ઉન્નતિ થવા માટે આર્થિક શિક્ષણને લગતી અને સામાજીક સુધારાની કોશીશ કરવી જોઇએ અને મહાત્માજીની આજ્ઞા મુજબ ખાદી પહેરી સ્વદેશીનું વ્રત અમલમાં મુકવું જોઇએ તેમજ ગાંધીજીના અપમાનનો બદલો લેવા માટે બધાઓએ કોંગ્રેસમાં જોડાવું જોઈએ. બધા આટલું તો કરશેજ.

---

**જન્મ** ભાવનગર—પરી. કાલીદાસ શાંતિલાલને ત્યાં પુત્ર જન્મ.

જામનગર—શા. વિઠ્ઠલદાસ મથુરદાસ મ્હેતાને ઘેર કલકત્તામાં પુત્રી જન્મ મહા શુદ ૧૧ શા. શા. છોટાલાલ છગનલાલ શેઠને ઘેર પુત્રી જન્મ.

## શ્રી ભાઇ ગોકુળદાસ પુરૂષોત્તમદાસ પૂનેવાલે કે વૃદ્ધવિવાહ સંબંધમેં સંબંધિત જનોં કો

# ખુલા પત્ર

શ્રી ગોકુલદાસ પૂનેવાલેને અપની ૪૮ વર્ષકી ઉમ્રમેં અપને પુત્ર ઔર પુત્રવધૂ સે કમ ઉમ્રવાલી કન્યા કો બિચારે ૯ અજ્ઞાત મગર સુસંસ્કારી બચ્ચોંકી સૌતેલી માતા કા પદ ગ્રહણ કરવા માનવ સમાજ પર અન્યાય કરનેકા મહત્ દોષ કિયા હૈ. ઉસમેં જિન સજ્જનોં કા સંબંધિત હોના સંભવ હૈ ઉનકે નામ ઉની કે જ્યેષ્ઠ ભ્રાતા શ્રી કનૈયાલાલ કે ઈસી વિષય કે પ્રાસંગિક પત્ર તા. ૪-૪-૩૯ કે આધાર પર ઇસ પ્રકાર હો સકતે હૈ (૧) શ્રી ગોવરધનલાલ સેક્રેટરી ઉનીકે ભતીજે. (૨) સેઠ દામોદર દેવાસવાલે ઇસ લગ્ન પૂર્તિ કરવાને .વાલે-મધ્યસ્થ (૩) સુકદેવજી (૪) શંકરલાલજી (૫) બિહારીલાલજી-ઈંદોર (૬) રાજમલજી (૭) શ્રી કિશનદાસજી-ભોપાલ (૮) દોલતરામજી (૯) ખૂલજી (૧૦) સિદ્ધનાથજી-શાજાપુર.

ભાઈ કનૈયાલાલજી કે ઇન સલાહકાર સજ્જન મેં કે કઈ સજ્જન અપને સહયોગ કે સિવાય ઇસ પાપમય કૃત્ય કરવાને મેં અપના ભરસક પ્રોત્સાહન ભી દે રહે થે. યહ બાત મેરી વ ઉનકી મહા સુદ ૧૩ કો રૂબરૂ હુઇ હુઇ બાતચીત મેં સ્પષ્ટ પ્રગટ ભી કર દી થી. યહ એક કારણ વ મેરે પૂને કે પ્રથમ મિલન પશ્ચાત ભાઇશ્રી કનૈયાલાલ દ્વારા મુઝ જૈસે એક ગરીબ વ્યક્તિ કો શપથ ઔર આગ્રહપૂર્વક સુવર્ણપાત્ર મેં ભોજન કરવાના ઔર માળવીય મોઢ સમાજકી સુધારણામેં મેરે સાથ ધન ઔર મનસે સહયોગ દેનેકી પ્રતિજ્ઞા કર વચન બદ્ધ હોના ઇત્યાદિ અનેક બાતેં મેરે વ ઉનકે બીચ કાયમ હુઈ હૂઇ સહૃદયતા ઔર સચ્ચરિત્રતાકી પવિત્રતાકે લિયે પ્રત્યક્ષ પ્રમાણ હૈ.

મગર અત્યંત શોક કે સાથ પ્રગટ કરના પડતા હૈ કિ પ્રત્યક્ષ યા અપ્રત્યક્ષ ઇસ લગ્નકી પૂર્તિમેં હાથ બટાને વાલે પ્રોત્સાહન કર્તા સજ્જનોંને મેરે શુદ્ધ ઔર જનહિતકારક ધ્યેયપર જો અપની કૂટનીતિ કા ઉપયોગ કર વિજય મિલાઇ હૈ ઉસકેલિયે ઉન્હે અનેકાનેક ધન્યવાદ હૈં કારણઃ—

ઇસ પ્રકાર જિત કૂટ નીતિજ્ઞોંને ઇસ ઘોર અન્યાય પૂર્ણ કાર્યકો પ્રોત્સાહન દેકર ઉન બિચારે ૯ બચ્ચોં કે ભવિષ્યકે હિતકો આપત્તિયુક્ત બનાનેકા બીજારોપણ કર, પૂનેવાલે કે કુટુંબકી શુદ્ધતા ઔર ઐકયતા તથા જાતિકી પવિત્રતા એવં ભાઈ કનૈયાલાલ ઔર મેરે બીચ કાયમ હુઇ હુઈ સહૃદયતા વ શુદ્ધ પ્રેમભાવ ઇત્યાદિ અનેક પ્રકારકી પવિત્ર બાતોંકો એક અશુદ્ધતા (અપવિત્રતા) કે ભંગ કરનેવાલે ઔર પવિત્રતાકે સ્થાપક ભંગીકે સદૃશ્ય મગર ઉસકે ધ્યેયસે વિપરીત્ શુદ્ધતાકો ઝાડ બુહાર કર ભંગ (નષ્ટ) કર ડાલા હૈ. જિસકે લિયે સંબંધિતજનોંકો પ્રાયશ્ચિત કરનાભી આવશ્યક હૈ.

વૈસેહી ભાઈ શ્રી કનૈયાલાલ પૂનેવાલેને ભી અપને સહધર્મિયોંકે સાથ સાથ ઇન્હીં ઉપરોક્ત પવિત્રતા ઔર મેરે સાથ હુઇ હુઇ "માળવીય મોઢ સમાજ સુધાર" બાબદ કી પ્રતિજ્ઞા ઔર વચન બંદ્ધતાકો ભંગ કરનેકા પાપ કિયા હૈ. જિસકા નિવારણ કરના ભી ઉનકા પરમ કર્તવ્ય હૈ.

ભાઇ શ્રી કનૈયાલાલ દ્વારા શ્રી પાયાશંકર કે હસ્તે પ્રાપ્ત રૂા. ૫૦) + ૨૫) મેં અબ તક રૂા. ૬૭) ઇસ સમાજિક હલચલ મેં પત્રિકા પ્રકાશન ઇત્યાદિ કે કાર્ય મેં ખર્ચ હુઈ હુઈ રકમ કા વિગતવાર હિસાબ તો દિયા જા ચુકા હૈ ઇસમેં મેરે નિજી ખર્ચકા તો લેશ માત્ર સમાવેશ નહીં હૈ. બાકી રૂા. ૮' કા હિસાબ પત્રિકા નં. ૪ કે યથોચિત વિતરણ પશ્ચાત યા પત્રિકા નં. ૫ મે જ્ઞાતિબંધુઓં કે જાનકારી કે લિયે પૂનેવાલો કે સાથ હુઇ હુઇ બાતચીતોં કે ખુલાસા વિવરણ કે સાથ પ્રકાશિત કર સકૂંગા.

અંત મેં નવ પરણિત વધૂ કે લિયે "અષ્ટ પુત્રા સૌભાગ્યવતી ભવ" કે આશિર્વાદ પૂર્તિ કી ઉસ જગદીશ્વર સે પ્રાર્થના કરતા હુવા વિરમતા હૂ.

શુજાલપુર
તા. ૨૯-૩-૦૦

લે.
વૈ. કિશોરલાલ શુક્લ

---

## ખાનદેશના સમાચાર

### શ્રી બાલુભાઇ મહેતાને અભિનંદન

ધુળીઆના શ્રી. બાલુભાઇ લક્ષ્મીદાસ મહેતા M. A. L. L. B. રાજકીય તથા બીજા અનેક સાર્વજનિક કાર્યોમાં અગ્રેસર છે.

તા. ૧૧ મી ફેબ્રુઆરી ૧૯૪૦ મીએ દોંડાઈચા ( B.B.C. I.–તાપ્તી વ્હેલી Ry. ) મુકામે પશ્ચિમ ખાનદેશ જીલ્લા મહાસભા સમિતીની સભા થઇ હતી, તેમાં શ્રી. બાલુભાઈ મહેતાં જીલ્લા કોંગ્રેસ કમિટીના પ્રમુખ તરીકે ચુંટાયા છે.

તેમજ પુના મુકામે તા. ૧૫ મીએ ભરાએલ મહારાષ્ટ્ર પ્રાંતીય મહાસભા સમિતીની સભાની વખતે મહારાષ્ટ્ર તરફથી ઑલ ઇંડીયા કોંગ્રેસ કમિટી માટે ચુંટાવાના ૨૨ સદસ્યોમાં શ્રી. બાલુભાઇ મહેતાની ચુંટણી થઇ છે. તેજ દીવસે મહારાષ્ટ્ર પ્રાંતીય મહાસભાના પ્રમુખપદે ચુંટાએલા પ્રમુખ શ્રી. એન્. વિ. ગાડગીલ M. L. A. એ શ્રી. બાલુભાઈ મહેતાને પ્રાંતીય કારોબારી સમિતીના સદસ્ય તરીકે ચુંટયા છે.

ખાનદેશના એક ગામડામાં જઇ તથા મુંગે મુગે વરસો થયા ખેડુતોની સેવામાં દીવસો ગુજારતા સેવકને આ માન પામવા બદલ અભિનંદન.

ધુળીયા—તા. ૧૮-૨-૪૦ ના રોજ અહીં વસતા મોઢ, દેસાવળ, પોરવાડ તથા લાડ-ભાઇઓની એક સભા થઇ તેમાં એવું નિશ્ચિત થયાનું જણાય છે કે:—"જેને ઘેર જમણવાર હોય, તેના તરફથી બધાઓને ઘેરે સવારે નોતરા આપતી વખતે જમવાનો એક નિશ્ચિત સમય આપવામાં આવે, અને આ નિયત સમયે બધા તેડાની રાહ દેખ્યા વગર ઠીક વખતસર જમવા હાજર રહે."

સાળનેર—અહીંના શ્રી. સુપડુદાસ દગડુદાસની પશ્ચિમ ખાનદેશ જીલ્લામાં પ્રેસ કમિટી ઉપર ચુંટણી થઈ છે.

સગપણ—શ્રી. રાધાકીસનદાસ ત્રીકમદાસ નંદરબારવાળાની કન્યા ચંદ્રાવતીનું સગપણ ઔરંગાબાદવાલા શ્રી. વિઠ્ઠલદાસના ચી. હીરાલાલ સાથે થયું છે.

# સોનગઢમાં વ્યાયમવર્ગ

## ( તા. ૧ મેથી તા ૩૧ મે સુધી )

## શ્રી કાઠિયાવાડ વ્યાયામ પ્રચારક મંડળ તરફથી બ્હેનો તથા ભાઇઓ માટે તાલીમની સુંદર તક

યુવાનોનાં વેડફાઇ જતાં જીવનને યોગ્ય માર્ગ આપવા, કાઠિયાવાડના બલ્કે ગુજરાતના દબાઈ જતાં શરીર ધનને સંરક્ષવા તથા ઉનાળાની સામાન્ય રીતે નિરર્થક જતી રજાઓના સદુપયોગ અર્થે છેલ્લા અગિયાર વર્ષમાં કાઠિયાવાડ વ્યાયામ પ્રચારક મંડળ તરફથી આઠ વ્યાયામ-વર્ગો ભરવામાં આવ્યા છે—વ્યાયામની શાસ્ત્રીય તાલીમ ઉપરાંત, શરીરશાસ્ત્ર, આરોગ્યશાસ્ત્ર, અકસ્માત સમયે પ્રાથમિક મદદ, શરીરસંરક્ષણના દાવો, ભારતીય કવાયત વિગેરેની વિસ્તૃત માહિતી નિષ્ણાતો મારફત આ વર્ગોમાં આપવામાં આવેલ છે અને સેંકડો ભાઇઓએ-વિદ્યાર્થીઓએ તથા વેપારીઓએ-યુવાનો તથા વૃદ્ધોએ આ વ્યાયામ-વર્ગોનો લાભ લીધેલ છે, અને ગુજરાત કાઠિયાવાડમાં કેટલાક ભાઇઓ તો વ્યાયામપ્રવૃત્તિનું કેંદ્ર બની જનતામાં વ્યાયામપ્રચારકરી રહેલ છે.

વ્યાયામની જરૂરિયાત વિષે, તેમ જ હિંદુસ્તાનની-ખાસ કરી ગુજરાત કાઠિયાવાડની પ્રજાના નિર્બળ શરીરને સુદૃઢ બનાવવાની જરૂરિયાત વિષે બે મત નથી. સામાન્ય રીતે શાળા, મહાશાળામાં અપાતી વ્યાયામની તાલીમ અપૂર્ણ છે, અને ઠેર ઠેર વ્યાયામ મંદિરની સ્થાપના નથી ત્યારે આવા વ્યાયામવર્ગોની આવશ્યકતા સંબંધે પણ બે મત છે નહિ.

તેથી આ વર્ષે સોનગઢ મુકામે ઉપરોક્ત જરૂરિયાત પૂરી પાડતો વ્યાયામવર્ગ તા. ૧-૫-૪૦ થી તા. ૩૧-૫-૪૦ સુધી ખોલવાનું શ્રી કા. વ્યા. પ્ર. મંડળે નક્કી કરેલ છે. આ વર્ગમાં ૪૦૦-થી-૫૦૦ વિદ્યાર્થીઓ માટે સગવડ રાખવામાં આવેલ છે.

સરદાર પૃથ્વીસિંહ ઉર્ફે સ્વામીરાવને આ વ્યાયામવર્ગમાં પોતાની સેવાનો લાભ આપવા આમંત્રણ અપાતાં, તેમણે તે સ્વીકારેલ છે, અને તેઓ પોતે એક માસ સુધી સદરહુ વર્ગમાં રહેવાના છે. માત્ર ભાઇઓના શરીરો નહિ પણ બહેનોના શરીર પણ સુદૃઢ બને, બહેનો પણ હિંમતવાન બની શરીર સંરક્ષણ કરી શકે તે અર્થે બહેનોને પણ તાલીમ મળી શકે તે માટે ખાસ અલાયદી ગોઠવણ કરવામાં આવી છે, અને તેમને તાલીમ આપવા માટે વર્ધાથી ખાસ બે બહેનો આવવાની છે.

આખા માસ દરમ્યાન દૂધ તથા ખોરાક માટે રૂા. ૧૫) દરેક ભાઇ બહેન દીઠ લેવામાં આવશે. તાલીમને અંગે કશો ખર્ચ લેવામાં આવશે નહિ. વ્યવસ્થા ખર્ચનો સમાવેશ ઉપરોક્ત પંદર રૂપીઆમાં કરવામાં આવેલ છે.

તા. ૨૦-૪-૪૦ સુધીમાં વર્ગનો લાભ લેવા ઇચ્છનાર ભાઇબહેને ડીપોઝીટના રૂા. બે સાથે અરજી મોકલવી. ત્યારપછી આવેલ અરજી સ્વીકારવી કે કેમ તે ડાયરેક્ટર નક્કી કરશે. નિયમો તથા પ્રવેશપત્ર માટે ટિકિટ સાથે નીચેને સરનામે પત્ર વ્યવહાર કરવો.

ભાવનગર
તા. ૯-૩-૪૦

બહાઉદ્દીન ઉ. શેખ
ડાયરેક્ટર

જાદવજી કે. મોદી.
મંત્રી, શ્રી કા. વ્યા. પ્ર. મંડળ.

## જ્ઞાતિ સમાચાર

સ્થાનીક—પ્રતિવર્ષની માફક આ વર્ષે શ્રી ભાવનગર મોઢ યુવક મંડળ તરફથી શેરડી-પીઠના ડેલામાં હોલીકા ઉત્સવ ઉજવવામાં આવ્યો હતો, જેમાં લગભગ દોઢસો બાળકો તથા બાળાઓએ ભાગ લીધો હતો. તેમાં તરૂણ મંડળના બાળકોએ પૂર્ણ ઉત્સાહથી હોલીકાના ઉત્સવ પ્રસંગે જુદા જુદા પ્રયોગો ભજવ્યા હતા તથા બાળાઓએ રાસ તથા જુદા જુદા પ્રયોગ કરીને પ્રેક્ષકોને આનંદ આપ્યો હતો અને બીજે દિવસે સવારમાં બાળકો તથા બાળાઓએ કસરતના પ્રયોગોની હરીફાઈ કરી હતી અને હરીફાઇમાં ઉચ્ચ નંબરે આવનાર બાળકો તેમજ બાળાઓને યોગ્ય ઈનામ આપવામાં આવ્યું હતું. આ વર્ષે પારેખ જેઠાલાલ દેવચંદ તરફથી તેમની પુત્રી બ્હેન પ્રભાવતીના સ્મરણાર્થે ઇનામનો તમામ ખર્ચ શ્રી મોઢ યુવક મંડળને આપવામાં આવ્યો છે. અને ઇનામની વ્હેંચણી ભાઈશ્રી પરશોત્તમદાસ જેઠાલાલના સ્વહસ્તે કરવામાં આવી હતી. ઉચ્ચ નંબરમાં આવેલા બાળકો સિવાયના તમામ બાળકો તથા બાળાઓને એક એક પીત્તળની વાટકી ઈનામ તરીકે વ્હેંચવામાં આવી હતી. ત્યારબાદ બાળકોને પતાસા, ધાણી, ખજુર આપીને મેળાવડો વિસર્જન કરવામાં આવ્યો હતો.

કલકત્તા—"શ્રી કચ્છી માંડલીઆ મિત્રમંડળની એક સાધારણ બેઠક તા. ૨૩–૩–૪૦ શનિવારના રોજ રાત્રે ૮ાા વાગે શેઠ નાનાલાલ જયંતિલાલ કું.ને ત્યાં ભાઇશ્રી શંકરલાલ ત્રીકમજી ભાઈનાં પ્રમુખપણા હેઠળ ભરવામાં આવેલ હતી.

શરૂઆતમાં મંત્રીએ ગત બેઠકની મીનીટ વાંચી સંભળાવેલ હતી. ત્યારબાદ માંડલીઆ જનરલ સ્ટોર્સનો રૂ. ધીરવા સંબંધીનો જે પત્ર આવેલ તે ઉપર વિચારણા થયેલ અને તે માટે નીચે મુજબનો ઠરાવ થયેલ, ત્યારબાદ માંડલીઆ હરસુખરાય ગોરધનદાસને લગતો નીચેનો ઠરાવ પાસ કરવામાં આવેલ. ત્યાર બાદ સભા બરખાસ્ત કરવામાં આવી હતી.

૧ "શ્રી માંડલીઆ જનરલ સ્ટોર્સનો આ મંડળ ઉપર રૂ. ધીરવા સંબંધી જે પત્ર આવેલ, તે ઉપર સંપૂર્ણ વિચારણા થયા બાદ, મંડળના પ્રયાસથી નીચે જણાવવા મુજબ ભાઈઓએ મળીને રૂ. ૧૦૦૦) અંકે એક હજાર વગર વ્યાજે આપવા ઉદારતા દાખવેલ છે. તે માટે આ મંડળ તે ભાઈઓનો આભાર માને છે."

રૂ. ૩૦૦) ભાઈશ્રી શંકરલાલ ત્રીકમજી.
રૂ. ૩૦૦) ભાઇશ્રી પરશોત્તમ રામજી.
રૂ. ૩૦૦) ભાઈશ્રી જટાશંકર દયારામ.
રૂ. ૧૦૦) ભાઈશ્રી છોટાલાલ રાઘવજી.
રૂ. ૧૦૦૦)

૨. "કચ્છી સાહીત્યનો, મુંબઈ રેડીયો મારફત આખા હિંદુસ્તાનમાં ફેલાવો કરવા માટે મુંબઇ રેડીયો સ્ટેશન તરફથી, ભાઈશ્રી હરસુખરાય ગોરધનદાસ માંડલીઆ આમંત્રણ મેળવવા, પહેલવહેલા કચ્છી તરીકે ભાગ્યશાળી થયા છે, તે જોઇને આ મંડળને આનંદ થાય છે. તેઓશ્રીને કચ્છી સાહીત્ય પ્રત્યે જે ભાવ છે તેથી આ મંડળને ઘણો જ સંતોષ થયો છે. અને તેઓશ્રી કચ્છી સાહીત્યની તન, મન, ધનથી જે સેવા કરી રહ્યા છે, તેમાં તેઓશ્રીને વધારે

સફળતા સાંપડે, એવી પરમ કૃપાળુ પરમેશ્વર પ્રત્યે નમ્ર પ્રાર્થના છે; અને આશા છે કે તેઓશ્રી તેમની બુદ્ધિ જ્ઞાનનો લાભ ભવિષ્યમાં આપણી જ્ઞાતિને આપવા ચુકશી નહિ."

લી. મેના પ્રાણલાલ માધવલાલ

માનદમંત્રિ-કચ્છી માંડલીઆ મિત્રમંડળ-કલકત્તા.

**શ્રી કોટ હિંદુ સ્ત્રી મંડળ** તરફથી સુપ્રસિદ્ધ મસ્તક શાસ્ત્રી શ્રીયુત ગીરધરલાલ ગોવિંદજી મહેતાનું "જીવન સંગીન" એ વિષય ઉપર જાહેર વ્યાખ્યાન આપવાની ગોઠવણ કરવામાં આવી હતી, જે વખતે કોટ અને બહાર કોટ તેમજ અન્ય સ્થળેથી સ્ત્રી વર્ગની સારી સંખ્યાએ હાજરી આપી હતી. તેથી મંડળ-હૉલ ચિકાર ભરાઈ ગયો હતો.

મી. મહેતાએ પોતાના વિષય ઉપર વિવેચન કરતા આખા વિશ્વની રચનાઓ પરમાત્માએ રચેલ મનુષ્ય શરીર અને તેની અંદરના પ્રત્યેક અવયવની ઉદ્દેશપૂર્વક કરેલી રચનાનું એક સુંદર સારંગી અને તેના વિવિધ પ્રકારના સ્વર તંતુઓની રચના સાથે સરખામણી કરી મસ્તક વિદ્યાનાં સિદ્ધાન્તો સુંદર રીતે સમજાવ્યા હતા. મનુષ્યના મસ્તકની અંદર અનેક પ્રકારનાં તંતુ-પ્રવાહો વિશ્વની અંદરનાં અનેક પ્રકારનાં આનંદોને ગ્રહણ કરવા માટે યોજવામાં આવેલાં છે. જેમાં બુદ્ધિ શક્તિઓનાં આનંદ ભોગવવાનાં સ્થાનો, સાંસારિક વૃત્તિઓનાં સ્થાનો, ધાર્મિક અને નૈતિક શક્તિઓનાં સ્થાનો અને તેનો ઉપયોગ તથા તેઓને કેળવવાથી મળતા આનંદો વિગેરેને મસ્તક વિદ્યાની ભાષામાં સરળતાથી સમજાવી આખું વિશ્વ આપણાં અનેક પ્રકારનાં આનંદોને ભોગવવા માટે જ કેવી રીતે યોજવામાં આવેલું છે. અને તે આનંદોમાં અનુભવો મેળવવા માટે આપણે શા શા પ્રયત્નો કરવા ઘટે છે અને બધી પ્રવૃત્તિઓનો શિક્ષણ સાથે શો સંબંધ છે તે બધું વિસ્તારપૂર્વક સમજાવી ખુબ આનંદદાયક વિવેચન કર્યું હતું. કોટ હિંદુ સ્ત્રી મંડળની સાહિત્ય સંગીત અને કળા આદિ ખીલવવા માટેની અનેકવિધ પ્રવૃત્તિઓ પણ જીવનનાં સંગીતનો અનુભવ આપવા માટે કેવાં શુભ કાર્યો કરી રહેલ છે, તે દર્શાવી પોતાનો વિષય સમાપ્ત કર્યો હતો.

શ્રીમતી વેલા બહેને આ વખતે પ્રમુખ સ્થાનેથી સુંદર વિવેચન કરી, ગીતાના માનસ-શાસ્ત્રીય સિદ્ધાંતો સાથે આ મસ્તક વિદ્યાનો વિષય કેટલો ઘનિષ્ઠ સંબંધ રાખે છે, તે સંબંધી વિવેચન કરી ઉપસંહાર કરતા વ્યાખ્યાતાનો અને મંડળના સેક્રેટરીનો આવા વ્યાખ્યાનો ગોઠવવા માટે ઉપકાર માની પોતાનું વિવેચન પુરૂં કર્યું હતું. પ્રમુખ તેમજ વ્યાખ્યાતાનો ઉપપ્રમુખ શ્રીમતિ પ્રેમકુંવરબેન તેમજ શ્રીમતિ જયાવતી પ્રાણલાલે ઉપકાર માનવાની દરખાસ્ત રજુ કરી બન્નેનો પુષ્પહારથી સત્કાર કર્યો હતો. ત્યાર બાદ સભા વિસર્જન થઈ હતી.

**પરીક્ષામાં પાસ—ભાવનગર** (૧) મણીઆર હિંમતલાલ હલ્લુભાઇ. (૨) મેના વસંતરાય નગીનદાસ બીવીયસમાં પાસ.

**વેવિશાળ**—રાજસિતાપુરવાળા પારેખ કુલચંદ ભાયચંદના પુત્ર ચિ. બળવંતરાયનું વેવિશાળ મોરબીવાળા મણિયાર ગોપાળદાસ પરશુરામની પુત્રી ચિ. કાન્તાગવરી સાથે મુંબઇમાં ફા. વ ૨.

શિહોરવાળા ગાંધી જેઠાલાલ વીરજીના પુત્ર નાથુભાઈનું વેવિશાળ ભાવનગરના મણિ-આર કલ્યાણજી હેમજીની પુત્રી પ્રભાવતી સાથે.

**લગ્ન** સરસીયા વલ્લભદાસ મુળજી મુછાળાના ચિ. જમનાદાસનાં લગ્ન વેરાવળના ગુલાબચંદ પરશોતમ દામાણીની પુત્રી ચિ. લીલાવંતી સાથે મહા વદ ૨.

ગાજકોરના વડો. તલકશી પરશોતમના પુત્ર ભાઈ મણિલાલનાં લગ્ન સાયલાના પારેખ ભોગીલાલ લાલજીભાઈની પુત્રી વિમળા સાથે ભુજ મુકામે.

**દેહવિલય** ભાવનગર—મેતા પરમાણંદ છગનલાલના વૃદ્ધ માતુશ્રી સ્વર્ગવાસી થયાં. પારેખ ઠાકોરદાસ ગોપાળજીના પુત્રનાં ધર્મપત્ની નાની વયે સ્વર્ગવાસી થયાં.

સિહોર—મેતા પ્રાણજીવનદાસ પરભુદાસનાં ધર્મપત્ની બાઈ નર્મદા ૬૪ વર્ષની વયે સ્વર્ગવાસી થયાં.

ધ્રાંગધ્રા—પરી અમૃતલાલ જગજીવનદાસ આધેડ અવસ્થાએ સ્વર્ગવાસી થયા. ફા. શુ. ૨. મર્હુમ જ્ઞાતિ પ્રતિ સારી લાગણી ધરાવતા હતા.

અમદાવાદ—પરી. ચુનીલાલ કાનજીનાં ધર્મપત્ની સ્વર્ગવાસી થયાં.

ભાવનગર—મહેતા છોટાલાલ વેલસીનાં માતુશ્રી દીવાળી બાઈ સ્વર્ગવાસી થયાં.

ચોરવાડ—શેઠ હરજીવનદાસ મોહનજી કાપડીવાની પુત્રી બહેન હસમુખ ઉ. વ. ૬।। ચાર દિવસના ન્યુમોનીયાની બિમારીમાં સ્વર્ગવાસી થય ફા. વ. ૧૩.

પરમાત્મા સદ્ગતોના આત્માને શાંતિ અર્પો.

---

## શ્રી કાઠિયાવાડ મોઢ વણિક વિદ્યાર્થી ભવન-ભાવનગરને મળેલી ભેટો

૫) શ્રી ચુડાવાળા શા. ગુલાબચંદ અમરશીને ત્યાં શા. શીવલાલ પરશોતમના ઘરની જાન તરફથી.

૧૪) શ્રી રાણપુર મોઢ મહાજન હસ્તુ હા. પરીખ પોપટલાલ વૃજલાલ

૧-૦-૦ શ્રી ખસવાળા શા. મગનલાલ જીવાભાઈના
૩-૦-૦ શ્રી હળવદવાળા પારી. લક્ષ્મીચંદ માણેકચંદના
૧૦-૦-૦ શ્રી વઢવાણ શહેરવાળા મેતા જેચંદલાલ ખીમચંદના
૧૪-૦-૦

૩૦) શ્રી અમરેલી મોઢ મહાજન હસ્તુ હા. પરીખ લલ્લુભાઈ જમનાદાસ

૫-૦-૦ શ્રી. માચકવાળા શા. રાયચંદ માણેકચંદ તરફથી તેમના પુત્રના લગ્ન પ્રસંગે
૫-૦-૦ શ્રી. વઢવાણવાળા પારી. ગીરધરલાલ નરભેરામ તરફથી લગ્ન પ્રસંગે
૧૦-૦-૦ શ્રી રાણપુરવાળા મહેતા તારાચંદ ભગુભાઈ તરફથી તેમના પૌત્ર ખીમચંદના લગ્ન પ્રસંગે
૧૦-૦-૦ શ્રી અમરેલીવાળા રાજરત્ન મોહનલાલ ઓધવજીભાઈ વકીલ તરફથી તેમની પુત્રી ભાનુમતિનાં લગ્ન પ્રસંગે
૩૦-૦-૦

૭) શ્રી ભાવનગર દાંતના ડૉ. નાનાલાલ છગનલાલ તરફથી તેમના પુત્ર વામનરાયનાં લગ્ન પ્રસંગે

૫) શ્રી ધોલેરાવાળા મહેતા પરભુદાસ ખુશાલદાસ તરફથી તેમની પુત્રી કમલાલક્ષ્મીના લગ્ન પ્રસંગે ભાવનગરમાં.

૩) શ્રી રાજકોટવાળા હાલ ઘાટકોપર વોરા હીમતલાલ નાગજી તરફથી તેમના પુત્ર ચુનીલાલની પુત્રી લીલાવતીના લગ્ન પ્રસંગે ઘાટકોપરમાં.

૫) શ્રી ગઢડાણાવાળા શા. જેઠાલાલ ઓધડભાઈ તરફથી તેમના ભાઈ શાન્તીલાલનાં લગ્ન પ્રસંગે.
૭) પારેખ દામોદરદાસ મનોરભાઈ તરફથી તેમના પુત્ર ચીમનલાલનાં લગ્ન પ્રસંગે.
૩) શ્રી ગઢડાણાવાળા શા. જાદવજી હીરજી તરફથી તેમની પુત્રી ચંચળનાં લગ્ન પ્રસંગે.
૫) શ્રી ભાવનગર પારેખ ઝવેરભાઈ અમૃતલાલ તરફથી તેમના પુત્ર તનસુખલાલનાં લગ્ન પ્રસંગે.
૩) શ્રી ભાવનગર વોરા દામોદર દારકાદાસ તરફથી તેમની પુત્રી લક્ષ્મીનાં લગ્ન પ્રસંગે.
૫) શ્રી રાણપુરવાળા શા. દુર્લભદાસ જીવરાજ તરફથી તેમના પુત્ર શાન્તીલાલનાં લગ્ન પ્રસંગે.
૩) શ્રી મોજીદડવાળા કોઠારી કસળચંદ હરીભાઈ તરફથી તેમના પુત્ર કેશવલાલની પુત્રી કાન્તાનાં લગ્ન પ્રસંગે.

ડાહ્યાલાલ ભાઈચંદ વોરા
વ્રજલાલ ગોકળદાસ વોરા
ઓ. સેક્રેટરીઓ.

---

## શેઠ વાઘજી લક્ષ્મીદાસ તથા શેઠ ગોવિંદજી જેઠાભાઇ મોઢ વિદ્યાર્થી ભુવન—રાજકોટને મળેલ ભેટ.

૨૫૧) શેઠ શ્રી. ચત્રભુજ કપુરચંદ તરફથી તેમના પિતાશ્રી કપુરચંદ મોનજીનાં સ્મરણાર્થે પોષ વદ પાંચમના રોજ જમણુ આપવા માટે
૧૮ાા કુતિયાણાના ગાંધી વલ્લભદાસ નારણદાસ તરફથી ફાગણ સુ. ૨ ના રોજ સંસ્થામાં જમણુ આપવા માટે.
૩) વોરા હિંમતલાલ નાગજી તરફથી તેમને ત્યાં કુંડલાના રહીશ ધોળકીયા રામજી દુર્લભદાસની જાન આવતાં લગ્નની ખુશાલીમાં ખુશી ભેટ.

★ ★

## શ્રી વાઘજી લક્ષ્મીદાસ તથા ગોવિંદજી જેઠાભાઇ મોઢ વણિક વિદ્યાર્થી ભુવન, રાજકોટ.

આ છાત્રાલયમાં વિદ્યાર્થીઓને દાખલ કરવા માટેની અરજીઓ તેમના વાલીએ મોડામાં મોડી તા. ૩૦–૪–૪૦ સુધીમાં ઑન. મંત્રીઓ ઉપર મોકલી આપવી. ત્યાર બાદ મળેલી અરજી ઉપર ધ્યાન આપવામાં આવશે નહિ. અરજીનું ફોર્મ તથા દાક્તરી તપાસનું ફોર્મ ( વિદ્યાર્થીની શારીરિક સંપત્તિ સંબંધી ) વેળાસર મંગાવી લેવા વિનંતિ છે. આવતું નવું સત્ર ( Term ) તા. ૧૦–૬–૪૦ થી શરૂ થશે.

કેશવલાલ જસરાજ પારેખ—મા. મંત્રી.

---

## શ્રી મોઢજ્ઞાતિ રાત્રીશાળાને મળેલી ભેટ.

૧) વોરા દામોદરદાસ દારકાદાસ તરફથી તેમની પુત્રી લક્ષ્મીબ્હેનના લગ્ન પ્રસંગે. ભાવનગર
૧) દેશ.ઈ ઝવેરલાલ અમૃતલાલના પુત્ર તનસુખલાલના લગ્ન પ્રસંગે. ભાવનગર
૨) દાંતના ડોક્ટર નાનાલાલ છમનલાલ ગાંધી તરફથી તેમના પુત્ર વામનરાયના લગ્ન પ્રસંગે.
૧) રા. રા. પ્રભુદાસ ખુશાલદાસ તરફથી તેમની પુત્રી કમળાબ્હેનના લગ્ન પ્રસંગે. ભાવનગર

## શ્રી મોઢજ્ઞાતિ વિદ્યોત્તેજક ફંડને મળેલી ભેટ.

૧) વોરા દામોદરદાસ દ્વારકાદાસ તરફથી તેમની પુત્રી લક્ષ્મીબ્હેનના લગ્ન પ્રસંગે. ભાવનગર
૧) દેશાઇ ઝવેરલાલ અમૃતલાલના પુત્ર તનસુખલાલના લગ્ન પ્રસંગે. ભાવનગર
૨) દાંતના ડોકટર નાનાલાલ છગનલાલ ગાંધી તરફથી તેમના પુત્ર વામનરાયના લગ્ન પ્રસંગે.
૧) રા. રા. પ્રભુદાસ ખુશાલદાસ તરફથી તેમની પુત્રી કમળાબ્હેનના લગ્ન પ્રસંગે ભાવનગર

પારેખ નંદલાલ ચીમનલાલ
સેક્રેટરી શ્રી મોઢ જ્ઞાતિ રાત્રિશાળા અને લાઇબ્રેરી તથા વિદ્યોત્તેજક ફંડ.

## શ્રી મોઢ યુવક મંડળને મળેલી ભેટ—

૨૪ાાાન્ન જેઠાલાલ દેવચંદ તરફથી તેમની પુત્રી પ્રભા બ્હેનના સ્મરણાર્થે શ્રી હોળીકા ઉત્સવમાં બાળકોને તથા બાળાઓને ઇનામ આપવા માટે. ભાવનગર
૧ાા રતીલાલ ગોપાળજી વાસા તરફથી બાળકોને હોલીકા ઉત્સવમાં ઇનામ આપવા. ભાવનગર
૧) દેશાઈ ઝવેરલાલ અમૃતલાલના પુત્ર તનસુખલાલના લગ્ન પ્રસંગે ભાવનગર
૧) વોરા દામોદરદાસની પુત્રી લક્ષ્મી બહેનના લગ્ન પ્રસંગે ભાવનગર

પારી. આણંદજી જમનાદાસ
સેક્રેટરી શ્રી મોઢ યુવક મંડળ

## શ્રી "મોઢ મહોદયને"ને મળેલ ભેટની પહોંચ

૨) ડો. નાનાલાલ છગનલાલ ગાંધી તરફથી ચિ. વામનરાયનાં લગ્ન પ્રસંગે ભાવનગર
૧) શાહ કાળીદાસ જીવણદાસ તરફથી તેમની ભાણેજ બહેન નિર્મળાનાં લગ્ન પ્રસંગે કરાંચી
૧) પરી. ફુલચંદ ભાઈચંદના પુત્ર બલવંતરાયના વેવિશાળ પ્રસંગે
હ. પરી. મણીલાલ ફુલચંદ મુંબઇ
૧૧) સૌ. મણીબાઈ હરિલાલનાં સ્મરણાર્થે હા. શ્રી. હરિલાલ ગોવિંદજી મહેતા મુંબઇ
૨) વડો. તલકશી પરશોતમના પુત્ર ભાઇ મણિલાલનાં લગ્ન પ્રસંગે રાજકોટ

વ્યવસ્થાપક

## "શ્રી મોઢ મહોદય"ને રૂા. ૨) કે તેથી વધુ લવાજમ મોકલનારની પહોંચ.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૨) | રા. ત્રીભોવનદાસ આણંદજી મેતા | વેરાવળ | ૪) | રા. પ્રાણજીવનદાસ ગંગારામ | સીકંદરાબાદ |
| ૨ાા | ,, ધનુભાઇ સંજાણાવાળા | રંગુન | ૨) | ,, પોપટલાલ વૃજલાલ | રાણપુર |
| ૨) | ,, મણિલાલ ચુનીલાલ | કરાંચી | ૨) | ,, ડી. કે. દીવાન | એડન |
| ૨) | ,, જમનાદાસ ચતુરદાસ | ,, | ૨) | ,, વોરા તલકશી કેશવજી | વિરમગામ |
| ૨) | ,, અમૃતલાલ શામજી | ,, | ૨) | ,, દેશાઇ કેશવલાલ પરમાણંદદાસ | મદ્રાસ |
| ૨) | ,, પુરૂષોતમદાસ ચત્રભુજ | ,, | ૨) | ,, મગનલાલ મોતીચંદ દોશી | રાજકોટ |
| ૨) | ,, મોહનલાલ પુંજાભાઈ | ,, | | | |

વ્યવસ્થાપક

# શ્રી ભાવનગર મોઢ જ્ઞાતિ યુવક મંડળને મેલેરીયા સીઝન વખતે મળેલી ભેટની રકમ તથા ખર્ચનો હિસાબ સંવત ૧૯૯૫–૯૬

ભાવનગરમાં મેલેરીયા સીઝનમાં જ્યારે દરદીઓની સંખ્યા દિન પ્રતિદિન વધતી ચાલી તે વખતે અમારાં મંડળમાં લોકોને દવાની રાહત આપવા માટે એક દવાખાનું શરૂ કરવાનો વિચાર ઉદ્દભવતાં, જ્ઞાતિના કેટલાક ઉત્સાહી યુવકો, વડીલો તથા તરુણ મંડળના બાળકોએ પોતાની સેવા યથાશક્તિ તન, મન અને ધનથી આપવાનું નક્કી થતાં, તા. ૨૪–૧૧–૩૯થી તે શરૂ કર્યું. શેરડીપીઠના ડેલામાં શ્રીયુત લલ્લુભાઈ કિશોરદાસે પોતાનું મકાન શરૂઆતમાં દવાખાનાના ઉપયોગ માટે આપ્યું હતું અને શ્રીયુત હરગોવીંદદાસ નાનાલાલે પોતાનો સઘળો સમય આપીને સારી સેવા બજાવી હતી અને પૈસાના ફંડ માટે શ્રીયુત ઇશ્વરલાલ ત્રીકમલાલ તથા શ્રીયુત મધુસુદન કેશવલાલે પોતાના અથાગ શ્રમથી સારી એવી રકમ એકઠી કરી હતી, જેમાં શ્રીમંતથી માંડીને ગરીબ સુધી લગભગ ઘણી વ્યક્તિઓએ પોતાનો યથેચ્છ ફાળો આપ્યો હતો.

શ્રીયુત દામોદર સવાઈલાલ વોરા તરફથી લગભગ દોઢ માસ સુધી ઉકાળાના પડીકા ફ્રી અપાયા હતા.

શ્રીયુત ભગવાનલાલ માણેકલાલ તરફથી ઉકાળો બનાવવા માટે જેટલા જોઇએ તેટલા કોલસા આપી સીઝન સુધી ફ્રી પૂરા પાડવામાં આવ્યા હતા.

શેરડીપીઠના ડેલામાંની આપણી જ્ઞાતિની બ્હેનોએ ઉકાળા વિગેરે માટે પાણી ઉત્સાહથી પૂરૂં પાડયું હતું.

તરુણ મંડળના બાળકોએ સીઝન દરમ્યાન પહોંચી શકે તેટલા ભાગમાં ઉકાળો, ક્વીનાઇન, મુસંબી તથા આકડાનાં પાન આજુબાજુના લતાઓમાં ઘેરઘેર ફરીને પોતાની સેવા આપી હતી.

શ્રી ભાવનગર મહાજન એસોસીએશન તરફથી એક મેઝર–ગ્લાસ દવા આપવા માટે ભેટ આવ્યો હતો.

શ્રીયુત મગનલાલ તાપીદાસ તરફથી કેટલાક સમય માટે આકડાના પાન પુરા પાડવામાં આવ્યા હતા.

શ્રીયુત ઠાકોરદાસ ગોપાળજીએ ખાસ કરીને બન્યું ત્યાંસુધી દવાખાનામાં હાજરી આપીને પોતાની સારી સેવા આપી હતી.

શ્રીયુત સવાઈલાલ શાંતિલાલે આ દવાખાનાનો સમગ્ર હિસાબ તથા વ્યવસ્થા જાળવવામાં સારી સેવા આપી હતી.

શ્રીયુત ભીખાભાઇ પરભુદાસ શેઠે પ્રથમ ફાળામાં સારી એવી રકમ આપી, છેવટે તૂટતી રકમ આપવાનું કહી અમોને ઉત્સાહ આપ્યો હતો.

આ દવાખાનું સાડાત્રણ મહીના સુધી ચાલુ રાખવામાં આવ્યું હતું, જેનો લાભ ભાવનગરની મોઢ જ્ઞાતિના બંધુઓ સિવાય અન્ય કોમોએ પણ લીધો હતો.

જે જે વડીલોએ, યુવકોએ, બ્હેનોએ તેમજ બાળકોએ આ સીઝન દરમ્યાન પોતાની સેવા તેમજ ફાળો આપ્યો હોય તે સૌનો આ મંડળ અંતઃકરણપૂર્વક આભાર માને છે.

જે ભાઇઓએ પોતાની સેવા આપી હોય અને અમારાથી તેઓનાં નામ ભૂલથી રહી ગયાં હોય તો તેઓ અમને દરગુજર કરશે.

જે ભાઇઓને આ દવાખાનાનો હિસાબ જોવો (તપાસવો) હોય તેમણે એક માસ સુધીમાં શ્રીયુત કાંતિલાલ શાંતિલાલની દુકાનેથી તપાસી લેવાં વિનંતિ છે.

આણંદજી જમનાદાસ
સેક્રેટરી, મોઢ યુવક મંડળ

## ભાવનગર મોઢ જ્ઞાતિ યુવક મંડળને મેલેરીયા સીઝન વખતે મળેલી ભેટની રકમ તથા ખર્ચનો હિસાબ સંવત ૧૯૯૫-૯૬

જ

૨૭૩) રૂ. શ્રી ભેટના નીચે પ્રમાણે આવ્યા

૨૫-૦-૦ પા. અમેચંદ પ્રેમચંદ હ. બુરાભાઈ
૨૧-૦-૦ શેઠ ભીખાભાઇ પરશુદાસ
૧૫-૦-૦ મે. નાયબ દીવાન સાહેબ, નટવરલાલ માણેકલાલ સુરતી
૧૫-૦-૦ વડોદરીયા સુખલાલ ઝવેરભાઈ
૧૫-૦-૦ રા. રા. મોતીલાલ નાનાભાઇ
૧૧-૦-૦ શેઠ ભીખાભાઇ પરશોતમ
૧૧-૦-૦ પા. અમૃતલાલ ગાંડાલાલ
૧૧-૦-૦ વોરા ગોકળદાસ મોહનલાલ
૧૧-૦-૦ પા. ભોગીલાલ નરોતમદાસ
૧૧-૦-૦ ઘડીવાળી ગુલાબરાય છગનલાલ
૧૦-૦-૦ પા. કોઠારદાસ ગોપાળજી
૭-૦-૦ મણીયાર જમનાદાસ ત્રીભોવનદાસ
૫-૦-૦ પા. ભીખાભાઈ ગોપાળજી
૫-૦-૦ પા. શાંતિલાલ પ્રાણજીવન
૫-૦-૦ પા. શાંતિલાલ મનોરદાસ
૫-૦-૦ પા. મોહનલાલ છોટાલાલ
૫-૦-૦ પા. કાંતીલાલ ઈશ્વરદાસ
૫-૦-૦ પા પ્રાણજીવન દેવચંદ
૫-૦-૦ એક ગૃહસ્થ હ. જયન્તિલાલ
૫-૦-૦ પા. નથુભાઈ હરીવલ્લભ
૫-૦-૦ ગોસળીયા હરગોવીંદદાસ વિઠ્ઠલદાસ
૪-૦-૦ પા. મોતીલાલ પ્રેમજીભાઈ
૩-૦-૦ પા. ભોગીલાલ મંગળલાલ
૩-૦-૦ મોઢી વેણીલાલ નરોત્તમદાસ

ઉ

૭૭-૦-૦ કવીનાઇનના
૨૪૧૩-૩ પરચુરણ દવાના
૮-૧૩-૩ પરચુરણ ખર્ચ
૧૧૬-૧૦-૬ મુસંબી
૧૩-૧-૬ માથાના દુઃખાવાનો મલમ (બામ)
૨-૬-૦ મધ
૩૮-૫-૦ ઉકાળાના (ઓસડીયાના)
૧૦-૦-૦ માણસના પગારના
૧૮-૩-૩ સોડાના
૮-૮-૦ મકાનભાડું વિગેરે ખર્ચના
૧૩-૧૫-૦ દવાખાનાના ઉપયોગ માટેના સાધનોના
૩-૦-૦ બેડપેન
૨-૮-૦ મેંઇલ યુરીનલ
૨-૧૨-૦ ફીમેલ યુરીનલ
૨-૨-૦ સલફરની બેગ
૧-૧૪-૦ કનલોપની શેકની કોથળી
૪-૮-૦ ક્લીનીકલ થરમોમીટર નં.૩

૧૩-૧૫-૦

૧૫-૮-૦ એક જ્ઞાતિ બંધુને દવાના બીલ પેટે
૨૩-૧૩-૦ શ્રી પુરાંત સીલીક

૩૭૦-૯-૬

જ ઉ

૩-૦-૦ રા. રા. મગનલાલ તાપીદાસ
૩-૦-૦ મણીઆર મુકુન્દરાય લલ્લુભાઈ
૩-૦-૦ વોરા રતીલાલ નંદલાલ
૩-૦-૦ પા. ભકિતદાસ મુળજીભાઇ
૩-૦-૦ પા. નંદલાલ ચીમનલાલ
૨-૦-૦ પા. બાલકૃષ્ણ પરમાણંદદાસ
૨-૦-૦ મણીઆર ગોરધનદાસ અમીચંદ
૨-૦-૦ પા. રતીલાલ જીવણદાસ
૨-૦-૦ દેશાઇ તુલસીદાસ ગોવીંદજી
૨-૦-૦ પા. પરશોતમ બ્હેચરદાસ
૨-૦-૦ પા. મગનલાલ ધેલુભાઇ
૨-૦-૦ વોરા હરીલાલ નથુભાઈ
૨-૦-૦ પારેખ વૃજલાલ મગનદાસ કહાનદાસ
૨-૦-૦ પા. અમૃતલાલ ત્રીભોવનદાસ
૨-૦-૦ પા. છબીલદાસ પ્રાણજીવન
૨-૦-૦ પા. જેઠાલાલ દેવચંદ
૨-૦-૦ પા. મણીલાલ કેશવજી
૨-૦-૦ વોરા દ્વારકાદાસ અમીચંદ
૨-૦-૦ ગં. સ્વરૂપ બેન અચરત લલ્લુભાઈ
૨-૦-૦ પા. શાંતિલાલ નાગરદાસ
૨-૦-૦ મણીઆર ગાંડાલાલ લલ્લુભાઇ
૨-૦-૦ પા. મોહનલાલ પરશોતમદાસ
૨-૦-૦ મ્હેતા વૃજલાલ છગનલાલ
૨-૦-૦ શેઠ ચત્રભુજ ઓધવજી

તથા જમા બાજુ—

૨-૦-૦ પા. રતીલાલ નરોતમદાસ
૨-૦-૦ પા. છગનલાલ હરખચંદ
૨-૦-૦ વોરા અનંતરાય જમનાદાસ
૨-૦-૦ પા. પરશોતમ ત્રીભોવનદાસ
૨-૦-૦ રા. રા. ચુનીલાલ મણીલાલ ભાડલાવાળા
૧-૦-૦ પા. ભાયાલાલ નારણદાસ
૧-૦-૦ ગટુભાઈ રાંટોડ
૧-૦-૦ મણીઆર મોહનલાલ લક્ષ્મીચંદ
૧-૦-૦ રા. રા. મણીશંકર પીતામ્બરદાસ
૧-૦-૦ પા. લલ્લુભાઈ દેવચંદ
૧-૦-૦ વોરા જયંતિલાલ જમનાદાસ
૧-૦-૦ મણીઆર નગીનદાસ જગજીવન
૧-૦-૦ દેશાઇ છબીલદાસ અમીચંદ
૧-૦-૦ એક ગૃહસ્થ હ. ભગવાનલાલ
૧-૦-૦ મણીઆર મણીલાલ બાપુલાલ
૧-૦-૦ મણીઆર ગણપત જીણા
૧-૦-૦ પા. મોતીલાલ જીવણ

૨૯૩-૦-૦
૭૭-૯-૬ પરચુરણ તથા સોડાના જમા
૩૭૦-૯-૬

આણંદજી જમનાદાસ પારેખ
મો. યુ. મંડળ સેક્રેટરી

## જાહેર વિજ્ઞપ્તિ

હળવદની આસપાસનાં ગામડાંઓમાં ખડ વિના ઢોરો ભૂખે મરે છે અને અનાજ વિના ખેડુતો ભૂખમરાથી પીલાય છે. ભાઈ નંદલાલ ફુલચંદ માંટુંગાવાળા આને માટે મળતી દાનની રકમની વ્યવસ્થા કરે છે અને રકમની પહોંચ તથા તેના ઉપયોગની વિગત પણ દાન દેનારને મોકલાય છે. સખી ગૃહસ્થોએ યથાશક્તિ નીચેનાં શિરનામે રકમ મોકલવી.

સેક્રેટરી—રા. નંદલાલ ફુલચંદ પરીખ
તૈયબ બીલ્ડીંગ, બીજે માળે, નં. ૩૦. પ્લોટ ૨૬૫. માંટુંગા (જી. આઇ. પી.)
રા. ખીમચંદ દેવશી વોરા, કાયમા. પોરટ ઢવાણા, વાયા હળવદ (કાઠિયાવાડ)

R. N. B. 1416

મોઢ જ્ઞાતિમાં નવજીવન પ્રેરી તેના ઉત્કર્ષ કરવાના ઉદ્દેશથી પ્રગટ થતું માસિક




વર્ષ ૨૩ વૈશાખ ૧૯૯૬ | અંક ૭ મે ૧૯૪૦

વિષયાનુક્રમ




સંચાલક અને પ્રગટ કરનાર

પારી. ભીખાભાઈ ગોપાળજી—ભાવનગર.

ઉપસંચાલક— છગનલાલ અમીચંદ દેસાઈ. ભાવનગર.

વ્યવસ્થાપક— ગોરધનદાસ અમીચંદ મહિયારી. ભાવનગર.

વાર્ષિક લવાજમ પોષ્ટ સહિત રૂ. ૧-૧૩-૦ વી. પી. ખર્ચ સાથે

ભાવનગર—શ્રી સરસ્વતી છાપખાનામાં પારેખ શાંતિલાલ ભીખાભાઈએ આ માસિકના સંચાલક માટે છાપ્યું અને સંચાલકે મોઢ મહોદય ઓફિસ, ભાવનગરથી પ્રગટ કર્યું.

# "મોઢ મહોદય"ના મુરબ્બી, આશ્રયદાતા અને લાઇફ મેમ્બરો.

## મુરબ્બી

૧ સર પરશોતમદાસ ઠાકોરદાસ નાઇટ સી. આઇ. ઈ. મુંબઇ
૨ શેઠ વાઘજીભાઈ લક્ષ્મીદાસ „
૩ શેઠ વનમાળી વિરજી વેરાવળ
૪ શે. હરજીવનદાસ મોહનજી કાપડીયા ચોરવાડ
૫ દેશાઇ પરમાણુંદદાસ જગજીવનદાસ હાં. રા. દામોદરદાસ ભાવનગર
૬ શેઠ નાનાલાલ મંછારામ મુંબઇ
૭ શેઠ જીવરાજ મકનદાસ કુંડલાવાળા „
૮ શેઠ લક્ષ્મીદાસ નેમીદાસ મુંબઇ
૯ શ્રીયુત પરી. છોટાદાસ હરગોવિંદદાસ મદ્રાસ
૧૦ શેઠ ગોવિંદજી જેઠાભાઈ ચોરવાડવાળા મુંબઈ
૧૧ શ્રી કલકત્તા મોઢ ઉત્તેજક મંડળ કલકત્તા
૧૨ શેઠ ઠાકોરદાસ ગુલાબદાસ ઝરીવાળા સુરત
૧૩ ગં. સ્વ. મણિબહેન તે શા. ભગવાનદાસ નરભેરામ ખાનદેશવાળાના વિધવા „
૧૪ શેઠ સુખલાલ ઝવેરભાઇ ભાવનગર
૧૫ શ્રીયુત નારાયણદાસ ગીરધરદાસ મદ્રાસ

## આશ્રયદાતા

૧ સર ચુનીલાલ વિજભૂખણદાસ- મુંબઈ
૨ શેઠ હરીલાલ જગનાથ- ખંભાત
૩ શેઠ કરસનદાસ ભગવાનદાસ મુંબઇ
૪ પારેખ આણંદજી ગોપાલજી ભાવનગર
૫ પરી. ગોવિંદજી કલ્યાણજી બોટાદ
૬ શેઠ જસરાજ મુળજીભાઇ હ. શેઠ માણેકલાલભાઈ મુંબઈ
૭ રાજા બ. ભગવાનદાસ હરીદાસ એન્ડ સન્સ હૈદ્રાબાદ
૮ શ્રીયુત હરિદાસ માણેકચંદ કોઠારી કરાંચી
૯ શેઠ છોટાલાલ ઓધવજી પોરબંદર
૧૦ શેઠ પોપટલાલ માણેકચંદ હા. શેઠ કેશવલાલભાઈ જામનગર
૧૧ શ્રી ચત્રભુજ ભગવાનજી મોદી કોલંબો
૧૨ શેઠ કનૈયાલાલ પુરૂષોત્તમદાસ પુના
૧૩ શેઠ ભીખાભાઇ પરભુદાસ પરી. ભાવનગરવાળા બાંગલોર (એસ. કે.)
૧૪ પરી. ગોપાળજી મુળજીભાઈ ભાવનગર
૧૫ મણિયાર નરસીદાસ લલ્લુભાઇ હા. રા. કેશવલાલ ભાવનગર
૧૬ સ્વ. શેઠ લક્ષ્મીદાસ ભગવાનજી સાકરવાળા હા. તેમના ધર્મપત્ની કસ્તુરબાઈ મુંબઇ
૧૭ શેઠ ચંદ્રકાંત મોતીલાલ જમાલાઈવાળા અમદાવાદ
૧૮ શેઠ મણીલાલ હેમચંદ અમદાવાદ
૧૯ શેઠ હરકીસનદાસ જગજીવનદાસ અંકલેશ્વર
૨૦ શેઠ ધરમદાસ શામળદાસ પરભુદાસ મુંબઇ

## લાઇફ મેમ્બર

૧ પારી. અમૃતલાલ મોતીલાલ બી. એ. એલ. એલ. બી. હા. ભોગીલાલ અમૃતલાલ રાજકોટ
૨ રા. હીંમતલાલ નાગજીભાઇ વોરા „
૩ રા. ચયરતલાલ દલસુખરામ જસ અમદાવાદ
૪ રા. ઠાકોરલાલ હરકીશનદાસ અંકલેશ્વર
૫ રા. હીરાલાલ લક્ષ્મીચંદ મણિયાર વડોદરા
૬ શેઠ છગનલાલ પિતાંબરદાસ મુંબઇ
૭ દી. બ. ગોવિંદદાસ ચતુર્ભુજદાસ મદ્રાસ
૮ મેસર્સ કેશવલાલ એન્ડ કું. મદ્રાસ
૯ પારેખ જીવરાજ ગોપાલજી સિંગાપોર
૧૦ શેઠ લાલદાસ ગોવિંદદાસ મદ્રાસ
૧૧ ડૉ. નારણદાસ મોતીરામ સુરત

૧૨ શા. ભગવાનદાસ હરજીવનદાસ
સુરતવાળા–મુંબઇ
૧૩ શેઠ લલ્લુભાઈ જમનાદાસ અમરેલી
૧૪ રા. કાળીદાસ હરીદાસ વેરાવળ
૧૫ શેઠ ઠાકરશી પ્રેમજી કોડીનારવાળા
હા. શેઠ ગીરધરલાલ મુંબઈ
૧૬ રાવસાહેબ પુરૂષોત્તમદાસ દેવજીભાઈ
મણિયાર જામનગર
૧૭ શા. ગોવિંદજી કાળીદાસ ખોરાસા-
ગીરવાળા એડીસાબાબા
૧૮ શા. વલ્લભદાસ ભગવાનદાસ ,,
૧૯ શ્રી નાનાલાલ મોતીચંદ હ. શ્રી ભોગીલાલ
મુંબઈ
૨૦ મણિયાર હરજીવનદાસ જેઠાલાલ
હ. શ્રી માણેકલાલ ,,
૨૧ શેઠ દેવકરણ નાનજી હ. શેઠ ચુનીલાલ ,,
૨૨ શેઠ વીજભૂખણદાસ હરગોવિંદદાસ મૂળજી ,,
૨૩ રા. દુર્લભદાસ નેમચંદ એડીસાબાબા
૨૪ રા. મોહનલાલ ઓધવજી વકીલ અમરેલી
૨૫ રા. નટવરલાલ ગોરધનદાસ જગજીવનદાસ
રંગુન
૨૬ રા. ગોરધનદાસ પ્રાણલાલ મુંબઈ
૨૭ શેઠ નારણદાસ મથુરાદાસ હ. મનોરદાસ ,,
૨૮ મહેતા દયારામ લધુભાઇ
હા. મહેતા જટાશંકર દયારામ કલકત્તા
૨૯ શેઠ હિરાલાલ ભગવાનજી નથુભાઈ જામનગર
૩૦ શેઠ હરિલાલ ગોવિંદજી માધાણી મુંબઇ
૩૧ દોશી હિરાલાલ ગોકળદાસ ,,
૩૨ શ્રી માણેકચંદ તારાચંદ અડાલજા
સાહેબ વડોદરા
૩૩ રા. કનૈયાલાલ નાનાભાઇ રંગુન
૩૪ દેસાઈ વિઠ્ઠલદાસ લાલજી ભાવનગરવાળા
હ. દેસાઇ પ્રાણજીવનદાસ કરાંચી
૩૫ રા. અભેચંદ અમૃતલાલ ટોંગાટ (આફ્રિકા)
૩૬ રા. પુષોત્તમ ગીરધરદાસ ડર્બન (આફ્રિકા)
૩૭ રા. હીંમતલાલ બાપુલાલ પરીખ કરાંચી
૩૮ શેઠ જેઠાલાલ ચુનીલાલ ત્રીકમજી મેતા કલકત્તા
૩૯ રા. દામોદરદાસ હીરાચંદ હ. રા. આત્મારામ
દામોદરદાસ વોરા ભાવનગરવાળા લીંબડી
૪૦ શા. નરોત્તમદાસ પ્રેમચંદ
પ્રભાસ પાટણવાળા પુના
૪૧ શેઠ કરશનદાસ મોતીચંદ
હ. અમૃતલાલ જમનાદાસ દીવ
૪૨ રા. રમણલાલ છોટાલાલ મઝમુદાર ભરૂચ
૪૩ શ્રીયુત ઉમેદલાલ પુરૂષોત્તમદાસ મણિયાર
બી. એ. એલ એલ. બી. અમદાવાદ
૪૪ શેઠ નાનચંદ પ્રેમચંદ ,,
૪૫ પરી. શાંતિલાલ ગોરધનદાસ ,,
૪૬ શ્રીયુત તુલસીદાસ જસરાજ
બી. એ. એલ. એલ. બી. ,,
૪૭ શેઠ બાલાભાઈ હરીલાલ ,,
૪૮ રા. પોપટલાલ જગજીવનદાસ કરાંચી
૪૯ ,, નંદલાલ ટી. મણિયાર ,,
૫૦ ,, ડૉ. નરોત્તમદાસ વલ્લભદાસ ,,
૫૧ ,, ડૉ. કાલીદાસ હરખચંદ શાહ ,,
૫૨ ,, શેઠ મણીલાલ મોહનલાલ ,,
૫૩ ,, શીવલાલ રામજી વકીલ–માંડવી-કચ્છ
૫૪ ,, શેઠ નરસિંહલાલ લલ્લુભાઈ અમદાવાદ
૫૫ ગં. સ્વ. દેવબા પુરૂષોત્તમદાસ
હ. શેઠ ગોપાળદાસ ,,
૫૬ પરી. ભોગીલાલ નરોત્તમદાસ ભાવનગરવાળા ,,
૫૭ શેઠ રતનલાલ લલ્લુભાઈ અમદાવાદ
૫૮ શેઠ રમણલાલ લલ્લુભાઇ અમદાવાદ
૫૯ શ્રી ભગવાનજી દેવજીભાઈ મણીયાર
હા. ભાઇ મોતીલાલ ભગવાનજી જામનગર
૬૦ ,, ચીમનલાલ પ્રાણજીવનદાસ દલાલ–મુંબઇ
૬૧ મહેતા ઝવેરચંદ નારણદાસ કલકત્તા

# મોઢ મહોદય

વર્ષ ૨૩ મું ] વૈશાખ : ૧૯૯૬ ::: મે : ૧૯૪૦ [ અંક ૭ મો


## દેવ

પોતાની પાસે જે હોય તે બીજાને મોકળે મને આપી દેવાનો એટલે દાન કરવાનો જે માણસ—વ્યક્તિમાં ગુણ હોય, પોતાની બુદ્ધિ, શક્તિ કે પ્રકાશ—પાણીનો છૂટે હાથે જે ઉપયોગ કરી શકતું હોય તેને આપણે દેવ કે દેવતા કહીએ; અને તેથીજ પૃથ્વી, સૂર્ય, ચંદ્ર, વાયુ, વરૂણ વગેરેને આપણે દેવ કહીએ છીએ. પૃથ્વી પોતાના રસકસ વડે જગતને ધાન્ય તથા અન્ય વનસ્પતિ આપે છે. સૂર્ય પોતાના જીવનપ્રદ તેજવડે દુનિયાને જીવાડી રહ્યા છે, ચંદ્ર પોતાની ચાંદની રૂપી અમૃતથી જગતને શાન્તિ આપી રહ્યો છે, વાયુનો વીંઝણો તો સદાયે ચાલતોજ રહે છે અને જગતની અસ્વચ્છતાને ધસડી જાય છે. અને વરૂણ એટલે જલનો દેવ તો જગતના મળ ધોઇ પૃથ્વીના પેટમાં પેસી ધાન્યાદિ ઉગાડવામાં સહાયરૂપ બને છે. આમ આ બધી શક્તિઓ પોતાની ખાસિયતોને પરના ઉપયોગ માટે જ જો વાપરી રહે છે તો તે દેવજ કહેવાય. આ જ ધોરણે મા, બાપ, ગુરૂ તથા અન્ય જે જે આપણને પોતાની શક્તિનો પ્રસાદ, બદલાની કશી પણ આશા વગર, આપતાં હોય છે તે બધાને આપણે દેવ માનવા જોઇએ.

ગિરીશ.

## શું ગ્રહી આવ્યા ?

(રાસ કાવ્ય)

મુમ્બાપુરી માલી આવ્યા, હો બેન શું અહી આવ્યા ?
ચોળીને કમખાં કયાં મૂકી આવ્યા, બોડીશને બ્લાઉઝ કયાંથી લાવ્યા ?...હો બેન૦
જાડી ખાદીને કયાં મૂકી આવ્યા, શાને મલમલ લઇ આવ્યા ?...હો બેન૦
ચુડલીને ચુડલા અળગા કરીને, બ્રેસલેટની જોડી શાને લાવ્યા ?...હો બેન૦
કડલાને કાંબી કયાં મૂકી આવ્યા, સાંકળા આછા લઇ આવ્યા ?...હો બેન૦
મીઠડી તે છાશને અળગી કરીને, બીરકીટ ચા શીદ લાવ્યા ?...હો બેન૦
પ્રભુ કીર્તનને ભજન છોડીને, બાયસ્કોપના શોખ ગ્રહી લાવ્યા ?...હો બેન૦
ખેતરના ખુલ્લા દાન મૂકીને, લેકચર હૉલ શીદ ભાવ્યા ?...હો બેન૦
મોટાના માનને માઝા મૂકીને, 'હલ્લો, ગુડબાય' શીખી આવ્યા ?...હો બેન૦
મુખની લાલીને કયાં મૂકી આવ્યા, પાવડર પફ શીદ લાવ્યા ?...હો બેન૦
સાદી સરળ રીતભાત મૂકીને, શીદને મડમ બની આવ્યા ?...હો બેન૦
આર્ય રમણી આદર્શ ભૂલીને, પાશ્ચમને વાયરે તણાયા ?...હો બેન૦
ઓજસ્ 'કાન્તિ' ને કોરે મૂકીને, શાને નિસ્તેજ બની આવ્યા ?...હો બેન૦

—કાન્તિ એમ. દોશી





## માયા



પ્રભુ !

તમારી માયા અજબ પમાડે તેવી છે. મનુષ્ય તમારી માયામાં રચ્યો પચ્યો રહે છે અને મનુષ્ય દેહ જેવી ઉત્તમ તકનો લાભ લઈ શકતો નથી. સંસારમાં તેના વ્યવહારની ધડમથલમાં તે હમેશાં દિવસો નિર્ગમન કરે છે. અહા ! તારી કેવી અદ્ભુત માયા ?

મનુષ્યદેહ જીવન સાર્થકને માટે છે. પણ તે ભૂલી જઇ માણસો વ્યવહારિક ખોટી મોટાઇ પાછળ ફાંફાં મારે છે ? તે કેટલો અફસોસ ! ઈશ્વરે મનુષ્ય દેહ જીવન સાર્થક માટે આપ્યો. તેના બદલામાં મનુષ્ય પોતાની ફરજ ભુલી, પોતાના નિયંતા પરમેશ્વરને સંભારતો પણ નથી અને મોહરૂપી જાળમાં નિરંતર રહ્યા કરે છે.

"સામાન્ય રીતે મનુષ્ય જીવન દુઃખથી ભરેલું છે. તે દુઃખમાંથી ઘડીભર છટકીને આરામ લેવા માટે, આનંદ લેવા માટે, મોજ માણવા માટે પ્રભુ ! તમારી માયા ઉપયોગી છે.

ઓધવજી ત્રિવેદી

## તંત્રી સ્થાનેથી !

**ત્યકતાની હૃદય જ્વાળા**—ગતાંકમાં રાજકોટના વતની બ્હેન પુષ્પાગૌરી પ્રભુદાસની તેણીના પોતાનાથી જણાવાએલી હૃદયભેદક વિતક છપાએલ છે. એક પત્ની હયાત છતાં, જ્યારે તેના ઉપર સકારણ બીજી લાવવામાં આવે છે ત્યારે અગાઉની પત્નીની સ્થિતિ 'ત્યક્તા' ની ગણનામાં નથી લેખાતી, કેમકે તેવા સંજોગોમાં અગાઉની પત્નીની સંમતિથી પતિ બીજી પત્ની કરવા તૈયાર થયો હોય છે

પતિ પાસે સારી મિલ્કત હોય, પતિપત્ની બન્ને શરીરે તંદુરસ્ત હોય, છતાં ભાગ્યાનુસાર અમુક વર્ષો સુધી સંતતિ ન સાંપડે, ત્યારે કંઇક પત્નીઓ ઉલટી પોતાના પતિને તેનો વેલો વધતો ચાલે એ ઇચ્છાથી બીજી સ્ત્રી કરવા કહે છે. અને પત્ની પોતે પણ તે માટેના પ્રયાસ કરી છૂટે છે.

કંઈક પતિઓ પત્નીની આ પ્રમાણેની હોંશપૂર્વકની સંમતિ છતાં, બીજી સ્ત્રી કરવા તૈયાર થતા નથી, કેમકે તેઓની એ જાતની દ્રઢ શ્રદ્ધા હોય છે કે લાભ હાનિ, યશઅપયશ એ બધું વિધિના હસ્તક છે, એટલે જો તેને સંતતિનો લાભ થવાને જ હશે તો મૂળની સ્ત્રીથી થશેજ.

વિધિની વિચિત્રતા પણ અજબ છે. એવા પણ દાખલાઓ મોજુદ છે જેની અંદર બીજી સ્ત્રી કર્યા પછી પ્રથમની સ્ત્રીને સંતતિ થવા માંડી હોય. કંઇક દાખલાઓમાં બીજી જ સ્ત્રીથી વંશવૃદ્ધિ થયા જેવું બન્યું હોય છે. કહેવાનું તાત્પર્ય એ કે સંતતિના અભાવે યા તો પત્નીની નાદુરસ્ત તબીયતનાં કારણે જ્યારે એક ઉપર બીજી લાવવાની સ્થિતિ ઉભી થાય છે ત્યારે પહેલી સ્ત્રીના હૃદયની પૂરી હાય વ્હોરવાનું તેમાં કારણ સંભવતું નથી.

સકારણ એક ઉપર બીજી કરવાની ઉપસ્થિત સ્થિતિમાં પ્રથમની સ્ત્રીનો તદ્દન ત્યાગ કરી દેવાનું ભાગ્યે જ બને. છતાં અપવાદરૂપે એવા દાખલાઓ પણ હોય કે સકારણ એક ઉપર બીજી લાવવાથી પ્રથમની સ્ત્રીની સ્થિતિ ત્યક્તા કરતાં પણ વિશેષ કરૂણાજનક થવા પામી હોય, બિચારીને અવાર નવાર મારકુટ થતી હોય, જુદાં ઝુંપડામાં એકલા અટુલા રહેવું પડતું હોય અને તેને અન્ન વસ્ત્ર પણ પૂરતાં પ્રમાણમાં ન મળતાં હોય.

હાલ જ્યાં ત્યાં ત્યક્તાઓનો પ્રશ્ન જ્ઞાતિ સમાજનું ધ્યાન ખેંચી રહ્યો છે. આ પ્રશ્ન ખરેખર હૃદયને હચમચાવી નાખે તેવો છે. છુટાછેડાની પદ્ધતિ સુખદાયક હશે કે ત્રાસજનક તે વિષેની ચર્ચામાં ન ઉતરતાં, એટલું તો અત્રે જણાવવું જરૂરી લાગે છે કે જો દિનપ્રતિદિન ત્યક્તાઓની સંખ્યા વધતી જશે અને યૌવન બ્હારમાં ખીલી રહેલી આવી યુવતિઓને ધણિયાતી હોવા છતાં, સત્ય સાંસારિ

સુખોપભોગની દ્રષ્ટિએ વાસ્તવિક વૈધવ્ય પાળતી અને બાહ્ય દ્રષ્ટિએ સૌભાગ્યાદિ ચિહ્નો ધારતી સ્થિતિમાં સબડવા દેવામાં આવશે તો કાંતો છુટાછેડાની પદ્ધતિ દાખલ થવા જેવી પરિસ્થિતિ થશે અથવા તો આવી ત્યક્તાઓ વિફરતાં, જ્ઞાતિસમાજ પૂરી અધોગતિને પામશે.

આટલી સામાન્ય પણ વ્યવહારૂ પ્રસ્તાવના પછી આપણે બ્હેન પુષ્પાગૌરીની વિતક ઉપર આવીએ. આ બ્હેનનાં જણાવ્યા પ્રમાણે પરણ્યાની પહેલી જ રાત્રે તેની કરૂણ કથનીની શરૂઆત થઈ ચુકી. પતિરાજ તેને તે પોતાની મા બ્હેન સમાન છે તેમ જણાવે છે, અને જણાવે છે કે પોતાની મા બ્હેન જેઓ તેને બીજી પરણાવવા અગાઉથી જ તૈયાર હતા તેના આગ્રહને વશ થઇ આ લગ્ન કરેલ છે.

જે પતિરાજ મા બ્હેનના આગ્રહને વશ થઇ, એક ખીલતી કળી જેવી કોમળ કન્યાનો ભવ બગાડવા તત્પર થાય અને મા બ્હેનના ખોટા તેમજ ધિક્કાર પાત્ર આગ્રહને વશ નહિ થવામાં સાચી મર્દાઇ અને હિંમત ન દાખવે તે પતિરાજ પોતાની પરિણીતાને પરણ્યા પછીની પહેલી જ રાત્રે તેને મા બહેન સમાન ગણી ચોકખું પરખાવી દેવાની બાહદુરતા (!) દાખવે તે પતિરાજની ગણના પતિ તેમજ મર્દ તરીકેની નાલાયકીમાં નહિ તો બીજા શેમાં ખપે ?

બ્હેન પુષ્પા એક માસ ઉપરાંત વધુ વખત તેના સાસરે રહે છે. આ દરમ્યાન તેનાં માથે બહુ વિતે છે. તેને મારી નાખવાની ધમકીઓ ઉપરાંત તે માટેના પ્રયાસો પણ તેના જણાવ્યા મુજબ કરાએલા છે. તેની સાસુ તથા નણંદ પહેલેથીજ આ બધામાં સામેલ જણાય છે. પોતાની જ દીકરી અથવા બ્હેનની આવી દશા થવા પામી હોય તો આ સાસુ તથા નણદીનાં કાળજાં કેવાં કકળીને કંપી ઉઠત તેનો ખ્યાલ આ સાસુ તથા નણદીનાં મનમાં કયાંથી આવવા પામે !

પુષ્પા આખું વળી પિયર જાય છે. સાસરીયામાં સિતમ વિષેનો એક હરફ પણ ન કાઢવાની તેને પતિદેવ તરફથી આકરી ચેતવણી મળે છે. પુષ્પા માતપિતાને પોતાનાં વિતકથી વાકેફ કરે છે. પિયરમાં તે ત્રણ સાડા ત્રણ માસ રહે છે. પછીથી તેના બનેવી જયંતિલાલ વોરા સાથે તેને તેનાં સાસરે મોકલવામાં આવે છે. પુરીબાઈ તથા લલિતાનું દબાણ થતાં તે પોતાનાં પિયર તેને તે જ દિવસે આવીને, લુગડાં, સાસરીયાનો અમુક દાગીનો અને કન્યાદાનનું ઘરેણું લઈ પાછી સાસરે જાય છે. તે જ રાત્રે પુરીબાઈ, લલિતા તથા જમનાદાસની ત્રિપુટી આ સ્રીનું કાસળ કાઢવા કેવી કેવી રાક્ષસી પેરવી કરે છે તે વિષેની વાત પણ બ્હેન પુષ્પાનાં નિવેદનમાં છે જે વાંચતાં માનવું પડે કે ક્રુર અને સ્વાર્થી મનુષ્યનાં હ્રદયની કઠોરતાને હદ હોતી જ નથી.

બીજે જ દિવસે તે પોતાના પિયર પાછી ફરે છે અને હવે તે પિયરમાં જ છે. પુષ્પા પોતે જણાવે છે કે જો તેનો અથવા તેના માવતરનો દોષ હોય તો

તેનાં સાસરીઆએ તે જ્ઞાતિ સમક્ષ રજુ કરી ઇન્સાફ મેળવવો જોઇતો હતો. વધારામાં તે એમ પણ જણાવે છે કે તેના લગ્ન પછીના ફક્ત આઠ જ માસમાં તેના પતિ બીજી સ્ત્રી પરણી લાવ્યા છે, એટલે એક સ્ત્રી ઉપર બીજી લાવવાની જરૂરીયાતનાં કારણોને પણ આ કિસ્સામાં અવકાશ નથી.

પતિરાજ બીજી પરણી ચુકયા છે. દિલનું દર્દ વેઠીને અંદરને અંદર સમસમી રહેલી, યૌવનનાં આંગણે ઉભેલી આશાભરી યુવતી પિયરમાં પોતાના દોહ્યલા દિવસો ગુજારે છે. ચાલુ વર્ષના પોષના અંકમાં છપાએલ જ્ઞાતિસમાચારમાં કોંગ્રેસ સમાચારમાં જણાવ્યું છે કે રાજકોટ મહાજને જમનાદાસ મોહનલાલ, મોહનલાલ નાગરદાસ, ચિમનલાલ મોહનલાલને સંયુક્ત કુટુંબ ગણી આ બાબતને અંગે ગોળ બહાર મૂકી તેમની સાથેનો જ્ઞાતિવ્યવહાર તા ૨૭-૧૧-૩૯થી બંધ કરેલ છે. વઢવાણ કેમ્પના મહાજને ત્યાંના રહીશ સુળજી ભુદર જેણે પોતાની કન્યા જમનાદાસ સાથે પરણાવેલ છે તેને ધારા મુજબ ગુન્હેગાર ગણી ગોળ બહાર મૂકી તેની સાથેનો જ્ઞાતિવ્યવહાર પણ તે જ તારીખથી બંધ કરેલ છે અને એ ખબર ચોત્રીસ તાલુકામાં પણ આપવામાં આવ્યા છે.

રાજકોટ અને વઢવાણ કેમ્પનાં મહાજનો ગોળના કાયદાને અનુસરી જે કરવું જોઇએ તે કરી છુટયાં. જ્ઞાતિ મહાજનો આમાં બીજું કરે પણ શું ? જો તેમની પાસે ફરી દાદ ફરીઆદ કરવામાં આવે તો બન્ને પક્ષનું સાંભળી, બાંધછોડ કરી એક બીજાને સમજાવે અને કલહ તથા અંટસ અટકાવવા બનતું કરે; પણ મનસ્વી પતિદેવ પોતાની અક્કડતામાં અડગ હોય, કુટુંબી વર્ગ તેની અક્કડતાને ઓછી કરવાને બદલે ઉલટી વિશેષ વધારે, પૈસાની ગરમી સારી હોય અને એક સ્ત્રીની હયાતિમાં પોતાની પુત્રીનું બલિદાન દેનાર સ્વાર્થ સાધુ પિતા તૈયાર હોય ત્યાં પછી જ્ઞાતિ, જ્ઞાતિમહાજન અને ધારાધોરણની દરકાર નથી જ રહેતી; કારણ કે 'જ્ઞાતિ બહુ તો ગોળ બહાર મૂકી વ્યવહાર બંધ કરશે' એ તો આ પ્રકારનો ગુન્હો કરનાર હરકોઇ સારી પેઠે સમજે.

છેલ્લે બ્હેન પુષ્પાએ પોતાની યુવાવસ્થા, નિરસજીવન વિતાડવાની મુશ્કેલી અને જીંદગી કેવી રીતે ગુજારવી તેના વિચારથી થતો હૃદયકંપ વગેરે બાબતનો હૃદયભેદક ચિતાર જ્ઞાતિ સમાજ આગળ રજુ કરી, કોંગ્રેસના પ્રમુખને તથા કાર્યવાહીના સભ્યોને તેની બાબત વિષે એક માસમાં યોગ્ય ઇન્સાફ કરવા અને સંજોગ વશાત્ તેમ ન બને તો તેમનો અંગત અભિપ્રાય તેને લખી જણાવવા વિનતિ કરેલ છે.

પ્રમુખ શ્રી તથા કાર્યવાહીના સભ્યોની ફરજ છે કે હસ્તિ ધરાવતા કાયદા કાનુનના આધારે તેમજ બ્હેન પુષ્પાનું નિવેદન વાંચ્યા પછી પોતાના અંતરના અવાજના આધારે આ બાબતમાં યોગ્ય પગલાં લેવાં તેમણે ઢીલ ન કરવી જોઇએ.

રાજકોટ અને વઢવાણનાં મહાજને

ધોરણ મુજબ પગલાં લીધાં છે. છુટાછેડાં આપણામાં કાયદેસર માન્ય નથી. વ્યક્તિગત છુટાછેડા અલબત્ત બન્યા છે અને ત્યકતાએ જુદો માર્ગ ગ્રહણ કર્યો છે. બ્હેન પુષ્પા પોતે પોતાના પતિ પાસેથી તેના આર્થિક ભંડોળના પ્રમાણમાં જીવન નિર્વાહ પૂરતો કાયદેસર દરમાયો લેવા માગે છે કે કેમ તે વિષેનો કશો ઉલ્લેખ છે નહિ. વળી જ્ઞાતિ મહાજન પણ આ વિષે કશું હવે કરી શકે નહિ કેમકે સામા પક્ષવાળા સાથેનો વ્યવહાર બંધ કરાએલ છે.

હવે તો બ્હેન પુષ્પાએ અંગત તેમજ આપ્તજનના સમયાનુકૂળ વિચારનાં વલણે કામ લેવું રહ્યું.

પુષ્પાનાં જણાવ્યા પ્રમાણે પહેલી જ રાત્રે તેના પતિ તેને મા બ્હેન તરિકે ગણે છે એટલે તે માત્ર ક્રિયાવિધિથી તેના ગણાતા પતિની સ્રી બની છે. વાસ્તવિકરીતે તો તે પરણ્યા છતાં કુંવારી જેવી જ છે; તો જ્ઞાતિસમાજ એક મતે તેને કુંવારી ઠરાવી વાસ્તવવાદને વળગવામાં શું જ્ઞાતિ ગૌરવની ઉણપ તથા માનહાનિ સમજશે!

× × ×

**સમગ્ર મોઢનાં ઐક્યની આવશ્યકતા**—સંપ ત્યાં સુખ અને શાંતિ એ નિર્વિવાદ વસ્તુ છે. આ હિસાબે આપણા જુદી જુદી સંજ્ઞા ધરાવતા મોઢબંધુઓ પોતપોતાના સંકુચિત ગોળમાં જ કુવામાંના દેડકાની જેમ સડયાં ન કરતાં, મોઢવણિક સંજ્ઞા ધરાવતા માણસોનો અખિલ મોઢ ગોળ સ્થાપવા પ્રયત્ન કરે તો તે પ્રયાસ ખરેખર સમયાનુકૂળ અને આવકારદાયક થઈ પડે.

સમગ્ર મોઢનું ઐક્ય અને અંદર અંદરનો બેટી વ્યવહાર ઇચ્છવા યોગ્ય અને જરૂરી છે એમ તો હરકોઈ માને. પણ લાંબા વખતથી ચાલતા આવતા વાડાઓના પ્રભાવને લીધે એક બીજાનાં મનનું સંકુચિતપણું બહુ વધવા પામ્યું છે. પરિણામે હરકોઇને મન પોત પોતાના વાડાના રિવાજ ઉત્તમ ભાસે અને ભિન્ન ભિન્ન વાડાઓ એક બીજાને દોષ દૃષ્ટિથી નિહાળે

ગરીબો અને મજુરોની અંદર તેમની સાથે વસનારાઓનેજ તેમનાં ખરાં દુઃખો, હાડમારી, કંગાલિયતતા અને કપરી હાલત વગેરેનો ખરો ખ્યાલ આવે અને તેઓ જ ખરાં હૃદયથી અને પૂરા શ્રમ તથા ખંત પૂર્વક તેમની દુઃખદ દશા દૂર કરવા કાયમ મંડયા રહે.

આવીજ રીતે જુદા જુદા વાડાઓના પરિચયમાં આવી, તેમના રીત રિવાજોનો પૂરતો અભ્યાસ કરી, તેમનું માનસ કયા પ્રકારનું છે તે બરાબર સમજી, અંધશ્રદ્ધા તથા વ્હેમનાં કારણે પોતાની હાનિકારક જુની રૂઢિને સમજાવટ પૂર્વક તજાવી અને જરૂરી તેમજ લાભપ્રદ નવી પ્રણાલિકા તરફ જુની ઘરેડના માનસનું વલણ વધારી, જે વ્યક્તિઓ હૃદય પૂર્વકનાં સાચા પ્રચાર કાર્યમાં ઝંપલાવશે તેઓ જ સમગ્ર મોઢના ઐક્ય માટે વ્હેલા મોડા પણ કંઈક નક્કર કાર્ય કરી શકશે.

બાકી જેઓ પોતાની જાતને સુધરેલા, કેળવાએલા અને આગળ વધેલા માની, તેમની દ્રષ્ટિએ જણાતા પછાત, બીન કેળવાએલ અને જુનવાણી સંસ્કારમાં ડુબેલા જ્ઞાતિ સમાજનો સાચો સંસર્ગ ન સાધતાં, માત્ર મુખથીજ સમગ્ર મોઢનાં ઐક્યની વાત ઉચ્ચાર્યા કરે અને પોતાના મનસ્વી વર્તાવને સાચો સુધારો સમજી તેમની દ્રષ્ટિએ બીન સંસ્કારી ગણાતા મોટા સમૂહને ઘૃણાની નજરે જોયા કરે તો તેમાં સમગ્ર મોઢનાં ઐક્યનાં તથ્યાંશની યે ઝાંખી નથી. આ વાત આગળ પડતા કેળવાએલાએ ખાસ લક્ષમાં રાખવાની છે.

જેઓ સંસ્કારી અને સાચા કેળવાએલ હોય તેમના સંસ્કાર અને કેળવણીની છાપ સામાન્ય જનતા ઉપર અવશ્ય પડે. આ માટે સંસ્કારી અને બીન સંસ્કારી અને કેળવાએલ અને બીન કેળવાએલ વચ્ચે પરસ્પરનો સંસર્ગ પૂરતી રીતે સાધવો જોઈએ.

અત્યાર સુધી આ દિશામાં સક્રિય કશું થવા નથી પામ્યું તેનું કારણ એ જ કે પોતાને સંસ્કારી અને કેળવાએલ માનતી વ્યક્તિઓએ જૂનવાણી ઢબની સામાન્ય જનતા સાથેના સંસર્ગ અને સુમેળમાં પોતે માની લીધેલી પોતાની શ્રેષ્ઠતામાં ખંડિતપણું અને માનહાનિ નિહાળ્યાં છે, અને જૂનવાણી ઢબની જનતાને આવાઓની રહેણી કહેણીમાં મનસ્વી ઉછાંછળો સ્વચ્છંદ ભાસ્યો છે. એક બીજાથી અતડા રહેવાથી આ જાતનું વિરોધવર્ધક વલણ અને રૂઢ માન્યતા કદિ ઓછાં ન થાય. જ્યાં સુધી આ વલણ અને માન્યતા ઘટવાને બદલે વધે ત્યાં સુધી સમગ્ર કોમનાં ઐક્યની આશા કઇ રીતે સેવાય ?

વિચારમાં હોય તે વાણીમાં આવે અને વાણીમાં હોય તે વર્તનમાં આવે એ વસ્તુ સંકલના ખરી છે. સમગ્ર મોઢનાં ઐક્યનો વર્તાવ થવા પામે તે પહેલાં દરેકે દરેક વ્યક્તિની વાણીમાં આ વાતનું રટણ થવું જોઈએ. વાણીમાં રટણ ત્યારે જ થાય કે મન તે વિષેના વિચારમાં મગ્ન રહ્યા કરે. કહેવાની મતલબ એ છે કે સમગ્ર મોઢનાં ઐક્યની વાતનો જનતા વિચાર કરતી થાય તે માટે પ્રથમ તે પ્રકારનું માનસ તૈયાર કરાવું જોઈએ.

દરેક કાર્યમાં તેની મહત્તાનાં પ્રમાણમાં તેની સિદ્ધિ અર્થે યોગ્ય શ્રમ અને બુદ્ધિયુક્ત દોરવણીની પુરતી જરૂર છે. સમગ્ર મોઢનું ઐક્ય એ કંઇ નાનુંસુનું કાર્ય નથી, એટલે તે માટેના પ્રયાસો પણ પૂરતા અને પ્રબળ હોવા જોઈએ. દરેક જ્ઞાતિબંધુ આ ઐક્યની આવશ્યક્તા સમજી, યથાશક્તિ તે અર્થે પોતાની બુદ્ધિ અને શક્તિનો ફાળો આપે તો જરૂર ઇચ્છિત પરિણામ લાવી શકાય.

**મોઢ શુભેચ્છક ફંડ, મુંબઇ** કાર્યવાહીનો આછો ખ્યાલ—અમે મુંબઇના ઉપર્યુક્ત ફંડની ટુંક હકીક્ત અમારા માઘ માસના અંકમાં પ્રકટ કરી છે પરંતુ એ ફંડની પૂરી કાર્યવાહીનો ખ્યાલ જ્ઞાતિ જનતા સમક્ષ મૂકવો જરૂરી

હોઇ અમે તે અત્રે જણાવીએ છીએ.

મોઢ શુભેચ્છક ફંડ એ સમસ્ત મોઢ જ્ઞાતિનું સંવત ૧૯૯૨ માં સ્થપાયેલું એક વિસ્તૃત ફંડ છે. શેઠ સર પરશોત્તમદાસ ઠાકોરદાસ જેવા શ્રીમંત ઉદ્યોગપતિ એના પ્રમુખ છે. એ સિવાય ફંડના ટ્રસ્ટમંડળમાં બીજા નવ શ્રીમંત ગૃહસ્થો કામ કરી રહ્યા છે. ટ્રસ્ટી મંડળ અને પ્રમુખશ્રી ફંડની વ્યવસ્થા બાહોશી અને ખંતથી કરી રહ્યા છે એની પ્રતીતિ ફંડની ઉત્તરોત્તર થયેલી ચઢતી તથા લાભ લેનારાઓની વધતી જતી સંખ્યા પરથી માલમ પડી આવે છે. ફંડના બે ટ્રસ્ટીઓ શેઠ ઈશ્વરલાલ મોતીરામ અને શેઠ પરશોત્તમદાસ હરકીશનદાસ ટ્રસ્ટીઓ તરીકેની સેવા ઉપરાંત ઓનરરી સેક્રેટરીઓ તરીકેની સેવા પણ આપી રહ્યા છે. વળી ટ્રસ્ટી મંડળના બીજા બે સભ્યો શેઠ જયંતિલાલ રામદાસ શ્રોફ અને શેઠ છગનલાલ ડાહ્યાભાઇ ઓનરરી ખજાનચી તરીકેની સેવાઓ પણ આપી રહ્યા છે. શેઠ વરજીવનદાસ સરૈયા, શેઠ રમણલાલ સરૈયા, શેઠ રમણીકલાલ મોદી, શેઠ જયંતિલાલ માણેકલાલ, શેઠ હસમુખલાલ કરશનદાસ એ ટ્રસ્ટીઓ પણ ફંડ અંગે ઉત્સાહથી કામ કરી રહ્યા છે. પ્રમુખશ્રી શેઠ સર પરસોત્તદાસ ઠાકોરદાસ અને અન્ય ટ્રસ્ટીઓ એક અથવા બીજા પ્રસંગે ફંડને મોટી મોટી રકમોની મદદ આપ્યા કરે છે.

સદરહુ ટ્રસ્ટ ફંડનો હેતુ કોઈપણ મોઢવણિક જ્ઞાતિના ભાઇઓ અને બ્હેનોને મદદ કરવાનો છે. વળી મોઢવણિક જ્ઞાતિના કોઇપણ વિદ્યાર્થીને કેળવણી અંગે યોગ્ય મદદ અથવા ખાસ અભ્યાસ માટે લોન પણ અપાય છે.

ફંડ મુખ્ય બે વિભાગમાં વહેંચાયેલું છે: શ્રી કાયમ ફંડ અને મદદ ખાતું. ૧૯૯૫ માં કાયમ ફંડ ખાતે રૂા. ૧૨૦૪ ની રકમ આવી છે, લોન જાથુક ફંડ ખાતે રૂા. ૧૦૦–૬–૩ છે, મદદ ખાતે રૂા. ૮૨૮ ની આવક થઈ છે તથા વ્યાજની આવક રૂા. ૫૫૭૨–૪–૦ ની થઇ છે.

૧૯૯૫ ની આખર સુધીમાં જુદા જુદા જાથુક ફંડો દ્વારા રૂા. એક લાખ, સોળ હજાર, નવસોને સીત્તોતેરની રકમ થઈ છે.

૧૯૯૫ (સંવત) માં અધિક માસ હોવાથી તેર માસ હતા. આ તેર માસમાં સુરત જીલ્લો, વડોદરા, મુંબઇ શહેર, કાઠીઆવાડ, બનારસ, ખાનદેશ, ઉજ્જન, માળવા, બિરાર, ઉત્તર ગુજરાત, ગોધ્રા, ભરૂચ જીલ્લો વગેરે સ્થળોએ ઉપર્યુક્ત ફંડમાંથી રૂા. તેર હજારને બોત્તેરની રકમ (૧૩૦૭૨) એકસો સુડતાળીસ વ્યકિત અને કુટુંબોને અપાઇ છે. આ મદદની રકમમાં રૂા. છ હજાર એકસોને બાવન શેઠ સર પરશોત્તમદાસ તરફથી આપ્યા હતા. એ ઉપરાંત શેઠ વરજીવનદાસ સરૈયા તરફથી તેમજ શેઠ જયતિલાલ શ્રોફ તરફથી પણ મદદ અપાઇ હતી. સંવત ૧૯૯૩ થી ૧૯૯૫ સુધીમાં કુલ્લે રૂા સવા લાખ ઉપરાંત રકમની મદદ અપાઇ છે

મોઢ વણિક જ્ઞાતિ એક વિશાળ જ્ઞાતિ છે. આપણી આ જ્ઞાતિમાં અનેક તડા–

પેટા તડો છે. એ પેટા જ્ઞાતિઓનો વિસ્તાર સુરત, ખંભાત, ભાવનગર, ઉમરાવતી, પારોળા, ધંધુકા, ઉજ્જન, ધરણગામ, નડિયાદ, પાટણ, ઈંદોર, મોરબી, ગોધ્રા, વાડાસીનોર, હૈદ્રાબાદ, રંગુન, રાંદેર, નવસારી, ચીખલી, અંકલેશ્વર, સંજાણ, ભરૂચ, કચ્છ, માંડવી, ઉમરગામ, અમરેલી, કચ્છભુજ, મદ્રાસ, માહીમ, અમદાવાદ, થાણા, મુંબેર, મથુરા, ઔરંગાબાદ, વડોદરા, વસઈ, પોરબંદર, ઝાલપરડી, બીલખા, માળવા પ્રાંત, મુંબઈ વિગેરે સ્થળોએ થયેલો છે અને ત્યાં આ જ્ઞાતિના અનેક દાનવીરો વસે છે અને આ ફંડ દ્વારા સમસ્ત મોઢ જ્ઞાતિના વિભાગો વચ્ચે સુંદર એકીકરણ કરે છે.

- એટલે આ રીતે આ ફંડ દ્વારા જ માત્ર બધી જ્ઞાતિઓનું એકીકરણ આપણને જોવા મળે છે. એ માટેનો સઘળો ધન્યવાદ એ ફંડના પ્રમુખ શેઠ સર પરશોતમદાસ ઠાકોરદાસ, ઓનરરી સેક્રેટરીઓ, ખજાનચીઓ અને અન્ય ટ્રસ્ટી મંડળ તથા જ્ઞાતિના દાનવીર ગૃહસ્થોને ઘટે છે. એ ફંડ ઉત્તરોત્તર પ્રગતિ સાધે, દાનવીરોનો સાથ એને મળતો રહે અને ફંડનો લાભ લેનારાની સંખ્યા વધતી રહે અને એ રીતે જ્ઞાતિની પ્રગતિ સધાય એમ અમે ઇચ્છીએ છીએ

આ ફંડના ટ્રસ્ટી શેઠ જયંતિલાલ રામદાસ શ્રોફની વિદ્યાર્થીઓને તેમના અભ્યાસ સારૂ પુસ્તકો ( ડીપોઝીટ રકમ લઈ ) આપવાની યોજના ચાલુ છે અને તેનો લાભ લેનાર વિદ્યાર્થી તેમના 'રામમનોર—નેપીયન્સી રોડ' ના શીરનામે લખી યા મળી તે બાબત માહીતી મેળવશે.

---

## વધુ નીચે કાં ?...................

ઉતર્યો, ઉતર્યો !
નીચે !
સર્જનહારને વિસર્યા, ઉપકારોને અવગણ્યા;
ઉપદેશો આડા કાન કર્યા.
વધુ નીચે !
ગૃહસ્થાઈના શ્વેત આવરણોમાં, પાપરૂપ શ્યામપ્રેત છુપાવ્યું.
હજી વધુ નીચે !
કાલા કર્મ કરી દ્રવ્ય સીંચ્યું.
ક્વચિત કીર્તિદાન કરી બદલો માગ્યો.
હજી વધુને વધુ નીચે !
દ્રવ્ય ગયું, સ્વમાન ગયું, ગૃહસ્થાઈ ગઈ.
......પણ ઇશ્વરને ન ઓળખ્યા
રે માનવ !
અનંત ઉપકારોથી આવરનાર એ પ્રભુના શરણે આવી
પશ્ચાતાપથી શુદ્ધ બનીને,
હવે તો ઉચ્ચતર સ્થાન પ્રતિ ગમન કર.!

કાન્તિ. એમ દોશી—મોરબી

# ગો ય ણી

લેખક : રા'માંડલિક

યમુના અને તેના પતિ રામલાલે વર્ષો સુધી પરદેશ ખેડી, વતનમાં પગ મૂકયો ત્યારથીજ રામલાલની તબિયત બગડી. માંદગીએ ખૂબ ગંભીર સ્વરૂપ લીધું. ગરીબડી યમુના ચિંતા અને દુઃખમાં અર્ધી થઇ ગઈ છતાં હિંમતથી પતિની રાતદિવસ સેવા કરવા લાગી.

માંદગીને સમયે ઘણુાખરા સગાં-વહાલાં તો બે મીઠા શબ્દો બોલવામાં કે બહુ તો માંદા માણસો માટે ખૂબ લાગણી બતાડવા કલાકો સુધી બેસી રહી, માંદગીને વધુ ગંભીર સ્વરૂપ આપવામાં અને ઘરના માણસોને એ રીતે અકળાવવાના કામં સિવાય ખાસ બીજા કામમાં આવતા નથી. રામલાલની માંદગી વખતે પણ એવું જ થયું. બિચારી યમુના રાતદિવસ આવતા એ જાતના સગાંવહાલાંઓને જવાબ આપી આપીને થાકી જતી.

ત્રણ વરસની માંદગીએ તેમની પાસે કશું રહેવા દીધું ન હતું. શીવલાલની માંદગીના ખર્ચને અંગે ઘરમાંની સઘળી કિંમતી વસ્તુઓ અને દરદાગીના વહેંચી કહાડવા પડ્યા હતા. યમુના બિચારી જેમ તેમ, કાચું પાકું ખાઈ લઇ પતિની સેવામાં વળગી જતી. યમુનાને ભાભી, કાકી, માસી, ભાભી વિગેરે લાગણી દર્શક નામોથી બોલાવતા સગાંવહાલાંઓ રામલાલ પાસે કલાકો સુધી બેસી ગામગપાટા હાંકતા પણ રામલાલ માટે દવા-દારૂના પૈસા કયાંથી આવે છે કે યમુનાને પૂરતું ખાવાનું મળે છે કે કેમ તેની તપાસ કરવા જેટલી તસ્દી કોઈ ઉઠાવતું નહિ.

આજ યમુના ખૂબ રડી રહી હતી. તેની પાસે ઘરેણામાંથી પણ કશું જ બાકી રહ્યું ન હતુ. સાંજરે દાકતરને ફી પણ શામાંથી આપવી? તે વિચારે તે રડી રહી હતી. બિમાર રામલાલ વહાલસોયી પત્નીની સ્થિતિ પામી ગયો. તૂટકી પડતી જીભે તેણે યમુનાને કહેવા માંડયું: "જમના! હવે તો હદ થઇ. તેં તારૂં ગૃહિણીવૃત્ત બરાબર પાળ્યું છે. હવે હું બહુ તો બે કલાક! મારા માટે હવે નકામી હેરાન ના થતી. હું તો તને ભૂખી, દુઃખી, નિર્ધન ને નિર્વંશ મૂકી જાઉં છું: તું એક કામ ન કરે?-પેલી પૂજાની ગોખલીમાં એક ખુણામાં વીંટી છે તે તું તારી પાસેજ સાચવી રાખજે. તને કોઇક દા'ડો કામ લાગશે, નહિતર મારી યાદગીરી તરીકે રહેશે. તું મારી પાછળ 'મોં ઢાંકી' રડતી હઇશ ત્યારે હું ત્યાં-ઉપર હસતાં હસતાં તારા ગુણગાન ગાઇશ દેવી! તને મેં ખૂબ દુઃખી કરી, મને માફ..." અને રામલાલની આંખમાં ઝળઝળીયાં આવી ગયાં. છેલ્લા પચાસ વર્ષમાં પહેલીજ વાર રામલાલ રડી ઉઠયો. યમુના પણ ખૂબ રડી. થોડી ક્ષણો જવા દઇ તે પૂજાની ગોખલી તરફ દોડી. તેણે જોયું તો તેમાં સંતાડેલી સોનાની એક વીંટી હતી. રામલાલની સંગ્રહવૃત્તિ તરફ તેને માન ઉપજ્યું. એ વીંટી પાછળ ઊંડો ઇતિહાસ હતો: રામલાલ અને યમુના જ્યારે નવપરિણિત દંપતી હતા ત્યારે રામલાલે ચૂપચાપ એ વીંટી તૈયાર કરાવી હતી. એ વીંટીના તકતા પર એક બાજુએ 'યમુના' અને બીજી બાજુએ 'રામલાલ' એ નામો ઝીણા અક્ષરે લખેલા હતા. આજથી ત્રીશ વર્ષ પહેલાં, આ પ્રકારની નવિનતા ભરેલી વીંટી જોઈ જે આનંદના આવેશમાં યમુના રામલાલને ભેટી પડી હતી તે તેને યાદ આવ્યું. એ સ્મૃતિ તેને દુઃખમય લાગી. તેનું હૃદય ચીરાઇ જવા લાગ્યું. તે

બહાર દોડી આવી. ડાકટરની ફી આજે આ વીંટીમાંથી આપવાનો સહેલાઇથી બંદોબસ્ત થશે એ વિચારે સંતોષ પામતી તે બહાર આવી હતી પણ તેણે જોયું કે રામલાલ તો છેલ્લાં ડુસકાં લઇ રહ્યો હતો. ગભરાટમાં તે આજુબાજુના માણસોને બોલાવવા દોડી. પણ તેના કમનશીબે આજે નાતમાં રામનવમીનો ઉત્સવ હતો તેમાં સૌ જણ ગયા હતા. એટલે તેની મદદે આવે એવું કોઇ ત્યાં ન હતું. તે બિચારી ગભરાટની મારી જમીન પર પટકાઈ પડી, અને તેનું રૂદન સાંભળવા ઘરની ચાર દીવાલો સિવાય કોઇ ત્યાં ન હતું. તેને વર્ષો સુધી પાળનાર અને સહૃદયતાથી ચાહનાર ભરથાર પણ હસતે મુખે આ દુનિયાનો ત્યાગ કરી ગયો હતો. યમુનાએ રામલાલના મૃત દેહ ભણી એક છેલ્લી દૃષ્ટિ ફેંકી જોઇ. રામલાલનું હસતું મુખ જાણે તેને કહી રહ્યું હતું કે: "યમુના આપણે ભવોભવ મળીશું, હો!"

રાત પડવા આવી હતી. નાનકડા દીવામાં ઘાસલેટ પણ ખૂટવા આવ્યું હતું.

બિચારી યમુનાએ એકલે હાથે રામલાલના મૃતદેહની સ્નાનવિધિ કરી, સ્વચ્છ જગ્યાએ, ચોકખા કપડાંમાં તેના દેહને મૂકયો. ઘીનો દીવો કરવા જતાં યમુનાએ જોયું કે એટલા દીવાપુરતું ઘી પણ ઘરમાંથી માંડમાંડ નીકળ્યું ત્યારે તેનું હૃદય વલોવાઇ ગયું. તેને કૈં કૈં થવા લાગ્યું...

પછી તો આપ્તજનોનાં જુથનાં જુથ આવ્યાં. "સ્નાનવાળાં બહાર નીકળજો" ની નેકી ઘરે ઘરે પોકારાઇ ગઇ હતી. બૈરાંઓએ હૈયાફાટ રડવા માંડયું. પુરૂષોએ રામલાલના દેહને બહાર આણી, ઠાઠડી તૈયાર કરી. બે કલાક બાદ તો યમુનાનું ઘર રામલાલ વિહોણું થઇ ગયું. એકલવાયું ઘર યમુનાને ખાવા ધાતું હોય એમ લાગતું.

ફરી એકાદ અઠવાડીયા સુધી અન્ય બૈરાંઓનાં કૃત્રિમ રૂદનથી ને યમુનાના હાર્દિક રૂદનથી ગમગીન બનેલું વાતાવરણ શેરીમાં ફેલાઇ ગયું. યમુનાને હવે સૌ આશ્વાસન આપવા આવી જતાં. "ગઇ ગુજરી ભૂલી જવી જોઇએ," અને "થાવાકાળ તે થઇ ગયું" વિગેરે ડહાપણ ભરેલા વાકયોથી સૌ કોઇ યમુનાને શાંત થવા સમજાવતા.

( ૨ )

રામલાલની પાછળ 'દહાડો' જમાડવાનો સમય નજીક આવતો હતો. સૌ કોઇ જાણતું હતું કે નાત રિવાજ મુજબ ચાર–છ નાતો જમાડી શકે તેવી સ્થિતિમાં રામલાલ યમુનાને મૂકી ગયો ન હતો. બીજું કોઈ એ વહેવાર કરે તેમ પણ ન હતું. એટલે જ્ઞાતિના યુવાનો રામલાલની પાછળ નાતો ન જમાડવા યમુનાને સમજાવી, એટલા પૂરતો સુધારો કર્યાનો જશ ખાટી ગયા હતા. છતાંય યમુના પતિવ્રતમાં વધારે પડતું માનતી હતી. પતિની પાછળ 'ગોયણી' (ની નાત) ન જમાડે તો ગૃહિણી તરીકેની ફરજ ચૂકે એવી તેની માન્યતા હતી અને ભવિષ્યમાં પોતાને સૌનું સાંભળવું પડે એવી બીક તેને રહ્યા કરતી હતી. એટલે કોઇ પણ પ્રકારે 'ગોયણી' તો જમાડવી જ એવા નિર્ણય પર તે મક્કમ હતી. તેની પાસે રોકડ નાણું તો ન જ હતું પણ મરતી વેળાએ રામલાલે સોંપેલ વીંટીનો આ કામમાં ઉપયોગ કરવાની તરકીબ તે રચી રહી હતી, ત્યાં યુવાનોની ટુકડી ઘરમાં દાખલ થઇ. થોડી આશ્વાસનની વાતો થઇ. પછી મૂળ વાત પર સૌ આવ્યા.

' ગમે તેમ થાય પણ ભાઇ! 'ગોયણી' જમાડ્યા વગર મારે છૂટકો નથી. તમારી–ભાઇયુંની મે'રબાની છે તો ઇશ્વર એટલું આપી દેશે. પાંચમો માણસ જમાડવા એમાં શું ?"

' પણ જમના માસી! તમારી પાસે રહ્યું

છે શું કે તેમાંથી આ બધું કરીએ ? રામલાલ માસાની સારવારમાં તમે શું બાકી રહેવા દીધું છે ?"

"હા, જમના કાકી ! અમારો વિચાર તો છે કે નાતમાંથી દા'ડાનો રિવાજ જ બંધ કરીએ તો તમે રામલાલ કાકાની પાછળ એક 'ગોયણી'ની નાત કરવાની પણ શું કામ જીદ લઇ બેઠા છો ? કોઇની મજાલ છે કે તમને કંઈ સંભળાવી જાય ? અમે બેઠા છીએ ને ? સ્થિતિ સારી ન હોય તો શું કરે ? કાંઈ જાત વેચીને થોડી જ નાત જમાડાય છે ?"

"ને જમના મામી ! હજુ તો મારા મામાને મરી ગયે દશ દિવસે માંડ થયા હશે–તમારાથી થોડું જ કંઇ બહાર નીકળીને પારકાં દયણાં–પાણી કરાશે ? એટલે એ હઠ ન કરો તો સારૂં."

યમુનાની આંખમાં હંમેશનાં ટેવાયલાં આંસુ ફરીથી આવી ગયાં. જ્ઞાતિના યુવાનોએ પણ ઉભરાઈ જતી લાગણી બતાડવા મોઢાં ગમગીન કર્યાં. થોડી ક્ષણો સુધી કોઈ કાંઈ બોલ્યું નહિ. પાંચેક ક્ષણ બાદ યમુનાએ ફરી રડતાં રડતાં કહ્યું: "હું તમને સૌને હાથ જોડીને કહું છું કે મને નકામી પાપમાં ન નાંખો. બીજી બારમા–તેરમાની ન જમાડાય તેમાં મારા નશીબનો વાંક. પણ આ ગોયણીની નાત હું ન જમાડું તો મારૂં નાક ક્યાં રાખું ?–હુ કોઈપણ રીતે બસો રૂપીઆની થેલી તમને પહોંચાડીશ. પછી તો બધુંય કામ તમારે–ભાઈઓએ ઉપાડી લેવાનું છે. મારે–અભાગણીને લીધે તમારે પણ હેરાન થાવાનું..."

"અરે બેન ! એવું શું બોલો છો ? નાતનું ભલું કરવા કાળી રાતે પણ તૈયાર છીએ. ત્યારે આવી મામુલી બાબતમાં શું ? તમે તમારે નિરાંતે જોયા કરજો કે નાત જમાડવાનું કામ કેવું નિર્વિઘ્ને પાર પડે છે. ભલે ત્યારે; થેલી ફતુભાઇને ત્યાં વેળાસર મોકલાવજો !"

અને આમ જ્ઞાતિ સુધારણા કરવા નીકળેલા યુવાનોની ટોળી યમુનાના ઘરની બહાર નીકળી. કેટલાક તો યમુનાને મનમાંને મનમાં ખૂબ આશીર્વાદ દેવા લાગ્યા, કારણકે જો યમુના સમજી જઇને ગોયણીની નાત ન જમાડવાના નિર્ણય પર આવત તો સૌને ઘેર, સવારે પાપડ ખાઈ સાંજરે લાડવા ઝાપટવાની તૈયારીમાં બેઠેલી ડોસીઓને જવાબ આપવો પડત અને એવી સુધારણા ભારે પડી જાત ! એટલે "આપણે આપણું બનતું કરી છૂટયા; ન માને તો શું થાય ?" એમ વાતો કરી મનને મનાવી શક્યા. યુવાનોમાંના એકે એવો પ્રશ્ન ઉપસ્થિત કર્યો કે "જેના ઘરમાં દીવા માટે પૂરતું ઘાસલેટ નથી તે બિચારી વિધવા બસો રૂપીઆ લાવશે ક્યાંથી ?" બીજા યુવકે મજાકમાં ધડાકો કર્યો: "એ તો બધું ઠીક–પણ 'ગૃહિણીની નાત'માંથી 'ગોયણીની નાત' એવો વિચિત્ર અપભ્રંશ થયો ક્યાંથી ?!"—અને પછી સૌ હસતાં હસતાં વીખરાયા.

## ( ૩ )

અંતે ગોયણીની નાત જમાડાઈ. યમુના પાસે છાની મિલ્કત હોવી જોઇએ એમ સૌ માનવા લાગ્યા. અને એથી યમુનાની એક લુચ્ચી સ્ત્રી તરીકેની ગણના થઈ !

બીજે દહાડે વહેલી પરોઢમાં બાજુની ડેલી ઉઘાડતાં ઉઘાડતાં રાઘવ શેઠે આખી શેરીમાં સંભળાય એવો જબ્બર ઓડકાર ખાધો અને આમ આગલી રાતના ધરાઇને ખાધેલાં લાડવાની પ્રતીતિ કરાવી ! રાઘવ શેઠના ઓડકારના અવાજથી યમુના પણ જાગી પડી.

બારીમાંથી ઝીણો પ્રકાશ આવતો હતો. આગલી રાત્રે યુવાનો, ગોયણીની નાત જમાડાયા બાદ વધેલી મીઠાઇનો ત્રાસ યમુનાને ત્યાં મુકી ગયા હતા, તે જેમનો તેમ તે જ સ્થળે

[ અનુસંધાન પાનું ૨૪૯

# રાજધર્મ અને રાજનીતિ

## રાજા, પ્રજા બંને સંપ, શાંતિ, સુલેહ અને એકતાથી વર્તે તો જ દેશ સુખી અને આબાદ રહે.

### રાજાએ રાજધર્મ પાળવો અને પ્રજાએ પ્રજાધર્મ પાળવો.

રજુ કરનારઃ—શ્રીયુત કેશવલાલ ભીખાભાઇ મણીઆર.

કેટલાક દેશી રાજાઓ પ્રજા ઉપર જુલ્મ ગુજારે છે, પોતે વીલાસી જીવન ભોગવે છે. રાજ્યરંશી તરીકે મોજમઝામાં પ્રજાના પઇસા ઉડાવ્યે જાય છે. પ્રજાને સુખશાંતિ અને કેળવણીનાં સાધનો પુરાં નહીં પાડતાં બેદરકાર બની ધનનો ઉપયોગ પાણીના રેલાની માફક પોતાના અંગત સુખો માણવામાં કરી રહ્યા છે. કોઇ વીષયી રાજા પ્રજાની વહુ દીકરીઓ ઉપર કુદૃષ્ટી કરી અનીતિમાં દુષ્ટ આચરણો કરતા રહ્યા હોય છે, પોતાની પ્રજા ઉપર અમે તે પ્રકારના કરના બોજા નાખી દુઃખમાં સબડાવતા રહ્યા હોય એવા કુકર્મ કરતા જણાય છે. પ્રજાની દાદ ફરીયાદો ઉપર બીલકુલ લક્ષ નહીં આપતાં પોતે એક રાજા છે અને તેની ઇચ્છાને લોકોએ તાબે થવું એવા અભિમાનમાં ડોલે છે. પ્રજા મુંગે-મોઢે દુઃખો વેઠી પોતાના ઉપર પડતાં દુઃખો નીઃશાસા નાખી ન છુટકે સહન કરે છે, આવા રાજવીઓની અયોગ્ય, દુષ્ટાચારી વર્તણુકોનો અંત આણવા સમય જોઇને પ્રજા સાવધાન થઇ ગઇ છે, રાજ કર્તાઓની દુઃખદાયક રહેણી કરણી, રીતી નીતિના કારોબારનાં વર્ણનો પ્રસીદ્ધ કરી તેઓના અયોગ્ય આચરણો અટકાવવા માટે સ્થળે સ્થળે એવા રજવાડાઓમાં પ્રજા સત્યાગ્રહની ઉગ્ર ઝુંબેશ ચલાવી રહી છે. રાજ્યકર્તાઓ સમજે કે ન સમજે, માને કે ન માને પણ પ્રજા વીફરી છે. આ ઝુંબેશ મૃત્યુ કે મુક્તિની થઇ બેઠી છે. આ ઝુંબેશ નિર્દોષ પ્રજાની કકળતી આંતરડીઓની છે, શાસ્ત્રોમાં રાજાઓને દેવતુલ્ય ગણેલ છે. રાજાઓ પોતાની પ્રજાના પાલણહાર છે. પ્રજાનું રક્ષણ કરવાનું દૈવત ધરાવતા હોય છે. રાજા બનારના શીરપર કેવા કેવા પ્રકારની જોખમદારીઓ ઘેરાયેલી હોય છે તેનું જ્ઞાન રાજા મહારાજાઓને હોવું જોઇએ. સુશોભીત જરીઆન ભરેલ વસ્ત્રો, હીરામાણેક જડેલા સુવર્ણના મુકુટો અને અમુલ્ય

---

પાનું ૨૪૮ નું અનુસંધાન ]

પડયો હતો. એ લાડવા પર સેંકડો મંકોડાની જમાત ચડી ગયેલી યમુનાએ જોઇ. જે ઘરમાં માત્ર પંદરેક દિવસ પહેલાં દીવો કરવા જેટલું પણ ઘી નહોતું તેજ ઘરમાં ઘીમાં તરબોળ લાડવા આવી પડયા હતા. વર્ષો સુધી આ ઘરમાં કશું ન પામવાથી દૂર રહેવા ટેવાયેલા મંકોડાઓ આજ હોશેહોંશે લાડવા કોરી રહ્યા હતા—જાણે કે આગલી રાત્રે ભૂખ્યા વરૂની પેંડે પડેલા નાતીલાઓ લાડવાના ઘેનમાં આનંદ લઇ રહ્યા હતા તેમની હરિફાઇ કરતા હોયની!

દાગીનાઓ પહેરી રાજ્ય સિંહાસન ઉપર હુંપદ અને અભિમાનમાં ડોલવું એ કાંઇ રાજાનું સ્વરૂપ નથી, એ તો પામર જીવ ગણાય છે. રાજ્યની સમૃદ્ધિનો ઉપયોગ જો રાજા પોતાના અંગત વૈભવ વીલાસી સુખો ભોગવવા માટે કરતો હોય તો તે રાજા નહીં પણ એક ક્ષુદ્ર કોટીનો જીવ છે એમ ગણાય છે. વિષય વાસનામાં ચકચુર બની કોઇ સૌન્દર્યવતી યુવતીઓને દગાથી ફસાવી તુચ્છ વાસના તૃપ્ત કરવાના રસ્તે ચઢેલા રાજાઓ તે શું રાજાઓ કહેવાય? જે સંયમી હોય, ઇન્દ્રિયજીત, વિવેક, મર્યાદા, રીતીનીતિ અને સદાચરણના આભૂષણોથી જે રાજા પોતાના દેશનો કારોબાર ચલાવતો હોય તે જ શુદ્ધ, પવિત્ર, દેવતુલ્ય રાજાનો અવતાર કહેવાય. રાજાઓ ધંધા કરે, સટ્ટા કરે, વ્યાજવટાવ ઉપજાવે, ઘોડાઓની રેસો રમવા જાય, પોતાની પ્રજા ઉપર સહન ન થઇ શકે તેવા ભારે કરના બોજા નાંખી ધન લુંટે, રાજ્યકારોબારમાં લાંચીઆ, લોભીઆ, દગલબાજી કરનારા પ્રપંચી, અપ્રમાણિક વર્તણુંકવાળા, પ્રજા ઉપર અન્યાય અને અનીતિના આચરણો કરનારાઓને નોકરીઓ આપે એ રાજ્ય કર્તા કે રાજા ન કહેવાય પણ અંધેરી નગરીના અજ્ઞાન પચરંગી પુતળાં કહેવાય.

### રાજાઓના ઉડાઉ ખર્ચો

રાજા કે રાજ્યકર્તાઓ પોતાના રાજ્ય તંત્રનાં દરેક ખાતાંઓ ઉપર કોઇ પણ દીવસ ભાગ્યેજ લક્ષ આપતાં હશે; દરેક રાજ્યવહીવટી ખાતાંઓ કેવાં ધોરણપર ચાલે છે. તેનું કુશળ જ્ઞાન પણ ભાગ્યેજ હોય છે. કેટલાક રાજાઓ જીવે છે, એવા જીવને—ગાડી ઘોડા અને કીંમતી મોટરોમાં મુસાફરીઓ કરવી, શીકાર ખેલવા, નાટક સીનેમા જોવા, રાણીવાસ સેવવો, અંગત સુખો માટે પહેરવેશ, ફરદાગીના, જવાહીર, આરસનાં પુતળાંઓ, પરદેશી કારીગરીના નમુનાઓની ખરીદી પાછળ અઢળક નાણું ઉડાવતા જણાય છે. નાના મોટા રાજ્યના અમલદારો પોતાના રાજ્યની પ્રજાને કેવાં કેવાં દુઃખો આપી રહ્યા હોય છે તે આજનો કોઇ રાજવી તપાસ રાખતો હોય એવું લેશપણ જણાતું નથી. કોઈ રાજા છુપો વેશધારી શહેરની ગલી, શેરીઓ, ખાંચાઓ વગેરે જાહેર રસ્તાઓ ઉપર ફરી પ્રજાના સુખ દુઃખોનું અવલોકન કરતો હોય એવું આ જમાનામાં કોઈ દીવસ સાંભળ્યું છે? કેટલાંક કાગળપત્રો અને અરજીઓમાં લખે છે—ગૌબ્રાહ્મણ પ્રતિપાળ પરદુઃખ ભંજન, પ્રજાપાળક, બહાદુર, શુરવીર, વગેરેની પદ્દીઓથી હાલના રાજા મહારાજાઓને શણગારે છે. શું હાલના રાજાઓ આવી પદવીઓથી પોતાના આત્મા, દેહ શણગારે છે? કુચ્છ નહીં. પ્રજા સુખી છે કે દુઃખી, પ્રજા કેવા જીવનને જીવે છે કે કેવા મોતે મરે છે તે જાણવા હાલના રાજાઓને કાંઇ પડી નથી, રાજવીઓ પોતાના ઘેનમાં ઘેરાયેલા ચક્ષુઓ ઉઘાડશે ખરા? દુઃખમાં ઘેરાઈ ગયેલી પ્રજા વીફરે તો ગંભીર પરીણામ આવે છે. રશીઆનો શહેનશાહ ઝાર કેવી ગંભીર પરિસ્થિતિમાં મુકાયો? એવા એવા તો અનેક રાજાઓને પોતાના રાજપાટ છોડી નાસી જવું પડયું છે. રાજા પોતાનો પવિત્ર રાજ્યધર્મ પાળવામાંજ તલ્લીન હોય, કોઇ પ્રકારનાં દુઃખ પ્રજા ઉપર ન પડે એમાંજ અહોરાત્ર જેનું ચિંતવન હોય, પ્રજા માટે ધંધા રોજગાર, સુખશાંતિના ઇલાજો, દવાખાનાંઓ, નિશાળો, કોલેજો, વરેમાગુંઓ માટે સારો રસ્તો, મુસાફરો માટે ધર્મશાળાઓ વગેરેના કાર્યોથી પ્રજા સુખી રહે અને પોતાનું રાજ્ય સુખવૈભવથી આબાદ રહે તેવા માર્ગો લેવા એજ રાજાનો ખરેખરો ધર્મ છે. જમાનાને અનુકુળ થઈ જવું, પ્રજાના રંગરસ ઝીલવા, તેમને અનુભવમાં રંગાવા દેવી, રાજ્યતંત્રનો આભાસ

ખેડવા દેવો. અને તેઓ રાજ્યરંગ ખીલવે, રાજાઓ, સલાહ સંપ, સ્નેહ અને શાંતિથી તેમને માર્ગે ચડાવો. જુઓ અભ્યાસ અને અનુભવ જ્ઞાનનાં પરીણામઃ—

રાજ્યતંત્રના વહીવટી ખાતાંઓ આંટી ઘુંટી ભરેલી મહાન મુશ્કેલીઓ ઉભી કરે તેવા હોય છે. સત્ય, અસત્યના સ્વરૂપો છણવામાં ગોથા ખવાઈ જવાય છે. રાજતંત્રોનો કારોબાર ચલાવવો એ અગ્નિની જવાલામાં પ્રવેશ કરવા બરાબર જણાય છે. વિવિધ ધર્મરંગની પ્રજાના આચાર વિચારને અનુકુળ થઈ તેઓને સુખી રાખવી એ કંઇ સહેલી સરળ વાત નથી. ઘડી ઘડીમાં રાજ્યરંગ બદલાઈ જાય છે. રાજા કે સરમુખત્યારની પદ્દી એકજ હોય છે. રાજ્યવહીવટ ચલાવનારી કમીટીઓમાં પણ કુસંપના પરીણામે ગંભીર મતફેરીઓ ઉભી થયાં કરે છે અને પક્ષાપક્ષીની બાજીઓ ખેલાય છે. ઝગડાઓ થયા કરે છે. શબ્દોની પરસ્પર ફેંકાફેંકી થાય છે, અને લડાયક રંગ બેસે છે. આવી પરિસ્થિતિ વારંવાર રાજતંત્ર ચલાવનારી ટોળીઓમાં પણ ઉભી થાય છે. જગત જંગમાં રાજતંત્રો વિવિધ રંગરાગમાં ખીલી રહ્યાં હોય છે, દુનિયામાં સઘળીજ પ્રજા સુખી થઈ જાય એવું કોઇ કાળમાં બની શકેજ નહીં. સંતોષ, શાંતિ અને સંપ એજ સુખી જીવન છે. ઇશ્વરે આપણને જે સ્થિતિમાં મુકયા હોય તેમાંજ સંતોષ માનવો એજ ખરૂં સુખ છે, બાકી હાલમાં ગુલામી ફેંકી દેવા, સ્વતંત્રતા પ્રાપ્ત કરવા, એકદમ સર્વ પ્રકારનાં સુખ મેળવવા અને પૈસાના ઢગલા મેળવવા માટે પ્રજાને બહેકાવવામાં આવે છે તે તો આકાશ કુસુમવત અને ઝાંઝવાનાં જળ જેવું જણાય છે. હીંદની ભુમી વિવિધ સમૃદ્ધિથી ભરપુર છે, જે જોઇએ તે તેમાંથી ઉત્પન્ન કરી શકો તેમ છો, પણ શ્રમ વગર જે પ્રકારના સુખની તમે ઇચ્છા રાખો છો તે તો સ્વપ્નવત સમજાય છે. ભણ્યા, ગણ્યા, વિદ્વાન થયા, ઉંચી ડીગ્રીઓ લીધી, ઉજળાં વસ્ત્રો સજ્યા, મીઠી મધુરી જબાનો વાપરતા શીખ્યા, ફેશનમાં પ્રવીણ થયા, ખુરશી ઉપર બેસી સારૂં વાંચતાં લખતાં શીખ્યા, લોકોને ઉપદેશ કરવા ભાષણો કરતાં શીખ્યા, મંડળીઓ, મંડળો, કલબો, સંસ્થાઓ વગેરે સ્થાપતા શીખ્યા, જંગી જાહેર સભાઓ ભરી લોકોને કેળવતાં શીખ્યા. આ બધી ખરી વાત છે અને તેમાં સૌ કોઈ પુષ્ટી આપે છે અને તે આ દેશના કલ્યાણ અને ઉત્કર્ષ માટે સમજાય છે. જો આવી લીલાઓ ભજવવાથીજ દેશનું કલ્યાણ થઇ જતું હોય અને એમ માનવામાં આવતું હોય તો મુબારક છે, પણ મહેનત, શ્રમ, શરીરનાં હાડકાં પાંસળાં કર્યા સિવાય પૃથ્વીનાં પડમાં સમાયેલી અપુર્વ સમૃદ્ધી પ્રાપ્ત થઇ શકે નહીં. જે રાજવીઓ પ્રજાના સુખે સુખી અને પ્રજાના દુઃખે દુઃખી એજ રાજા માયાળુ દયાળુ, પ્રજાપોષક રાજાઓને પ્રજા માન પ્રાનથી વધાવે છે, તેમને દેવ સ્વરૂપ ગણે છે. પણ પોતાનો રાજ્યધર્મ પાળનારા રાજાઓજ એવા પવિત્ર માનને લાયક ગણાય છે.

### રાજા પ્રજાના ધર્મ

રાજા પોતાનો રાજ્યધર્મ ન સમજે, દુરાચાર, અનીતિ અને અયોગ્ય કર્મ આચરે તે રાજ્યપદ ભોગવવાને લાયક હોતા નથી. સાંપ્રતકાળના રાજાઓએ કાળ બળ જોઇને પ્રજા ઉપર હમણાં જે પ્રકારની રાજ્યનીતિઓ ચલાવવામાં આવે છે, તેમાં પ્રજાને વિશ્વાસમાં લઈ મન માનતા યોગ્ય સુધારા વધારા કરવા એ પોતાનો રાજ્યધર્મ છે એ સમજી લેવું જોઇએ; પ્રજા સામે હોડહોડમાં નહીં ઉતરતાં શાંતિ, સંપ અને સલાહના માર્ગો પકડવા એજ ઉત્તમ છે. રાજાનાં સલાહકારો પ્રધાનાદી વગેરે

જે હોય તેમણે પણ યોગ્ય રીતિનીતિના આ-ચરણોથી પ્રજામાં શાંતિ, આબાદ અને સંપતિની વૃદ્ધિ થાય એવા ઈલાજો લેવા જોઈએ. પ્રજાએ પણ શુદ્ધ મનોવૃત્તિથી પોતે જે રાજ્યમાં વસતા હોય તે રાજ્ય કે રાજ્યકર્તાનું અહિત ઇચ્છી નીંદાવચનોનો ઉપયોગ કરવો ન જોઈએ.

સત્ય, શાંતિ અને અહિંસાના પવિત્ર સૂત્રો, કે જેનો માનવી જાતને ઉચ્ચ કોટીના સંસ્કારી બનાવવાને ઉપદેશ કરતાં રહ્યાં છે તેવા મહાન પવિત્ર શુદ્ધાચરણવાળા મહાત્માઓના ઉપકારમાં સમસ્ત દુનિયા સમાયેલી છે. માનવપ્રાણીનો ઉદ્ધાર કરનાર પણ તેઓજ છે. તેઓ જગતના મહાન પુરુષો છે. તેઓને સર્વ પ્રજા વંદન કરી શકે છે:—

નીતિ, ધર્મ, પ્રમાણિકતા, સત્ય અને શુદ્ધ ન્યાય એ આ જગતમાં રાજા અને પ્રજાના મુખ્ય ખજાના છે.

જો રાજા પોતાનો રાજધર્મ ન પાળે અને પ્રજા પોતાનો પ્રજા ધર્મ ન પાળે તો બન્નેના વિચાર અને વર્તનમાં ગંભીર ઘર્ષણ થયા કરે છે અને આખરે તેમાંથી અગ્નિની જ્વાળા પ્રગટે છે અને તેથી રાજાપ્રજા બન્નેને પ્રચંડ દુઃખના માર્ગોમાં ઘેરે છે, અને તેવી જ્વાળા પ્રકાશથી સંહાર પરિણામો નીપજે છે. માટે રાજાએ પોતાનો રાજધર્મ પાળવામાંજ પોતાનું દૈવત, શુરાતન અને વિદ્વતા છે એમ માનીને પ્રજા પ્રત્યે નીતિ અને સદાચરણથી વર્તવું જોઈએ. પ્રજાએ પણ સુખી અને જ્ઞાનમાં પ્રવીણ થઈ રાજા પ્રત્યે પવિત્ર ધર્મકર્મનાં વર્તન વડે શાંતિ અને સદૈવથી વર્તવાની પોતાની ફરજ છે એવા શુદ્ધ વિચારોજ રોપવાં જોઈએ. દેશ, શહેર કે ગામમાં પ્રજાના સદ્વર્તન અને પ્રમાણિક વ્યવહારથીજ રાજા અને પ્રજા કીર્તિ અને માનના અધિકારી બને છે. જો રાજા પોતાની પ્રજા પ્રત્યે અનીતિ, અન્યાય અને દુષ્ટ આચરણ આચરે તો તે એક રાક્ષસી કોટીનો રાજા મનાય છે. આવા રાજાઓનાં રાજ્યોનો નાશ થતાં વિલંબ લાગતો નથી. પોતાના રાજ્યની ભૂમિ પ્રજા વિનાની ઉજ્જડ અને જંગલ સમાન થઈ જાય છે. માટેજ રાજાનું પદ પ્રાપ્ત કરનાર કેઈ પણ રાજકર્તાએ પોતાનાં અંગત સુખોને તીલાં-જલી આપી પોતાના દેશની પ્રજા કેમ સુખી અને આબાદ થાય તેવા વિચારોજ નીરંતર કરતા રહે એજ ખરા રાજા અને એજ મનુષ્યનું કલ્યાણ કરનારા ધર્મિષ્ઠ અને પરદુઃખભંજન રાજાઓના પદના અધીકારી થાય છે.

### સત્યાગ્રહ શસ્ત્ર.

સત્યાગ્રહનાં બખતરો પહેરી જ્યાં ત્યાં રણસંગ્રામમાં ઉતરવું, કોઈની ઉશ્કેરણીના શી-કારો બની પ્રજા પ્રજામાં અજંપો અને અશાંતિ ફેલાવવામાં મદદગાર થવું, સત્યાગ્રહીના અધિકાર પામ કીધા સિવાય અમે પ્રજા સેવક અને ભારતના શૂરા સૈનિક છીએ એવા અભિમાનમાં દોરાઈ સત્યાગ્રહ કરવા ઉભા રહેવું એ તો ફક્ત માનપાન ભોગવવાના લાભ સારુંજ ગણાય છે. ઘરમાં માબાપ, સ્ત્રી, છોકરાં ઉછેરાં સુખ દુઃખમાં, ટળવળતાં હોય, અને પોતાની રોજની રોજી છોડી સત્યાગ્રહનાં સૈન્યમાં માંકનાં દોરડાં બાંધી સત્યાગ્રહ કરવા દોડી જવું અને ત્યાં અકસ્માતે ઘવાય ઘુંટાય, કુટાય મરે કે કેદખાનામાં પડે, ખરેખર આ દેશ કલ્યાણ માટે તમે જે ભોગ આપતા રહો છો તેની પ્રશંસા થઈ શકતી નથી. પણ જે કાર્ય કરવા આપણે ઉતરી પડીએ તે કાર્યોનાં સત્ય અસત્ય જાણવા આપણે આપણી વીદ્વતા બુદ્ધી કેળવવી જોઈએ. અને તેમ કરવાથી આપણી શક્તિ કે નાણાંનો ભોગ આપવા જેટલું આપણાથી બને તેટલું કરવાને દેશ ઉત્કર્ષ માટે તૈયાર રહેવું જોઈએ, એજ સત્યં અને કલ્યાણ કરતાં રહેવાશે. પણ કોઈના કે-

વાથી કે ઉશ્કેરણીથી તેનો પુખ્ત વિચાર કર્યા સિવાય એક બીજાની દેખાદેખીએ સત્યાગ્રહી થવાના ઉમંગમાં તેવી પંગતમાં ભળવા દોડી જવું એ યોગ્ય છે? તે માટે વિચાર કરવાની જરૂર જણાય છે. પણ સર્વત્ર એવાજ વીચારો પ્રસિદ્ધ થતા રહ્યા છે કે જ્યાં દેશના કલ્યાણનો પ્રશ્ન હોય ત્યાં વળી વિચાર કરવાના હોય નહિં.

## રાજનીતિ.

લક્ષણ સંપત રાજા ઉત્તમ કર્મનું સેવન કરે, નીંદીતનો ત્યાગ કરે, પરલોક વિષે આસ્થા રાખે, વેદના વાક્ય ઉપર શ્રદ્ધા રાખે, અને ક્રોધ, હર્ષ, ગર્વ, લજ્જા, અકડાઇ તથા અહંકારે કરી જે રાજા રાજ્ય ધર્મથી વિરૂદ્ધાચરણ કરતો નથી તે ઉત્તમ રાજા કહેવાય. જે રાજા બહુ ધન, વિદ્યા તથા ઐશ્વર્યને પામીને પણ ઉદ્ધત થઇ નથી ફરતો, એવો બુદ્ધીમંત રાજા સર્વને પ્રિય થઇ પડે છે. ધનુષ્ય ધારણ કરનારે મુકેલું બાણ એકને મારે વા ચુકે, તો એકને પણ ન મારે-પણ બુદ્ધિમાન પુરૂષે મોકલેલી બુદ્ધિ તો રાજા સહીત દેશને નાશ પમાડે છે પ્રજાનું રક્ષણ કરવાને અધિકાર આપેલા પુરૂષોમાંથી કેટલાક હત્યા કરનારા, પાપી મનોરથવાળા, પારકું ધન હરણ કરી લેનારા અને લુચ્ચા હોય છે, તેમનાથી વિદ્વાન બુદ્ધિશાળી રાજા પોતાની પ્રજાનું રક્ષણ કરે છે. જે રાજા પોતાની પ્રજા પાસેથી ઘણો ભારે કર લેનારો હોય છે, તે રાજા ભલે સર્વત્ર પ્રખ્યાત હોય પણ તેની પ્રજા તેનો દ્રોહ કરે છે. પોતાના દેશને ભારે કરવેરાથી દોહી લીધો હોય તો તે કોઇ મોટું કર્મ કરવાને સમર્થ થતો નથી. નગરજનોને વેપાર ધંધા રોજગારની ખીલવણી કરવાને રાજાએ મદદ કરવી એ રાજ્યધર્મ છે. રાજાએ કર નાંખતાં પણ દેશકાળનો વિચાર કરવો જોઇએ. જ્ઞાની, શુરો, ધાર્મીક,તપસ્વી, સત્યવાદી અને બુદ્ધિમાન એટલા પુરૂષો બીજાનું રક્ષણ કરવાને શક્તિમાન છે. સારા નરસા યુગને પ્રવર્તાવનાર રાજા જ હોય છે. માટે રાજા, સરમુખત્યાર, રાજ્ય સભા કે કારોબાર ચલાવનારી કમીટીઓ, જેઓ રાજ્યતંત્ર ચલાવતા હોય તેઓએ પ્રજા કલ્યાણના માર્ગો ગ્રહણ કરી જેમ બને તેમ પ્રજા સુખશાંતિ ભોગવે એવી કુશળ રાજનીતિમાં પ્રવિણ થવું જોઇએ. દેશ ઉપર કારોબાર ચલાવવાને સ્થપાતી રાજસભાઓમાં કેવા સભાસદો હોવા જોઇએ? આ ગંભીર પ્રશ્નનો યોગ્ય વિચાર કરવાનું કામ મતદાર પ્રજાનું છે. કોઇ પણ પ્રકારના અભ્યાસ, અનુભવ અને જ્ઞાન વગરના ને પક્ષાપક્ષ કે લાલચથી મત આપવા દોરાઇ જવું એ કેવળ મુર્ખાઇ જ કહેવાશે. રાજ્યતંત્ર ચલાવનારા દરેક રાજ્યસભાના સભાસદોએ કોઇ પણ પ્રકારે લોભ કે લાલચમાં પોતાના આત્માને નહિં સંડોવતાં પ્રમાણિકતાથી નીતિપરાયણ થઇ પ્રજા સેવાના રંગમાં રંગાવું એ જ ઉત્તમ પુરૂષોનું કર્તવ્ય છે. સ્વાર્થમાં અંધ બની કોઇનાં કામ લાગવગથી કરી આપવામાં પ્રજા પાસેથી ધન પડાવવા પ્રયત્ન કરવામાં આવે તો તે પ્રજાને બેવફા નીવડ્યા જેવો ગણાય છે. માટે રાજ્યકારોબાર ચલાવનાર રાજ્યસભાના તમામ સભાસદોએ નીતિ, ન્યાય અને ધર્મયુક્ત વર્તણુકો અંગીકાર કરી, વાણી, વર્તન અને વિચારમાં શુદ્ધ રહી પોતાની વિદ્વતા અને બુદ્ધિ પ્રમાણે રાજ્યતંત્ર ચલાવી પ્રજાનું કલ્યાણ કરવું એ જ પોતાની પવિત્ર ફરજ છે એમ સમજવું જોઇએ. રાજાપ્રજા, અધીકારીઓ, અમલદારો, પ્રજાએ ચુંટેલા પોતાના રાજસભાના પ્રતિનિધિઓ તેમજ સરમુખત્યારોની પદ્વી ભોગવનારાઓએ શુદ્ધ મનોભાવે પોતાનો ધર્મ પાળવો.

( અપુર્ણ )

# અણઉકેલ કોયડાઓ

:લેખક:

શ્રીયુત શાન્તિલાલ જગજીવનદાસ પરીખ—અમરેલી

કોયડો નં. ૧ ત્યકતા.

મ્હારા એક મિત્ર મેટ્રીકના અભ્યાસ દરમ્યાન મારી સાથેના સહાધ્યાયી; રહેવાનું એકજ સ્થળ અને એકજ શાળામાં જવાતું. તેમના પરિચયમાં ખૂબ આવેલો.

મેટ્રીકની પ્રીલીમીનરી એકઝામીનેશન આપીને ઉપર્યુક્ત મ્હારા મિત્રને એક વહેલી સવારે તેમનાં લગ્ન થવાનાં હતાં જેથી વિદાય આપવા ટ્રેઇન ઉપર ગએલો અને લગ્ન વિત્યાં બાદ યુનીવર્સીટીમાં દાખલ થવા વહેલી તકે હાજર થવાતું સુચન કરતાં અમે છુટાં પડયાં. ટ્રેઇનની વ્હીસલ થઈ અને આ મિત્ર જાણે કે 'લગ્ન એટલે પ્રભૂતામાં પગલાં માંડવા' એ આશયથી ડબ્બામાં ગોઠવાયા.

કોણ જાણે કેમ લગ્ન થવાનાં હોય છે ત્યારે માણસને ખૂબ હર્ષ થાય છે. તે વખતે મનુષ્ય જાણે કે આ લોક ઉપર સ્વર્ગ ઉભું કરવાનો હોય તેવો હર્ષ અનુભવે છે. લગ્ન પહેલાં સ્ત્રી અને પુરૂષે પોતાના કલ્પનાના પ્રદેશમાં કોઈ આદર્શ સાથીની મૂર્તિ ઘડી રાખી હોય છે. પરન્તુ લગ્ન પછીથીજ બન્નેની જાણમાં આવે છે કે, કલ્પના અને વાસ્તવિકતા વચ્ચે બહુજ મોટું અન્તર રહેલું છે. બે ચાર માસ પીએર અને સાસરે એમ વ્યતિત કરતાં એકાદ વર્ષની અંદર એ પક્ષ વચ્ચે કંઇક અણગમો પેદા થાય છે.

આપણા સમાજમાં પુત્રનું માગું આવે કે હર્ષઘેલાં માબાપો પુત્રની સંમતિ સિવાય તે સ્વીકારી લે છે. એમાં પુત્રને શું પુછવાનું હોય! દરેક માબાપો પોતાની હયાતિમાં સહુ છોકરા છોકરી પરણી જાય એમ ઈચ્છે છે. તેમાંયે દીકરીનાં માબાપ દીકરીને "સાપનો ભારો" ગણે છે. ડોસો કુંવારો મરે પર ડોસી કુંવારી ન મરે એ જૂનામાં જૂની કહેવત પ્રચલિત છે.

આમ સંતાનોને વરાવવામાં ગમે તેમ માબાપો કરજમાં ઉતરે છે, લાકડે માંકડાં ગોઠવી દે છે. કન્યાવિક્રય, વરવિક્રય, અકાળ વૈધવ્ય વિગેરે અનિષ્ટો ઘુસી ગયાં છે. આવાં લગ્નો એટલે વિષય તૃપ્તિનું સાધન માત્ર ગણાય.

"લગ્ન એટલે સ્વર્ગ" "પરણવું એટલે પ્રભૂતામાં પગલાં માંડવાં" અને "લગ્ન એટલે બે આત્માઓનું એકીકરણ" આ પ્રમાણે કહેવામાં આવે છે તેટલું સહેલું એ નથી. કવિઓ જેટલું કહે છે તેટલે અંશે સત્ય હોય છે એમાં વાદ નથી પરન્તુ તે આખરી અંજામ ઉપર આવતાં વર્ષો વીતે છે. તેમાં તો જીવનની આકરામાં આકરી કસોટી છે એ ભૂલવું ન જોઇએ.

× × ×

"કેમ મી.........લગ્ન નિર્વિઘ્ને! My hearty congratulations" ટાંગામાંથી ઉતરતાં મેં પ્રશ્ન કર્યો.

તેમણે સહેજ સ્મિત ફરકાવ્યું.

વખતનાં વહેવા સાથે યુનીવર્સીટી પસાર થઇ અને હું અને મ્હારા મિત્ર મેટ્રીકમાં પસાર થયાં અને મ્હારા મિત્ર વધુ અભ્યાસ માટે મુંબઇ ગયા.

મેટ્રીકનો અભ્યાસ કાઠીયાવાડના એક શહેરમાં જ્યાં બહુ ઉમદા વાતાવરણ પેદા થયું ન હોય ત્યાં કરવામાં આવ્યો. ત્યારબાદ સદ્દ-રહૂ મારા મિત્ર સ્નાતક "ગ્રેજ્યુએટ" બન્યા

અને વિચારો બદલાયા. મૂળ આ મિત્ર સહજમાં સમાજમાં હળીભળી શકે તેવા નહિ અને પોતાના જ વિચારોની પરંપરાથી જીવન વ્યતિત કરતા હતા એકલા અટુલા જીવનમાં શી મઝા હશે તે તો તેજ જાણતા હશે.

પતિ મુંબઈના વાતાવરણમાંથી છુટી દેશમાં આવ્યો અને નિર્દોષ પત્ની ઉપર તેમની દોષ દૃષ્ટિ ખડી થઈ. આજના સુધરેલા સમાજમાં કેટલાંક કૌટુમ્બિક કલુષિત વાતાવરણનો રોષ બહુધા વહુ ઉપર ઠાલવવામાં આવે છે તેજ પ્રમાણે મ્હારા મિત્રના સંબંધમાં બન્યું. એક નજીવા કારણસર પતિએ પત્ની અને નિર્દોષ આઠ માસના બાળકને તરછોડતાં જરાએ આનાકાની ન કરી. અને ધણીએ સ્ત્રીને તજી એટલે બીજાઓને શી પડી હોય તે એની સંભાળ લે.

વાત એમ હતી કે મ્હારા મિત્રને ઓરમાન નવી મા હતાં. તેમની વચ્ચે અને વહુની વચ્ચે એકાદ દિવસ તકરાર થઈ અને એક બીજાનાં પીએરના કુળ ઉંચાં છે તે બાબત લઢી પડેલાં, અને વહુએ મેણું મારેલું કે તમારાં કુળમાં તો કન્યાવિક્રય થાય છે. આવાં નજીવાં કારણસર હજુએ આપણા સમાજમાં આપણી જ્ઞાતિમાં સ્ત્રીઓને તરછોડવામાં આવે છે. વળી આ પ્રમાણે બીજાં પણ અનેક કારણો એવાં છે કે ઉપર જણાવ્યું તેમ નાની ઉંમરમાં માબાપના દબાણ નીચે પરણી ગએલાં અનેક દંપતીઓને સ્વતઃ સાથી પસંદ કરવાની ઇચ્છા થઈ આવે છે અને મને તો લાગે છે કે આજની કેળવણીમાં જેટલી સુધારાવૃત્તિ દાખલ થઈ છે તેટલે અંશે તેની સાથે વિચાર, સહનશીલતા, અને સંયમના પાઠો ભણાવવામાં આવતાં હોય તો આજની કેળવણી આદર્શ કેળવણી બની રહે.

સ્ત્રીઓને હડધૂત કરી તરછોડવામાં આ સિવાય ત્રીજું પણ એક કારણ એવું છે જે જે સ્ત્રીને સંતાન થતાં ન હોય. તે બિચારીનાં ભોગ જ સમજવાં, જુઓને આ અમુક અમુક ન ખાવાની બાધા રાખી છે પિતૃની બાધા તો ક્યારની એ હજુ ઉભી છે, છતાં વહુને ખોળો ભરાતો નથી આ પ્રમાણે કહેવામાં આવે છે અને જ્યારે અમુક વય પછી બીલકુલ આશાજનક વાતાવરણ ન જોવામાં આવે ત્યારે તેને સ્ત્રીનાં પૂર્વ જન્મનાં પાપ માની તેને પાપણી, ચંડાલણી, વાંઝણી એવી એવી પદવી આપી સંબોધવામાં આવે છે અને તજી દેવામાં આવે છે.

પરન્તુ ખરી વસ્તુ સ્થિતિ તરફ લક્ષ દેવામાં આવતું નથી. જેટલે અંશે બાધા આખડીઓ રાખવામાં આવે છે તેટલે અંશે સ્ત્રીપુરૂષોનાં શારીરિક અને માનસિક દોષ ટાળવા તરફ લક્ષ આપવામાં આવતું નથી. વળી સંતાન ન થવાનો દોષ એકલી સ્ત્રી જ ઉપર ઢોળવામાં આવે છે. પુરૂષ દોષવાન હોય છે તેમ માનવામાં આવતું નથી. વખતો વખત સ્ત્રીના દોષ ટાળવા માટે ખારેક આથી, ચીમેડ ગુંદાનું કચરીયું, નગરનું બત્રીસું વિગેરે ઉપાયો કરવામાં આવે છે અને રાંદલ માતાને તેડીને ભૂવો ધુણાવી પગે લગાડે છે. આમ છતાં જ્યારે કારી ફાવતી નથી ત્યારે સ્ત્રીને હીનભાગી સમજે છે. પરન્તુ વિચાર કરતાં નથી કે પુરૂષોને પણ શારીરિક દર્દોનો વિનાશ કરવો જરૂરી છે અને ત્યારબાદ બીજા જીવની અપેક્ષા રાખવી વ્યાજબી અને હિતકારક છે.

ઘણી જ ખેદની વાત છે કે આ પ્રમાણે અનેક કારણોથી સ્ત્રી જાતની કફોડી સ્થિતિ થઈ છે, મારા મિત્રે કાં તો જૂના સમાજથી અગર નવા સમાજથી સંસ્કાર નહિ પામેલી યુવતી પરણવામાં ભૂલ કરી છે અને પરણવા છતાં તેણે તજી દેવામાં ભૂલ કરી છે. બન્ને રીતે જવાબદાર મારા મિત્ર છે.

કાં તો માબાપને તેણે જણાવી દેવાની જરૂર હતી કે અમુક પ્રકારે ઉતીર્ણ સાથી-

દાર હું ગોતી લઉં? અને તેની વચ્ચે તમારે આવવાની કંઈ જરૂર નથી. અગર જે સાથીદાર મળેલું હોય તેને તેની ટેવો સુધારીને અપનાવી લેવું એ જ ઉત્તમ માર્ગ છે. જ્યાં સુધી છુટા છેડાનો કાયદો પસાર થયો ન હોય ત્યાં સુધી આવી ત્યક્તાઓએ જીવન કેમ પસાર કરવું અગર પસાર કરશે તેનો દરેક બુદ્ધિમાન કેળવાયેલો યુવક વિચાર કરી જોશે તો જણાશે કે એકદમ તરછોડવાં કરતાં તેને તેનો માર્ગ મોકળો કરી આપવો જોઇએ, અગર નભાવી લેવાની વૃત્તિ દાખલ કરવી જોઈએ; પરંતુ ધોબીનો કુતરો નહિ ઘરનો અને નહિ ઘાટનો એવી સ્થિતિ લાવી મુકનારાઓ પોતાની ઈશ્વર પ્રત્યેની ફરજ ચુકી જાય છે. તે સારાસારનો વિચાર કરતો નથી, અને દેખીતી રીતે અન્યાય્ય થવા દે છે; આ આજના કહેવાતા કેળવણી યુગનું અતિ ઉચ્છૃંખલ પણથીયું છે. આથી ઘણીએ ગરીબ નિરાધાર ત્યક્તાઓએ આંસુ પાડ્યાં છે. ઘણીએ કકળતી આંતરડીઓની હાય સમાજ ઉપર પથરાતી આવી છે. અને વૈધવ્ય જીવન કરતાં યે વધારે બૂરી હાલત તેવી ત્યક્તાઓની થાય છે.

વિધવાઓ વિધવા જીવનમાં તો વિધવા થયા પછી સંયમ, ભકિત, ઇશ્વર ભજન ઇત્યાદિ રસ્તે મન વાળી જીવન વ્યતિત કરતાં શીખી જાય છે ત્યારે ત્યક્તા બિચારી તેવો સંયમી માર્ગ ગ્રહણ કરી શકતી નથી. તેણી મનમાં સમજે છે કે આજ નહિ તો થોડા દહાડા બાદ જરૂર તેનો પતિ તેણીને પોતાની હુંફમાં લેશે અને પોતાને સુખના દહાડા જરૂર આવવાના. આમ ત્યક્તા અર્ધદગ્ધ જીવન જીવી રહી છે. એનાથી અનેક સ્ત્રીઓનાં શારીરિક અને માનસિક દર્દો વધ્યાં છે અને સંયમ ન જાળવી શકવાના લીધે કુમાર્ગે જતી પણ જોવામાં આવે છે. સમાજ છતી આંખે સહન કરે છે. આમ બેદરકારી બતાવવામાં કેટલીયે બાળહત્યાઓ અને ગુન્હાઓનું પ્રમાણ વધતું જાય છે.

વળી આવી ત્યક્તાઓના પતિઓ બીજી પત્નીની ભાવના સેવતા હોય છે અને ગોતી પણ લ્યે છે. આમ પુરૂષને પોતાનો માર્ગ ખુલ્લો કરતાં જરાયે વાર લાગતી નથી, જ્યારે સ્ત્રી બિચારીને શું કરવું તેની સુઝ પડતી નથી, પરિણામે તેનું જીવન ખારૂં બની જાય છે અને તેણી આપઘાતની કોશીષ કરવાં સુદ્ધા ચુકતી નથી.

સ્ત્રીની લાગણી દુઃખાય તેવો અન્યાય કરનારા પતિરાજો પણ સમજી લે કે જ્યાં સુધી તમારી ત્યક્તા સ્ત્રીને ન્યાય નહિ આપો ત્યાં સુધી તમારાં હૃદયમાં એક પ્રકારનો ઝેરી કીડો ડંખ લગાવ્યા કરશે અને ઘણાએ દાખલા જોવામાં આવેલા કે, બીજી પત્નીથી સુખ અને સંતોષ હોવા છતાં, નવી પત્ની સાથેનો કુદરતી આનંદ તેઓ લઇ શકતા નથી.

ટુંકામાં ત્યક્તાનો પ્રશ્ન સમાજ આગળ સુધારો માગે છે અને જેમ બને તેમ ત્યક્તાઓની સંખ્યા જે ઠીક પ્રમાણમાં નજરે દેખાય છે તે ઓછી થાય તેવા કાયદા ઘડી સમાજ આગળ મૂકવા જોઇએ. પ્રથમ તો એ કે સુધારક લગ્ન કરવા ઇચ્છિતા યુવકોને માબાપોએ બંધન તરીકે અમુક અમુક વાડા વચ્ચે વહેવાર કરવાની ફરજ ન પાડવી જોઈએ, જેથી પાછળથી યુવક યુવતીઓનાં મનમાં એક પ્રકારનો અંતરાય ઉભો થાય છે તે બંધ થય. યુવકો પણ પોતે જે પ્રકારનાં લગ્ન કરવા માગતા હોય તે બાબતની માબાપોને સ્પષ્ટ સુચના આપી દેવી જોઇએ જેથી સ્વતઃ સાથીદાર પસંદ કરવામાં માબાપો ઉપર દોષ ઢોળવામાં આવે તે બંધ થાય. બીજે નંબરે એક બનેલ સાથીદાર જેને જીંદગીના અંત સુધી નભાવવી લેવું. દરેક વ્યક્તિ દોષ રહિત હોતી નથી પરન્તુ જે જે દોષો નજરે પડે તે દોષો નિવારવાના રસ્તા લેવાથી જીવનના અંત સુધી સાથીદાર ઉપર પ્રેમ રહી શકે છે

# એક દુઃખદ કહાણી

લેખક : 'એક કાઠીયાવાડી યુવક'

રાજકોટના પારી. પ્રભુદાસ ચતુભાઇની પુત્રી અને ગાંધી જમનાદાસ મોહનલાલની પત્ની અ. સૌ. પુષ્પાગૌરીની દુઃખદ કહાણી "મોઢ મહોદય"ના ચૈત્ર માસના અંકમાં પ્રસિદ્ધ થયેલી વાંચી તેમજ "મોઢ જાગૃતિ"ના એપ્રીલ માસના અંકની 'તંત્રી સ્થાનેથી લખાયેલી નોંધ' વાંચી સૌ કોઈ જ્ઞાતિમાં રસ લેતી વ્યક્તિઓને ઉંડો ખેદ થાય, એ સ્વાભાવિક છે. બ્હેન પુષ્પાગૌરીની કરુણ કેફિયત રાજકોટ મોઢ મહાજન, ગોળ પરિષદના કાર્યવાહક કમીટીના સભ્યો તથા સમગ્ર મોઢ જનના સમક્ષ મૂકવામાં આવી છે. સારીયે કહાણીમાંથી બ્હેન પુષ્પાગૌરીની હૃદયવલોવતી દુઃખદ ઘટના ટપકે છે. લગ્ન મંડપીથી જોડાઇને આશાભરી શ્વસુરગૃહે આવેલી એક નવપરિણિતાના દુઃખદ પરિણિત જીવનની એ હૃદય વલોવતી જીવતી જાગતી કથની છે. લગ્ન થયા બાદ પ્રથમજ દિવસે પતિરાજ પત્નીને તરછોડે છે, ધમકાવે છે અને પછી તો એ ગૃહિણી ઉપર અનેક દુઃખો વીતે છે. લગ્નની પ્રથમજ રાત્રિએ અગ્નિ દેવની સમક્ષ ફેરા ફરનાર, લગ્નના પવિત્ર કોલ આપી, લગ્ન કરનાર પતિદેવ પત્નીને 'તું મારે મા, બ્હેન બરાબર છે' એ શબ્દોથી વધાવે છે! એ કેટલા વેદના ભર્યા શબ્દો છે! એક યુવાન પરિણિત સ્ત્રીના જીવનને ધૂળધાણી કરનાર એ પતિ દેવને શું આનો ખ્યાલ નહિ આવ્યો હોય! ફક્ત માતા અને બ્હેનની ઇચ્છા તૃપ્ત કરવા ખાતર એક યુવાન બાળાનું ભવિષ્ય બગાડી નાખવા તત્પર થવું એ શું ઓછું દુઃખદ છે!

લગ્ન જીવનનું જેણે બીલકુલ સુખ દીઠું નથી તેને તરછોડી, લગ્ન થયાં હજુ પુરું વર્ષ પણ વીત્યું નથી ત્યાં બીજું લગ્ન કરવું એ શું ઓછું દુઃખદ છે! લગ્ન કરનાર પતિરાજને શું કહેવું! એમના આપ્તજનોને શું કહેવું! પુષ્પાગૌરીની સાસુ અને નણંદને શું કહેવું! જ્ઞાતિના ધારા ધોરણનો છડે ચોક ભંગ કરી કોઇપણ ખાસ કારણ જણાવ્યા વિના એક પરિણિત સ્ત્રીનાં જીવનની બરબાદી કરનારને શું કહેવું! વઢવાણ કેમ્પના મેતા મુળજી ભૂદરે પોતાની કન્યાને ભરુચ જેવા દૂર સ્થળે લઇ જઈ ગાંધી જમનાદાસ મોહનલાલ સાથે જ્ઞાતિના ધારા ધોરણ વિરુદ્ધ જ્ઞાતિની સંમતિ વિના ચૂપચૂપ પોતાની પુત્રીનું એ લગ્ન ગોઠવી દીધું, એ કેટલું દુઃખદ છે! એ મેતા મુળજી ભૂદરને શું કહેવું! આ બીજા લગ્નમાં ભાગ લેનાર વ્યક્તિઓને શું કહેવું! પુષ્પાગૌરીની આંતરડી કેટલી કકળતી હશે, તેનો ખ્યાલ કોઇએ નહિ કર્યો હોય!

જ્ઞાતિના અગ્રગણ્ય ગૃહસ્થો અને ગોળ પરિષદના સૂત્રધારો બ્હેન પુષ્પાગૌરીની દુઃખદ કહાણીને સંપૂર્ણપણે અને નિષ્પક્ષપાતપણે તપાસે અને તેને યોગ્ય ઇન્સાફ અપાવે, એટલી આશા રાખીએ તો એ વધારે પડતી નથી. એ તો દીવા જેવું સ્પષ્ટ છે કે જ્યાં પરિણિત સ્ત્રી અને પુરુષ વચ્ચે કોઇ જાતનો મન મેળ નથી, સમાનતા નથી, પરસ્પર લાગણી નથી, પ્રેમ નથી; ત્યાં એમનાં જીવનને ફરી સાંધવા પ્રયત્ન કરવો એ મિથ્યા છે. બની શકે તેટલી પુષ્પાગૌરીને રાહત મળે તેવા પ્રયાસ કરવાની ખાસ જરૂર છે. પ્રશ્ન એ છે કે બ્હેન પુષ્પાગૌરીએ પોતાનું સમગ્ર જીવન કેમ વિતાવવું!

ચૂરીચૂરીને અગર કોઇ બીજો રસ્તો છે? જ્ઞાતિના અગ્રેસરો આ બાબત સવેલા પ્રયાસો આદરશો? યુવાનો તમારો વિરોધ નોંધાવશો કે? આ અને આના જેવી પરિણિત ત્યક્તાઓનાં ભવિષ્યનો વિચાર કરી નાખવાનો સમય હવે આવી પહોંચ્યો છે.

---

# અસ્પૃશ્યતા નિવારણ

લેખક: શ્રીયુત નટવરલાલ બ. પારેખ.

આજે આપણો દેશ પરતંત્રતા ભોગવી રહ્યો છે. આપણે અને આપણા નેતાઓ સ્વરાજ્ય પ્રાપ્ત કરવા માટે અનેક વર્ષોથી પ્રયાસ કરી રહ્યા છીએ. અને છતાં આપણી પરતંત્રતા દૂર નથી થતી તેનું કારણ એ છે કે આપણામાં શિસ્ત અને સંગઠન નથી. જો હિંદુસ્તાનનાં પાંત્રીસ કરોડ માનવીઓ એકત્ર થાય તો જરૂર આપણે એક દિવસ સ્વતંત્રતા પ્રાપ્ત કરીશું પણ સંગઠિત બનવા માટે જાતિભેદ અને ધર્મ ભેદ નાશ કરવા જોઇએ. કારણ કે જો એક લોઢાની સાંકળમાં એક આંકડો ખરાબ હોય તો તે સાંકળ નકામી છે. દાખલા તરીકે આપણે હરિજન બંધુને અડવામાં પાપ ગણીએ છીએ. હિંદુસ્તાનમાં અનેક હરિજન હશે. તેમને અસ્પૃશ્ય ગણી આપણે તેઓનો સાથ કેવી રીતે મેળવી શકીએ. માટે આપણે અસ્પૃશ્યતા દુર કરવી જોઇએ.

આપણામાં અનેક રૂઢી ચુસ્તો હોય છે અને તેઓ માને છે કે "હરિજન એતો અસ્પૃશ્ય છે" તેઓએ કદી શાસ્ત્રનાં પાનાં વાંચ્યાં હોતા નથી, પણ ધર્મને નામે બીજાઓથી તેઓ દોરાય છે. અલબત્ત, દુર્જનોને અને અપવિત્ર માણસોના સંસર્ગમાં રહેવુ એ હાનિકારક છે. આપણામાં કહેવત છે કે "સોબત તેવી અસર" અને એ પ્રમાણે આપણે પણ તેવા બની જઇએ ગમે તેવી જાતિનો માણસ પણ તે પવિત્ર અને સદાચારી ન હોય તો તેની સાથે બેસવું અથવા સંસર્ગમાં આવવુ એ નુકશાન કારક છે,

બીજું અજ્ઞાનતા માણસને અશુધ રાખે છે. તેથી દરેક માણસને કેળવણીની જરૂર છે. હરિજન બંધુઓના બાળકો કેળવણીના અભાવે અશુધ રહે છે.

તેથી તેઓને કેળવણી મળે એ માટે આપણી નિશાળોમાં તેઓને અભ્યાસ કરવા દેવા જોઇએ. કદાચ આપણને, તેઓ ગંદા હોય તેથી તેમની પાસે બેસવું ન ગમે; પરંતુ તેમની અસ્વચ્છતાનું કારણ આપણા જાતિભેદ છે. દાખલા તરીકે આપણે તેઓને નળે કપડાં ધોવા દેતા નથી. તો પછી એ લોકો સ્વચ્છ કેવી રીતે બને. માટે અસ્પૃશ્યતા દૂર કરવી જોઇએ. એક જ માબાપના બે પુત્રો વચ્ચે આવો ભેદ! દાખલા તરીકે કોઇ હરિજનના બે પુત્રો હોય તો આપણે તેઓને હરીજન ગણી ધિક્કારીએ છીએ; પણ જ્યારે તેમાંનો એક હરીજન પુત્ર જે ખ્રીસ્તી બની જઇ કોઇ કે ડૉક્ટરની સર્જનની પદવી લે છે ત્યારે આપણે તેને કેટલું માન આપીએ છીએ, તેથી આપણી પરતંત્રાને જડમૂળમાંથી ઉખેડી નાખવાનો એક જ ઉપાય તે એ કે અસ્પૃશ્યતા દૂર કરવી.

---

**સુધારો**—ગતાંકમા પાને ૨૩૧ માં લવાજમની પહોંચમાં રા. ત્રીભોવનદાસ આણંદજી મેતા છપાયેલ છે ત્યાં ગાંધી વાંચવું.

# "પ્રભુ પ્રતિ પત્ર"



(લખનાર શ્રીયુત પ્રતાપરાય હરિલાલ-ભાવનગર)

દયાળુ દેવ —

ત્હારાં બાળકો તરફ, ત્હારી દયા દષ્ટિ શા માટે ઓછી થતી જાય છે? શું તેઓ ત્હારા તરફ વફાદાર નથી? શું તેઓ ધર્મ-કર્મમાં અરૂચિ બતાવતાં થઈ ગયાં જણાય છે?

જો આમાંનું ખરેખર કાંઈ ન જ હોય, છતાં પણ ત્હારી કૃપા મેળવવા, બાળકો અન-અધિકારી છે, એવું જો ભાસ્યા કરતું હોય, તો તેમાં દોષ કોનો?

જીવનનો અરધો સમય, પ્રભુ ભજનમાં વિતાડનાર, પામર પુરૂષ પરવશ પડે, ત્યારે તેની સંભાળ અને સારવાર માટે, તેં શું વ્યવસ્થા કરી રાખી છે? તે પ્રત્યક્ષ બતાવ, કહે અગર સ્વપ્નદ્વારા જાણ કર; જેથી કંઇક આશ્વાસન મળે, એટલું જ નહીં, પરન્તુ રાહતથી શેષ જીવન જીવી લેવાય.

માયાનું આવરણ તેમ જ સંસારનું પ્રલોભન, તરીયાને પણ ડુબાડે, તો જેને તરતાં આવડતું નથી, તેની શી ગતિ?

તારૂં શરણુ અભણને જેટલું સુલભ છે તેટલું જ ભણેલને દુર્લભ છે.

આકાંક્ષાઓ અપૂર્ણ રહે, એ અત્યંત અનુચિત.

બુદ્ધિનો પ્રેરણાત્મક દેવ તું છે. કુબુદ્ધિ દૂર કરી, સદ્‌બુદ્ધિનું પ્રાબલ્ય વધે, એવું વાતાવરણ ઉત્પન્ન કરવું, તેપણ, ત્હારાજ હાથમાં છે, તો પછી, કસોટીની આકરી તાવણીમાં નહીં તાવતાં, સરલતાથી, સન્માર્ગે વાળવા કૃપા કેમ નથી કરતો!

જ્યાં સુધી સંસારમાં રહેવાનું હોય, ત્યાં સુધી, સંસારી સંબંધ, બંધન રૂપે પાળવા પડે; તદ્‌ઉપરાંત, મને-કમને, નિરૂપાયે, તેમાં ભાગ પણ લેવો પડે.

શારીરિક તેમ જ માનસિક, વ્યાધિગ્રસ્ત જીવાત્મા આર્થિક અવરોધને લીધે મુંઝવણ વેઠીને, નાસીપાસ થતાં, મગજનું સમતોલપણું ગુમાવે, એટલે સમાજનું રક્ષણ, તે ખોઈ બેસે અને હડધૂત થાય.

પ્રૌઢ પુરૂષ અપંગ બને. નિરાધાર આથડે એ દશા જોતાં, હે પ્રભો! તને, ઉગારી લેવાનો વિચાર ન આવે?

સમયસર સહાયતા સાંપડે નહીં અને ત્હારે પનારે પડેલ, પરતંત્ર બને ત્યારે ત્હારી ભક્તિ તરફ અભાવ ઉપજે; નાસ્તિકતા વધે. નિષ્ઠુરતાનું બીજારોપણ થાય. પાપને પથે, પતનના પ્રવાહમાં, પ્રાણાર્પણ પર્યન્ત પ્રવર્તે. ત્હારો મહિમા આથી વધે નહીં, પણ ઘટે.

તને પાલનહાર, પરદુઃખ ભંજન, પરોપકારી, કહેનારાઓ, કેવળ ત્હારા ખુશામતી-આઓજ છે, એવું નિરાશ થયેલ જરૂર માને; એટલુંજ નહીં. પરન્તુ બીજાને મનાવવા મથે.

આવી તક ન આપવી, એમાંજ ત્હારી મહત્તા છે.

અનિદ્રાનું અવિચ્છિન્ન વ્હેતું વ્હેન, મસ્તકને અધીન બનાવે છે. તંદુરસ્તીને તોડે છે. પાગલપણું પ્રાપ્ત કરાવે છે. છેવટે મરણને શરણે પણ ધકેલે છે.

દુઃખીનું દર્દ સુખી સમજી શકે નહીં.

માયાપતિ! સ્હેનો બનાવ ડુબતું નાવ નાવિક થઇ પાર ઉતાર. તન-મન-ધનથી ત્હારૂં સદૈવ ભજન કરૂં, તેવી પ્રેરણા પાકર. એ પ્રાર્થના.

## આગામી મોઢ પરિષદ્‌નું અધિવેશન તથા જ્ઞાતિની સુધારણા વિષે અગત્યના વિચારો રજૂ કરતો

# શ્રી રાજકોટ મોઢ યુવક સંઘનો ઠરાવ

સંવત્ ૧૯૫૨ સુધી કાઠિયાવાડના જુદા જુદા ભાગમાં વસતી મોઢ જ્ઞાતિની બંધારણીય કે સામાજિક વ્યવસ્થા નહિ જેવી હતી. ત્યારબાદ આજથી ૪૩ વર્ષ પૂર્વે આપણા પૂર્વજોએ "ગોળ" નું બંધારણ અને લગ્નાદિ સામાજિક પ્રકરણની વ્યવસ્થાના સુધારા તથા નિયમો ઘડયા અને તેનો અમલ બનતા પ્રયાસે કરવા નિરધાર કર્યો. આજે આપણે જોઈએ છીએ તેમ આ બંધારણથી આપણી જ્ઞાતિની વ્યવસ્થા સફળતાપૂર્વક સચવાઈ રહી છે અને તેના માટે આપણે "ગોળ" ની કોંગ્રેસ (પરિષદ્)ના જે જે ભૂતપૂર્વ કાર્યકરો થઈ ગયા અને અત્યારે છે, તેના ખૂબખૂબ ઋણી છીએ.

પરંતુ અતિશય દિલગીર થવા જેવું એ છે કે હાલની બીજી ઉચ્ચ જ્ઞાતિઓની સરખામણીમાં હજી આપણું બંધારણ કદાચ તદ્દન અસંસ્કારી ગણાય. "ગોળ"ના બંધારણનું ફરી સંસ્કરણ થવું જોઈએ અને "ગોળ"નો વિસ્તાર તથા "ગોળ" ની સામાજિક રૂઢિઓ સંબંધી પણ મહત્ત્વનો ફેરફાર કરવાની તાત્કાલિક જરૂર છે, એમ અમે માનીએ છીએ.

વળી, છેલ્લી કોંગ્રેસની બેઠક શ્રી ધ્રાંગધ્રા મુકામે મળી, ત્યાર પછી લગભગ ત્રણ વર્ષના લાંબા ગાળે પણ કોંગ્રેસ ભરી શકાતી નથી, તે વસ્તુ પણ આપણી જ્ઞાતિની ઉન્નતિને ખૂબ રોકી રહેલ છે. "ગોળ" ના બંધારણની કલમ ૭ મુજબ દર બે વર્ષે કોંગ્રેસની બેઠક મળવી જ જોઈએ, છતાં હજી નવાં અધિવેશનનું નામ–નિશાન પણ માલૂમ પડતું નથી, તે અતિ દુઃખની વાત છે. આ વખતે નિયમાનુસાર કોંગ્રેસ ભરવાનું સ્થળ મોરબી હતું, છતાં રાજકોટની જ્ઞાતિએ ધ્રાંગધ્રાના અધિવેશન વખતે કોંગ્રેસને આમંત્રણ આપ્યું છે, તે મુજબ રાજકોટમાં નવું અધિવેશન મળવું જોઈએ. કોંગ્રેસ ભરવાનો ખર્ચ રાજકોટની જ્ઞાતિ આપે કે કોંગ્રેસ પોતે આપે, તે પ્રશ્ન અત્યારે ગંભીર સ્વરૂપ ધારણ કરતો જણાય છે. એક તરફ પરિષદ્‌ના પ્રમુખશ્રી અને બીજી તરફ રાજકોટની જ્ઞાતિ, આવું આખી જ્ઞાતિને કલ્યાણકારી કાર્ય બર લાવવામાં, કલહ કે તાણખેંચ કરે અને તેથી જ્ઞાતિની સુધારણા ખોળંબે પડતી જાય, તે કેટલું દુઃખદાયક છે! આ તાણખેંચનો તાત્કાલિક ઉકેલ લાવવાની જરૂર છે, એમ અમે માનીએ છીએ. આ ઉપરાંત બીજા કોઈ વિઘ્નો નવા અધિવેશનના માર્ગમાં આડખીલી જણાતા હોય, તો પ્રમુખશ્રીએ તે તુરતમાં જાહેર કરીને આ મડાગાંઠનો ઉકેલ લાવવો જોઈએ. આ કલહાત્મક પ્રસંગો ભવિષ્યમાં બનવા પામે નહિ અને પરિષદ્ નિયમિત રીતે ભરાઈને સમાજ સુધારણા અને સામાજિક ઉન્નતિનું શુભ કાર્ય આગળ ધપાવ્યે રાખી શકે તે માટે અમે નીચેની બાબતો ઉપર આપણી જ્ઞાતિના આગેવાનોનું અને પરિષદના હાલના પ્રમુખશ્રીનું ધ્યાન ખેંચીએ છીએ.

(૧) શ્રી રાજકોટની જ્ઞાતિ પરિષદ્ ભરવા માટે તુરતમાં પગલાં ન લે, તો અમે શ્રી રાજકોટ યુવક સંઘના સભ્યો આ પરિષદ્ તાત્કાલિક ભરવા તૈયાર છીએ–જો શ્રી રાજકોટ મહાજન,

શ્રી રાજકોટ પરિષદ્‌માં મોકલવાના પ્રતિનિધિઓ, શ્રી રાજકોટ મોઢ યુવક સંઘના સભ્યોમાંથી ચૂંટે, જો યુવકોના વિચારો (પુનર્લગ્ન, ગોળ વિસ્તાર, વગેરે) શ્રી રાજકોટ પરિષદ્‌ના મંચ ઉપરથી રજૂ કરવાની છૂટ આપે, જો તેમને બીજા શહેરોની જ્ઞાતિના યુવક મંડળોનો સાથ મેળવવા દે, જો તેમને પણ રાજકોટ પરિષદ્‌માં ભેળા થનાર સૌ પ્રતિનિધિઓ સમક્ષ પોતાના વિચારો રજૂ કરવા દઈ પરિષદ્‌ના વાતાવરણને યુવકોના વિચારથી ને પડકારથી ગાજતું કરવાની છૂટ આપે, અને જો ૩૪ તાલુકાના પ્રતિનિધિઓ તેમના જ ચૂંટેલા આવે.

(૨) ધારાધોરણની કલમ ૭માં પરિષદે કોઈ તાલુકાના કે કોઈ વ્યક્તિના આમંત્રણની અપેક્ષા રજૂ કરી છે, તે રદ કરવી જોઈએ અને પરિષદ્‌ના મધ્યસ્થ ફંડમાંથી દર બે વર્ષે અમુક મુકરર કરેલા સ્થળે પરિષદ્‌નું અધિવેશન ભરવું જ જોઈએ, એમ અમે માનીએ છીએ. જો કોઈ વ્યક્તિ કે કોઈ તાલુકાનું મહાજન આવા અધિવેશનમાં આર્થિક સહાય આપવાની ઇચ્છા દર્શાવે તો તે સહાય પરિષદ્‌ના મધ્યસ્થ ફંડમાં જ જમા કરવી અને વીગત પ્રસંગાનુસાર લખવી. આથી પરિષદ્ ભરવાના શરમજનક કજીયા દૂર થશે અને વ્યવસ્થા જળવાશે, એવી અમારી માન્યતા છે.

(૩) ધારાધોરણમાં જણાવ્યા પ્રમાણે દરેક તાલુકાની જ્ઞાતિ પરિષદ્‌માં હાજરી આપવા માટે અમુક પ્રતિનિધિઓની ચુંટણી ખરી કરતી નથી, પરંતુ આપખુદપણે અમુક વ્યક્તિઓને જ મોકલી આપે છે, તે વસ્તુ ઉપર અમે પરિષદ્‌ના ચાલૂ પ્રમુખશ્રીનું ધ્યાન ખેંચીએ છીએ. આ વીસમી સદીમાં પણ ચુંટણી આ પ્રકારની થાય તે ચુંટણી શબ્દને લાંછન લગાડવા જેવું છે. અમે માનીએ છીએ કે જો દરેક તાલુકાની જ્ઞાતિ અમુક પદ્ધતિસરનું મતપત્રક બનાવીને પછી જ ચુંટણી કરી પ્રતિનિધિઓ મોકલે તો જ તે સાચી ચુંટણી થઈ ગણાશે અને પછી જ જ્ઞાતિમાં સુધારાનો અવકાશ માલૂમ પડશે. જૂનવાણી વિચારના પ્રતિનિધિઓ આપણી જ્ઞાતિની પ્રગતિને ખૂબ રોકી રહ્યા છે અને તેનું પાપ તેઓ વહોરી રહ્યા છે, એમ અમારૂં માનવું છે. માટે આવતા અધિવેશનમાં ચુંટણીની પદ્ધતિમાં ખૂબ સુધારો થવાની જરૂર છે. તાલુકાના પ્રતિનિધિઓની સાચી ચુંટણી કરવા માટે આપણી પરિષદે ૩૪ તાલુકાના મતપત્રકો તૈયાર કરવાં જોઈએ. જ્ઞાતિની બ્હેનોને પણ મતાધિકાર મળવો જોઈએ. ચુંટણીના મુકરર કરેલ દિવસો દરમિયાન દરેક તાલુકામાં પરિષદ્‌ના મંત્રી હાજર રહેવા જોઈએ, જેથી મતાધિકાર તેમજ મત આપવાના કાર્યમાં અંધાધુંધી થવા પામે નહિ. આવી ચુંટણીથી ચુંટાએલા પ્રતિનિધિઓ જ જ્ઞાતિના સાચા હિતેચ્છુ હોઈ શકે. માટે અમે પરિષદ્‌ના અગ્રેસરોને આગ્રહપૂર્વક સૂચના કરીએ છીએ કે જો તેઓ ચુંટણીનું આવું ધોરણ તાત્કાલિક દાખલ નહિ કરે તો અમે યુવકો સ્થાનિક મહાજનોને આપખૂદ ઠરાવીશું અને તેમના તરફથી નીમાએલા પ્રતિનિધિઓની અવગણના કરીશું.

(૪) કોઈકોઈ વાર આપણી જ્ઞાતિમાં કેટલાક પતિઓ પોતાની જીવતી જાગતી પત્નીને અકારણ ત્યજી દે છે અને બીજી પત્ની કરે છે. આવો બનાવ શિક્ષાપાત્ર તો છે જ; પરંતુ ત્યજાએલી પત્નીએ ભવિષ્યમાં કઈ રીતે જીવનનું ગુજરાન ચલાવવું એ વિષે કશી યોજના કે પ્રબંધ આપણા ગોળના "ધારાધોરણ" માં નથી! વળી લગ્ન થયા પછી કોઈપણ સમયે આવો વિષમ પ્રસંગ બને તો તે ત્યક્તાને ફરીવાર પરણવાની છૂટ આપવી જોઈએ કે નહિ!

આ બન્ને વસ્તુ ઉપર સંપૂર્ણ ચર્ચા કરીને, તેનો નિર્ણય લાવવો જોઇએ, એવું અમારૂં મંતવ્ય છે.

(૫) અન્ય ઉચ્ચ જ્ઞાતિઓની સરખામણીમાં આપણી જ્ઞાતિમાં શિક્ષણ કે કેળવણીનું પ્રમાણ ઓછું જોવાય છે. ભાવનગર, રાજકોટ અને મુંબઇની બોર્ડિંગોથી જ્ઞાતિ વિચારસિક બની છે અને તેના સુંદર પરિણામ આવ્યાં છે. પરંતુ કેળવણી માટે આટલું બસ નથી, જ્ઞાતિને સર્વોત્કૃષ્ટ અને વૈભવશાળી બનાવવી હોય તો તે શિક્ષણનું પ્રમાણ વધાર્યા સિવાય બનશે જ નહિ. શિક્ષણ વધવાથી જ્ઞાતિની ગરીબાઈ તથા કેટલીક અક્ષમ્ય જડતા દૂર થશે, એ ચોક્કસ છે. આ ઉપરથી અમે એવો મત રજૂ કરીએ છીએ કે દરેક તાલુકા ઉપર અમુક નક્કી કરેલી રકમનો "શિક્ષણ વેરો" નાખવો જોઇએ. આ રકમમાંથી નવાં છાત્રાલયો ખોલવાં અને બને ત્યાંસુધી જ્ઞાતિના બાળકો માટે શિક્ષણ મફત બનાવી દેવું. ગોળની પરિષદ્ આ વિચાર તુરતમાં જ અપનાવી લઇને જ્ઞાતિની પ્રગતિ સાધવાનું પુણ્ય હાંસલ કરશે એવી અમને આશા છે.

(૬) પરિષદ્ બહુમતે મુકરર કરે તેવા સંયોગોમાં વિધવા-પુનર્લગ્નની છૂટ જ્ઞાતિને મળવી જોઇએ.

(૭) અમુક સંયોગોમાં મરણ પાછળના જમણ સદંતર બંધ થવા જોઇએ.

આ આખો ખરડો ઠરાવરૂપે ગણીને સર્વાનુમતે પસાર કરવામાં આવે છે. [ આપણી જ્ઞાતિના સઘળા યુવક મંડળો તેમજ સહૃદયી જ્ઞાતિજનો અમારી આ પત્રિકાને ટેકો આપતા પત્રો લખી અમને ઉત્તેજન આપશે, તેવી આશા છે. ]

રાજકોટ,
તા. ૮-૪-૪૦

બાળુલાલ માણેકચંદ વોરા,
પ્રમુખ, શ્રી મોઢ યુવક સંઘ, રાજકોટ.



## — કુદરત વિષે —

કુદરતે જગમાં ક્ષણવાર જતાં પણ બહુ ફેર પડતો પળમાં
બનશેજ શહેર તહાં વન રે નિરખીજ ખુબી કુદરતી અમે
રણ થાય જહાં બહુ જંગલ ત્યાં બનશેજ સરોવર જ્યાં રણ રે,
સુમહેલ તહાંજ મસાણ બને જ્યમ કાળ વિતે ત્યમ ફેર પડે
જનતો જગમાં જનમ્યા કરશે વખતે વખતેજ મર્યા કરે?
જગ એમ નિરંતર ચાલ કરે નિરખીજ ખુબી કુદરતી અમે
સુખ પાછળ દુઃખ નક્કી સમજો ત્યમ દુઃખ પછી સુખ એ સમજો
જગમાં પણ રાજ્ય ઘણાં બદલે નિરખીજ ખુબી કુદરતી અમે.

ઓધવજી ત્રિવેદી.

## જ્ઞાતિ સમાચાર

લીંબડી-અહિંના પરી. રતિલાલ કેશવલાલની પુત્રી વિન્યાનું સગપણ લખતર વાળા શેઠ કેશવલાલ તલકશી બેચરદાસના દીકરા છોટાલાલના દીકરા ચંદુલાલ સાથે સં. ૧૯૯૦ નાં અશાડ શુદ ૨ ના રોજ કરેલું. આ વેવિશાળની નોંધ લખતરમાં જ્ઞાતિ મહાજનના ચોપડે રિવાજ મુજબ રૂપીઓ એક આપીને કરાએલી છે. પરી. રતિલાલ કેશવલાલ જણાવે છે કે વર પક્ષવાળા કોઇપણ જાતના ખાસ કારણ વિના આ વેવિશાળ રદ કરવા માગે છે. અત્યાર સુધીમાં હારડા દોરડા રિવાજ મુજબ વર પક્ષવાળા તરફથી કરાએલા છે અને છોટાલાલના ભાઇ રતિલાલની દીકરીનાં લગ્ન પ્રસંગે વિન્યા લગભગ એક માસ તેમના ઘરે રોકાએલ. તા. ૧૦-૨-૪૦ ના રોજ વર પક્ષવાળા તરફથી સસુરતાનું ઘરેણું ફરીથી કરાવવું છે -તેમ જણાવતાં પરી. રતિલાલે વર પક્ષ વાળાને તેના સોના તથા રૂપાના જે દાગીના હતા તે મોકલી આપ્યા અને રા. છોટાલાલ તરફથી તે વિષેની પહોંચ પણ મળી ગઇ. આ પછી વરપક્ષ વાળાએ ભાઇ રતિલાલ પાસે બન્ને પક્ષવાળાએ રાજી ખુશીથી સગપણ રદ કર્યાની ફારગતિની માગણી કરી. ભાઇ રતિલાલ જણાવે છે તેમ તેની છોકરીની ઉંમર અત્યારે બાર વર્ષની છે, ગુજરાતી ચોથું ધોરણ ભણે છે અને સર્વાંગે ખોડ રહિત છે તથા દેખાવડી છે.

ભાઇ રતિલાલે આ બાબત બોળના પ્રમુખ સાહેબ, કાર્યવાહક કમીટીના સભ્યો તથા ઓન. સેક્રેટરીને જણાવેલ છે. આ કાગળની તેમજ વેવિશાળ વખતના દસ્તાવેજની અને દાગીનાની પહોંચની નકલો અમારા ઉપર બીડવામાં આવી છે. તંત્રી

— आयुर्वेद प्रचारक वैद्य मंडलीकी ओरसे जाहीर सभा:—ता. २४-१-४० रविवार को दिनमें सा. त्रण बजे नि. आ. धर्मार्थ औषधालयका भवनमें मुंबईमें उपर्युक्त मंडलकी एक जाहीर सभा हुईथी. वैद्यराज श्री किशोरदासजी गुप्ता इन्दोर निवासीए बिना किसी शस्त्रकी सहायताके केवल उंगलियोंसे सहारे दांत निकालनेके प्रयोग कीया था. यह क्रिया पूर्ण वैज्ञानिक एवम शास्त्रीय होकर प्रचार करने योग्य है.

श्री राजवैद्य रघुनाथ श्री शर्मा नर्मदा तट निवासीए गलबीज-कफडा (Tonsils) जिसके कटवाने डॉक्टर लोग सलाह देते हैं वे केवल औषधि प्रयोग तथा हस्त कौशल्यसे लाग मात्र को दबाकर असली हालतमें लानेका प्रयोग कीया था, और सिद्ध करदीया के शस्त्र प्रयोगकी आवश्यकता नहीं.

— રાજકોટના વતની રા. રા. ભગવાનદાસ મોતીચંદ દોશી, જે ઘણા વર્ષ સુધી જામનગર સ્ટેટના કેળવણી અધિકારી હતા અને જે ગયા જાન્યુઆરી માસમાં અમદાવાદ ડીસ્ટ્રીકટ લોકલ બોર્ડની સ્કૂલોના એડમીનીસ્ટ્રેટીવ ઑફીસરના હોદા પરથી રીટાયર થયા છે, તેમની ઉદેપુરના નામદાર મહારાજા સાહેબે શ્રી નાથદ્વારાના બાળ ટીકાયત ગોસ્વામી મહારાજના ગાર્ડીયન તરીકે હાલમાં નીમણુંક કરેલી છે.

ભુજ કચ્છ—શ્રી મોઢ માંડલીઆ મિત્ર મંડળની એક બેઠક મેતા મગનલાલ વિઠલજીનાં પ્રમુખ પણા નીચે તા. ૬-૪-૪૦ ના રોજ ભરવામાં આવી હતી. સેક્રેટરીએ આગલી મીટીંગની મીનીટ વાંચ્યા બાદ પીરભુસર કામદાર સર્વ પશુ હતું.

:

શ્રીયુત ભોગીલાલભાઇ કે જેઓ હાલ ધંધાર્થે સીંગાપોર જવાના છે, તેઓએ મંડળનાં પ્રમુખ તરીકે લગભગ એક વરસ સુધી, તન, મન, ધનથી જે સુંદર સેવા બજાવી છે તે બદલ તેમને મંડળ તરફથી એક લખીત માનપત્ર એનાયત કરવામાં આવ્યું હતું તથા તેમના માનમાં ટીપાર્ટી ગોઠવવામાં આવી હતી.

શ્રી ભોગીલાલભાઇ તરફથી સીંગાપુર વસતા આપણા ભાઇઓમાં મંડળનાં ઉદ્દેશોનો પ્રચાર કરવાનો તથા મેમ્બરો વધારવાની કોશીશ કરવાનું વચન આપવામાં આવ્યું હતું અને તેમના તરફથી મંડળને ભેટ આપવામાં આવી હતી, જેનો સાભાર સ્વીકાર કરવામાં આવ્યો હતો.

પ્રમુખની ખાલી પડતી જગ્યાએ શ્રીયુત રસિકલાલ ભગવાનલાલ 'Advocate' ધોરણસર ચુંટણીમાં બહુમતીથી નિયુક્ત કરવામાં આવ્યા હતા એવી આશાથી કે જેવી રીતે આટલો વખત સેક્રેટરી તરીકે જે સુંદર સેવા બજાવી રહ્યા હતા તેવીજ બલ્કે તેનાથી પણ સુંદર રીતે પ્રમુખ તરીકે પોતાનું સ્થાન દીપાવી શકશે.

જયંતીલાલ વ્રજલાલ કોઠારી

માનદમંત્રી 'શ્રી મોઢ માંડલીઆ મિત્ર મંડળ'

કલકત્તા:—શ્રીરામ નવમીના પારણા જમણવાર કરવા વિષે. સં. ૧૯૯૬ ના ફાગણ વદ ૦)) વાર રવેઉના રાતના ૯ વાગે શેઠ જે. નાગરદાસની કું. વાળા નાગરદાસભાઇના ઘરે નં ૧૫૦ લોવર ચીતપુર રોડમાં શ્રી કલકત્તા મોઢ ઉત્તેજક મંડળની જનરલ મીટીંગમાં શેઠ નગીનદાસ પારેખને પ્રમુખ સ્થાન આપવામાં આવેલ હતું, જે મીટીંગમાં સર્વમત અનુસારે રામનવમીના પારણા કરવા નક્કી થએલ હતું. નીચે મુજબ ફાળો થયો હતો.

| | |
|---|---|
| ૧૨૫) શેઠ દામોદર મોતીચંદ | ૧૦૧) શેઠ ચુનીલાલ ત્રીકમજી |
| ૫૧) શેઠ વ્રજલાલ મથુરદાસ | ૫૧) શેઠ જે. નાગરદાસ |
| ૫૧) શેઠ ઝવેરચંદ નારણદાસ | ૫૧) શેઠ રતીલાલ જગજીવનદાસ |

ઉપર મુજબ સદ્‌ગૃહસ્થો તરફથી ફાળો થયો હતો તેથી શ્રી કલકત્તા મોઢ ઉત્તેજક મંડળે તેઓશ્રીનો આભાર માનેલ હતો. સં. ૧૯૯૬ ના ચૈત્ર શુદ ૭ રવેઉના દમદમમાં બાબુ હીરાલાલ ગજાધરના શીવકાનંદ બગીચામાં જમણવાર કરેલ હતું. કાર્યકર્તાએ શનિવારના રાતના કામકાજમાં સારી મહેનત કરી હતી. રવિવારના રોજ હંમેશ નીયમ મુજબ બૈરાંઓ તથા છોકરાંઓને બસની સગવડ ફ્રી રાખવામાં આવી હતી. લઈ જવા તથા બગીચેથી પાછા ઘરે દરેકને પહોંચાડવાની વોલન્ટીઅરે સારી મહેનત કરી હતી બગીચામાં કામકાજ શેઠ મગનલાલ શામજી તથા ભાઇ ગુલાબરાય દેવજી છાપીઆ વગેરે બંદોબસ્ત સારા પ્રમાણમાં કરેલ હતો. અત્રેના શ્રી કલકત્તા મોઢ ઉત્તેજક મંડળમાં જે સંગઠન છે અને અરસપરસ પ્રેમ ભાવ છે તે અત્રેના કાર્યકર્તાઓને આભારી છે.

વિરમગામ—શ્રી મોઢ વણિક સેવા સમાજનો વાર્ષિકોત્સવનો મેળાવડો કરાંચીવાળા શેઠ શ્રી મણિલાલ મોહનલાલના પ્રમુખસ્થાને શ્રી દશા મોઢ અડાલજા પોઠીખાવાડ જ્ઞાતિની વાડીમાં વૈશાખ સુદ ૨ તા. ૯-૫-૪૦ ના રોજ સાંજે સાડાપાંચ વાગે ભરવામાં આવ્યો હતો.

**અભિનંદન**—રાજકોટના વતની રા. રા. રતીલાલ મોતીચંદ દોશી, જે મોમ્બાસામાં બેરીસ્ટર તરીકે પ્રેક્ટીસ કરે છે, તેમની પુત્રી બ્હેન મુક્તાગૌરીએ પંદર વર્ષની કુમળી વયે જુનીઅર કેમ્બ્રીજની પરીક્ષા પસાર કરી છે. તે બ્હેન સીનીઅર કેમ્બ્રીજની પરીક્ષા આવતા ડીસેમ્બર માસમાં આપવાના છે.

**જન્મ** ભાવનગર—રા. નાગરદાસ કેશવલાલને ત્યાં પુત્રી જન્મ.

હળવદ—વૈદરાજ પુરૂષોતમદાસ મહાદેવજીના પુત્ર રમણિકલાલને ત્યાં પુત્ર જન્મ.

રાજકોટ—પારેખ પ્રાણજીવન જુઠાભાઈના પુત્ર ઠાકોરલાલને ત્યાં પુત્ર જન્મ.

**વેવિશાળ** ભાવનગરના પરી. જેઠાલાલ કલ્યાણજીના પુત્ર જસવંતરાયનું વેવિશાળ પારેખ નગીનદાસ ઓધવજીની પુત્રી સાથે.

સુરત—શા. મનસુખલાલ દ્વારકાદાસ કાપડીયાના પુત્ર ભાઈ રજનિકાંતનું વેવિશાળ શા. ચંદુલાલ પરશોતમદાસ ચોકસીની પુત્રી કાંતા સાથે

વઢવાણ શહેર—પારી કાનજીભાઈ ઓધડભાઈના પુત્રનું વેવિશાળ વઢવાણ કેમ્પના વકીલ કાળીદાસ દેવશી વોરાની પુત્રી સાથે.

મુંબઈ—મણિયાર હરિલાલ બાલુભાઈના ચિ. પુત્ર સર્યકાંતનું વેવિશાળ સુરતમાં શેઠ નાથાલાલ વિઠ્ઠલદાસની પુત્રી બ્હેન તારાગવરીની પુત્રી પ્રેમીલા સાથે.

અમદાવાદના શેઠ કનૈયાલાલ મોતીલાલ હીરાભાઈના પુત્ર શ્રી પદ્મકાન્ત કનૈયાલાલ. બી. એ.નું વેવિશાળ વડોદરાના રાજરત્ન શેઠ હીરાભાઇના ભાણેજ શેઠ રમણલાલ ચુનીલાલની દીકરી મનોરમા સાથે નક્કી થયું છે.

શેઠ પદ્મકાન્ત વિશા મોઢ જ્ઞાતીના છે જ્યારે મનોરમા બહેન દશા મોઢ જ્ઞાતિના છે.

અમદાવાદના શેઠ નાનાલાલ લલ્લુભાઈની દીકરી પુષ્પાવતી બહેનનું વેવિશાળ અમદાવાદના શેઠ કીર્તનલાલ હીરાલાલના પુત્ર નટવરલાલ સાથે નક્કી થયું છે.

પુષ્પાવતી બહેન વીશા મોઢ જ્ઞાતિના જ્યારે ચી નટવરલાલ દશા મોઢ જ્ઞાતિના છે.

**દેહવિલય**—ભાવનગર-પારેખ મોતીલાલ જીવણદાસના પુત્ર ગોવિંદલાલની પુત્રી રંજનબાળા ઉ. વ. ૫ સ્વર્ગવાસી થઇ ચૈત્ર શુદ ૬. પારેખ શાંતિલાલ નરોત્તમદાસના વિધવા બાઇ તારાગવરી ટુંક બીમારીમાં સ્વર્ગવાસી થયા, ચૈત્ર શુદ ૧૪. તથા વોરા પરમાણંદ ધનજીભાઇ સ્વર્ગવાસી થયા ચૈત્ર વદ ૧૪.

મુંબઇ-શાં છોટાલાલ ત્રીભોવનદાસના પુત્ર ભાઈ મનહરલાલ સ્વર્ગવાસી થયા ચૈત્ર શુદ ૧૫.

મુંબઈ-ઓરાદના ગ્હીશ મહેતા મણીલાલ માનચંદ આટાવાળા સ્વર્ગવાસી થયા ચૈત્ર વદ ૧.

ભાવનગર-ભાવસી રાયચંદભાઈ વિઠ્ઠલદાસના વૃદ્ધ માતુશ્રી સ્વર્ગવાસી થયા ચૈત્ર વદ ૪.

મુંબઇ-શ્રીયુત ગીરધરલાલ ગોવિંદજી મહેતા મસ્તક શાસ્ત્રીનાં ધર્મપત્ની સૌ. દેવકુંવરબાઇ ટંકારા (મોરબી થઇ) મુકામે સ્વર્ગવાસી થયા ચૈત્ર શુદ ૯.

પઢવાણ શહેર-પરી. શીવલાલ હરજીવનદાસ ટુંક બિમારીમાં સ્વર્ગવાસી થયા.

વઢવાણ કેમ્પ-વકીલ કાળીદાસ દેવશી વોરાના માતુશ્રી વૃદ્ધાવસ્થાએ સ્વર્ગવાસી થયાં.

ધ્રાંગધ્રા—પારેખ દામોદરદાસ મનોરદાસ પ્રતાપગઢ કામદાર હાર્ટ ફેલથી સ્વર્ગવાસી થયા ચૈત્ર શુદ ૧૧.

પરમાત્મા સ્વર્ગસ્થોના આત્માને શાંતિ અર્પો.

## આભાર દર્શન.

૨૨ મી ફેબ્રુઆરીના "કચ્છનું સાહિત્ય" પર મુંબઇથી રેડીયો દ્વારા વાર્તાલાપ કરવા બદલ, મુંબઇ, અમદાવાદ, વડોદરા, કલકત્તા, રાજકોટ, ભાવનગર, લાઠી, તેમજ કચ્છના વિભાગોમાંથી મિત્રો, સ્નેહીઓ અને યુવક મંડળોએ મને અભિનંદનના થોક બંધ પત્રો પાઠવેલ છે. તેઓ સૌનો જુદા જુદા પત્રો દ્વારા આભાર માની શકયો નથી. એટલે આથી એ સૌ શુભેચ્છકોનો આભાર માની લઉં છું: હરસુખરાય ગોરધનદાસ માંડલીઆ.

## શ્રી કાઠિયાવાડ મોઢ વણિક વિદ્યાર્થી ભવનને મળેલી ભેટો.

૭) શ્રી ધ્રાંગધ્રા મોઢ મહાજન પારી. ભગા ધારસીના તક હ. દોશી ગીરધરભાઇ વીરપાળ હસુ.

૫-૦-૦ શ્રી રાજકોટવાળા મણીઆર બેચરભાઇ કચરાભાઇ તરફના.

૨-૦-૦ શ્રી ઢળવદવાળા ગાંધી દેવચંદ છગનલાલ તરફના.

૫) શ્રી રાજકોટવાળા વડોદરીયા તલકશીભાઇ પરશોતમના પુત્ર મણીલાલનાં લગ્ન પ્રસંગે

૧-૦-૦ શ્રી બરવાળાવાળા શાહ રમણલાલ ચુનીલાલ તરફથી ઔષધના ઉપયોગ માટે.

શ્રી જસદણવાળા ધારૈયા જમનાદાસ વિઠ્ઠલદાસ તરફથી દેશી ગોળ મણ બે ભેટ મળ્યો છે.

ડાહ્યાલાલ ભાઇચંદ વોરા
વૃજલાલ ગોકળદાસ વોરા
ઓ. સેક્રેટરીઓ.

## શેઠ વાઘજી લક્ષ્મીદાસ તથા શેઠ ગોવિંદજી જેઠાભાઇ મોઢ વણિક વિદ્યાર્થી ભુવન-રાજકોટને મળેલ ભેટની પહોંચ.

૫) શ્રી છગનલાલ કરશનદાસ કોડીનારવાળા તરફથી તેમનાં પુત્રી બેન બેનકુંવરના લગ્નપ્રસંગે

૨૨॥૦ સનખડાના ભાઇશ્રી બચુલાલ નાગરદાસ તરફથી સંસ્થામાં-અપાએલ જમણના.

જયસુખલાલ શાહ—સુપ્રી.

## "મોઢ મહોદય"ને રૂા. બે કે તેથી વધુ લવાજમ મોકલનારની પહોંચ

૨॥ રા. વી. એમ. મહેતા માંડલે — ૨) રા. ગોકળદાસ મોહનલાલ વોરા ભાવનગર

૨) ,, ભાઇલાલ નરોતમદાસ ધોરાજી — ૨) ,, શાંતિલાલ બેચરભાઇ મુંબઇ

વ્યવસ્થાપક

## શ્રી માતંગી ઉર્ફે મોઢેશ્વરી દેવસ્થાન સંસ્થામાં નીચે મુજબ ગૃહસ્થોએ મદદ કરી છે.

૫૧) બ્હેન કુંજબાળા નટવરલાલ — ૫૧) રા. રા. જીવણલાલ મુળચંદ ડાકવાળા

૫૧) રા. રા. પ્રાણજીવન ગીરધરલાલ ગાંધી — ૫૧) રા. રા. નરસિંહલાલ મણીલાલ મોદી

૫૧) રા. રા. નારણશંકર જીવણરામ શાસ્ત્રી — ૫૧) રા. રે. દ્વારકાદાસ ન્હાલચંદ ગાંધી

૫૧) રા. રા. ગોપાળદાસ પુરૂષોત્તમદાસ પરીખ

રૂા. ૪૦૭ તા. ૩૧-૩-૪૦ સુધીમાં આવ્યા છે.

R. N. B. 1416

મોઢ જ્ઞાતિમાં નવજીવન પ્રેરી તેનો ઉત્કર્ષ કરવાના ઉદ્દેશથી પ્રગટ થતું માસિક




વર્ષ ૨૩ અશાડ ૧૯૯૬

અંક ૯ જુલાઇ ૧૯૪૦

વિષયાનુક્રમ



સંચાલક અને પ્રગટ કરનાર
પારી. ભીખાભાઈ ગોપાળજી—ભાવનગર.

છપાવનાર:— છગનલાલ અમીચંદ દેશાઈ. ભાવનગર.

વ્યવસ્થાપક:— ગોરધનદાસ અમીચંદ મણિયાર. ભાવનગર.

વાર્ષિક લવાજમ પોસ્ટ સહિત રૂા. ૨-૧૩-૦ વી. પી. ખર્ચ સાથે

## " મોઢ મહોદય " માસિક કમિટીના સભ્યો

| | | |
|---|---|---|
| પ્રમુખ | (૧) સર પરશોતમદાસ ઠાકોરદાસ ક્રી. આઈ. ઈ. નાઈટ. | મુંબઈ |
| ઉપપ્રમુખ | (૧) શેઠ હરજીવનદાસ મોહનજી | ચોરવાડ |
| | (૨) શેઠ વાઘજીભાઈ લક્ષ્મીદાસ | મુંબઈ |
| સેક્રેટરી | (૧) પારી. ભીખાભાઈ ગોપાળજી | ભાવનગર |
| સભ્યો | (૧) શેઠ ઠાકોરદાસ ગુલાબદાસ ઝરીવાળા | સુરત |
| | (૨) શ્રીયુત ઉમેદલાલ પુરુષોત્તમદાસ મણિયાર બી. એ. એલએલ.બી. | અમદાવાદ |
| | (૩) શેઠ સુખલાલ ઝવેરભાઈ | ભાવનગર |
| | (૪) શ્રીયુત દામોદરદાસ પરમાણંદદાસ દેશાઈ | મદ્રાસ |
| ઓડીટર્સ | (૧) પરી શાંતિલાલ પ્રાણજીવનદાસ બી. એ. | ભાવનગર |
| | (૨) ગાંધી મુળજીભાઈ નારણજી | " |




ભાવનગર—શ્રી સરસ્વતી છાપખાનામાં પારેખ શાંતિલાલ છોટાલાલે આ માસિકના સંચાલક માટે છાપ્યું અને સંચાલક મોઢ મહોદય ઓફિસ, ભાવનગરથી પ્રગટ કર્યું.

## "મોઢ મહોદય"ના મુરબ્બી, આશ્રયદાતા અને લાઇફ મેમ્બરો.

### મુરબ્બી

૧ સર પરશોતમદાસ ઠાકોરદાસ નાઇટ સી. આઇ. ઈ. મુંબઇ
૨ શેઠ વાઘજીભાઈ લક્ષ્મીદાસ ,,
૩ શેઠ વનમાળી વિરજી વેરાવળ
૪ શે. હરજીવનદાસ મોહનજી કાપડીયા ચોરવાડ
૫ દેશાઇ પરમાણંદદાસ જગજીવનદાસ હા. રા.-દામોદરદાસ ભાવનગર
૬ શેઠ નાનાલાલ મંછારામ મુંબઇ
૭ શેઠ જીવરાજ મકનદાસ કુંડલાવાળા ,,
૮ શેઠ લક્ષ્મીદાસ નેમીદાસ મુંબઇ
૯ શ્રીયુત પરી. છોટાદાસ હરગોવિંદદાસ મદ્રાસ
૧૦ શેઠ ગોવિંદજી જેઠાભાઈ ચોરવાડવાળા મુંબઈ
૧૧ શ્રી કલકત્તા મોઢ ઉત્તેજક મંડળ કલકત્તા
૧૨ શેઠ ઠાકોરદાસ ગુલાબદાસ ઝરીવાળા સુરત
૧૩ ગં. સ્વ. મણિબહેન તે શા. ભગવાનદાસ નરભેરામ ખાનદેશવાળાના વિધવા ,,
૧૪ શેઠ સુખલાલ ઝવેરભાઇ ભાવનગર
૧૫ શ્રીયુત નારાયણદાસ ગીરધરદાસ મદ્રાસ

### આશ્રયદાતા

૧ સર ચુનીલાલ વિજભૂખણદાસ મુંબઈ
૨ શેઠ હરીલાલ જગન્નાથ ખંભાત
૩ શેઠ કરસનદાસ ભગવાનદાસ મુંબઇ
૪ પારેખ આણંદજી ગોપાલજી ભાવનગર
૫ પરી. ગોવિંદજી કલ્યાણજી બોટાદ
૬ શેઠ જસરાજ મુળજીભાઇ હ. શેઠ માણેકલાલભાઈ મુંબઈ
૭ રાજા બ. ભગવાનદાસ હરીદાસ એન્ડ સન્સ હૈદ્રાબાદ
૮ શ્રીયુત હરિદાસ માણેકચંદ કોઠારી કરાંચી
૯ શેઠ છોટાલાલ ઓધવજી પોરબંદર
૧૦ શેઠ પોપટલાલ માણેકચંદ હા. શેઠ કેશવલાલભાઈ જામનગર
૧૧ શ્રી ચત્રભુજ ભગવાનજી મોદી કોલંબો
૧૨ શેઠ કનૈયાલાલ પુરૂષોત્તમદાસ પુના
૧૩ શેઠ ભીખાભાઇ પરશુદાસ પરી. ભાવનગરવાળા માંગલોર ( એસ. કે. )
૧૪ પરી. ગોપાળજી મુળજીભાઈ ભાવનગર
૧૫ મણિયાર નરશીદાસ લલ્લુભાઇ હા. રા. કેશવલાલ ભાવનગર
૧૬ સ્વ. શેઠ લક્ષ્મીદાસ ભગવાનજી સાકરવાળા હા. તેમના ધર્મપત્ની કસ્તુરબાઈ મુંબઇ
૧૭ શેઠ ચંદ્રકાંત મોતીલાલ જગાભાઈવાળા અમદાવાદ
૧૮ શેઠ મણીલાલ હેમચંદ અમદાવાદ
૧૯ શેઠ હરકીસનદાસ જગજીવનદાસ અંકલેશ્વર
૨૦ શેઠ ધરમદાસ શામળદાસ પરશુદાસ મુંબઇ

### લાઇફ મેમ્બર

૧ પારી. અમૃતલાલ મોતીલાલ બી. એ. એલ. એલ. બી. હા. ભોગીલાલ અમૃતલાલ રાજકોટ
૨ રા. હીંમતલાલ નાગજીભાઇ વેરા ,,
૩ રા. અચરતલાલ દલસુખરામ જસ અમદાવાદ
૪ રા. ઠાકોરલાલ હરકીશનદાસ અંકલેશ્વર
૫ રા. હીરાલાલ લક્ષ્મીચંદ મણિયાર વડોદરા
૬ શેઠ છગનલાલ પિતાંબરદાસ મુંબઇ
૭ દી. બ. ગોવિંદદાસ ચતુર્ભુજદાસ મદ્રાસ
૮ મેસર્સ કેશવલાલ એન્ડ કાં. મદ્રાસ
૯ પારેખ જીવરાજ ગોપાલજી સિંગાપોર
૧૦ શેઠ લાલદાસ ગોવિંદદાસ મદ્રાસ
૧૧ ડૉ. નારણદાસ મોતીરામ સુરત

૧૨ શા. ભગવાનદાસ હરજીવનદાસ સુરતવાળા–મુંબઇ
૧૩ શેઠ લલ્લુભાઈ જમનાદાસ અમરેલી
૧૪ રા. કાળીદાસ હરીદાસ વેરાવળ
૧૫ શેઠ ઠાકરશી પ્રેમજી કોડીનારવાળા હા. શેઠ ગીરધરલાલ મુંબઈ
૧૬ રાવસાહેબ પુરૂષોત્તમદાસ દેવજીભાઈ મણિયાર જામનગર
૧૭ શા. ગોવિંદજી કાળીદાસ ખોરાસા-ગીરવાળા એડીસાબાબા
૧૮ શા. વલ્લભદાસ ભગવાનદાસ ,,
૧૯ શ્રી નાનાલાલ મોતીચંદ હ. શ્રી ભોગીલાલ મુંબઈ
૨૦ મણિયાર હરજીવનદાસ જેઠાલાલ હ. શ્રી માણેકલાલ ,,
૨૧ શેઠ દેવકરણ નાનજી હ. શેઠ સુનીલાલ ,,
૨૨ શેઠ વીજભૂખણદાસ હરગોવિંદદાસ મૂળજી ,,
૨૩ રા. દુર્લભદાસ નેમચંદ એડીસાબાબા
૨૪ રા. મોહનલાલ ઓધવજી વકીલ અમરેલી
૨૫ રા. નટવરલાલ ગોરધનદાસ જગજીવનદાસ રંગુન
૨૬ રા. ગોરધનદાસ પ્રાણલાલ મુંબઈ
૨૭ શેઠ નારણદાસ મથુરાદાસ હ. મનોરદાસ ,,
૨૮ મહેતા દયારામ લધુભાઇ હા. મહેતા જટાશંકર દયારામ કલકત્તા
૨૯ શેઠ હિરાલાલ ભગવાનજી નથુભાઇ જામનગર
૩૦ શેઠ હરિલાલ ગોવિંદજી માધાણી મુંબઇ
૩૧ દોશી હિરાલાલ ગોકળદાસ ,,
૩૨ શ્રી માણેકચંદ તારાચંદ અડાલજા સાહેબ વડોદરા
૩૩ રા. કનૈયાલાલ નાનાભાઇ રંગુન
૩૪ દેશાઈ વિઠ્ઠલદાસ લાલજી ભાવનગરવાળા હ. દેશાઇ પ્રાણજીવનદાસ કરાંચી
૩૫ રા. અભેચંદ અમૃતલાલ ટાંગાટ (આફ્રિકા)
૩૬ રા. પુરૂષોત્તમ ગીરધરદાસ ડર્બન (આફ્રિકા)
૩૭ રા. હીંમતલાલ બાપુલાલ પરીખ. કરાંચી
૩૮ શેઠ જેઠાલાલ સુનીલાલત્રીકમજીમેતા કલકત્તા
૩૯ રા. દામોદરદાસ હીરાચંદ હ. રા. આત્મારામ દામોદરદાસ વોરા ભાવનગરવાળા લીંબડી
૪૦ શા. નરોત્તમદાસ પ્રેમચંદ પ્રભાસ પાટણવાળા પુના
૪૧ શેઠ કરશનદાસ મોતીચંદ હ. અમૃતલાલ જમનાદાસ દીવ
૪૨ રા. રમણલાલ છોટાલાલ મઝમુદાર ભરૂચ
૪૩ શ્રીયુત ઉમેદલાલ પુરૂષોત્તમદાસ મણિયાર બી. એ. એલ એલ. બી. અમદાવાદ
૪૪ શેઠ નાનચંદ પ્રેમચંદ ,,
૪૫ પરી. શાંતિલાલ ગોરધનદાસ ,,
૪૬ શ્રીયુત તુલસીદાસ જસરાજ બી. એ. એલ. એલ. બી. ,,
૪૭ શેઠ બાલાભાઈ હરીલાલ ,,
૪૮ રા. પોપટલાલ જગજીવનદાસ કરાંચી
૪૯ ,, નંદલાલ ટી. મણિયાર ,,
૫૦ ,, ડૉ. નરોત્તમદાસ વલ્લભદાસ ,,
૫૧ ,, ડૉ. કાલીદાસ હરખચંદ શાહ ,,
૫૨ ,, શેઠ મણીલાલ મોહનલાલ ,,
૫૩ ,, શીવલાલ રામજી વકીલ–માંડવી–કચ્છ
૫૪ ,, શેઠ નરસિંહલાલ લલ્લુભાઈ અમદાવાદ
૫૫ ગં. સ્વ. દેવબા પુરૂષોત્તમદાસ હ. શેઠ ગોપાળદાસ ,,
૫૬ પરી. ભોગીલાલનરોત્તમદાસ ભાવનગરવાળા ,,
૫૭ શેઠ રતનલાલ લલ્લુભાઈ અમદાવાદ
૫૮ શેઠ રમણલાલ લલ્લુભાઇ અમદાવાદ
૫૯ શ્રી ભગવાનજી દેવજીભાઈ મણીયાર હા. ભાઇ મોતીલાલ ભગવાનજી જામનગર
૬૦ ,, ચીમનલાલ પ્રાણજીવનદાસ દલાલ–મુંબઇ
૬૧ મહેતા ઝવેરચંદ નારણદાસ કલકત્તા

# મોઢ મહોદય

વર્ષ ૨૩ મું ] અશાઢ : ૧૯૯૬ ::: જુલાઇ : ૧૯૪૦ [ અંક ૯ મો


## કાળીનું તાંડવ નૃત્ય

દુનીઆની શક્તિ, માણસ જાતની શક્તિ તો પાર વગરની વધી છે, પણ એનાં પ્રમાણમાં સજ્જનતા વધી નથી. શક્તિનું સામ્રાજ્ય ફેલાયું છે, પણ શક્તિનો શિવ સાથે મંગળ વિવાહ થયો નથી એટલે આજની દુનીઆ મુંઝાય છે.

જ્યારે શિવનો અવતાર થશે અને શક્તિ પોતાનું સર્વસ્વ શિવને ચરણે અર્પણ કરશે ત્યારે નવી સંસ્કૃતિનો કુમાર સંભવ થશે. અત્યારે દુનીઆમાં શિવનું નહિ પણ કાલી માતાનું તાંડવ નૃત્ય ચાલી રહ્યું છે અને શિવ એના પગતળે કચરાઇ રહ્યા છે.

કાકા કાલેલકર.



## પ્રભુ પ્રાર્થના



સમય સત્વર જાય છે વહ્યો,
જીવન શેષ વિશેષ સુધારજે;
ભક્તિ ને ભજનમાં રચ્યો રહું,
બંધનો બળવાન બની તજું. ૧

યાચના કરવી પડે નહીં,
અન્યને નમવું ગમે નહિ;
નમવું નિજ નાથને સદા,
સહી લેવી દુર્દૈવની સજા. ૨

રાખજે મુજ ટેક હે પ્રભુ,
વિસરજે મમ દોષ સદૈવ તું;
રક્ષજે વિકરાળ કાળથી,
આપજે અભય મોક્ષ પ્રેમથી. ૩

ગજને ઝૂડથી તાર્યો,
પ્રભુએ પ્રાર્થના પછી;
પ્રતાપના તાપને જોઈ,
હરિ તું આવજે હવે. ૪

પ્રતાપરાય હરિલાલ ભારદ્વાજી.



## પહેરગીર

સારી રાત હું જાગ્યો છું. નિંદરનો ભાર હવે મારાં નાજુક પોપચાં નથી સંભાળી શકતાં. રાત્રિભર પહેરો ભરી ભરી મારું શરીર નરમ થઈ ગયું છે અને અંધકારમાં દૃષ્ટિની બધી શક્તિ એકત્ર કરી જોયા કર્યું છે તેથી મારી આંખો થાકી ગઈ છે.

આ ભારે કિંમતી ખજાનાનો રક્ષણભાર મારી ઉપર હતો અને એ સફળતાપૂર્વક પૂરો કર્યાનું મને અભિમાન અને હર્ષ બન્ને છે.

હવે સારો સંસાર જાગ્યો છે. ન ક્યાંય અંધારૂં છે કે નથી કહિં ચોર-બોરનો ડર. ઝીણામાં ઝીણા અવાજને પણ સાંભળવા આખી રાત મારા કાન જાગતા રહ્યા છે અને હવે તો તે પણ છેક એવા સુસ્ત બની ગયા છે કે સારા સંસારનો કોલાહલ પણ તેને ચોંકાવી નથી શકતો.

હવે હું સુખપૂર્વક સૂવાનો!

ગિરીશ

## તંત્રીસ્થાનેથી !

યુવકોને ઘડારૂપ—યુવકો એટલે ગૃહ, કુટુંબ, જ્ઞાતિ, સમાજ અને સારાયે દેશની ઉજ્જ્વળ આશા. આ હિસાબે યુવકો ઉપરની જવાબદારી જરાયે ઓછી ન ગણાય. જવાબદારીનાં પ્રમાણમાં જોખમ પણ એટલું જ ખેડવું પડે. જોખમ ખેડવા માટે શારીરિક બળ, બુદ્ધિવિકાસ અને હૃદયની શ્રેષ્ઠતાની ખાસ જરૂર છે.

યુવકો શરીરે હૃષ્ટપુષ્ટ હોય અને ગમે તેવા શારીરિક શ્રમથી ન કટાળે તેમ હોય, પણ જો તેમની મગજશક્તિ સારી રીતે ખીલેલી ન હોય અને ખરી કેળવણીથી તેઓ વંચિત હોય તો આંટીઘુંટીવાળી અનેક બાબતોનો તેમનાથી ઉકેલ થયો ન સંભવે. તેઓ શરીરે સશક્ત હોય અને અભ્યાસમાં બહુ આગળ વધેલા હોઇ, સારી મગજશક્તિ પણ ધરાવતા હોય, છતાં જો તેમનામાં હૃદયની શ્રેષ્ઠતાની ખામી હશે તો તેઓ પોતાનાં એ બન્ને શારીરિક તેમજ બુદ્ધિબળની ધારી અસર ઉત્પન્ન કરવા શક્તિમાન નહિ બને. ગમે તેવો સારો બુદ્ધિવિકાસ અને હૃદયની શ્રેષ્ઠતા હોવા છતાં, જો તેઓ શરીરે માયકાંગલા જેવા હશે અને બેઠા ત્યાંથી ઉભા થવામાં મહામુશ્કેલી અનુભવતા હશે તો તેઓ તેમના બુદ્ધિવિકાસ અને હૃદયની શ્રેષ્ઠતાની ધારી છાપ પાડવા ફત્તેહમંદ નહિ નિવડે. કહેવાની મતલબ એ કે ઉપર જણાવી તે ત્રણે બાબતો ઉપર યુવકોએ પૂરતું લક્ષ આપવાનું છે અને તે સંપડાવવાને હરહમેશ ઉત્સુક રહેવાનું છે.

શારીરિક બળનો ઉપયોગ આત્મરક્ષણમાં અને અશક્ત લોકોને રંજાડતાં દુષ્ટોને દબાવવામાં કરાય. અશક્તને ધમકાવીને તેમની પાસેથી તેમની માલિકીની વસ્તુઓ તફડાવવામાં વપરાતું શારીરિક બળ રાક્ષસી અને કલંક લગાડનારૂં સમજવું. અશક્તને ધમકાવનાર અને તેમને ત્રાસ આપનાર શારીરિક બળવાળાઓ એટલું તો અવશ્ય સમજે કે તેઓ પણ તેમનાથી વધારે સશક્ત પાસે અસક્ત જેવા જ ગણાય અને કાળે કરીને તેમને પણ તેઓની ધમકી અને બળજબરીના ભોગ થયા વિના છુટકો નથી.

બુદ્ધિવિકાસ જડતા દૂર કરવા માટે છે, પણ આજકાલના બુદ્ધિવાળા ગણાતાનો મોટો ભાગ, 'મારો કક્કો ખરો' એ જાતની જડતામાં એટલો બધો જકડાએલો છે કે બુદ્ધિવિકાસ જડતા વધારે છે કે ઘટાડે છે એ વિષે ઘડીભર શંકાશીલ થઇ જવાય તેવું છે.

વાદથી ખરૂં જોતાં વસ્તુ વણસવા—બગડવાને બદલે વિમળ થવી જોઇએ. આ હિસાબે વાદની જરૂર છે. વાદ તો ચાળણી જેવો ગણાય. જેમ ચાળણી ખરી વસ્તુ ગ્રહણ કરી કચરો બહાર કાઢી નાખે તેમ વાદથી પણ હરકોઇ

વસ્તુના લાભાલાભ નક્કી કરાય અને જે બાબત વિશેષ લાભદાયી હોય તે ગ્રહણ કરાય વિતંડાવાદ એટલે જક્કી બની અમુક બાબત ઉપરનો વિવાદ વધાર્યાં કરવો, તૂટિ જવાય ત્યાંસુધી તાણાતાણ કર્યા કરવી અને પોતાની માન્યતા સર્વાનુમતિથી અથવા બહુમતિથી ખોટી ઠરાવાય છતાં, તેણે વળગ્યા રહેવું. સારીયે દુનિયાનો મોટો ભાગ આવાજ જક્કીવાદમાં જકડાએલો છે.

હૃદયની શ્રેષ્ઠતા એકદમ ઘડી ઘડાતી નથી. સશક્ત અને કેળવાએલ ગણાતા ઘણાંયે જણાં હૃદયની શ્રેષ્ઠતાની બાબતમાં પૂરેપૂરાં ઉણાં માલમ પડે છે, જ્યારે નિર્બળ અને બીનકેળવાએલ વર્ગમાં હૃદય શ્રેષ્ઠતાની ઠીક ઠીક અથવા સારી ઝાંખી ઘણીવાર માલમ પડે છે. આનું કારણ એજ કે હૃદયની શ્રેષ્ઠતાનો મુખ્ય આધાર સંસ્કારો ઉપર છે.

જન્મથી દરેક જણ સાથે તેનાં અનેક જન્મનાં સંસ્કારો જકડાએલા હોઈ, હૃદય શ્રેષ્ઠતાની બાબતમાં વિચિત્ર ફરક જ્યાં ત્યાં માલમ પડે છે. છતાં પણ 'ચાર ચાર ગાઉ ચાલતાં લાંબો પંથ કપાય' એ ન્યાયે દરેકે દરેક જણે હૃદયની શ્રેષ્ઠતા સંપડાવવા પૂરા પ્રયત્નશીલ બનવું જોઇએ.

હૃદયની શ્રેષ્ઠતાનું નામજ સાચી સંસ્કૃતિ. આ જાતની સંસ્કૃતિના અભાવથી અત્યારે દુનીયાભરમાં ઉથલ પાથલ, ખુના મરકી, મારફાડ, તરતોફાન, હુલ્લડ, જાનમાલની જોખમભરેલી સ્થિતિ અને સતત માનસિક વ્યગ્રતા વગેરે કેવીરીતે અને કેટલાં પ્રમાણમાં પ્રસરી રહ્યાં છે એ તો સૌના અનુભવની વાત છે.

આમ છતાં, જમાનો કુદકે અને ભુસ્કે આગળ વધતો જાય છે એ જાતની બડાઇમાંથી દુનીઆ હાથ કાઢતી નથી. સાચી સંસ્કૃતિ વગરનો સુધારો કેવો નાશકારક થઇ પડે છે તે વિષે અત્યારની ડામાડોળ પરિસ્થિતિ ખાસ પુરાવા રૂપ છે.

જો યુવકો આગળ પડી સાચા સુધારા કરવા કરાવા માગતા હોય તો તેમણે શારીરિક બળ, બુદ્ધિવિકાસ અને હૃદયની શ્રેષ્ઠતા એ ત્રણે બાબતોને સારાં પ્રમાણમાં પ્રાપ્ત કરવી જોઈએ. ત્રણમાંથી એક પણ બાબતની અવગણના કરી શકાય તેવું નથી. હૃદયશ્રેષ્ઠતાની તો ખાસ જરૂર છે, તે વગર શારીરિક બળ અને બુદ્ધિવિકાસનો યથાર્થ સદુપયોગ થતો જરૂર અટકે.

વળી યુવકો જે જે બાબતોમાં માથું મારવા માગતા હોય તે તે બાબતોનો તેમણે પૂરતો અભ્યાસ કરવો જોઈએ. પુસ્તકનાં પોપટીયાં જ્ઞાન અને વ્યવહારિક અનુભવ વચ્ચે ઉત્તર દક્ષિણનો ફરક છે. આ હિસાબે જે જુની પ્રથા સમાજમાંથી દૂર કરવાની હોય તેના ગેરલાભો જનતાનાં માનસ ઉપર શાંત સમજાવટથી ઠસાવવા જોઈએ અને નવી પ્રથા દાખલ કરવી હોય તેના લાભો પ્રથમ જનતાને ગળે ઉતારવા જોઈએ.

જો ધીરજ અને શાંતિપૂર્વક આ પ્રમાણે કરાય તો આજકાલ યુવકો ઉપર ઉચ્છૃંખલતા તથા અધિરાઇનો જે આક્ષેપ કરાય છે તે તદ્દન નાબુદ થાય અને વડીલો

અને યુવકોનાં સુંદર સુમેળ અને સંગઠનથી હાનિકારક રિવાજને તિલાંજલી અપાય અને સમયોચિત સુધારાને અવશ્ય અપનાવાય.

યુવકોમાં જુસ્સો હોય છે. તેઓ ખંતથી કામ કરવા હરહંમેશ તૈયાર હોય છે. કાર્ય કરવાની તેમનામાં ખરી ધગશ હોય છે. યુવકો માટે જે કરવું આવશ્યક છે તે એજ કે જે જાતના સુધારા તેઓ દાખલ કરવા માગતા હોય તે વિષેની પુરતી માહિતી પ્રાપ્ત કરી તથા તેના વ્યાવહારિક ઉકેલનો પુરતો વિચાર કરી, તેમણે સક્રિય હિલચાલ શરૂ કરવી જોઈએ, મિથ્યા ધાંધલ અને ધમાલથી અંદેશ ઉત્પન્ન થાય છે અને ઇચ્છિત મુરાદ પાર પડતી નથી.

નીચેનું દૃષ્ટાંત યુવકોને માર્ગદર્શક થઇ પડે તેવું છે. યુવકો તે વાંચે, વિચારે અને જાહેર પ્રવૃત્તિઓ માટે પોતાની જાતને પ્રથમ કેવી રીતે તૈયાર કરવાની જરૂર છે તે વિષેનો તેમાંથી ધડો લે.

ગ્રીસના મુખ્ય શહેર એથન્સમાં એક યુવક હતો. તેને એથન્સના લોકો સમક્ષ અવાર નવાર ભાષણો કરવાની જીદ લાગી હતી. તેનાં ભાષણોમાં કશો યે મેળ ન હતો. તે જેમ આવે તેમ ભરડતો. તેના સંબંધીઓ તથા મિત્રો તેને ઘણીયે વાર સ્ટેજ ઉપરથી પકડીને નીચે ઉતારતા અને બકવાદ કરતો અટકાવતા; પણ તે યુવક ગમે તેવી હાંસિ અને અટકાયત છતાં; પોતાની ટેવ છોડતો નહિ જાહેરમાં ગમે તે કંઇક બોલવું અને પ્રજાનું લક્ષ પોતાની તરફ ખેંચવું એ જાતની તેની આકાંક્ષા હતી.

તત્ત્વવેત્તા સોક્રેટીસને આ યુવકનો મેળ થયો. તેણે તે યુવકને બાંધછોડદ્વારા તેની ત્રુટિઓનું કેવીરીતે ભાન કરાવ્યું તે નીચેના સંવાદ ઉપરથી સમજાશે.

સોક્રેટીસ—ભાઈ, તું જાહેર પ્રવૃત્તિમાં અગ્રભાગ લેવા માગે છે કે કેમ?

યુવક—ખરેખર, એમજ.

સો૦—જનતામાં જો ઉચ્ચસ્થાન હેય તો તેજ છે કે અગ્રસ્થાને આવી જનતાને આગળ અને આગળ દોરવી. જો તું આ હેતુ પુરો પાડે તો તું ઇચ્છે તે કરી શકે, તારા મિત્રોની સેવા કરી શકે, તારા કુટુંબને ઉન્નત બનાવે, તારા દેશની શકિત વધારે અને શહેરમાં તો શું પણ સારાયે દેશમાં પ્રખ્યાત થઈ શકે.

સોક્રેટીસે ઉપર પ્રમાણે કહ્યું એટલે યુવક શાંતિપૂર્વક તેને સાંભળવા લાગ્યો. પછી સોક્રેટીસે આગળ ચલાવ્યું.

સોક્રેટીસ—અલબત્ત, શહેરીઓ તને માન આપતા થાય તે માટે તારે શહેરનું હિત સાધવું જોઇએ. ખરું ને?

યુવક—ખરેખર, એમજ.

સો૦—ભાઈ, તું એકદમ અધીરો ન થઈશ અને તારી શક્તિની એકદમ જોઈએ તે કરતાં વધારે કિંમત ન આંકીશ. મહેરબાની કરી મને કહે કે તું કઈ બાબતમાં શહેરની આબાદી વધારી શકે તેમ છે?

યુવક જરા વિચાર કરવા થોભ્યો, પણ તે કશો ઉત્તર ન આપી શકયો. પછી સોક્રેટીસે આગળ ચલાવ્યું.

સો૦—જો તું તારા મિત્રોનું ભલું કરવા

ઈચ્છતો હો તો તેમની આર્થિક વિટં-બણા જે રીતે દૂર થાય તે જાતના પ્રયાસ તું કર. તેવીજ રીતે શહેરનું હિત સાધવામાં, શહેર કેવી રીતે વિશેષ સમૃદ્ધ બને તે માટે પ્રયાસ તારે કરવા જોઈએ.

યુવક—ખરેખર, એમજ.

સો૦—તો પછી તારે શહેરની મહે-સુલ વધે તે માટેની યોજના કરવી પડે.

યુવક—હા, એમજ.

સો૦—તો પછી મને કહે કે અત્યારે મહેસુલ કેટલી આવે છે અને શેમાંથી આવે છે; મહેસુલની આવક ઓછી હોય તો તે વધારવાને શા ઉપાય લેવા તે મને જણાવ.

યુવક—આ બાબત એવી છે કે જે વિષે મેં કદિ વિચાર કર્યો નથી

સો૦—ભલે, ફિકર નહિ તું મને હવે એ કહે કે શહેર નિમિત્તે શો શો ખર્ચ કરાય છે? કારણકે તે જાણવાથી ખોટે માર્ગે જે જે રકમ વેડફાતી હશે તે ઘટાડવાના ઉપાય લઈ શકાશે.

યુવક—આ બાબત ઉપર પણ મેં હજુ સુધી કશું લક્ષ આપ્યું નથી.

સો૦—વારૂ, મુંઝાઈશ નહિ. શહેરને સમૃદ્ધ બનાવવાની બાબતને આપણે ઘડી-ભર મોકુફ રાખીએ, કારણકે આવક જાવકની માહિતી વગર કોઈપણ જણ આ બાબતમાં માથુ મારી શકે નહિ.

યુવક અમુક વખત સુધી અબોલજ બની ગયો. તે પોતાની જાતને સંપૂર્ણ માની બેઠો હતો. અત્યાર સુધી તે એમજ ધારતો કે તે દિવાનપદને શોભાવે તેવો છે. તેણે એકદમ નગતું ન આપ્યું પણ જણાવ્યું.

યુ૦—ભલા સાહેબ, શહેરને સમૃદ્ધ બનાવવાનો બીજો રસ્તો કયાં નથી? આપણા દુશ્મનોની દોલત લુંટીને શહે-રને સમૃદ્ધ બનાવી શકાય.

સો૦—બેશક, તેમ બને. પણ તે માટે તારે તારા દુશ્મન કરતાં વધારે બળવાન થવું જોઇએ, નહિતર હુમલો કરવા જતાં, જો તું હારે તો ઉલટું જે હોય તે પણ તું ગુમાવ.

યુ૦—હા, એ વાત તો સાવ સાચી.

સો૦—તો પછી, ભાઈ, મને કહે કે આપણી પાસે પાયદળ, હયદળ તથા નૌકાબળ કેટલું છે? આપણા દુશ્મનોનાં બળનું પ્રમાણ કેટલું છે?

યુ૦—હું તમને તે એકાએક મોઢેથી ન કહી શકું.

સો૦—જો તેં આ વિષે નોંધ રાખી હોય તો લઇ આવ અને પછી મને તે જણાવ; કારણકે હું આ બધું જાણવા માગું છું.

યુ૦—હું ખરૂં કહું છું કે મારી પાસે આ વિષેની કશી યે નોંધ નથી.

સો૦—વારૂ. તો પછી આપણે લડાઈ-ની શરૂઆત ન જ કરવી જોઈએ. એક સાચા રાજદ્વારી પુરૂષ થવામાં જે બાબતોની માહિતીની ખાસ જરૂર છે તે તેં અત્યાર સુધી મુલતવી રાખી છે. ઠીક, તું મને આપણી સરહદ પરના કિલ્લા તથા તેની અંદરના રક્ષકદળની માહિતિ આપ કે

જેથી આપણે ખોટા ખર્ચ ઉપર કાપકુપ કરી, ઘરતો સુધારો અને કરકસર કરી શકીએ.

આથીતો યુવક વગર વિચાર્યે બોલી ઉઠયો

યુ૦—હું તે બધું એકદમ બંધ કરી દઉં. રક્ષક દળ બરાબર સારી રીતે રક્ષણ કરતું નથી. દેશની આવક ફોકટ વેડફાય છે

સો૦—રક્ષક દળ બરાબર સારી રીતે રક્ષણ કરતું નથી તે તું અનુમાનથી કહે છે કે અનુભવથી?

યુ૦—અનુમાનથી.

સો૦—અનુભવ વગર કોઈ પણ કાર્યની ખરી આંકણી ન થાય, માટે આ બાબત પણ આપણે મોકુફ રાખીએ

ત્યાર પછી જુદી જુદી અનેક બાબતો ઉપર સોક્રેટીસે તે યુવક સાથે વાતચીત ચલાવી અને યુવકે છેવટે કબુલ્યું કે ગૃહ વ્યવસ્થાથી કાર્યની શરૂઆત થવી જોઇએ.

સો૦—ભાઈ, પહેલાં તું તારા કાકાના ઘરની વ્યવસ્થા કરવાનું માથે લે.

યુ૦—હું ખુશીથી તેમ કરવા તૈયાર છું, પણ તે મને તેમ કરવા ન દે તેનું શું?

યુવકને ટોણો મારી હવે બરાબર વાત કરવાથી એમ હવે સોક્રેટીસને લાગ્યું.

સો૦—ભાઈ, તારા કાકાના ઘરની વ્યવસ્થા કરવાનું તને સોંપવા માટે જો તું તારા કાકાને સમજાવી ન શકે તો પછી બધા શહેરીઓ જેની અંદર તારા કાકાનો પણ સમાવેશ થાય છે તે બધાની વતી બોલવાને અને કાર્ય કરવાને તું તારી જાતને આગળ પડતી અને યોગ્ય માની લે અને તેઓ બધા તે કબુલે એ જાતની તારી ધારણા કઇ રીતે ખરી સમજવી તે કહે. યુવક ચુપ રહ્યો

ઉપરના સંવાદ ઉપરથી સાર એજ લેવાનો કે, હરકોઈ કાર્ય આગળ ધપાવવા માટે, પહેલાં લાયકાત કેળવવી અને પછી આગળ વધવું. યુવક બંધુઓ આ ઉપરથી પરો લે કે ગમે તે બાબતના નિર્ણય માટે વિવેક બુદ્ધિની ખાસ જરૂર છે. હું'સાતુંસીને હણ્યા વગર કશુંયે સાર્થકય ન થાય.

---

**શાંતિ** દુનિયામાં માણસને કોઈપણ સ્થળે ખરી શાંતિ મળતી નથી.

"મારામારીથી, કાપાકાપીથી દુનિયાની શાંતિ ઇચ્છનારા બહેરા બનાવો, સાંભળેલી હકીકત, મેળવેલું જ્ઞાન, વગેરેનું સ્મરણ કરતાં મનુષ્યને જરૂર લાગશે કે દુનિયાના કોઈપણ સ્થળે શાંતિ નથી. શાંતિ ક્યારે! માણસ આ લોક તજી પરલોક તરફ ગમન કરે છે ત્યારેજ ખરી શાંતિ મળે છે. ત્યાં સુધી તો તે વ્યવહારિક ધડમથલમાં એટલો બધો રચ્યો પચ્યો રહે છે કે વ્યવહારિક ચિંતામાંજ તે દિવસો નિર્ગમન કરે છે. વ્યવહારમાં કરવા પડતા પ્રસંગો તેમજ બીજી સંસારી વાતોથી માણસો ઘણીવાર કંટાળી જાય છે અને શાંતિ શોધે છે, પણ તેને શાંતિને બદલે નિરાશાજ મળે છે. મરણની અણી વખતે તેના પોતાના પાપોનો પસ્તાવો કરવો પડે છે. મતલબ કે ઇશ્વરના ધામ સિવાય, આ સ્વાર્થી અને સ્વમરૂપી સંસારમાં માણસને શાંતિ મળી શકતી નથી.

ઓધવજી કા. ત્રિવેદી

# રાજા અને પ્રજાનો ધર્મ

## કરોના બોજાથી ગરીબ પ્રજા હવે તો રહેંસાઇ જાય છે.

### દેશ સુખી અને આબાદ કેમ બને?

રજુ કરનારઃ—શ્રીયુત કેશવલાલ ભીખાભાઇ મણીઆર

(વૈશાખના અંકથી પુરું)

**નવયુગ રેખાદર્શન.**

અર્વાચીનકાળના વાણી વિલાસીઓ ક્રાંતીકારક ચળવળો ચલાવી નવયુગ-રેખા દર્શન કરાવી રાજતંત્ર અને સંસારતંત્ર માટે નવો યુગ શરૂ થયો છે, એવી જાહેરાત કરી રહ્યા છે. વિવિધ ધર્મરંગી પ્રજાનાં ધર્મ શાસ્ત્રો, વિચાર શાસ્ત્રો, નીતિશાસ્ત્રો અને આચાર શાસ્ત્રો નવયુગને અવલંબીને નવા નવા રચાશે. રાજ્ય શાસ્ત્રો અને રાજ્યનીતિશાસ્ત્રો દુનિયામાં નવનવા સ્વરૂપો વડે પ્રજાતંત્ર ચલાવવા રચાશે. દુનિયા નવા શણગારો સજશે. વંશપરંપરાથી ચાલતી રાજગાદીઓ અલોપ થવાના ચિન્હો જણાશે. બુદ્ધિશાળી, બહાદુર અને પ્રખર રાજનીતિજ્ઞ પુરૂષો રાજ્યતંત્ર ચલાવતા થશે. લડાયક શાસ્ત્રકળાની સામગ્રીઓ તો ચાલુજ રહેશે. હીંસા, અહીંસા, સત્ય, અસત્ય, ન્યાય, અન્યાય, નીતિ, અનીતિ, ધર્મ, અધર્મનાં દુનિયાના લોકોને જેમ ફાવશે અને અનુકૂળ થશે તેમ વરતશે, આ નવયુગનો આરંભ થશે કે દંભયુગનો આરંભ થશે, તે તો નીવડે વખાણ. દુનિયા ડોલે છે. તરંગરંગઝીલે છે. માનવીઓ શ્વાસપૂર્ણ દોડી રહ્યા છે. કોઇ અભિમાન કરે કે આ બધું હું જ કરૂં છું. મારો હુકમ અને મારીજ સત્તા ચાલે છે એવો ગર્વ મિથ્યા છે. દુનિયાનો પ્રવાહ વિવિધ સ્વરૂપોમાં વહ્યા કરે છે. ઉપરટે અવિનાશી સત્ય અને નીતિ એજ જગતનો વિજય છે.

**જો પ્રજાનું રક્ષણ ન થાય તો—**

કોઇ પણ દેશમાં વસતી પ્રજાની હસ્તી, સ્થિતિ અને ભવિષ્ય રાજ્યના કાયદા, કાનુન-ધારાધોરણ અને સુવ્યવસ્થાને લઇને અવલંબી રહેલ હોય છે. જો દેશની પ્રજાના રક્ષણ માટે કાયદા અને સુવ્યવસ્થા ન હોય અને સર્વે કોઇને પોતપોતાની મરજી પ્રમાણે વરતવાનું હોય તો તે અંધેરી નગરી જેવું હોય છે. જો રાજ્યકર્તાઓ પ્રજાનું રક્ષણ ન કરે તો બળવાન પુરૂષો દુર્બળ પુરૂષોની સ્ત્રીઓનું હરણ કરી જાય. સ્ત્રીઓ શહેરના સરીઆમ રસ્તાઓ ઉપર એકલી હરીફરી શકે નહીં, અને કોઇ જગ્યાએ જવા આવવાને મુસાફરી પણ કરી શકે નહીં. જો પ્રજાનું રક્ષણ ન થાય તો ધનવાનના ધન લુંટી તેમને મારી નાંખે, જો પ્રજાનું રક્ષણ ન થાય તો પાપી દુષ્ટ પુરૂષો ઓચીંતા આવીને ઘરમાં જે કાંઇ માલમીલકત, ધન વગેરે હોય તે લઇ જાય. જો રાજ્યકર્તા રાજા હોય, કે સરમુખત્યાર હોય કે પ્રજાએ નીમેલી કાઉન્સીલ હોય, તે જો પ્રજાનું રક્ષણ ન કરે તો ચોરીઓ, લુંટફાટ થયા કરે, શહેરમાં સુખચેનથી રહી શકાય નહીં. બળવાન, લુચ્ચા, ઠગ પુરૂષો ધન માટે લોકોને મારી નાંખે,

સ્ત્રીઓ અને બાળકોથી શરીર ઉપર દરદાગીના પણ પહેરી શકાય નહીં. જો લોકોના રક્ષણ માટે દેશમાં સુવ્યવસ્થા ન હોય તો લોકોથી પોતાની માલમીલ્કત ઉપર પોતાનો દાવો પણ રાખી શકાય નહીં અને સંગ્રહ પણ ન કરી શકે, કારણ કે આ સઘળું ધાડપાડુઓ અને ચોર લોકો, લોકોને જખમી કરી કે મારી નાંખીને લુંટી જાય છે.

પ્રજાનું રક્ષણ થાય તો–

જો રાજ્યકર્તાઓ પ્રજાના રક્ષણ માટે લશ્કર કે પોલીસ સીપાઈઓ વગેરેની સુવ્યવસ્થા ન રાખે તો સઘળું જગત ત્રાસ પામે, સૌનાં હૃદય ભય અને ચીંતામાં ઘેરાયેલાં રહે, સર્વ સ્થળે હાહાકાર વર્તાય અને નાશકારક પરીણામો નીપજતાં રહે.

જો દેશમાં પ્રજાના રક્ષણ માટે જ્યાં જોઈએ ત્યાં સર્વ પ્રકારના ઇલાજો વડે સુવ્યવસ્થાથી કારોબાર ચાલતો હોય તો લોકો સ્વતંત્ર થઈને–નીર્ભય થઈને પોતાના ઘરના બારણાં ઉઘાડા મુકીને મરજી પ્રમાણે ઉંઘે છે અને સુખ ભોગવે છે. સ્ત્રીઓ પણ એકલી જાહેર રસ્તાઓ ઉપર પોતાની મરજી પ્રમાણે કોઈ પણ જાતનો ભય રાખ્યા સિવાય સુખથી હરીફરી શકે છે. લોકો પોતપોતાના ધંધારોજગાર નિશ્ચિંત થઈને કરે જાય છે, પ્રજા રક્ષણ માટે યોગ્ય વ્યવસ્થા સારૂ રાખેલા માણસો ( સીપાઈઓ ) વગેરે સદાચરણી, નીતિમાન અને પ્રમાણિક રાખવા જોઈએ કે તેઓ પોતાના સ્વાર્થ સાધવામાં લાંચ કે રૂશવત લેવાના લોભમાં પડેલા ન હોવા જોઈએ. આવા માણસો સત્તા કે હુકમથી લોકોમાં ત્રાસ ન ફેલાવે એ માટે તેના ઉપર ખાસ અંકુશ રહે તેવી વ્યવસ્થા પણ હોવી જોઈએ. રાજતંત્ર ચલાવનારાઓ રાજાઓ હોય કે સરમુખત્યારો હોય, કે રાજસભાઓ હોય, કે કેબીનેટ કાઉન્સીલો હોય તેમણે પોતાના દેશ કે શહેરને સુખ શાંતિના ઇલાજો વડે સંપ અને સુલેહથી સર્વ સુખી રહે તેવા કાર્યો કરવા એજ રાજધર્મ અને રાજનીતિ છે એમ સમજવું એ પોતાનો ધર્મ–ફરજ છે.

કેવા રાજાઓ રાજગાદીને લાયક હોય?

નાના મોટાં ગામ, ગામડાંઓ વસ્તી વિના ઉજ્જડ થઈ ગયાં છે. દેશી રાજા મહારાજાઓ પોતાની વસ્તીને વેપાર ધંધાની ખીલવણી માટે કોઈ પણ પ્રકારે ઉત્તેજન ન આપે, પોતાના ગામની વસ્તીને પોતાને મન ગમતા આપખુદ કાયદાઓ બાંધી સંકટમાં ઘેરે, કરના ભયંકર બોજાઓ નાંખી પ્રજાનું ધન ચુસી લે, ધન એકઠું કરવા રાજાઓ પોતાની પ્રજા ઉપર અમાનુષી વર્તણુંકો ચલાવી દુઃખમાં સબડાવે, ગરીબ પ્રજાને રહેંસીને એકઠા કરેલા પૈસાનો ઉપયોગ પોતાના અંગત વૈભવ વિલાસ સુખો ભોગવવા માટે કરે, ન્યાય, નીતિ અને પોતાના રાજધર્મને દેશવટો આપવામાં જ અભિમાન સેવે, વેપાર ધંધામાં પાંચ પૈસા એકઠા કરી પોતાની પ્રજામાંથી કોઈ સુખ અને આનંદ ભોગવતા હોય તેની ઉપર લોભીષ્ટ રાજાનો ડોળો ફરે, આવી પ્રજાને ગમે તેવા સકંજામાં લઈ તેની પાસેનું ધન પડાવે ત્યારે જ જંપતા જણાય છે. ખેતીવાડી ખેડનારા મહેનતુ વર્ગ જે રાત દિવસ તનતોડ મહેનત કરી અનાજ વગેરે ઉત્પન્ન કરે તેવા શ્રમજીવીઓને પણ ચુસવામાંથી બાકી રાખતા નથી. આવા શ્રમજીવીઓને માલમીલ્કત જપ્ત કરી લઈ જવાનો ડર બતાવી નીચોવે છે. અને તે બીચારાઓને દેવાદાર બનાવી સંકટમાં ઘેરે છે. કેટલાંક તો એવી દુષ્ટ અનીતિ આચરતા હોય છે કે પોતાના કામમદમાં અંધ બની કામક્રીડાની રસ લ્હાણ લેવા યુવાન યુવતીઓને ભ્રષ્ટ કરી પોતે ભ્રષ્ટ થાય છે. પરદેશોમાં ભ્રમણ કરી પ્રજા પાસેથી નીચોવેલા પૈસા અનિષ્ટ કર્મોમાં ઉડાવે

જાય છે. શું આવા અનીતિમાન અધર્મી રાજાઓ રાજગાદી ઉપર બેસવાને લાયક છે? પોતાની પ્રજાનું રક્ષણ પોષણ કરનારા સુકૃત્યોના માર્ગોનું સેવન નહીં કરતાં કેવલ હું રાજા છું, પ્રજા ઉપર હુકમ ચલાવનાર રાજાધીરાજ છું. આવા ગર્વિષ્ઠ, અભિમાની, અધમ વૃત્તિવાળા અનીતિવાન રાજાઓ એક ઘડી પણ રાજગાદી ઉપર બેસીને એક રાજકર્તા તરીકે રાજ્ય કરવાને લાયક છે? રાજાએ પોતાની આસપાસ ભમતાં લોભીયા, લાલચુ, સ્વાર્થી દંભી અને કપટ ભરેલા પુરૂષોથી ચેતીને રહેવું જોઇએ. આવા અનીતિવાળા સ્વાર્થી હાજી હા કરનારા પુરૂષોથી સાવધાન રહેવું જોઇએ. હું એક રાજા છું અને મારા શહેરની પ્રજા રૈયત પ્રત્યે એક રાજકર્તા તરીકે મારે કેવી કેવી જાતની ફરજો બજાવવાની જોખમદારીઓ મારા શીર ઉપર હોય છે, તેનો બુદ્ધિ, જ્ઞાન અને વિદ્વતાપૂર્વક વિચાર કરી પોતાનો રાજધર્મ અને રાજનીતિનું ઉત્તમ ભાવનાથી પાલન કરવું અને પોતાની રૈયત પુત્રવત્ છે એવા ભાવથી વરતી પ્રજાને સાનુકુળ થઇ જેમ બને તેમ તેમને સુખી રાખવાના પ્રયત્નો આદરવા જોઇએ. એવા પવિત્ર વિચારોમાં લીન થયેલા હોય તેજ ખરેખરા રાજા અને રાજકર્તા કહેવાય, આવા રાજવીઓ જે શહેર કે ગામમાં રાજ્ય કરતા હોય તેજ શહેરો અને ગામો આનંદી, રળીઆમણા, સંતોષી અને અહોનીશ પોતાના દિવસો સુખાનંદમાં ભોગવે છે અને આવા ધર્મીષ્ઠ, નીતિમાન રાજાને દેવતુલ્યની પદવીથી સત્કાર માન અને પ્રેમથી પૂજે છે.

### ઉજ્જડ થઇ ગયેલાં ગામડાંઓને સુધારો.

ગામડાંઓની વસ્તી ખાલી થતી જાય છે, પોતાનાં ગામમાં પોષણના સાધનો કાંઇ મળે નહીં એટલે પોતાનો નિવાસ મોટા શહેરમાં કરવા લાગી છે. ગામડાંઓ નિસ્તેજ બની ઉજ્જડ જેવાં થઇ ગયાં છે. રોજગાર ધંધા બંધ થઇ ગયા છે. પોતાના ગામમાં પોષણના સાધનો મળતા હોય, રાજાઓ તરફથી અન્યાય વગેરે થતા ન હોય, યોગ્ય રીતે પ્રજાનું રક્ષણ અને પોષણ થતું હોય, સર્વ ધર્મ વર્ણની પ્રજા પ્રત્યે રાજાઓ પ્રેમ અને દયાથી વર્તી સમાન દૃષ્ટિથી વર્તતા હોય, રાજકારોબારના વહીવટી ખાતાઓમાં પોતાની પ્રજામાંથી જ બુદ્ધિશાળી અને વિદ્વાનોની નીમણુંકો થતી હોય, પોતાની પ્રજાને વેપાર ધંધાની ખીલવણી માટે રાજકર્તા તરફથી નાણાંની મદદો મળતી હોય, ખેડુતો, હળપતીઓ અને શ્રમજીવીઓને પુરતું ઉત્તેજન આપી જેમ બને તેમ આવા મહેનતુ લોકો પોતાનું જીવન સારી રીતે ભોગવે એવા સાધનો રાજ્ય તરફથી થતાં તેમ જ પ્રજા સુખી અને આબાદ રહે અને ગામડાંઓ પહેલાં જેવાં હતાં તેવા ખીલી શકે. ગ્રામ્યોદ્ધારની ખીલવણી એજ સમગ્ર દેશની ઉન્નતિ છે અને જ્યાં સુધી ગામડાંઓની સ્થિતિ સુધારવાના પ્રયાસો લેવાય નહીં, ત્યાં સુધી ગમે તેવા રાજકીય સુધારા, આર્થિક સુધારા અને ઉદ્યોગિક સુધારા માટેના પોકારો કર્યા કરો તે વ્યર્થ છે અને કાગળો ઉપર લખેલા ઠરાવોનો કાંઇ પણ અર્થ રહે તેમ જણાતું નથી. વિચાર કરવાથી જણાશે.

### ધારાસભાના સભ્યો કેવા જોઇએ ?

દરેક પ્રાંતની રાજ્યતંત્ર ચલાવનારી ધારાસભાઓ નાના મોટા ગામડાંઓના ઉદ્ધાર માટે કેવાં કેવાં પ્રકારના સાધનોની ખીલવણી કરવી, તેવા ઉપયોગી પ્રશ્નોની ચર્ચા વડે સંગીન કાર્ય સત્વર ઉપાડી લેવાના પગલાં ભરે એજ સંપૂર્ણ સ્વતંત્રતા પ્રાપ્ત કરવાનું, દેશની ગુલામી જંજીરો તોડવાનું અને જોખમદાર રાજતંત્ર દસ્તગત કરવા બરોબર છે. બાજીગરોની માફક વિચારો અને ઠરાવો ઘડી પસાર કરવાની બાજી રમ-

તેનો હવે અંત આવવો જોઈએ. અલબત્ત, ઠરાવો કરો પણ તેનો તાત્કાલિક અમલ કરો. અનેક પ્રકારના ઠરાવો વારંવાર ગુંચવાયા કરે છે. નીકાલ થતો નથી અને વર્ષોના વર્ષ એવા ઠરાવોનો અમલ પણ થતો નથી માટે રાજ્ય કારોબાર ચલાવનારી ધારાસભાની મંડળીઓએ તેમ જ દેશી રાજાઓએ દેશનો ઉદ્ધાર કરવા જેમ બને તેમ વાતો, વિચારો, ભાષણો અને ઠરાવો કરવામાં સમયની બરબાદી નહીં કરતા કાર્યો ઉપાડી લેવામાં જ સમયનો સદુપયોગ કરવો એજ સઉથી શ્રેષ્ટ છે. આધુનિક રાજ્યના રાજાઓએ પોતાની પ્રજામાંથી યોગ્ય પ્રતીનીધીઓ પ્રજા પાસે ચુંટાવી એક ખાસ બંધારણ યુક્ત ધારાસભા સ્થાપી દેવી જોઇએ અને રાજતંત્ર પ્રજાતંત્રથી ચલાવાય એવા પ્રગતીકારક કાર્યો ઉપાડી લેવા જોઇએ.

ધારાસભામાં થતા કાર્યક્રમો બહુમતીએ પસાર થાય એવા નિયમો હોય છે. પણ પોતાની એક અમુક યોજના પાર પાડવા માટે પોતાના પક્ષના સભ્યોના મત એકઠા કરવા પ્રયત્નો કરવા એ ઠીક છે, અને હંમેશા એમજ થતું આવે છે; પણ આવી યોજના અને ઠરાવો પ્રજાપ્રીય થશે કે ઉગ્ર સ્વરૂપમાં તેની વિરૂદ્ધ પોકાર થઈ રહેશે, તેનો દરેક ધારાસભાના સભ્યોએ ગંભીર વિચાર કરવાની જરૂર છે. રાજ્યતંત્રની ધારા સભામાં સભ્ય થવું એ કાંઇ ફુલની પથારીમાં સુવા જેવું નથી, પણ દેશના કલ્યાણ માટે ભિન્ન ભિન્ન પ્રકારના ઉપયોગી પ્રશ્નો હાથ ધરી તેનો અમલ કરવા પોતાની બુદ્ધિ અને તન અને મનથી પોતાના મગજમાં ચિંતાના થર પાથરવા પડે છે અને અહોરાત્ર જેના તરંગો પ્રજાના કલ્યાણ માટેજ રંગાયેલા હોય (જાહેર કીર્તિ અને માનપાનની તૃષ્ણા વિના) તેઓજ ખરા રાજતંત્રની ધારાસભામાં સભાસદ થવાને લાયક ગણાય છે. આવા પ્રૌઢ વિચારક વિદ્વાન અને બુદ્ધિશાળી પ્રતીનીધિઓની ચુંટણી કરવા માટે દેશની પ્રજા પણ કેળવાયલી, બુદ્ધિશાળી અને યોગ્ય વિચાર કરવાવાળી હોવી જોઇએ. લાયક પ્રતીનીધીઓજ રાજતંત્રનો જોખમદાર કારોબાર પવિત્ર રીતિનીતિથી યોગ્ય રીતે ચલાવી શકે છે.

### કરોના બોજાથી ગરીબો રહેંસાય છે.

રાજ્યતંત્ર અનેક પ્રકારના વહીવટી ખાતાઓ સ્થાપી રાજાએ કે રાજકારોબારી સભાએ ચલાવવું પડે છે અને તેવા ખાતાઓના નિભાવ માટે પઈસા-ધન પણ જોઇએ. અને તેટલા માટે પ્રજા પાસેથી કર લેવામાં આવે છે. જો કર મારફતે પઈસા એકઠા ન થાય તો રાજતંત્ર ચાલી શકે નહીં. પ્રજાના સુખ અને રક્ષણ માટેજ કરો નંખાય છે પણ અનેક પ્રકારના કરોના અસહ્ય બોજાથી પ્રજાને નીચોવી નાંખવી ન જોઇએ. કરોના ભાર માટે ભાગે શ્રીમંતો અને મોટી વેપારી કંપનીઓ ઉપર પડે છે પણ છેવટે સરવાળે વિચાર કરી જોવામાં આવે તો આવા કરોના ભોગ બીચારી ગરીબ પ્રજાજ બને છે, આધુનિક કાળમાં પ્રજાને અનેક પ્રકારના સુખો-ભોગ ભોગવવાની લાલચ હોય છે. અને તેવા સાધનો પ્રજાને કરી આપવા માટે રાજતંત્ર ચલાવનારાઓને ઘલાબે લેવા પડે છે. પ્રજા પાસેથી કરો લીધા સિવાય કોઇપણ રાજવ્યવસ્થા ચલાવી શકાય નહીં. માટે કમાણીના પ્રમાણમાં પ્રજા ઉપર જે પ્રકારના કરો નંખાય તે તો પ્રજાએ આપવાજ જોઈએ, પણ રાજકારોબાર ચલાવનારાઓએ બુદ્ધિપૂર્વક દરેક વહીવટ ખાતાઓ કરકસરથી ચલાવવા જોઈએ. કોઈપણ સાધનોની અજમાયેશ કરવામાં ઉડાઉ ખરચો કરવા એ પ્રજાના નાણાંની બરબાદી કરવા જેવું છે. એટલો ખાસ વિચાર કરવો જોઇએ કે કરો ઉઘરાવી એકઠું કરેલું નાણું પ્રજાનું અને ખાસ કરીને ગરીબોનું રક્ત છે.માટે આવા

રક્ત ભરેલાં નાણાંનો ઉપયોગ રાજાએ તેમજ રાજતંત્ર ચલાવનારી કારોબારી કાઉન્સીલે વિદ્વતા અને બુદ્ધિપૂર્વક કરવો જોઈએ. રાજા હોય, સરમુખત્યાર હોય કે રાજકારોબાર ચલાવનારી ધારાસભા હોય, તેઓએ પોતાનો રાજધર્મ સમજીને યોગ્ય આચરણોથી પ્રજા ઉપર રાજનીતિ ચલાવવી જોઈએ એવું જગતકર્તા ઇશ્વરનું ફરમાન છે અને ઇશ્વરના એવા પવિત્ર હુકમોનું પવિત્રપણે પાલન કરવું એજ પોતાનો ખરો ધર્મ છે, એવું સમજી સુલેહ, શાંતિ, સંપ અને સંતોષથી સર્વ પ્રત્યે પ્રેમ અને દયાપુર્વક શુદ્ધ મનોભાવે રાજતંત્ર ચલાવી દેશનો ઉદ્ધાર કરી પ્રજાને સુખી રાખવી એજ સાચું જીવન છે. અનેક પ્રકારના ગમે તેવા કરવેરા દેશ ઉપર નાખશો તેમાં દેશના શ્રીમંતોને કે ઉદ્યોગપતિઓને કે મોટી કંપનીઓને ભોગવવા જેવું કાંઇ નથી. ભોગવવાનું ગરીબો અને મધ્યમ વર્ગને હોય છે. તેઓના હમેશના પોષણ તત્વો રહેંસાય છે, કારણ કે ઘરભાડાં અને ખાધ ખોરાકીની કીંમતો વધવાથી તેઓના રકતની રોજીની આવક તેમા ઘસડાઈ જાય છે. કરવેરા ભારે નાંખવાથી વસ્તુઓની કીંમત મોંઘી થાય છે અને ખરીદી કરનારી પ્રજા તેમાં નીચોવાઈ જાય છે, બેશક પ્રજા ઉપર કરવેરા નાંખવા એ રાજનીતિ છે, પણ અત્યંત કરો નાખી દેશને બહુ દોહી લેવાની નીતિથી પ્રજા નીરબળ–અશક્ત બની જાય છે.

### પ્રાંતોનું ચાલુ રાજયતંત્ર

ગયા બે વરસ દરમિયાન હીંદમાં કેટલાક પ્રાંતો ઉપર મહાસભાના સંચાલકોએ સ્વરાજ રૂપી કેટલુંક રાજતંત્ર ચલાવવામાં અપૂર્વ ઉત્સાહ અને ભારે નીપુણતા દાખવી હતી. રાજકારોબાર ચલાવવામાં આપણા દેશના રાજપ્રકરણના ખંતીલા કુનેહબાજ આગ્રગણ્ય નેતાઓએ સચોટ પુરવાર કરી બતાવી આપ્યું છે કે હીંદીજનો જોખમદાર રાજતંત્ર ચલાવવા માટે બીજા દેશોના રાજતંત્ર ચલાવનારાઓના મુકાબલામાં જરા પણ ઓછા ઉતરી શકે તેમ નથી. ગયા બે વરસ પર્યંત કેટલાંક મોટા પ્રસીદ્ધ પ્રાંતોમાં ચલાવેલા રાજકારોબારની કેટલાક પક્ષવાદીઓ ભીન્ન ભીન્ન દ્રષ્ટીએ ટીકા કરતા એ સ્વભાવિક છે. પણ અનુભવ સીદ્ધ એટલું તો કહેવુંજ પડશે કે ચલાવેલો રાજકારોબાર એકંદરે પ્રશંસા પાત્ર નીવડયો છે. વિધવિધ જાત, ભાત, વર્ણ, ધર્મ અને ભિન્ન ભિન્ન પક્ષોથી ૩૫ કરોડની વીશાળ વસ્તીથી વસેલા આ હીંદ દેશનું રાજતંત્ર ચલાવવા માટે પ્રજા દિનપ્રતિદિન લાયક થતી જાયછે. દરેક ખંડ કે દેશોમાં પ્રજામાં મતભેદ, કુસંપ, ઝઘડાઓ, વીગ્રહો વગેરે અનેક પ્રકારના સડાઓ તો ચાલ્યાજ કરે છે અને તે તો જગતભરમાં રહેવાનાજ પણ કળા, કુનેહ અને સાવધાનપણાથી રાજતંત્રના તાળા અને ચાવીઓ સુરક્ષીતપણે સાચવી રાખવા ખંત, ઉત્સાહ, હીંમત અને નીડરતાથી મચ્યાં રહેવું એજ ખરો પુરૂષાર્થ અને તેમાંજ દેશની ઉન્નતિ અને કલ્યાણ ભવિષ્યમાં પ્રાપ્ત થશે, પણ એકજ ધ્યેય, આ દેશ, સુત્ર મંત્ર–પ્રજાનું રક્ષણ અને પોષણના માર્ગો અને આ હીંદુસ્થાનમાં કલા, હુન્નર ઉદ્યોગની સંપુર્ણ ખીલવણીથી દેશને સમૃદ્ધ કરવો.

### છેવટે અંતરનું નીવેદન.

મેં કેટલાક દીવસો સુધી મારા વિચારો ખુલ્લા દીલે પ્રજા સમક્ષ મુકયા છે. અને તે પ્રસિદ્ધ કરવા માટે "મોઢ મહોદય" પત્રનો અંતઃકરણથી આભાર માનું છું.

### પ્રજા પ્રત્યે બે બોલ.

સ્વતંત્રતા પ્રાપ્ત કરવા, ગુલામીની જંજીરો તોડી નાંખવા સંપૂર્ણ જોખમદાર રાજતંત્ર ટુંક સમયમાં મેળવી લેવા અને દેશમાં સર્વ પ્રકારના હુન્નર ઉદ્યોગના ક્ષેત્રોમાં સ્વતંત્ર

કરવાના પ્રયાસોની રાજ રમતો ખેલવામાં બહાદુર, શુરવીર, કુનેહબાજ, વિદ્વાન બુદ્ધિશાળી પુરૂષોએ પક્ષ પક્ષના મતભેદ, કુસંપ, કલેશ અને કોમી કલહને ભસ્મ કરી એક સંપથી ભ્રાતૃ ભાવના સાચા પ્રેમથી એક બીજા સાથે ખભેખભા મેળવી, આ દુઃખી નિર્ધન હીન્દુસ્થાનનો ઉદ્ધાર કરવો એજ ખરો પુરૂષાર્થ, એજ દેશ પ્રત્યેની સાચી સેવા, એજ જીવનનું સાર્થક અને એજ દેશની ખરેખરી મુક્તિ ગણાશે. કોઇ પણ રાજ્ય કરતા કે બ્રીટીશ સલ્તનત પ્રત્યે ક્રોધ, ઇર્ષ્યા કે આવેશની લાગણી ધરાવ્યા સિવાય યુકતિ પ્રયુકતિથી સંપ, સલાહ અને સંતોષ વડે, વીચાર, વાણી અને વર્તનથી યોગ્ય આચરણે વર્તવું એજ ઉત્તમમાં ઉત્તમ છે. અને તેથીજ સમસ્ત દેશનું કલ્યાણ અને ઉન્નતિ સાધી શકાશે.

---

# મુંબઇના મેયર શ્રીયુત મથુરાદાસ ત્રીકમજી

## ( ટુંક પરીચય )

શ્રીયુત મથુરાદાસનો જન્મ ૧૮૯૪ ના ઓગસ્ટની એકત્રીસમી તારીખે થયો હતો. તેમણે ૧૯૧૪ માં હિસ્ટ્રી અને ઇકોનોમિકસ સાથે બોમ્બે યુનીવર્સીટીની બી એ. ની ડીગ્રી સંપાદન કરી. સામાજીક સેવા માટે તેમનામાં પ્રથમથી જ ધગશ હતી. મહાત્મા ગાંધીજીની દોરવણી નીચે તેમણે સામાજીક સેવાનાં કાર્ય ક્ષેત્રમાં ઝંપલાવ્યું

રોલેટ બિલનો વિરોધ કરવા જે સત્યાગ્રહ ઓફીસ ૧૯૧૯ માં સ્થપાઇ તેમાં તેમણે ખંતપૂર્વક કામ કાર્યું. ૧૯૨૦-૨૧ માં તેમણે બોમ્બે પ્રોવિન્શ્યલ કોંગ્રેસ કમીટીના ખજાનચી અને સેક્રેટરી તરિકે કાર્ય કર્યું. તેઓ સ્વરાજ્ય સભાના સેક્રેટરી તેમજ તિલક સ્વરાજ્ય ફંડના પણ સેક્રેટરી તથા એક ટ્રસ્ટી તરિકે હતા.

તેઓ ૧૯૨૩ માં કોર્પોરેશનમાં જોડાયા અને પોતાની નાદુરસ્ત તબિયતને લીધે ૧૯૨૫ માં તેમાંથી છુટા થયા. તેઓ ૧૯૩૦ માં કોંગ્રેસ વર્કીંગ કમીટીના એક સભ્ય હતા. ૧૯૩૦-૩૨ માં સત્યાગ્રહની હિલચાલમાં તેમને બે વખત કેદની સજા થએલી. ૧૯૩૪ માં મુંબઇમાં કોંગ્રેસ સેશનના એક ઓર્ગેનાઇઝર તેઓ હતા.

તેઓ ૧૯૩૫ માં કોર્પોરેશનમાં ફરીથી જોડાયા. ૧૯૩૮ માં પ્રોવિન્શ્યલ ગવર્મેન્ટ રેન્ટ ઇન્કવાયરી કમીટીના તેઓ ચેરમેન હતા. ૧૯૩૯-૪૦ માં કોંગ્રેસ મ્યુનિસિપલ પાર્ટીના તેઓ આગેવાન હતા. ૧૯૪૦-૪૧ સુધી તેઓ બોમ્બે યુનીવર્સીટીના ફેલો તથા બોમ્બેના મેયર તરીકે છે.

ઈ. સ. ૧૯૧૯ માં તેમણે 'મહાત્મા ગાંધીની વિચાર સૃષ્ટિ' નામનું ગાંધીજી વિષેનું પહેલું ગુજરાતિ પુસ્તક પ્રસિદ્ધ કર્યું ક્ષયના દરદીઓ માટે ઉપયોગી 'મરૂકંજ' નામની હેન્ડ બુકના તેઓ કર્તા છે.

ઉપરની હકીકત ઉપરથી વાંચકોને માલમ પડશે કે શ્રીયુત મથુરાદાસ ત્રીકમજી એક અવિશ્રાન્ત કાર્યકર્તા છે. અને ભિન્ન ભિન્ન ક્ષેત્રમાં કાર્ય કરવાની અજબ શક્તિ ધરાવે છે. સામાજીક સેવા જાણે કે તેમનો જીવન મંત્ર હોય તેમ તેઓ સમાજને ઉપયોગી દરેક ક્ષેત્રમાં ઝંપલાવે છે અને પૂર્ણ જવાબદારી યુક્ત હોદ્દા સ્વીકારે છે અને શોભાવે છે.

તેઓ મેયર તરિકે પોતાની ફરજ અદા કરી લોકોનો સંપૂર્ણ ચાહ પ્રાપ્ત કરવા શક્તિમાન બનો. પરમાત્મા તેમને દીર્ઘાયુ તથા આરોગ્ય બક્ષો અને તેમની સુકીર્તિની સુવાસ ચોતરફ પ્રસરો.

બ્રિટનના આ હુંકારની હુંફમાં હિન્દી જનતાની કોંગ્રેસને પીડઅજની નબળાઈનું દીગદર્શન થતું લાગે છે. મહાત્માજીનું કથન કહેવાતી આપણી અશક્તિ એ હુંકારની હુંફમાં વધારો કરે છે.

પૂજ્ય મહાત્માજીએ એક સેનાપતિ તરીકે લડતના બળનો વિચાર કરવો જ રહ્યો અને જનતાને પોતાની નબળાઇ ખંખેરી નાખવાને વગર અચકાયે સાચી ચેતવણી આપવી જ રહી. હિન્દી જનતા એમ માનતી હોય કે કોંગ્રેસ સભાસદ સંખ્યાબંધ થવામાં અને કોંગ્રેસ વોટસ મોટી સંખ્યામાં બનાવવામાં ઈતિ કર્તવ્યતા છે તો તે તદ્દન અધુરૂં છે. અને ખરી રીતે પુર્ણ સ્વરાજ મળી ગયા પછીનું ઉપયોગી છે. અત્યારના સમયે સ્વાતંત્ર્યના ધ્યેય સિદ્ધી જેવું ન હતું એ કોન્ગ્રેસ પ્રધાનોનાં રાજીનામાનાંજ સ્વીકારવાથી સાફ દેખાયું છે.

રાષ્ટ્રની સાચી શક્તિ તો હિન્દી જનતાને સ્વાવલંબી થવામાં છે. હતભાગ્યે હિન્દી જનતાને તે એકદમ જલદી સુઝતું નથી. સ્વદેશી વસ્તુ જ વાપરવાનો આગ્રહ કેળવવામાં હિન્દી જનતા જોઈએ તેટલા મોટા પ્રમાણમાં આગળ વધી નથી. યુરોપમાં લડાઇ ચાલી. વિદેશી માલ આવતો બંધ થયો. હિન્દી જનતાને મન 'ઘેર બેઠી ગંગા આવી' એવું હોવું જોઈએ. આ લડાઇના નિમિત્તે હિન્દી ઉદ્યોગો મોટાં પ્રમાણમાં ઉભા થઈ જવા જોઇએ પણ હિન્દી જનતાને પોતાનાં વપરાશમાં દેશી વસ્તુ આછી પાતળી લેઇ ચલાવાને બદલે વધારે પૈસો ખરચીને પણ તેનો મોહ છુટતો નથી. પચીશ વર્ષ પહેલાં જીવનના મોજશોખ ઉપર અંકુશ કે મર્યાદા હતી. વ્યાપારીઓની હરીફાઇના અંગે દેખાતા સસ્તા મોજશોખ વધારે ને વધારે પ્રમાણમાં ભોગવી લેવાને માટે હિન્દી જનતા અધીરી બની રહી છે. જાણે કે રાષ્ટ્રની કાંઇ પડી ન હોય!

હિન્દુસ્તાનની સ્વાતંત્ર્ય સાધના દૈવી યોજનાઓ ઉપર નિર્માણ થયેલી હતી. જેમાં જીવનની ખુવારી ઓછામાં ઓછી હતી. કારણ કે લડતના પાયામાં સત્ય અને અહિંસા ધરબાયા છે. રાષ્ટ્રીય લડતના આ શિક્ષણમાં હિન્દી જનતાને શુદ્ધ સ્વદેશીના આગ્રહમાં સ્વાવલંબી થવું જોઇતું હતું: હિન્દુ મુસ્લીમ એકતા બનવી જોઈતી હતી. પણ હિન્દી જનતાને મળેલ દૈવી શસ્ત્રનો બરાબર ખંત પૂર્વક પોતાની આત્મ ફરજ સમજીને સઘળી ભણેલી ગણેલી ઉજળીયાત કોમે જોઈએ તેટલા પ્રમાણમાં ઉપયોગ કર્યો નહીં.

આજે વીશવીશ વરસ પછી માથાકૂટની રાષ્ટ્રીય લડત પછી પણ ખાદીનું મહત્વ હિન્દી જનતાને જોઇએ તેટલા પ્રમાણમાં સમજાયું નહીં ખાદી જેટલાઓએ આત્મફરજ પૂર્વક અપનાવી છે તેઓ પ્રમાણમાં ઘણાં જ થોડાં છે. જેઓ જીવનમાં ખાદીધારી બન્યા છે તેઓએ પોતાના જીવનમાં ઉચ્ચ ત્યાગવૃત્તિ, વિશ્વવાત્સલ્ય, ઉદારતા અને સાદાઈ અનુભવી છે. ખાદી અને ગ્રામઉદ્યોગ ઓછામાં ઓછી મુડીમાં વિશાળ જનતાને રોજી પુરી પાડી શકે છે. આપણાં હતભાગી દેશની કરોડોની બેકારી, ભૂખમરો અને રોગના નિવારણ માટે બીજો એકેય ઉપાય કોઈએ બતાવ્યો નથી. સ્વાતંત્ર્ય સિદ્ધિ માટે જગતની બીજી પ્રજાઓએ ઉંચાં ઉંચાં જીવનોનાં મોટી સંખ્યાના બલિદાનો આપ્યાં છે. પૂજ્ય ગાંધીજીના આ દૈવી રાહે રાષ્ટ્ર પાસે જનતાની શક્તિ કરતાં વધારે ખીલકુલ અપેક્ષા રાખીજ નહતી. પૂજ્ય ગાંધીજીએ મુંગા ગુલામ હિન્દુસ્તાનને પહેલાં વાચા અને હિંમત આપી આજે અનેરી શક્તિ જન્માવી છે. ત્યાર પછી સકળ જનતા પાસે ખાદી અને સ્વદેશીના આગ્રહની અપેક્ષા રાખી રહ્યા છે. આવા આટલા સુંવાળા ફરમાન શુદ્ધ રીતે પરિપૂર્ણ કરવાને હિન્દી જનતા વખત ગુમાવતી

હોય તો લડનના હરકોઇ સેનાપતિને લડતનું બળ માપતા થંભી જવું પડે તેમાં કોઈએ આશ્ચર્યચકિત બનવું જોઇએ નહીં. હિન્દી જનતાયે મોટા પ્રમાણમાં ખાદીનું મહત્વ સમજી લીધું હોત તો હિન્દુ મુસ્લીમ ઐકયનો આજે વિકટ અને રાષ્ટ્રીય સ્વતંત્રતાની આડે અવરોધક તરીકે દેખાતો કોયડો સરલ રીતે ઉકેલાઇ ગયો હોત. દૈવી લડતનું દૈવી પરિણામ અનુભવ્યું હોત. હજીએ કઇ અસાધ્ય બને તે પહેલાં હિન્દી જનતા સમજી લે તો? આધ્યાત્મિક શક્તિવાળું હિન્દુસ્તાન ફરી વખત લીલુછમ થવામાં, સુવર્ણ ભૂમિ બનવામાં ઈશ્વરની કૃપા ઓછી ઉતરે નહીં, મોડી પડે નહીં.



## રમુજી ટુચકા—

શ્રીયુત જસવંતરાય બી. પરીખ.

જુનો રેડીયો—

પત્ની (પતિને)—"તમે મ્હારા કરતાં તમારા રેડીયોની વધુ દરકાર કરતા લાગો છો."

કેમ ન કરૂં ? તે ત્હારા કરતાં ઘણી ઓછી ગડબડ મચાવે છે.

દહાડાની રાહ—

ડોસો—મ્હને થયા કરતું હતું કે વૃદ્ધાવસ્થાના દુ:ખી અને દોહ્યલા દહાડા વીતાવવા કરતાં જુવાનીમાં મરી જવું સારૂં.

"તો પછી તમે તમારો દહાડો કેમ ધકેલ્યા કરો છો."

જમાનો ગયો—

૪૨ વર્ષની ઉંમરે પહોંચેલો પતિ (પત્નીને)—'વ્હાલી મને નથી લાગતું કે હું તે ત્રીસ વર્ષનોય દેખાતો હોઉં, તને શું લાગે છે.

"જમાના પહેલા દેખાતા હતા."

ઠપકાનો ધણી—

ધણી—"લે, આ શું માંડયું છે? દરરોજ જે કંઇ ભાંગતોડ થાય, કે કાંઇ અસ્તવ્યસ્ત પડ્યું હોય, તો તેના દોષનો ટોપલો મ્હારા પર શા માટે મુકવો જોઈએ?"

"ટોપનો ટોપલો ઉપાડી શકે તેવું બીજું કોઇ ઘરમાં ક્યાં છે?"

કેમ છે?

"બા, બાપુ પ્રોફેસર થયા ન હોત તો સારૂં. હવે તો તેઓ બીલકુલ ભુલકણા થઇ ગયા છે."

"કેમ વળી શું થયું?"

"તેઓ મ્હને રસ્તામાં મળ્યા, અને કહ્યું, "છોકરા મ્હેં તને દીઠો છે. કેમ છે તારા બાપાને!"

ખીસ્સાકાતરૂં—

ડોકટર—(શેરીમાં રમતાં બે છોકરાઓને)

"કેમ છો! છો તો મજામાં ને!"

બન્ને છોકરાઓ—"એ અમે કહેવા માગતા નથી.

"કેમ?"

"બાપુજી કહેતા હતા કે, ગયે મહીને તમે અમારે ત્યાં આવ્યા, અને કેમ છો કહીને તેમની પાસેથી બે રૂપીયા પડાવી લીધા."

હાસ્યરસિક રમુજી સ્કેચ—

# મોંઘી મહેફિલ!

લેખક: રા'માંડલિક

કંચનનાં લગ્ન થઇ ગયાં. હોળીના દિવસોમાં શેરી પાસેથી પસાર થતાં કો' શાહુકારને, પૈસા પડાવવા માટે ઘેરૈયાઓ ઘેરી વળે તેમ લગ્નને બીજે જ દહાડે કંચનની આસપાસ નાતના યુવાનો મહેફિલની મધુરી માગણી કરતા ઘેરી વળ્યા. કંચનનાં લગ્ન પ્રસંગે કંચનના પિતા ગુલાબદાસ શેઠે વતનના કિનારા પર પગ મૂકતાં જ જેમ સૌની સાથે મીઠો સંબંધ કેળવ્યો હતો તેમજ કંચને પણ નાતના યુવાનોને પોતાની આસપાસ ફરતા કરી દીધા હતા. અત્યાર સુધીમાં નાતના યુવાનોને કંચને નાની મોટી કૈંક મહેફિલો આપી દીધી હતી, એટલે આ એક મહેફિલ તેને વધુ પડતી ન હતી; અને કંચનનું ચોવીસે કલાક મન રીઝવનાર દોસ્તોને એક મહેફિલ જેવી વસ્તુ માટે નાપાડી તેઓનું મન દુભવવા જેટલી હિંમત કંચનમાં ન હતી.

અંતે તેણે સંમતિ આપી અને તેજ રાત્રે કંચનના બંગલામાં મહેફિલ ગોઠવવાનું નક્કી થયું. કંચન અને તેના એક ખાસ મિત્રે નાસ્તા પાણી ઇત્યાદિની સગવડ કરવાનું માથે લીધું અને તે સિવાય રંજન પ્રોગ્રામ માટે ગ્રામોફોન, હારમોનિયમ તેમજ ચોપાટ વિગેરે મેળવવાનું બીજાઓને સોંપ્યું.

કંચનને લાગ્યું કે જ્ઞાતિના યુવાનો તેની પુંઠે આદુ ખાઇને પડ્યા હતા અને માત્ર મહેફીલો પૂરતીજ મિત્રતા દાખવતા હતા, એટલે તેઓને હંમેશ માટે યાદ રહે એવી જાતની યુક્તિવાળી ટીખળ તેણે 'શોધી' કઢાડી હતી. તેનો અમલ કરવાનો આજે અવસર આવ્યો હતો.

રાત્રે આઠને બદલે દશ વાગ્યા સુધી બે-ચાર બચ્ચા—કચ્ચાં સિવાય નિયત સ્થળે—કંચનના બંગલે—કોઇ દેખાયું નહિ, એટલે કંચન તથા તેના અંગત મિત્રને વિચાર આવવા લાગ્યા, કદાચ ખાધચીજ વસ્તુઓ ખરીદવાનું 'હલકું' કામ પોતા પર લઇ, વાજીંત્રો વિગેરે માગી લાવી ભેળાં કરવાનું ભારે કામ તેમને સોંપાયું હતું તેથી માઠું લાગ્યું હોય તે બતાવવા કે કોણ જાણે કેમ પણ હજુ સુધી કોઇ ફરક્યું નહિ; તેથી બન્નેને સહેજ ફિકર થવા લાગી. ફિકર એટલા માટે કે જો આજે તેઓ ન આવે તો ખાવા માટે આણેલી વસ્તુઓ બગડે એટલું જ નહિ પણ કંચનની યુક્તિનો અમલ કરવાની તક પણ જાય! આથી તેઓની મહેનત નિષ્ફળ ન જાય, તે માટે બન્નેએ જાતે દરેકે દરેકને ઘેર ઢુંઢી બોલાવી લાવવા કમર કસી અને બને તેટલાને બોલાવી પણ લાવ્યા!

જેઓને હારમોનિયમ, ગ્રામોફોન વિગેરે પેદા કરવાનું કામ સોંપાયું હતું તેઓ તો ક્યારનાય 'રફુચક્કર' થઇ ગયા હતા, એટલે એ કામ પણ હવે જ કરવાનું હતું! આજુબાજુના જે લોકો પાસે ગ્રામોફોન યા હારમોનિયમ હોય એવાની નામાવલી તૈયાર કરી, દરેકને ઘેર એકેક યુવાનને મોકલ્યો. થોડી વારે ખબર મળ્યા કે: 'એકનું ઘર બંધાતું હતું!' તો બીજાનું 'હારમોનિયમ રીપેરમાં હતું' તો 'ત્રીજાના ગ્રામોફોનની કમાન જ છટકી ગઇ હતી!'— આવા મોકાણના સમાચારથી કંચન કંટાળ્યો. ત્યાં તો તેને યાદ આવ્યું કે બાજુમાં રહેતા રઘુ સોનીને ત્યાં થોડા દહાડા પહેલાં જ ગ્રામોફોન વાગતું તેણે સાંભળ્યું હતું! —પણ તે કઢાવવું

શી રીતે ? જેમ તેમ તો રઘુ સોની પોતાની ગ્રામોફોન જેવી કિંમતી વસ્તુ આપે તેમ નહતા, એટલે કંચને યુક્તિથી કામ લેવાનું નક્કી કર્યું. પહેલાં તો તેણે ખૂબ નમ્ર વિનતિથી રઘુ સોનીને બોલાવવા એક જણને મોકલ્યો. રઘુ સોની આવ્યા, એટલે સૌએ તેમને અપૂર્વ માન આપ્યું. કંચને આવકાર આપી પોતાની સામે જ રઘુ સોનીને બેસાડ્યા અને સીગારેટની પાકીટ તેમના તરફ ફેંકી. દાગીના બાબત વાતો કઢાડી રઘુ સોનીને પટાવવાની તરકીબ તેણે શોધી કાઢી હતી, કારણકે હજુ એક અઠવાડીયા પહેલાં જ એજ રઘુ સોની પાસે તેણે દાગીનાનું કામકાજ કરાવ્યું હતું.

મોજીલા રાજવીને જેમ શરાબ અને એશઆરામની ચર્ચામાં રસ પડે, સાક્ષરોને સાહિત્યની વાતોમાં જેમ તાન ચડે, ક્રિકેટનો ખેલાડી જેમ રમતગમતની બીનાઓ વર્ણવવામાં ભાન ભૂલે, અને ખાનદાની ખમીરના યુવાનને જેમ દુનયાની ઉથલ પાથલની વાતોથી શૂર ચડે, તેજ પ્રમાણે રઘુ સોની પણ સોનું ટીપવાની કળામાં, કસવાની કળામાં, બારીકીથી ઘડવાની કારીગરીમાં પોતે કેટલા પારંગત હતા એ વર્ણવવાની ધૂનમાં ચડી ગયા. પાએક કલાકમાં તો તેમણે પાંચેક સીગારેટોનો ઉપરાછાપરી ધુમાડો કરી નાખ્યો, ત્યારે કંચનને લાગ્યું કે હવે વાત ફેરવવી જોઇએ. એટલે તેણે ડપ લઇને વચ્ચમાજ વાત મૂકી: "હાં, અરે ! રઘુભાઇ ! તમારું ગ્રામોફોન જરા આજે જોઇએ છે !"

"અરે ભલા માણસ ! એ તમને કોણે કહ્યું ! એ તો ગઇ પરમ દિવસે મારી પાસે ગ્રામોફોનની દુકાનવાળો એક જાપાનીસ સેકંડહેંડ વાજું લઇને મને બતાવવા આવ્યો હતો. તે અમે Trial—દાખલ પર મૂક્યું હતું એટલે તમે સાંભળ્યું હશે !-સારું, લો ત્યારે સાહેબજી ખૂબ વખત નીકળી ગયો !"

હવે શું કરવું ? રઘુ શેઠે તો 'સ્નાનના સમાચાર' આપ્યા ! વખત કેમ પસાર કરવો ! કંચને અને તેના મિત્રે ગુલાબજાંબુ વિગેરે વસ્તુઓ એક ખૂણામાં મૂકી રાખી હતી પણ તેનો પ્રોગ્રામ હતો રાત્રે બાર વાગે ! તે પહેલાં ચોપટ અને સંગીતનો પ્રોગ્રામ હતો. ગ્રામોફોન તો મળ્યું નહિ. હાર્મોનિયમ માટે એક જણ ફરી તૈયાર થયો. તેણે અરધા કલાક પછી એક 'પગપેટી' આણી આપી ખરી ! પગપેટીના આવવાથી સૌના પગમાં નવું જોમ આવ્યું !

એ પેટી આણનાર ભાઇએ-પોતેજ પગપેટી ખોલી તો જણાયું કે લગભગ અર્ધા સૈકાની ધૂળ તેમાંથી બહાર આવતી હતી અને આ 'પગપેટી'ને બહાર ખેંચી, વગાડવાની તૈયારી કરી ત્યાં તો ઉપરનો ભાગ, જાણે આટલા વર્ષોના પરિશ્રમથી થાકી ગયો હોય એમ બેસી જતો હતો. માંડમાંડ, મહામહેનતે જેમ તેમ અટકાવી, આંધળામાં કાણારાજા જેવા એ સંગીતકારે પોતાના સુંદર સુરોમાં "ફૂલની પાંખડી લ્યો પ્રાણ..." એ સર્જન જુનું ગાયન ઉપાડયું ત્યારે કંચનથી વચમાં બોલાઇ જવાયું કે:—"ભાઇસા'બ અમને આવા સંગીતના પુષ્પની પાંખડી તો શું, પણ એ પુષ્પની પરાગ કે પરિમલની પણ જરૂર નથી !... "—હારમોનીયમનો સૂર પણ એવો હતો કે જાણે તેની વયોવૃદ્ધ અવસ્થાને અંગે તે ધારાં પાડીને પોતાના પર ગુજરેલ જુલમ 'ના અનુભવ બોલ ભાખતું હોયની !!

ત્યાર બાદ આ ભાઇએ આખીજ બીજી તરેહ 'ચીઢ' લગાવી અને 'વાહ વાહ' ના પોકાર વચ્ચે તેઓ પોતાની મેળે જ સ્થાનભ્રષ્ટ થયા, કારણ કે તેમણે જોયું કે સાંભળનારાઓમાંથી ઘણાખરા યુવાનો તો ઝોલાંજ ખાતા હતા. ત્યારે થોડાએક વાતોના ગપાટા હાંકયે જતા હતા ! થોડાએક સીગરેટો ફૂંકી ફૂંકી ધુમાડાથી ઓરડો ભરી દેતા હતા !

આજ વખતે સંગીતની પૂર્ણાહુતિ જાહેર કરવાનું કામ કીટસન લાઈટ લેમ્પ પર આવી પડ્યું હોય તેમ તેમાં ગ્યાસનેટ ખૂટ્યું અને તે તુરત ઠરવા લાગ્યું. હવે સૌ મુંઝાયા પણ તુરત જ કંચન નીચેથી બે સારા લાલ ટીન લઇ આવ્યો, એટલે સૌ ચોપાટ ભણી દોડ્યા.

ચોપાટમાં એ લોકને એટલો તો રસ પડ્યો કે એમને એમ બે વગાડી દીધા. વચ્ચમાં માત્ર બબે-ત્રણ-ત્રણ-કપ ચા લીધી હતી અને સીગારેટો પર સખત મારો ચલાવ્યો હતો.

કંચનને લાગ્યું કે હવે એમણે તૈયાર રાખેલ રસ બસતા ગુલાબ જાંબુ બહાર કઢાડવાનો વખત થયો હતો. આ દરખાસ્ત મૂકતાં ચોપાટને પડતી મુકી, સૌ તૈયાર થઇ ગયા એટલે કંચને અને તેના મિત્રે એકેક રકાબીમાં 'ગુલાબજાંબુ' મૂકી પ્રત્યેકની સમક્ષ મૂકયાં.

ઉજાગરાની અસરથી સૌની આંખ ઘેરાતી હતી અને વળી આ પ્રોગ્રામ માટે તો કયારથી તલસાટ લાગ્યો હતો એટલે 'ભૂખ્યાં ડાંસ જેવાં' યુવાનોએ એ 'ગુલાબજાંબુ' એકેક લઇ, આખા ને આખા ઉતારી જવા મોઢું ફાડી તૈયારી કરી, અને તુરત જ "થૂ થૂ થૂ થૂ કરતો એક જણ સફાળો બેઠો થઇ ગયો! "શું થયુ! શું થયુ?" ની બુમ પડી અને બીજી બાજુ બીજા ત્રણ-ચારની પણ એ જ સ્થિતિ થઈ, એટલે બાકીના જણ અટકી ગયા-તપાસ કરતા જણાયું કે કંચને સૌને બનાવવા વાસ્તે જ ખાસ ઉટના લીંડાને ઘીમાં આબાદ બોળી, ગુલાબ જાંબુ જેવા દેખાવના કરી સૌને પીરસ્યા હતા, જેને સુંઘવાની પણ કોઇએ તસ્દી લીધી ન હતી. અને પરિણામે હસાહસ થઈ રહી......

આ મશ્કરીનો લગભગ અર્ધો અર્ધ જણ ભોગ થઇ પડયા પણ તેઓ સૌ પણ ખાસ નુકસાનીને પહોંચ્યાં ન હતા. કારણ કે કોઇએ હજુ ગળામાંથી અંદર તો ઉતાર્યાં જ નહતાં, આ મશ્કરી ટીખળમાં સારી રીતે ખપી ગઇ અને કંચનના સ્વભાવથી સૌ પરિચિત હોઈ ગુસ્સે થવાનું કોઇને કારણ નહોતું, ઉલટું કંચનની યુકિત માટે તેના સૌએ વખાણ કર્યાં!...

...પણ હવે સૌ ભૂખ્યા થયા હતા એટલે કંચને સૌને શાંત પાડવાનો ઇરાદો બતાવી, મોહનથાળ અને ચેવડાની 'ડીશ' મૂકી અને ખાસ દબાણ પૂર્વક સૌને ખવડાવ્યું!...

પછી, ફ્રુટની 'ડીશ' મૂકી. ફ્રુટની પસંદગીમાં પણ કંચને સસ્તામાં સસ્તી વસ્તુ-'કારિંગડાં' (તડબૂચ) ની ખરીદી કરી હતી!-પણ હવે તો ઘણાખરા સમજી ગયા હતા એટલે "અત્યારે-વહેલી પરોઢના એ શરદી કરાવશે!" એ બહાનાસર "કારીંગડાં" છોડી દીધાં પણ તેને બદલે (અંતમાં) પેલા 'ગવૈયાને એકાદ ચીજ' વગાડવાનું કહેવામાં આવતાં તેણે સવારના ખાસ કર્ણપ્રિય એવો "કાલિંગડો" રાગ ગાયો.

સુતી વેળાએ સૌ ધારતા હતા કે રાત્રે ચાર વાગ્યા પછી સુતેલા હોઈ સવારના ૯-૧૦ વાગ્યા સુધી પથા રહેવાશે! પણ ના, એ માન્યતા પણ કંચનની ત્રીજી મશ્કરીએ જુઠી પાડીઃ-૭-સાત વાગ્યા ત્યાં તો એક પછી એક સૌ સરભણી નાઠા...અને જેમ બને તેમ જલ્દી કળશીએ જવાની તૈયારી કરવા લાગ્યા!-પણ તેઓને હજુ ખબર પડી ન હતી કે કંચને પાછળથી ખૂબ દબાણ કરીને ખવડાવેલા મોહનથાળમાં જુલાબનુ મિશ્રણ કર્યું હતું!!!

સાંજરે જ્યારે કંચન બજારમાં નીકળ્યો ત્યારે તેણે જોયું તો રાત્રે હાજર રહેલા યુવાનો પૈકી એકેક જણ બજારમાં દીવેલીયું ડાચું કરીને ફરતો હતો, કંચન પોતાની ધારેલી અસર ઉપજાવી શકયો હતો કારણકે સ્વાર્થી, અને લાલચુ યુવાનોમાંના દરેકે દરેકે કબૂલ્યું હતું કે દરેકને એ મહેફીલ મોંઘી પડી ગઇ હતી!!

સંપૂર્ણ.

# વેરની વસુલાત યાને બદલો

(કટાક્ષપુરતી સામાજીક હૃદયના નાદને ઝણઝણાવનારી નવલીકા)

લેખકઃ—શ્રીયુત નટવર બી. નાણાવટી—મહુવા બંદર

"બાપા! મારા ઉપર દયા કરો."

"શું છે?"

"આ વર્ષે પૈસા ભરી શકીશ નહીં"

"શા માટે?"

"આ દુકાળીયા વરસે અમારૂં સત્યાનાશ કાઢી નાખ્યું છે. ઘરમાં ખવા માટે અન્ન નથી માટે મહેરબાની કરી દયા લાવો અને આવતે વર્ષે ખાતુ ભરપાઈ કરી આપશું"

"પૈસા લેતી વખતે સારા લાગ્યા હતા કેમ!" કપુરચંદ શેઠ બરાડી ઉઠયો

"શેઠ! અમને આ ખબર ન હતી કે કુદરત અમ ગરીબ જેવા ખેડુત ઉપર આમ રૂઠશે?"

"તારે પૈસા આપવા નથી એટલે આમ કરે છે. જો, મેધા! રૂપીયા સો તથા વ્યાજના પચીશ મળી સવાસો આઠ દિવસની અંદર આપી જજે નહીંતર તારા ભુંડા હાલ કરીશ." શેઠ ખીજાતા બોલ્યા.

વડલી એક નાનું સરખું ગામ હતું. ગામના ખેડુત પૈસે ટકે સુખી હતા ગામમાં વસ્તી ખેડુની તથા આલતુ ફાલતુ લોકોની. પણ વાણીયાનું એક ઘર ન હતું. એક વખત કપુરચંદ શેઠનો બાપ ફરતો ફરતો આ ગામમાં આવ્યો. ગામ તેને સુખી જણાયું. એટલે આ વાણીયે લાગ જોઈને વડલીમાં દુકાન કરવાનો વિચાર કર્યો. ધીમે ધીમે કપુરચદ શેઠના બાપે ધીરધાર વધારી દીધી અને આખા વડલી ગામનો પૈસો તેણે લઇ લીધો. ગામ આખું ગરીબ બન્યું, અને વધારામાં વરસ દુકાળ જેવું દેખાણું અને જે ખેડુતો સુખી હતા તે બધા કંગાલ બની ગયા.

× × ×

"કેમ મેધા? આજે પૈસા આપવા છે કે?"

"શેઠ! મારી લેણદેણ તમારે ત્યાંજ છે ને હું કયાંથી પૈસા લાવું? આ દુકાળીયા વરસથી ઘેર ખાવા ધાન રહ્યું નથી, એટલે હું શું કરૂં.?"

"સાલા, તું એમ નહીં માને. અરે રજુમીયા આ સાલા પાસેથી મારીને પૈસા કઢાવો." કપુરચંદે પોતાના મીયા નોકરને હુકમ કર્યો. ખુની મીયાએ ગરીબ બીચારા મેધાના વાંસામાં જોરથી બે લાકડી મારી દીધી ગરીબ મેધો રડી પડયો અને ઘણા કાલાવાલા કર્યા પણ શેઠ એકનો બે ન થયો. અને કહ્યું કે "બસ મારે તો આજજ પૈસા જોઇએ નહીંતર તું જીવતો નહીં રહે" "મીયા! દે સાલાને" નિર્દય શેઠ દુર ઉભો ઉભો આ પીશાચી લીલા નીહાળી રહ્યો હતો.

અતિશય મારથી મેધો ભોંય ઉપર બેશુદ્ધ બની ગયો હતો. શેઠ અને મીયા ત્યાંથી ચાલતા થયા.

× × ×

કપુરચંદ શેઠના ઘરમાં ગુમરાણ મચી રહી હતી. સ્ત્રી અને બાળકોએ કોલાહલ કરી મુકયો હતો. કપુરચંદ શેઠે મીયાને મદદ માટે બુમ પાડી. "મીયા! ઓ મીયા! દોડજે ચોર આવ્યો.

"શેઠ! મીયો તમને મદદ કરી શકશે નહિ. એને તો ત્યાંજ પુરો કરી દીધો છે; માટે હવે

ભુમો પાડયા વિના તીજોરીની ચાવીઓ આપી દીયો." બહારવટીયો બોલ્યો.

વડલીના ઘણા ગરીબોનાં ગળાં ચુસી એકઠી કરેલી મીલ્કત બહારવટીયાને આપતાં શેઠ અચકાયો તો ખરો પણ ખુલ્લી તલવાર જોઇને હીંમત હારી ગયો. તેણે તીજોરીની ચાવીઓ બહારવટીયાને સોંપી દીધી અને છાનો માનો જમીન ઉપર બેસી ગયો. બહારવટીયાએ કપુરચંદ શેઠની આટલી મીલ્કતમાંથી એક પાઇ પણ રહેવા દીધી નહીં.

"કેમ શેઠ? મને ઓળખો છો?" બહારવટીયે બુકાની છોડી કહ્યું.

"કોણ મેઘો?" શેઠથી બોલાઇ ગયું.

"હા હું પોતેજ મેઘો. તમેજ મને આમ કરવાનું શીખવ્યું. તમને યાદ છે કે તમારા મીંયા પાસે મને માર મરાવ્યો હતો અને હું તમને કેટલો કરગર્યો હતો છતાં તમે માન્યું નહીં પછી તો વેર લેવા બહારવટે નીકળ્યો અને એ વેરનો બદલો તમારી પાસેથી લેવા આવ્યો છું. શેઠ, પ્રભુનું નામ લ્યો. થોડીકવાર માટે તમે આ દુનિયામાં છો.

"મેઘા! મારી ભુલ થઇ, મને માફ કર. આજથી હું કદી ગરીબો ઉપર જુલમ નહીં ગુજારૂં. મારી મીલ્કત ભલે તું લઇ જા પણ તું મારો જીવ બચાવ. મારા બાયડી છોકરાં રઝળશે" શેઠે મેઘા બહારવટીયાને કરગરવા માંડયું.

"શેઠ? તે દિવસે હુંય તમને કાલાવાલા કરતો હતો છતાં તમને જરાપણ દયા આવી નહીં તો આજે હું કેમ દયા બતાવું?" આમ બોલી મેઘાએ તલવારના એકજ ઝટકાથી માથું ઉડાવી દીધું. પાપીને તેના કર્મનો બદલો મળ્યો. પછી મેઘો બહારવટીઓ લુંટેલી સઘળી મીલ્કત લઇ બહાર આવ્યો અને સૂર્ય ઉગ્યો તે પહેલાં કયાંય જંગલમાં અદ્રસ્ય થઇ ગયો.

---

ભુજ કચ્છ—તા. ૨૪-૬-૪૦ ને રોજ શ્રી ભુજ મોઢ માંડલીઆ મિત્રમંડળની એક બેઠક ભાઇ રસીકલાલ ભગવાનલાલ (Advocate)નાં પ્રમુખપણાં નીચે ભરવામાં આવી હતી. કેશીયર શ્રી ચંપકલાલે ત્રિમાસિક હિસાબ રજુ કર્યો હતો. ત્યારબાદ નીચે મુજબ ઠરાવો પસાર થયા હતા.

૧ આપણી જ્ઞાતિની સ્ત્રીઓમાં, મરણ પછવાડે દશ દિવસ સુધી દરરોજ બે વખત રડવા કુટવાની પ્રથા હજીસુધી પ્રચલિત છે, હાલના વખત પ્રમાણે તે ઘણું જ નિંદનીય છે જેથી ઉઠમણાં પછી (બહારગામથી કાણીઆ આવે તે સિવાય) હવે આ ચાલુ પ્રથા તદ્દન બંધ રાખવા આ મંડળ જ્ઞાતિની દરેક બહેનોને આગ્રહ કરે છે.

૨ મુરબ્બી જયંતીલાલ નાગજીના પત્ની તથા કનૈયાલાલ માધવલાલના પત્ની કંકુબાઇના અકાળ અવસાનથી આ મંડળ ખેદ પ્રદર્શીત કરે છે અને સદ્દગતના આત્માઓને શાંતિ મળે એમ ઇચ્છે છે.

૩ હાલમાં જ્યારે લગ્ન પ્રસંગે પરદેશથી જાન આવે છે ત્યારે વરપક્ષવાળા તરફથી જાનૈયાઓને સવારનું જમણ પોતા તરફથી હોય છે પરંતુ તેથી વરપક્ષવાળાને ઘણી જ મુસ્કેલી નડે છે. જેથી હવે વરોઠી સિવાયના દીવસોએ બન્ને વખત કન્યાપક્ષવાળાએ જમણ કરવું અને તે દરેક ટંકનું જુદું જમણ લેખવામાં આવશે એટલે કે કુલે પાંચ જમણ આપી જાનને વિદાય આપવી, જેથી એક દિવસનો ફાયદો થાય.

મંડળના મેમ્બરોએ એકબીજાને સારા તેમજ નરસા પ્રસંગે એકબીજાને મદદ કરવાનું ઠરાવ્યું છે. ત્યારબાદ અન્ય પરચુરણ કામકાજ બાદ મીટીંગ વીસર્જન કરવામાં આવી હતી.

# પ્રભુ પ્રત્યે

લેખકઃ શ્રી. વલ્લભજી ભાણજી-મોરબી

હરિ—ગીત

(ગતાંકથી ચાલુ)

અભી તક નહિ દર્શન હુવા પ્રભુ! મૈં અભાગા દાસ હું,
તેરે લીયે મૈં ક્યા કરે મૈં મોહ માયા પાસ હું;
ખાવિંદ ખુદ તૂ બાદશાહ તેરા મૈં રંક ખવાસ હું,
અબ કૃપા કર દર્શ દે તૂ મૈં નિરાશ્રિત ખાસ હું. ૫

× × × ×

તેરી કૃપા જહાં બહતી હૈ વહાં શાંતિ સુખ આનંદ હૈ,
ઉનકે નહિ કુછ ન્યૂનતા વહ ભાગ્ય પૂરણ ચંદ્ર હૈ;
તેરી કૃપામૃત બરસતા વહાં ફંદ યા નહિ દ્વન્દ્વ હૈ,
તેરી સુરત દર્શન હુવા વહી ધન્ય પરમાનંદ હૈ. ૬

× × × ×

તેરે સ્મરણમેં કટતી ઘડીયાં વહ હી ઘડીયાં ધન્ય હૈ,
તેરી કથા જહાં હો રહી વહ સ્થાન તીર્થ અનન્ય હૈ;
તેરી ખીજમત તેરી સેવા કરતા જનને ધન્ય હૈ,
તેરે ચરણ મન જો બહા મન વે હિ ધન્ય અનન્ય હૈ. ૭

× × × ×

તેરે શરણમેં જો રહા ઉનકો ફિકર ફિર ક્યા રહા,
તૂ સ્વામી હોકર સ્વયં ઉનકા યોગ ક્ષેમ બહા રહા;
જલ્લાદ કે શિર કદમ રખકર ભક્ત તુમ્હે પા રહા,
એસા હી તેરા શરણકા મહિમા નિગમ સબ ગા રહા. ૮

× × × ×

તેરા મિલનકી આશમેં મૈં જીંદગી બાહી રહા,
તેરા વચનકી તોર પર યહ પ્રાણ મૈં સાહી રહા;
માલિક તેરી સ્વારીકા સત્કાર ગીત મૈં ગા રહા,
દિલદાર તેરા વિરહમેં આંસુકી નદિયાં બહા રહા. ૯

× × × ×

તેરેસેં પ્રીતિ બન ગઈ તબ મસ્ત બનકર ફિર રહા,
જાતા ઈધર યા ઉધર વહાં તે શહિ મહિમા ગા રહા;
ઔર મેરા કામ ક્યા તેરા હુકમ ઊઠા રહા,
તેરી ખુશી તેરી દુવા મૈં જીવન ભર બસ રહા રહા. ૧૦

× × × ×

કૈસી દયા તેરી પ્રભુ યહ દાસ પર કિસ વિધ કહે,
તેરા અતુલ ઉપકારમેં મસ્તિક મેરા ઝુક રહે;
ઈચ્છા ભઈ વહાં વસ્તુ વૈભવ જલદીસેં તૂ દે રહે,
મેરી તરફ માલિક, તેરી મ્હેરકી નદિયાં બહે. ૧૧

× × × ×

તેરી નિગાહ તેરી રહમ મેરા જીવન ઉદ્ધાર હૈ,
કુછ યોગ્યતા મેરી નહિ મેં દોષ પારાવાર હૈ;
હેસીયત નહિ દાવા નહિ ઇન્શાન સબ લાયા રહે,
તેરી કૃપાસેં જીત હૈ તેરી કઝા સેં હાર હૈ. ૧૨

× × × ×

મેં જાતી વન વન તીર્થમેં મેરા પ્રીતમકી ખોજમેં,
મેં પૂછતી વનવેલીઓસેં આંસુ ભર કભી મોજમેં;
પડતી મેં શાસ્ત્ર પુરાણુકો જાતી ફકીરકી ફોજમેં,
સબ લેટકર મેં સ્વામી દેખા હૃદય રસકા હોજમેં. ૧૩

× × × ×

જાના કહાં જાકે વહાં કિસ બાતકી બાતાં કરે,
દિલ દે ચૂકા દિલ લે ગયા બે દિલ બનાઈ દિલબરે;
અબ મેં નહિ મેરી રહી ઉનકી બની કુછ ભી કરે,
મેં મસ્ત હું મશગુલ ઉનકી શકલકી લાલી પરે. ૧૪

× × × ×

આયા તો દિલબર લેતે જાના હૃદયકા ફુલ પ્યારસેં;
તેરે ચરણુ અભિષેક કરતી આંસુઓંકી ધારસેં;
મેરા જીગર ઘાયલ હુવા તેરી નજરકી• ધારસેં,
યહ બદન ભી જલ જાયગા તેરા વિરહ અંગારસેં ૧૫

× × × ×

વે ચતુર સુંદર શ્યામ હૈ મુખકાં કભી બોલે નહિ,
મગર ઉનકા હૃદયમેં પ્રિય મિલનકી ચટપટ રહી;
દેખે નહિ, દેખે છિપાકર મધુરી મુખ છા રહી,
એસી રસીકતા ચતુરતા દેખી નહિં મેંને કહીં. ૧૬

---

સુરતના શેઠ ઠાકોરદાસ ગુલાબદાસ ઝરીવાળાને ' મોઢ મહોદય ' માસિક કમીટીના સભ્ય તરીકે કમીટીની બહુમતીથી ચુંટવામાં આવેલ છે.

# " મોઢ જાગૃતિ "ની સુષુપ્તિ

## અમારું નિવેદન

'મોઢ જાગૃતિ' પત્ર બંધ કરવાના આખરી નિર્ણય ઉપર અમે આવ્યા છીએ. જે સંજોગો વચ્ચે હાલ 'મોઢ જાગૃતિ' જીવી રહ્યું છે એ સંજોગો વચ્ચે એ બંધ કરવું એ એક જ આખરી અનિવાર્ય ધર્મ અમારા માટે થઈ પડ્યો છે.

'મોઢ જાગૃતિ' મોઢ જનતા સમક્ષ જન્મ્યું અને દોઢ વર્ષ જીવ્યું. દોઢ વર્ષ દરમ્યાન એણે જે કર્યું એની વિગત અહિં ઉતારવા બેસીએ તો પુષ્કળ જગ્યા જોઈએ, પરન્તુ એણે જે કાંઈ કર્યું એમાં જ્ઞાતિસેવાની સંપૂર્ણ નિષ્કામ ભાવના હતી. યુવાનોના અંતરમાં ધનગની રહેલી જ્ઞાતિ જાગૃતિની તમન્નાઓનું એ એકીકરણ હતું. જૂના રિવાજો સામે મરજિવા થઈને ઝઝૂમવાનો એનો આખરી નિર્ધાર હતો. કોઈની લેશમાત્ર શેહ કે શરમમાં દબાયા વગર પોતાના ધ્યેય, આદર્શ, અને સિદ્ધાન્તને માર્ગે જવાની એની પૂનિત દૃષ્ટિ હતી અને કોઈને કશું અંગત નુકશાન કે પ્રતિષ્ઠાહાનિ પહોંચાડવાની ભૂરી નેમ કે બીજી દરી આંધળી સ્વાર્થવૃત્તિ ન હતી.

પરન્તુ આપણી જ્ઞાતિનો યુવાનવર્ગ જેને માટે આવા પત્રો મુખ્યત્વે જન્મે છે એ તદ્દન અજ્ઞાન અવસ્થામાં છે. જ્ઞાતિના યુવાનોને જ્ઞાતિ ઉત્કર્ષની પડી નથી હોતી. કોઈને એ મહનની વેઠ કરવાની ફુરસદ કે હોંશ નથી. જ્ઞાતિનું વાતાવરણ ગમે એટલું અંધાધુંધી ભર્યું કે અંધકાર વડે ફેલાયેલું હોય તેની કોઈને નિસ્બત નથી. જેને છે એઓ જે થોડુંએક કરી છૂટે છે એ પાછળ ખોટી કીર્તિનો એક માત્ર મોહ હોય છે.

દોઢ વર્ષ સુધી 'મોઢ જાગૃતિ' ચાલું રહ્યું. એ દરમ્યાન અમારાથી શકય એટલો પરિશ્રમ અમે એને સંગીન બનાવવા પાછળ વેર્યો છે. એ પરિશ્રમ વેરતી વેળા અમારા અંતરમાં અતૂટ કર્તવ્યપાલનની અમને શ્રદ્ધા હતી. દેખીતી નજરે નિહાળી શકાય એવા વિઘ્નો છતાં એ સાહસ વહોરવાનું અમે સહુએ માથે લીધું હતું પરિણામની અમને પરવા ન હતી !

એટલે આજની છેલ્લી પળ સુધી એના નિભાવ પાછળ અમો સહુએ અમારી સર્વ શક્તિઓનો વ્યય કર્યો છે. પરન્તુ અમારો અનુભવ કહે છે કે એ પરિશ્રમનું કશું સક્રિય પરિણામ આવ્યું નથી. 'મોઢ જાગૃતિ' પ્રથમના વર્ષમાં સારી જેવી રકમની રૂા ૩૦૦/–થી રૂા. ૪૦૦/– સુધીની–ખોટ સહન કરીને જીવ્યું. શરૂઆતના વર્ષ માટે તો એ ચલાવી લેવાય એવી વાત હતી પરન્તુ બીજા વર્ષ માટે એવી ખોટ સહન ન કરવી પડે અને એ પડતી ખોટ માટે કોઈની મદદ ન લેવી પડે એ માટે અમે લવાજમ જે વાર્ષિક રૂા. ૧–૮–૦ હતો તે વધારીને રૂા. ૨–૦–૦ વાર્ષિક કર્યું.

બીજા વર્ષ દરમ્યાન જાન્યુઆરી '૪૦ થી જુન' ૪૦ સુધી ૭ માસમાં અમને માત્ર ૧૩૦ ગ્રાહકો તરફથી લવાજમના રૂા. ૨૫૭–૪–૦ મળ્યા. બધા ગ્રાહકોના લવાજમો અમને મળી શકયા હત તો 'મોઢ જાગૃતિ' હજુ નભી શકયું હત. પરન્તુ દુઃખની વાત છે કે આપણા ભાઈઓ લવાજમ મોકલવા જેટલી તત્પરતા નથી દાખવતા. સહુને વાર્ષિક રૂા. ૨–૦–૦ની ભરવી પડતી રકમ કોઈ ધર્માદા પેટીમાં કપને ભરવી પડતી જેવી રકમ લાગે છે એટલે ૪૫૦ જેટલા ગ્રાહક બંધુઓમાંથી બીજા વર્ષનું લવાજમ માત્ર ૧૩૦ ગ્રાહકોએ મોકલ્યું એટલે

૭૨૦ જેટલા ગ્રાહકો પાસે અમારૂં ચાલુ વર્ષનું લવાજમ અદ્યાપિ બાકી છે. આ ગ્રાહકોનાં રૂા. ૬૪૦-૦-૦ અમને મળે તો બીજા ૬ માસ એટલે આ વર્ષ સ્હેજે પુરૂં કરી શકાય.

આ લવાજમ નહિ મોકલવામાં ભાવનગર, શિહોર, બોટાદ, કુંડલા, અમરેલી, વિરમગામ કરાંચી મુંબઈ વી. સ્થળોમાં વસતા ભાઇઓ છે. વખતો વખત મોકલી આપવાની એમને કરવામાં આવેલી વિનંતીઓ બ્હેરા કાન ઉપર અથડાઇ છે.

બ્હારની મદદ ઉપર આ પત્રને જીવાડવું અમને યોગ્ય નથી લાગતું. અને મદદ આપનારાઓની શક્તિને પણ મર્યાદા હોય છે. એટલે એ રીતે 'મદદ' મેળવીને જીવવા કરતાં 'મોઢ જાગૃતિ'ને બંધ કરવું યોગ્ય માન્યું છે.

કલકત્તાના 'મોઢ તરૂણ' પછીનો આ બીજો કમનશીબ બનાવ છે. આપણા જ્ઞાતિપત્રો આવી કરૂણ અવસ્થામાં અવસાન પામે છે એ આખી જ્ઞાતિની શરમ છે. આપણા સહુની એ નામોશી છે આપણા સહુની એ નબળાઇ છે.

'મોઢ જાગૃતિ' ચાલુ રહ્યું એ દરમ્યાન જે જે ભાઇઓએ અમને સીધી કે આડકતરી રીતે સહાયતા આપી છે તે સહુ ભાઇઓના અમે સહુ અંતઃકરણપૂર્વક ઋણી છીએ અને એ સહુનો આભાર માનીએ છીએ.

લી. સેવકો
વરજીવન ગોપાળજી પારેખ
રતીલાલ નથુભાઈ પારેખ
'મોઢ જાગૃતિ' વ્યવસ્થાપક મંડળવતી

માઢુંગા–
તા. ૬–૭–૪૦

## 'મોઢ જાગૃતિ' માસિકનો નવેમ્બર ૧૯૩૯ થી જુન ૧૯૪૦ સુધીના આવક જાવકનો હિસાબ.

| જ | | ઉ | |
|---|---|---|---|
| ૨૫૭–૪–૦ | ૧૯૪૦ ની સાલના ૧૨૯ ગ્રાહકોના લવાજમના | ૫૦૩-૧૦-૦ | માસિકની છપાઈ, કાગળ વિગેરે ખર્ચના |
| ૪૩–૦–૦ | ૧૯૩૯ સાલના ૨૪ ગ્રાહકોના લવાજમના | ૧૬–૦–૦ | પ્રવાસ ખર્ચના |
| ૧૯–૪–૦ | જાખ. ના— | ૩૭-૧૨-૩ | પરચુરણ ટપાલ ખર્ચ, રબ્બર, સ્ટેમ્પ તથા સ્ટેશનરી તથા કન્વેયન્સ ખર્ચના (નવેમ્બર '૩૯ થી જુન '૪૦ સુધીના) |
| ૧૭૮–૦–૦ | બ્હારની મદદના | | |
| ૪૯૭–૮–૦ | | | |
| ૫૯-૧૪-૩ | ચુકવવા બાકી–– | | |
| ૫૫૭–૬–૩ | | ૫૫૭–૬–૩ | |

ઉપરના હિસાબમાંથી સ્હેજે દેખાઈ આવશે કે 'મોઢ જાગૃતિ' નું રૂા. ૫૯-૧૪-૩ નું પેમેન્ટ કરવાનું હજુ બાકી છે; વાંચનારાઓને એ વસ્તુ પણ સ્હેજે સમજાશે કે ઉપરના ખર્ચ પાછળ-કામકરનારાઓની વ્યવસ્થા Honourary હતી.

લી. સેવક
વરજીવનદાસ ગોપાળજી પારેખ
રતિલાલ નથુભાઇ પારેખ

શાંતિનીકેતન
માટુંગા
તા. ૬–૭–૪૦

બદનક્ષી કેસમાંથી—

# શ્રી. મોહનલાલ પારેખનો નિર્દોષ છુટકારો

મુંબઇ. તા. ૫-૭-૪૦

મોઢ વણિક જ્ઞાતિનું માસિક શ્રી ' મોઢ જાગૃતિ 'ના ૭ કાર્યકર્તાઓ ઉપર દૈનિક પત્રોમાં તા. ૨૨-૪-૩૯ ને દીને શ્રી મોઢ જાગૃતિ કાર્યાલય તરફથી પ્રગટ થયેલા રીપોર્ટ ઉપર નળ બજાર કરીઆણાના વેપારી શ્રી. મોહનલાલ જીવરાજ ગાંધીએ તા. ૨૭-૫-૩૯ ને દીને પોતાની બદનક્ષીની ફરીઆદ ચીફ પ્રેસીડન્સી મેજીસ્ટ્રેટ શ્રી. ચન્દ્રવદન મહેતાની કોર્ટમાં નોંધાવી હતી. આ કેસમાં શ્રી. મોહનલાલ જીવરાજ ગાંધીએ પોતાની હૈયાત પત્ની ઉપર ધમતરી રહેતા શ્રી મથુરાદાસ સુંદરજી ગાંધીની કન્યા સાથે લગ્ન કરવાનો પ્રયાસ કર્યો હતો. પ્રગટ થયેલા આરટીકલમાં સગપણ તૂટવાનો હેવાલ હતો.

ગઇ સુનાવણી તા. ૧૭-૫-૪૦ ને રોજ બન્ને પક્ષે કોર્ટમા એક સમાધાન ઘડાયું હતું. અને વ્યવસ્થાપક મંડળના પાંચ સભ્યોએ તેમાંથી મુક્તિ મેળવી હતી એ સમાધાનમાં શબ્દો પાછા ખેંચી લેવા અને દીલગીરી દર્શાવી એ દફા જવાબદાર શ્રી. મોહનલાલ પારેખને અસહ્ય લાગતા એ સમાધાનનો પુરેપુરો ઇન્કાર કર્યો હતો. અને કેસ આગળ ચલાવવા તૈયારી બતાવી હતી. જેની સુનાવણીની વધુ મુદત આજરોજ તા. ૫-૭-૪૦ ની પડી હતી.

ફરીયાદી પક્ષ તરફથી શ્રી. સનમુખરામ એ. મહેતા એડવોકેટ કેસ ચલાવતા હતા અને જવાબદાર શ્રી. પારેખ તરફથી શ્રી. મોહનલાલ બી. મણીઆર બાર-એટ-લૉ અને ઝકરીઆ એસ મેમણ એડવોકેટ બચાવ કરવા ઉભા રહ્યા હતા. આજરોજ સુનાવણી નીકળતા નામદાર મેજીસ્ટ્રેટ સાહેબે બચાવ પક્ષના ધારાશાસ્ત્રી મી મણીઆરને આ કેસમાં શું તમારી દલીલો છે એમ પુછ્યું ?

મી. મણીઆરે જવાબમાં કહ્યું કે—અમારો અસીલ એક જાહેર સામાજીક કાર્યકર્તા છે. અને પ્રગટ થયેલા આર્ટીકલમાં કાંઇ ગુનાહ જેવું નથી. અમારી પાસે ,પત્રોનો ચોક્કસ આધાર છે.

નામદાર મેજીસ્ટ્રેટે પૂછ્યું કે આ કેસના પાંચ સભ્યોએ સમાધાન કર્યું છે. અને તમોને શું કેમ વાંધો લાગે છે અથવા કેવી જાતનું સમાધાન જોઇએ છે.

જવાબદાર શ્રી. પારેખે કહ્યું કે આ પ્રકરણમાં જે કાંઇ અમારી પ્રવૃત્તિ હોય તો એક સગીર કન્યાના હકમાં અને તેણીના હિતમાં લાભ માટે સામાજીક ફરજ રૂપે છે. અને ફરીયાદી સામે કાંઇ પ્રયાસ નથી. તો અમારે ફરીયાદીને કાંઇ પણ પછી ભલે અમે તેટલું સાદું હોય તો પણ અમારે શા માટે લખી આપવું જોઇએ ! કારણ કે અમારે જાહેર જીવનમાં કામ કરવાનું છે. મી. મણીઆરે વધુમાં જણાવ્યું કે ફરીયાદીએ કેસ પાછો ખેંચી લેવો જોઇએ.

નામદાર મેજીસ્ટ્રેટે ફરીયાદીને આ કેસના નીકાલને માટે પુછ્યું. તેમણે અર્ન.૨૭ બતાવી— એટલે પછી પોલીસ કેસના કામકાજના દબાણને અંગે આ મુકદમો મઝગામ કોર્ટમાં ટ્રાન્સફર

કરવા નામદાર મેજીસ્ટ્રેટે જણાવી દીધું. પણ સાથે કહ્યું કે આવા કેસ બીજા વરસેક દિવસ ચાલે અને પછીએ આવો નીકાલ કરવો પડે તેને બદલે અત્યારે નીકાલ કેમ ન લાવવો!

ઉપરે નામદાર મેજીસ્ટ્રેટે જવાબદારને પુછ્યું આ કેસમાં તમારૂં સ્થાન શું છે! મુદ્રક અને પ્રકાશક. બીજો સવાલ આ આર્ટીકલમાં ફરીયાદીને બદનક્ષી કરવાનો તમારો ઇરાદો હતો! જવાબ—ના. બદનક્ષી કરવાનો ઇરાદો કેમ હોઇ શકે? કેવળ સામાજીક ફરજ.

પછી નામદાર મેજીસ્ટ્રેટે કાયદાનો મુદ્દો હાથમાં લેતાં નીચે મુજબ જવાબદારને છોડી મુકવાનો હુકમ લખ્યો.

" આ કેસની ખરી બાબત જોતા વ્યવસ્થાપક મંડળના પાંચ સભ્યોએ પોતાની માફી દાખલ કરી છે. એટલે તેમની સાથે આ આખો કેસ કમ્પાઉન્ડ થાય છે. અને જવાબદાર નં. ૬ શ્રી પારેખની બાબતમાં તેઓ જણાવે છે કે પ્રગટ થયેલા આર્ટીકલમાં ફરીયાદીની બદનક્ષી કરવાનો કોઈ ઇરાદો ન હતો. એટલે તેમને છોડી મુકવાનો હું હુકમ કરૂં છું. તા. ૫-૭-૪૦.

---

**દેહવિલય**—ભાવનગર—મેતા ગીરધરલાલ હરજીવનદાસ ડોળીયાવાળા ૭ માસની બિમારી ભોગવી સ્વર્ગવાસ થયા જેઠ શુદ ૪. તથા કુંડલાવાળા ગાંધી ગોવિંદજી શીવલાલ આધેડવયે સ્વર્ગવાસી થયા.

**વિરમગામ**—મોઢ વણિક સેવા સમાજના પ્રમુખ શ્રીયુત વાડીલાલ દાજીભાઈ મણિયારના વૃદ્ધ માતુશ્રી રૂક્ષ્મણીબા ન્યુમોનીયાની વ્યાધિથી સ્વર્ગવાસી થયાં વૈશાખ વદ ૭. મર્હુમ ઘણા માયાળુ, પરોપકારી અને વ્યવહાર કુશળ હતા. તેઓ પોતાની પાછળ એક બહોળું કુટુંબ મુકી ગયા છે.

**કોડીનાર**—શાહ રણછોડદાસ લાલજીનો પુત્ર ભાઇ જશવંતલાલ ૧૧ મહિનાની ઉંમરે સ્વર્ગવાસી થયો. જેઠ શુદ ૯

**ભાવનગર**—પરી. જેઠાલાલ દેવચંદનો બાળ પૌત્ર સ્વર્ગવાસી થયો.

**મુંબઈ**—જન્મભુમિના તંત્રીશ્રી શામળદાસ ગાંધીના માતુશ્રી નંદકુંવરબાઈ ૭૮ વર્ષની ઉમરે બારમાં તેમના નાના પુત્રને ત્યાં સ્વર્ગવાસી થયા.

**વઢવાણ શહેર**—પારેખ ભગવાનલાલ ગીરધરલાલ વૃદ્ધાવસ્થાએ લાંબી બિમારી ભોગવી સ્વર્ગવાસી થયા. જેઠ વદ ૮

**ઇંદોર**—શ્યામલાલ પટવાની ધર્મપત્ની સ્વર્ગવાસી થયા.

**ભોપાળ**—લાલજીરામ જગનાથની પુત્રી રમણ શીતળામાં અવસાન પામી વૈશાખ સુદ ૧૪ તા. ૨૧-૫-૪૦ તથા શ્રીકિશન નથમલ તેસીલદારની પુત્રી ૧ વર્ષની મરણ પામી તા. ૨૩-૫-૪૦

**ઈછાવર**—રામગોપાળ ફુલચંદ વૃદ્ધાવસ્થામાં અવસાન પામ્યા છે. તેમનાં પાછળ તેહનાં લઘુભાઈ ગોકળચંદે નુક્તો (મરણ પ્રસંગનું જમણ) કરી જરમન સિલ્વરનાં. થાળનું લહાણું કીધું છે.

**હરદા**—ગંગાકિસન સરોફનો બાળપુત્ર મરણ પામ્યો.

**ઉજ્જૈન**—સુગનચંદ કુંવરજી સરોફ ભોપાળવાળાનાં ધર્મપત્ની રંભાબાઇ. ૧ બાળ પુત્ર મુકી શ્રી જી શરણે થયા છે જેઠ વદ ૧૪ તા. ૪-૬-૪૦.

પરમાત્મા સદ્દગતોના આત્માને શાંતિ આપે.

# જ્ઞાતિ સમાચાર

**શ્રી માંડવી મોઢ વણિક મિત્રમંડળ**—આ મંડળનો છઠ્ઠો વાર્ષિક મેળાવડો દર સાલ મુજબ મંડળના હોલમાં મણિયાર હિરાલાલ નથુભાઈના પ્રમુખપણા હેઠળ તા. ૧૩-૬-૪૦ ના રોજ રાત્રે ભરવામાં આવ્યો હતો.

આ વખતે કુસંપનું પરિણામ, ટેકની કસોટી ફેશનથી આજના યુવાનોની દશા, ખાદીની જરૂરિયાત વગેરે બાબતોને ઉદ્દેશી સંવાદો યોજાયા હતા. ન્યાયાધીશ અને ગામડીયા સાક્ષીનો સંવાદ પણ હતો.

મંડળના શિક્ષક શ્રીયુત જયસુખલાલ ભાઈએ બાળકોનો અભ્યાસની તેમજ મંડળની રાત્રીશાળાની ટુંકી રૂપરેખા તથા જરૂરિયાતો જણાવી હતી.

બાળાઓને ફરાક અને બાળકોને તૈયાર ખમીશ-ચડ્ડી આપવાનું જાહેર થએલ અને મે. પ્રમુખશ્રી તરફથી ત્રેવીસ કોરીના રોકડ ઇનામો અપાયાં હતાં.

ફુલપાન અને મિઠાઈ અપાયા બાદ રાત્રે સાડા અગીયાર વાગે સભા વિસર્જન થઈ હતી.

**અભિનંદન**—ધ્રાંગધ્રાના પરીખ અમૃતલાલ લીલાધર બી એ માં ગુજરાતી વિષય લઈ સેકન્ડ કલાસ ઓનર્સ મેળવી ઉત્તીર્ણ થયા છે ભાવનગર—પરી ચંદ્રકાંત ગોરધનદાસ મેટ્રીકમાં પાસ થયા છે. જેતપુર—અડાલજા કનૈયાલાલ હરીલાલ તથા કૃષ્ણલાલ હરીલાલ મેટ્રીકમાં પાસ. ભાઈ કૃષ્ણલાલ તેમની હાઈસ્કુલમાં પ્રથમ નંબરે આવવાથી તેમને રૂા. ૭૫) નું ઈનામ મળ્યું છે. ભાવનગર—ભાઈ પરમાણંદદાસ રાયચંદ ઈન્ટરમાં પાસ. વડોદરા—શ્રીયુત તારાચંદ પોપટલાલ અડાલજાની પુત્રી બ્હેન ભાનુમતી અડાલજા મેટ્રીકમાં પાસ. ભોપાલ—ગોકળચંદ પન્નાલાલ સરાફના પુત્ર લક્ષ્મીનારાયણ, રાજમલ ઉગમલ હરદાવાળાના પુત્ર તાજમલ, સરદારમલ વાલચંદ સરાફના પુત્ર સુરજમલ મેટ્રીકમાં પસ સિહોર—મોતીલાલ રતનચંદ ચોધરી ઇચ્છાવરવાળાના પુત્ર માનકલાલ મેટ્રીકમાં પાસ. વઢવાણ કેમ્પ:—પારી. વસંતરાય નંદલાલ તથા પારી. જેઠાલાલ રતિલાલ પ્રીવીયસની પરીક્ષામાં પાસ થયેલ છે. પારી. ગુણવંતરાય ગણપતરામ ચાલુ સાલની મેટ્રીકની પરીક્ષામાં પાસ થયેલ છે. રાજસીતાપુર—મેતા પુરૂષોત્તમ ઠાકરશી ચાલુ સાલની મેટ્રીકની પરીક્ષામાં પાસ થયેલ છે.

**વેવિશાળ**—રાણપુરના મોદી મોહનલાલ કાળીદાસના પુત્ર વઢવાણ શહેરના સ્ટેટ બાળમંદીરના આચાર્ય પારી. ભોગીલાલ રણછોડદાસની પુત્રી બેન સુશીલા સાથે.

ઓંકરવાલા—મિશ્રીલાલ રામલાલની પુત્રીનું વેવિશાળ દેવાસમાં.

ઇચ્છાવરવાળા—મોતીલાલ રતનચંદ ચોધરીના પુત્ર માનકલાલનું વેવિશાળ નાગપુરમાં,

**લગ્ન**—ભોપાળ—બદરીનારાયણ-સાજાપુરવાળાના પુત્ર વલ્લભદાસનાં ભાગીરથ ચુનીલાલ હળોદરીવાળાની પુત્રી કૃષ્ણકુમારી સાથે. વૈશાખ સુદ ૧૦ તથા ગોકળચંદ પનાલાલ શ્રોફનાં પુત્ર લક્ષ્મીનારાયણનાં-હરદામાં ગેંદાલાલ શ્રોફની પુત્રી સાથે વૈશાખ શુદ. ૩ સં. ૧૯૯૬ તથા ઉગમલ ગોપાળજી હરદાવાળાનાં પુત્ર સમીરમલનાં દેવાસ જૂનિયરમાં સુરજમલ મોદીની પુત્રી અલકનંદા સાથે જેઠ વદ ૨ તા. ૨૩-૫-૪૦

સીવની ( માળવા ) દેવલાસ સાલગરામનાં પુત્ર રાધેશ્યામના દેવાસ જૂનિયરમાં સૂરજમલ મોદીની બાળપુત્રી કમળાકુમારી સાથે જેઠ વદ ૨ તા. ૨૩–૫–૪૦ રાત્રે

ઝાંકર—ધાંસીરામ ( માંગીલાલનાં ભાઈ ) નાં ઇંદોરમાં ગોવિંદરામ ઉમકારજી છત્રીપુરી વાળાની પુત્રી સાથે વૈશાખ શુદ ૨

કુંડલા—વકીલ રઘુનાથ ત્રિભોવનદાસના ચિ. ભાઈ રમણિકલાલનાં લગ્ન અષાડ શુદ ૯.

**જન્મ**—વઢવાણ શહેર—મેતા ચુનીલાલ જેચંદને ત્યાં પુત્ર જન્મ.

**કન્યાવિક્રય**— સંભળાય છે કે ઉજ્જૈનમાં હાલમાં ૧ બાળ પુત્રીનું લગ્ન રૂા. ૧૫૦૦)માં વરની હયાત પત્ની હોવા છતાં ૧ રાત્રી માં થયું છે.

## જામનગરના સમાચાર

જન્મ:—રા. જયંતિલાલ મુળજી મહેતાને ઘેર પુત્ર જન્મ, રા. ભોગીલાલ જમનાદાસ અડાલજાને ઘેર પુત્રી જન્મ, ગ. ભનુભાઇ ગોપાલદાસ દોશીને ઘેર પુત્રી જન્મ.

વેવિશાળ:—રા. તુલસીદાસ માધવજી ભાડાના ચિ. પુત્ર દામોદરદાસનું સગપણ રા. ચુનીલાલ વલ્લભદાસ અડાલજાની પુત્રી અ સૌ. લીલાવંતી સાથે.

પરીક્ષામાં પાસ:—(૧) જ્યોતિ મિત્ર મંડળના મુખ્ય કાર્યકર્તા પ્રફુલ્લ કુમાર જમનાદાસ મહેતા અને (૨) જમનાદાસ લાલજી મણીયાર મેટ્રીકની પરીક્ષામાં પાસ થતાં અભિનંદન.

દેહવિલય:—રા. લક્ષ્મીચંદ ગીરધરલાલ કોયાની બાળપુત્રી જેઠ સુદ ૧૧ અને સ્વર્ગસ્થ અમૃતલાલ નથુભાઇ કોયાની વિધવા દીવાળીબાઇ લક્ષ્મીચંદ જેઠ વદ ૧૨ એ સ્વર્ગવાસી થયેલ છે. શ્રીયુત પોરેચા મુળચંદ રૂપચંદના માતુશ્રી ઝવેરબાઇ લગભગ એંસી વરસની વૃદ્ધવયે પોતાની પાછળ બહોળું કુટુમ્બ મુકી વૈશાખ સુદ ૪ ના રોજ અને સોમચંદ ગોવિંદજી શેઠ લગભગ ૫૦ વરસની વયે ટુંક માંદગી ભોગવી વૈશાખ વદ ૧૨ ના રોજ સ્વર્ગવાસી થયા છે. પરમાત્મા સદ્‌ગતોના આત્માને શાંતિ આપો.

---

## ગ્રાહકોને.

(૧) માસિક સંબંધી તમામ પત્રવ્યવહાર વ્યવસ્થાપકના શરનામે કરવો.

(૨) તમારૂં શરનામું બદલો ત્યારે તુરત તમારા ગ્રાહક નંબર સાથે વ્યવસ્થાપકને જણાવો.

(૩) દરેક અંગ્રેજી માસની તા. ૨૦ સુધીમાં માસિક ન મળે તો વ્યવસ્થાપકને જણાવો.

(૪) જે બંધુએ હજુ ચાલુ સાલનું લવાજમ ન મોકલ્યું હોય તેણે કૃપા કરી તુરત મોકલી આપવું.

(૫) દરેક પત્રવ્યવહાર સાથે ગ્રાહક નંબર અવશ્ય લખવો.

(૬) ગ્રાહક નંબર વગરના પત્રવ્યવહારમાં ને ફરીઆદના નીકાલમાં ઢીલ થવા સંભવ છે.

વ્યવસ્થાપક

R. N. B. 1416
મોઢ જ્ઞાતિમાં નવજીવન પ્રેરી તેનો ઉત્કર્ષ કરવાના ઉદ્દેશથી પ્રગટ થતું માસિક




વર્ષ ૨૩, શ્રાવણ ૧૯૯૬
અંક ૧૦ ઓગસ્ટ ૧૯૪૦

વિષયાનુક્રમ



સંચાલક અને પ્રગટ કરનાર
પારી. ભીખાભાઈ ગોપાળજી—ભાવનગર.

ઉપસંચાલકઃ—
છબિલદાસ અમીચંદ દેશાઈ.
ભાવનગર.

વ્યવસ્થાપકઃ—
ગોરધનદાસ અમીચંદ અહિયાર.
ભાવનગર.

વાર્ષિક લવાજમ પોષ્ટ સહિત રૂા. ૧-૧૩-૦ વી. પી. ખર્ચ સાથે

ભાવનગર—શ્રી સરસ્વતી છાપખાનામાં પારેખ શાંતિલાલ છોટાલાલે આ માસિકના સંચાલક માટે છાપ્યું અને સંચાલકે મોઢ મહોદય ઓફિસ, ભાવનગરથી પ્રગટ કર્યું.

# "મોઢ મહોદય"ના મુરબ્બી, આશ્રયદાતા અને લાઇફ મેમ્બરો.

## મુરબ્બી

૧ સર પરશોતમદાસ ઠાકોરદાસ નાઇટ સી. આઇ. ઈ. મુંબઈ
૨ શેઠ વાધજીભાઈ લક્ષ્મીદાસ ,,
૩ શેઠ વનમાળી વિરજી વેરાવળ
૪ શે. હરજીવનદાસ મોહનજી કાપડીઆ મોરવાડ
૫ દેશાઇ પરમાણંદદાસ જગજીવનદાસ હા. રા. દામોદરદાસ ભાવનગર
૬ શેઠ નાનાલાલ મંછારામ મુંબઇ
૭ શેઠ જીવરાજ મકનદાસ કુંડલાવાળા ,,
૮ શેઠ લક્ષ્મીદાસ નેમીદાસ મુંબઇ
૯ શ્રીયુત પરી. છોટાદાસ હરગોવિંદદાસ મદ્રાસ
૧૦ શેઠ ગોવિંદજી જેઠાભાઈ ચોરવાડવાળા મુંબઈ
૧૧ શ્રી કલકત્તા મોઢ ઉત્તેજક મંડળ કલકત્તા
૧૨ શેઠ ઠાકોરદાસ ગુલાબદાસ ઝરીવાળા સુરત
૧૩ અં. સ્વ. મણિબહેન તે શા. ભગવાનદાસ નરભેરામ ખાનદેશવાળાનાં વિધવા ,,
૧૪ શેઠ સુખલાલ ઝવેરભાઇ ભાવનગર
૧૫ શ્રીયુત નારાયણદાસ ગીરધરદાસ મદ્રાસ

## આશ્રયદાતા

૧ સર ચુનીલાલ વિજભૂખણદાસ મુંબઈ
૨ શેઠ હરીલાલ જગનાથ ખંભાત
૩ શેઠ કરસનદાસ ભગવાનદાસ મુંબઇ
૪ પારેખ આણંદજી ગોપાલજી ભાવનગર
૫ પરી. ગોવિંદજી કલ્યાણજી બોટાદ
૬ શેઠ જસરાજ મુળજીભાઇ હ. શેઠ માણેકલાલભાઈ મુંબઈ
૭ રાજા બ. ભગવાનદાસ હરીદાસ એન્ડ સન્સ હૈદ્રાબાદ
૮ શ્રીયુત હરિદાસ માણેકચંદ કોઠારી કરાંચી
૯ શેઠ છોટાલાલ ઓધવજી પોરબંદર
૧૦ શેઠ પોપટલાલ માણેકચંદ હા. શેઠ કેશવલાલભાઈ જામનગર
૧૧ શ્રી ચત્રભુજ ભગવાનજી મોદી કોલંબો
૧૨ શેઠ કનૈયાલાલ પુરૂષોત્તમદાસ પુના
૧૩ શેઠ ભીખાભાઇ પરભુદાસ પરી. ભાવનગરવાળા માંગલોર ( એસ. કે. )
૧૪ પરી. ગોપાળજી મુળજીભાઈ ભાવનગર
૧૫ મણિયાર નરસીદાસ લલ્લુભાઇ હા. રા. કેશવલાલ ભાવનગર
૧૬ સ્વ. શેઠ લક્ષ્મીદાસ ભગવાનજી સાકરવાળા હા. તેમના ધર્મપત્ની કસ્તુરબાઈ મુંબઇ
૧૭ શેઠ ચંદ્રકાંત મોતીલાલ જમાભાઈવાળા અમદાવાદ
૧૮ શેઠ મણીલાલ હેમચંદ અમદાવાદ
૧૯ શેઠ હરકીસનદાસ જગજીવનદાસ અંકલેશ્વર
૨૦ શેઠ ધરમદાસ શામળદાસ પરભુદાસ મુંબઇ

## લાઈફ મેમ્બર

૧ પારી. અમૃતલાલ મોતીલાલ બી. એ. એલ. એલ. બી. હા. ભોગીલાલ અમૃતલાલ રાજકોટ
૨ રા. હીંમતલાલ નાગજીભાઇ વોરા ,,
૩ રા. અચરતલાલ દલસુખરામ જસ અમદાવાદ
૪ રા. ઠાકોરલાલ હરકીશનદાસ અંકલેશ્વર
૫ રા. હીરાલાલ લક્ષ્મીચંદ મણિયાર વડોદરા
૬ શેઠ છગનલાલ પિતાંબરદાસ મુંબઇ
૭ દી. બ. ગોવિંદદાસ ચતુર્ભુજદાસ મદ્રાસ
૮ મેસર્સ કેશવલાલ એન્ડ કું. મદ્રાસ
૯ પારેખ જીવરાજ ગોપાલજી સિંગાપોર
૧૦ શેઠ લાલદાસ ગોવિંદદાસ મદ્રાસ
૧૧ ડો. નારણદાસ મોતીરામ સુરત

૧૨ શા. ભગવાનદાસ હરજીવનદાસ સુરતવાળા–મુંબઇ
૧૩ શેઠ લલ્લુભાઈ જમનાદાસ અમરેલી
૧૪ શા. કાળીદાસ હરીદાસ વેરાવળ
૧૫ શેઠ ઠાકરશી પ્રેમજી કોડીનારવાળા હા. શેઠ ગીરધરલાલ મુંબઈ
૧૬ રાવસાહેબ પુરૂષોત્તમદાસ દેવજીભાઈ મણિયાર જામનગર
૧૭ શા. ગોવિંદજી કાળીદાસ ખોરાસા-ગીરવાળા એડીસાબાબા
૧૮ શા. વલ્લભદાસ ભગવાનદાસ „
૧૯ શ્રી નાનાલાલ મોતીચંદ-હ. શ્રી ભોગીલાલ મુંબઈ
૨૦ મણિયાર હરજીવનદાસ જેઠાલાલ હ. શ્રી માણેકલાલ „
૨૧ શેઠ દેવકરણ નાનજી હ. શેઠ ચુનીલાલ „
૨૨ શેઠ વીજભૂખણદાસ હરગોવિંદદાસ મૂળજી „
૨૩ શા. દુર્લભદાસ નેમચંદ એડીસાબાબા
૨૪ શા. મોહનલાલ ઓધવજી વકીલ અમરેલી
૨૫ શા. નટવરલાલ ગોરધનદાસ જગજીવનદાસ રંગુન
૨૬ શા. ગોરધનદાસ પ્રાણલાલ મુંબઈ
૨૭ શેઠ નારણદાસ મથુરાદાસ હ. મનોરદાસ „
૨૮ મહેતા દયારામ લઘુભાઇ હા. મહેતા જટાશંકર દયારામ કલકત્તા
૨૯ શેઠ હિરાલાલ ભગવાનજી નથુભાઇ જામનગર
૩૦ શેઠ હરિલાલ ગોવિંદજી માધાણી મુંબઇ
૩૧ દોશી હિરાલાલ ગોકળદાસ „
૩૨ શ્રી માણેકચંદ તારાચંદ અડાલજા સાહેબ વડોદરા
૩૩ શા. કનૈયાલાલ નાનાભાઇ રંગુન
૩૪ દેસાઈ વિઠ્ઠલદાસ લાલજી ભાવનગરવાળા હ. દેશાઇ પ્રાણજીવનદાસ કરાંચી
૩૫ શા. ઝવેરચંદ અમૃતલાલ ટોંગાટ (આફ્રિકા)
૩૬ શા. પુરૂષોત્તમ ગીરધરદાસ ડર્બન (આફ્રિકા)
૩૭ શા. હીંમતલાલ બાપુલાલ પરીખ કરાંચી
૩૮ શેઠ જેઠાલાલ ચુનીલાલ ત્રીકમજી મેતા કલકત્તા
૩૯ શા. દામોદરદાસ હીરાચંદ હ. શા. આત્મારામ દામોદરદાસ વોરા ભાવનગરવાળા લીંબડી
૪૦ શા. નરોત્તમદાસ પ્રેમચંદ પ્રભાસ પાટણવાળા પુના
૪૧ શેઠ કરશનદાસ મોતીચંદ હ. અમૃતલાલ જમનાદાસ દીવ
૪૨ શા. રમણલાલ છોટાલાલ મઝમુદાર ભરૂચ
૪૩ શ્રીયુત ઉમેદલાલ પુરૂષોત્તમદાસ મણિયાર બી. એ. એલ એલ. બી. અમદાવાદ
૪૪ શેઠ નાનચંદ પ્રેમચંદ „
૪૫ પરી. શાંતિલાલ ગોરધનદાસ „
૪૬ શ્રીયુત તુલસીદાસ જસરાજ બી. એ. એલ. એલ. બી. „
૪૭ શેઠ બાલાભાઈ હરીલાલ „
૪૮ શા. પોપટલાલ જગજીવનદાસ કરાંચી
૪૯ „ નંદલાલ ટી. મણિયાર „
૫૦ „ ડૉ. નરોત્તમદાસ વલ્લભદાસ „
૫૧ „ ડૉ. કાલીદાસ હરખચંદ શાહ „
૫૨ „ શેઠ મણીલાલ મોહનલાલ „
૫૩ „ શીવલાલ રામજી વકીલ–માંડવી–કચ્છ
૫૪ „ શેઠ નરસિંહલાલ લલ્લુભાઈ અમદાવાદ
૫૫ ગં. સ્વ. દેવબા પુરૂષોત્તમદાસ હ. શેઠ ગોપાળદાસ „
૫૬ પરી. ભોગીલાલ નરોત્તમદાસ ભાવનગરવાળા „
૫૭ શેઠ રતનલાલ લલ્લુભાઈ અમદાવાદ
૫૮ શેઠ રમણલાલ લલ્લુભાઇ અમદાવાદ
૫૯ શ્રી ભગવાનજી દેવજીભાઈ મણીયાર હા. ભાઇ મોતીલાલ ભગવાનજી જામનગર
૬૦ „ ચીમનલાલ પ્રાણજીવનદાસ દલાલ–મુંબઇ
૬૧ મહેતા ઝવેરચંદ નારણદાસ કલકત્તા
૬૨ શ્રીમતી જયાવતી પ્રાણલાલ દેવકરણ–મુંબઇ

# મોઢ મહોદય

વર્ષ ૨૩ મું ] શ્રાવણ : ૧૯૯૬ ::: ઓગસ્ટ : ૧૯૪૦ [ અંક ૧૦ મો

## ચઢયો – પડવાને !

"હે ઈશ્વર ! હે અશરણ શરણ, નાથ ! મારાં દુઃખ કાપ ! વહાલા ! તારી મીઠી રહેમ અમ ગરીબ પર વહાવ ! હે પ્રભુ ! આ ગરીબાઈનો અંત આણ ! નાથ ! જરા તો કૃપા દ્રષ્ટિ કર !"

........અકિંચન આદમીના આ અહોનિશ પ્રાર્થના સૂર હતા.

*

ગરીબના બેલી ઈશે વહાલભરી નજર કરી તેની અકિંચનતાને અળગી કરી.

*

"આ ભગતડાં ધુન, મુરખાઈભર્યાં દીન વચનો અને ઈશ્વરને રીઝવવાના કાલાવાલાના શા કોલાહલ મચાવતા હશે ? સા....એને પુરૂષાર્થ કરતાં શું જોર પડતું હશે ?"

........શ્રીની કૃપાથી અંકિત થયેલ એ જ પામર માનવના આ ગર્વ વિજયી બોલ હતા.

કાન્તિ એમ. દોશી

#  ખાદી આગ્રહ વિષે મારો અનુભવ 

શ્રીમતી અંજવાળી પારેખ.

ઘણી બહેનો કહે છે કે ખાદી કોણ પહેરે! ખાદી તો જાડી ને વજનદાર, બહુ મોંઘી અને દેખાવડી પણ નહિ. તે કરતાં મિલની બનાવટનાં વાયલ અને જ્યોરજેટ સસ્તા, દેખાવડા અને ખુબસુરત.

મારા અનુભવ પ્રમાણે હું કહી શકું છું કે આઠ નવ વરસથી હું ખાદી પહેરૂં છું, તે પહેલાં હું પણ મિલના અને વિલાયતી કપડાં પહેરતી હતી, એટલે મને બન્નેનો પાકો અનુભવ થયો છે. એ ઉપરથી હું કહું છું કે જ્યાં લગી લોકો ખાદીને અપનાવી જાત અનુભવ લેતા નથી ત્યાં સુધી ખાદી જાડી અને અળખામણી લાગે છે. જેઓએ ખાદી દિલથી પહેરવા માંડી છે તે આ ખાદીની મહત્તા સમજી શક્યાં છે. ખાદી જેટલી મોંઘી છે તેટલી ટકાઉમાં સસ્તી છે. ખાદીનાં પહેરવેશમાં તો કેટલી ઇજ્જત રહેલી છે. ખાદીનો પહેરવેશ સાદાઈ ભરેલો, નમ્ર અને મજાદાર છે. ખાદીમાં ફેશન બહુ નહીં એટલે તેટલો ઓછો ખર્ચ થાય છે. ખાદીમાં ઝરી બાદીયાન સારૂં લાગતું નથી એટલે ખાદી પહેરનારને અવાર નવાર પોતાનો પોષાક બદલવાની જરૂર રહેતી નથી. ગમે તેવો અવસર આવ્યો હોય પણ ખાદી પહેરનારને ટકે ટકે નવી નવી ફેશન કરવાની હોતી નથી. તેને બદલે ઉલટું લોકો એમ કહે છે કે તમે તો ખાદી પહેરો છો—એમ કરીને લોકો આપણી પ્રત્યે બહુ માન સમજે છે અને આપે છે. કપડાંની ફેશનમાંજ ખરચ બહુ વધે છે એ ગણતરીએ ખાદી મોંઘી ન પડે. જાડી ખાદીમાં તંદુરસ્તીની દૃષ્ટિએ બહુ ગુણો હોય છે; તેનો અર્થ એવો નથી કે ખાદી જાડી પાણકોરા જેવી પહેરવી એવું કંઈ નથી, પણ બહુ ઝીણી કરતાં સાધારણ જાડીની ટેવ પાડવામાં ખાદીના સાચા ગુણો અને સચોટ આગ્રહની ખબર પડે છે. ખાદીનાં કપડાં શિયાળે, ઉનાળે અને ચોમાસામાં એકસરખા ઉપયોગી છે. ચોમાસામાં ભીના થાય ત્યારે સુકવવાની જરા મુશ્કેલી દેખાય છે પણ શિયાળામાં તો જાડા કપડાં વહાલાદીમ જેવાં લાગે છે અને ઉનાળામાં ગરમીને લઈને થતો પરસેવો ચૂસી લેવાને ખાદીમાં જે ગુણ છે તેથી જરાએ અકળામણ થતી નથી અને ટાઢક લાગે છે. આ ગણતરીએ ખાદી તંદુરસ્તીને માટે સારી છે. બહેનોને ઘરકામમાં ખાસ મજુરી કરવી પડે છે. પાણીના બેડાં ઉપાડવાના હોય છે, શરીરના શ્રમના એવા કામમાં ટેવાઇ ગયેલાને ખાદી જાડી છે, વજનદાર છે, એ બહાનું ટકી શકતું નથી. ખાદી પહેરવાની ટેવ પડે અને ઘરકામમાં મહેનત કરી શરીર કેળવે તો બારીક કપડાંથી આવતી નાજુકાઈ અને આળસ જરૂર દૂર થાય. જાડાં કપડાં, જાડો ખોરાક, સાત્વિકતા ભરેલો છે. દેશના ઉદ્યોગોને આબાદાન છે. ખાદી વાપરનારમાં એવી કરકસરની ટેવો કેળવાય છે કે ખાદી ઘસી ઘસીને વાપર્યાં પછી પણ તે મિલના કપડાંની માફક વેચવામાં આવતા નથી પણ ગોદડા ગાદલાની ખોળ, ચણિયામાં, ખાલી થેલીઓ બનાવવામાં વિગેરે ઉપયોગમાં લેવાય છે. આપણા વડીલો કહેતા આવ્યા છે કે સાચી કરકસર એ જીવનમાં રળતો કમાતો એક ભાઈ સમાન છે.

## તંત્રી સ્થાનેથી !

બહેનો પ્રત્યે—આ વખતે બહેનો ! તમને સંબોધીને બે શબ્દ લખવાનું યોગ્ય ધાર્યું છે. તમારો અને પુરૂષોનો અહીં મુકાબલો કરવાનો નથી, છતાં એટલું તો ચોકસ જણાવવું જ પડશે કે તમારામાં જેટલી હૃદયની કુણાશ, લાગણી અને પ્રેમભરી ભાવના છે તેનો સોમો ભાગ પણ પુરૂષોમાં ન હોય એમ માનવાને ઘણાંયે કારણો છે.

પુરૂષો ઇચ્છે છે કે તમે સતી સીતા જેવી સાધ્વી અને પતિવ્રતા બનો, પણ પોતે તો રાવણ કરતાં ક્રૂરતામાં જરા યે ઓછા ઉતરતા થવા માગતા નથી. આજકાલ બનતા ત્યકતાના દાખલાઓ, વિધવાઓની કઢંગી સ્થિતિ અને વહુઆરૂઓની વિતક વગેરેમાં પુરૂષોની અવળાઇ તરી આવે છે.

આમ છતાં, સ્ત્રી તરીકેની પોતાની ફરજ અદા કરતી હે બહેનો ! તમે તો સંસારની દેવીઓ છો. ગમે તે વિતકને વેઠતી તમે હજી સદાચરણ અને ધર્મને વળગી રહેલી છો. પાશ્ચાત્ય કેળવણીનો પવન ખાધેલી અને મિથ્યા કેળવણીના ફાંકે ચડેલી અમુક ગણી ગાંઠી સ્ત્રીઓ બાદ કરતાં, તમારામાંનો મોટો ભાગ ભાવિક, પ્રેમાળ અને પરગજુ છે.

અત્યારના વાદવિવાદ અને કાયદાકાનુન કંઇક ઓરજ પ્રકારના છે. ધર્મને ધર્મતરિકે ન માનતાં અધર્મ ગણી બદનામ કરાય છે અને અધર્મને ધર્મ તરિકે સ્વીકારાય છે. કાયદાકાનુનની તો વાત જ શી કરવી ? સત્યનું અસત્ય અને અસત્યનું સત્ય ઠરાવવાની ચાલબાજી જ આજનું ન્યાય નિયમન થઈ પડયું જણાય છે. પરિણામે લાંચ રૂશ્વત વધવા પામી છે અને ગુન્હેગાર શ્રીમંત પૈસાના જોરે નિર્દોષ બની છુટવા પામે છે અને કંઈક ગરીબ વ્યક્તિઓ ખોટી હડફેટે ચડી પૂરતી પાયમાલ બને છે અને રિબાય છે. આ બધાં પુરૂષોનાં જ તર્કટો છે. સ્ત્રીઓનાં નહિ જ.

બહેનો, પુરૂષોની હીનવૃત્તિ તથા કડકાઈના અને સ્ત્રી હૃદયની સ્નેહાળ કોમળતાના આટલા ઉલ્લેખ પછી ધર્મને અંગે જે બે શબ્દો તમને ઉદ્દેશીને લખવાના છે તે વાંચજો, વિચારજો અને યોગ્ય લાગે તો તેનો અમલ કરવા તૈયાર થઇને બીજી બહેનોને પણ તેમ કરવા સમજાવજો.

બ્હેનો, 'ધર્મનાં કામમાં ઢીલ ન કરવી ' એ એક કહેવત છે. આનો અર્થ એજ કે ધર્મનું કામ કરવામાં કશું ચોઘડીયું કે મુહૂર્ત પૂછવાનું ન હોય. માણસ માત્રને ડગલે અને પગલે મૃત્યુનો ભય રહેલો છે એટલે ધર્મનું કામ કરવામાં વાર લગાડાય તે બીલકુલ ઠીક નહિ.

પણ અહિં સવાલ એ ઉભો થશે કે જે ધર્મના કામમાં જરાયે ઢીલ ન કરવી જોઇએ તે ધર્મ તે વળી કયો ? ધર્મ એટલે

વધારે થાય છે.

આજના કથાકારો એટલે ધર્મ અને સદાચરણમાં સાવ શૂન્ય. અલબત્ત, અમુક થોડા અપવાદો હશે, પણ મોટો ભાગ તો દંભી જ. જેમ બીજા ધંધાદારીઓ હોય છે તેમ આ કથાકારો પણ ધંધાદારી થઇ પડ્યા છે. તેમનું લક્ષ કઇરીતે વધારે ધનપ્રાપ્તિ થાય તે તરફ હોય છે. પરિણામે મુખ્યાજીઓ, ભટ્ટજીઓ અને કથા કારો કઇ રીતે સ્ત્રીઓનાં મનરંજન રહે તે જાતનાં ટીખલ અને ટાયલામાં વધારે મચ્યા રહે છે.

'ફલાણી બાઇ તો બહુ ભગવતી, ઢીંકણી બેન તો કોઇ દિવસ સીધુ સોપારી અને પૈસા વગર કથામાં આવે જ નહિ" આવી રીતે ખુશામત કરી માત્ર પોતાનો જ આર્થિક સ્વાર્થ સાધવામાં તેઓ શૂરા હોય છે.

બહેનો, ઉપર જણાવ્યા તે બધા ધર્મદંભીઓનાં જીવન તપાસતાં માલમ પડશે કે તેમનામાંનાં ઘણાખરા કેવા હરામી અને લુચ્ચા હોય છે. અત્યારે ધર્મ નિંદાઇ રહ્યો છે તે આવાઓને અને તેમને પોષનારાંઓને પાપે. આવાઓ ફાવે છે, ધન ઉસરડે છે અને ગલ્લાં તલ્લાં કરે છે, કારણકે તેઓ સારી પેઠે મનમાં સમજતા હોય છે કે જ્યાં સુધી ધર્મઘેલી વેવલી સ્ત્રીઓની તેમના તરફ અરૂચિ નહિ થાય ત્યાં સુધી તેઓનું ધતિંગ ધમધમાટ ચાલવાનું.

આવા ધંધાદારી કથાકારો ફાવ્યા કરે છે તેનું બીજું પણ કારણ છે. હરકોઈ ધર્મના આચાર્યો, સંતો કે ગુરૂઓ સારૂં સાત્વિક જીવન ગાળતાં અને ઠેરઠેર ફરીને પોત પોતાના પંથની જનતાને ધર્મનો સદ્‌બોધ કરતાં અટકયા છે, એટલું જ નહિ પણ તેઓ પણ મોજશોખ અને એશ આરામના ચાળે ચડ્યા છે. જ્યાં મૂળમાં જ સડો ઘુસ્યો ત્યાં ડાળાં ડાખળાંનો નાશ થાય તેમાં શી નવાઈ ?

બહેનો, જ્યારે વસ્તુ સ્થિતિ સાવ પલટી હોય અને દુનિયા ઉપર ધર્મનાં બ્હાને ધતિંગ ચાલી રહ્યું હોય ત્યારે આંધળીયા પોટલીયા કરીને તેમાં ઝુકાવ્યા કરવું અને એવા ધતિંગને ઉત્તેજન આપવું તે વ્યાજબી નથી પણ પાપ રૂપ છે.

પ્રભુએ સૌને બુદ્ધિ આપી છે. મનને ફક્ત એટલું જ પૂછો કે ખરા ગરીબ, નિરાધાર અને અપંગોને શક્તિ પ્રમાણે સહાય કરવી તે સારૂં કે ઘિંગા ઘડબા જેવા 'હા બા, હા બ્હેન' કરી હાજી હા કરનારા જેઓ ખૂબ પૈસા ભેગા કરી રહ્યા હોય છે તેવા ધૂતારાને ધરવી ભરતીમાં ભરતી કરવી તે સારૂં ? તમારૂં હૃદય તરત જ ધણધણી ઉઠશે, પણ તમે દેખાદેખી અને ખોટી લાજમાં તણાઇને જે કરવાનું છે તે નથી કરતાં અને ન કરવાનું કરો છો. ખરી જરૂરિયાતવાળાને ધક્કો મરાય છે અને ધરાએલાને વધુ ધરાવાય છે.

બહેનો, શક્તિ પ્રમાણે ધર્મ કરવો ઉત્તમ છે. મનુષ્ય દેહનું તે સાર્થક્ય છે. જીવનની એ લ્હાણુ છે. દુઃખી અને નિરાધારોને દિલાસારૂપ બનો. અપાત્રે દાન

[અનુસંધાન પાને ૩૩૬

હૃદયસ્પર્શી કરૂણાંત નવલિકા

લેખક

# ઘ ર ચો ળું

શં'માંડલિક

સૂર્યકાંત સરદેસાઇને ત્યાં આજે લગ્નને યોગ્ય એવો હર્ષ કે ઉત્સાહ જણાતો ન હતો. ગમે તેમ પણ સૂર્યકાંત સરદેસાઇના પોતાના દિલમાં સ્હેજ ઉદ્વેગ રહ્યા કરતો હતો. આવતી કાલે પોતાને ત્યાં એક પુત્ર અને એક પુત્રીનાં—એમ એકી સાથે બે લગ્નોત્સવો હોવા છતાં પોતાને હર્ષ કેમ થતો ન હતો એ વસ્તુ તેમને પોતાને પણ વિચારમાં મુકી દેતી હતી.

આમ છતાંય તેમના પત્ની ચંદ્રબાળાને તો ખૂબજ હર્ષ થતો હતો; વર્ષોની ઝંખના પછી સરદેસાઇને સમજાવી, આજે ચંદ્રબાળા એકીસાથે પુત્ર-પુત્રીનાં લગ્ન લેવડાવી શકયાં હતાં, અને એ તેમના મનથી જીવનનો એક અમૂલ્ય લ્હાવો હતો. આંગણે આવતા કોઇપણ ભિખારી યા ગરીબ કે લુલા યા આંધળા માણસને તેઓ હોંશે કંઇક ખવડાવતાં અને માંડવે જમતાં તેમના પચાશેક જેટલા સગાં-વ્હાલાંઓને ચારે દહાડા નવનવી વાનીઓ જમાડવાનો તેઓએ વિચાર રાખ્યો હતો. જ્ઞાતિ રિવાજ મુજબ દરેક દરેક વ્યવહાર અને લગ્ન અંગેની ક્રિયાઓમાં તેમણે ખર્ચ કરવામાં કંઇ જ લોભ કર્યો ન હતો.

સૂર્યકાંત સરદેસાઇ આવા આચારેડીઆ રિતરિવાજો પાછળ પૈસા અને સમયનો વ્યય કરવામાં માનતા ન હતા, પણ તેમના પત્નીશ્રી-ની લાંબા સમયની ઇચ્છાને માન આપી, એ રીતે પણ જો ચંદ્રબાળા આનંદમાં રહે તો તેવું કરવામાં પણ તેમને ખાસ હરકત ન હતી; વળી તેઓને આ પુત્ર અને પુત્રી સિવાય અન્ય સંતતિ પણ હતી નહિ, એટલે આ પહેલા અને છેલ્લા માંગલિક પ્રસંગે ચંદ્રબાળા પોતાથી બને તેટલો લ્હાવો લૂંટી લેતા હતા!

ચંદ્રબાળા તો આ પ્રસંગની લાંબા સમયથી રાહ જોઈ રહ્યાં હતાં. આવતી કાલે જ લગ્ન દિન હતો. તે દિવસે જ તેમણે વર્ષોસુધી સંઘરી રાખેલું પોતાનું ઘરચોળું કાઢી, તેઓ પહેરવાના હતા. તેમના લગ્નને આજે બાવીશ વર્ષ થવા આવ્યા હશે; તે દરમ્યાન તેમણે કદિ તે ઘરચોળું પહેર્યું જ ન હતું, કારણ કે તેમને એ કિંમતી વસ્તુ પહેરવા જેવો માંગલિક પ્રસંગ એકે લાગતો ન હતો. આવી વસ્તુ નાહક સંઘરી રાખવા માટે કોઇકવાર સૂર્યકાંત સરદેસાઇ તેમને ઠપકો આપતા, ત્યારે ચંદ્રબાળા એકજ જવાબ આપતાં, કે "આપણી એબથી

---

૩૩૮ પાનાનું અનુસંધાન ]

દેવાથી ઉલટાં પાપના ભાગીદાર થવાય છે. એ કરતાં તો બ્હેતર છે કે દાનધર્મ ન કરવો. અપાત્રે થતાં દાન અને દયા નિષ્ફળ અને નાશકારી જ નિવડે બીજા પ્રસંગે વળી આગળ ઉપર વર્ણવશું અત્યારે તો એટલું જ કે ધર્મધ્યાન, દયાદાન, અને જમના પાન વગેરે ધાર્મિક બાબતમાં પ્રભુનો ખરો આદેશ શો હોઈ શકે તે સમજીને જ આગળ વધો. કોઇપણ પ્રકારના વ્હેમના ભોગ ન થજો. તમને પ્રભુ હંમેશાં સત્ય માર્ગે દોરવે એ પ્રકારની તે મહાન જગતપિતાને ખરાં મનથી પ્રાર્થના કરજો અને જુઓ કે તમારાં અંતરમાં કેવો આનંદનો ઉજાસ પ્રકટે છે.

અને બાળુ મોટાં થશે અને એઓનાં લગ્ન થશે તે દહાડે હું આ ઘરચોળું પહેરીશ!'

સૂર્યકાંત સરદેસાઇ જાણતા હતા કે એ ઘરચોળાની ખરીદી પાછળ તેમનું કેટલુંય લોહી પીંજણ થયું હતું. ચંદ્રબાળા સાથેના તેમનાં લગ્ન પ્રસંગે 'છાબ'માં એ ઘરચોળું મુકવાનું હતું: લગ્ન પહેલાં બે-ત્રણ દહાડા અગાઉ ચંદ્રબાળા અને તેના માતુશ્રીની પસંદગી માટે એ ઘરચોળું તેમને ઘેર જોવા મોકલાયું હતું કે જેથી પાછળથી એમને એ તરફ કંઇ અણગમો પેદા ન થાય.

એ વખતે એ ઘરચોળાંની બાંધણી, ગૂંથણી રંગ-ભાત વિગેરેમાં એ લોકોએ કેટલીયે ભૂલો કહાડી, વારંવારે બદલાવવા પાછું સર દેસાઈના પિતા તરફ મોકલાવ્યું હતું અને પરિણામે ગંજાવર ખર્ચે તૈયાર થએલું એ ઘરચોળું આજ બાવીશ વર્ષથી એક જ પટારામાં પડી રહ્યું હતું. જો કે સૂર્યકાન્ત સરદેસાઇ આધુનિક વિચારના હોઇ, તેમની પત્ની એ જુની ભાતનું ભારે ઘરચોળું પહેરે એવું કૈં ઇચ્છતા જ નહોતા, પણ મહામહેનતે અને મોટા ખર્ચે તૈયાર કરાવેલ વસ્તુનો કૈંક ઉપયોગ તો થવો જ જોઇએ એમ સ્વાભાવિક રીતે તેઓ ઇચ્છતા હતા, આથી એ કિંમતી ઘરચોળાંને પટારામાં પૂરી ગખવા બદલ ચંદ્રબાળાને કદિક ઠપકો આપવાનું તેમને મન થતું; કારણ કે તેઓ માનતા હતા કે આટઆટલા વર્ષ સુધી વપરાશ વગર સંઘરી રાખેલું એ ઘરચોળું જરૂર સડી જશે અને નાહક ઉધઇનો ભોગ થઇ પડશે. જો કે તેમની વાત કૈં તદ્દન ખોટી ન હતી, પરંતુ ચંદ્રબાળાની ઇચ્છા અનુસાર એ વાતને વધુ છેડવાનું તેઓ ખોળંબે મૂકતા અને ચંદ્રબાળાની એ ઘરચોળાને સાચવવાની કાળજી માટે તથા વારંવાર પટારામાંથી કહાડી, સાફસુફ કરી, સંભાળથી ઓઢવવાની કળા માટે તેમને ઉલટું માન ઉપજતું અને હવે એ વસ્તુ સાવ નકામી થઇ જાય તો પણ તે બાબત તેમને ઝાઝો ધોખો થાય તેમ નહતું. આથી તેઓ જંપવાળીને બેસી ગયા હતા.

( ૨ )

બાવીશમે વર્ષે પાછા ચંદ્રબાળા એજ ઘરચોળામાં આજે દીપી નીકળ્યા. આજે તેમને તેમનો લગ્ન દિન યાદ આવ્યો, અને હોંશે હોંશે દિવાનખાનામાં બેઠેલા સરદેસાઇને તેઓ 'પુરાણા ઘરચોળામાં પોતે કેવા લાગે છે' તે બતાવવા દોડી ગયા. સર દેસાઇએ આમ તો ખુશી બતાવી પણ કોણ જાણે કેમ અંદરખાનેથી તેઓ આજે અસ્વસ્થ જણાતા હતા; તેમને આ બધી ધામધુમ અને ધમાલમાં ખાસ રસ પડતો ન હતો અને ઉલટું તેઓને કૈંક અમાંગલિક બનાવનો ભ્રમ થયા કરતો હતો.

ચંદ્રબાળા તો જાણે ફરી થનગનતી યુવાનીમાં પ્રવેશ્યા હોય તેમ હોંશમાં ને હોંશમાં તેમના પુત્ર પુત્રીના 'પસ' ની તૈયારી કરવા લાગ્યા. 'પસ' માટે ભેળાં થએલા બૈરાંઓ પણ ચંદ્રબાળાને આવા માંગલિક પ્રસંગે ઘરચોળામાં સજ્જ થએલા જોઇ ચંદ્રબાળાને ભાગ્યશાળી માનવા લાગ્યા...

એક બાજુ તેમના પુત્ર અને પુત્રીને પસ માટે શણગારવામાં અમુક બૈરાંઓ રોકાયાં હતાં, બીજી બાજુ અન્ય બૈરાંઓ ગીત ગાઇને સાદ બેસાડી દેતી હતી અને ત્રીજી બાજુ ચંદ્રબાળા પોતે 'પસ' દરમ્યાન તેમને હાથમાં લઇ જવાનો દીવડો તૈયાર કરતા હતા......

આમ તો સરદેસાઇની સાથે ચંદ્રબાળા પણ માનતા હતા, કે આ 'પસ' નો રિવાજ અને તેની પાછળ સળગતો દિવડો ઉપાડીને આખી બજાર ચીરવાનો જુનો રિવાજ–એ કૈં ખાસ જરૂરનો ન જ હતો, પણ 'પોતાને ત્યાં ક્યાં ફરીથી આવો પ્રસંગ આવવાનો છે' એમ મનને

મનાતી એ લ્હાવો પણ લઇ લેવો, એ ઇચ્છાથી ચંદ્રબાળા રિવાજ મુજબ 'પસ' માં અન્ય સ્ત્રીઓને મોખરે હાથમાં દીવડો લઇ ચાલવા લાગ્યા. એ દીવડામાં મૂકેલા તેલમાં તરબોળ થયેલા કપાસીઆ જેટલી બને એટલી ઉંચી જ્વાળા પ્રગટાવતા હતા, અને ચંદ્રબાળા તથા અન્ય બૈરાંઓ પણ બની શકે તેટલા ઉંચા સાદે ગીતો ગાવામાં મશગૂલ હતી.

કયારેક કયારેક અધમાર્ગે એકાદ પ્રૌઢ સ્ત્રી કોઇ કુમારિકાને ચંદ્રબાળા તરફ આંગળી ધરી બતાવતી, કે "અલી, જો! અમારા વખતનાં ઘરચોળાં આવાં હતાં!"

આખોય 'પસ' બજારમાંથી પસાર થઈ વર્તુળ પુરું કરી, ઘર તરફ વળતો હતો અને આમ એક સાંકડી શેરીમાંથી પસાર થતો હતો. એ શેરીમાં મ્યુનીસીપાલીટીનું જે એક નાનકડું ફાનસ બળતું હતું તે પણ પવનના ઝપાટાથી ઠરી ગયું હતું અને 'પસ'ની સાથેના બે વીજળી બત્તી ઉપાડનારા મજુરો ગમે તે કારણે, પણ બરાબર શેરીની મધ્યમાં જ માંહોમાંહે લડવા લાગ્યા! તેઓ એટલી હદે પહોંચ્યા કે કોઇની પણ પરવા નહિ કરતાં, એક બીજાની બત્તીઓ અથડાવી, ભાંગ તોડ કરી, છૂટે હાથે મારામારી કરવા લાગ્યા! 'પસ'તો ત્યાંજ અટકયો; અને અધુરામાં પુરું ઉપરની કોઇક બારીમાંથી એઠવાડની અમીવૃષ્ટિ સર દેસાઈના પુત્ર-પુત્રીઓ પર થઈ. આ બધાથી કાચા મનનાં ચંદ્રબાળા તો ખૂબજ અકળાયા; તેમની હિંમત અને ઉત્સાહ કયાંય ચાલ્યા ગયા. અન્ય સ્ત્રીઓ પણ ગીતો ગાવાનું બંધ કરી, ઉપરથી એઠવાડ ફેંકનાર એ ફુવડ સ્ત્રીને 'સાત પેઢીની સંભળાવવાના' કાર્યમાં ગૂંથાઇ. ઓચિંતી ચંદ્રબાળાની એક ઝીણી ચીસ સંભળાઈ; સૌનું ધ્યાન તેમના તરફ ખેંચાયું ત્યારે તેમના શરીરે લાદેલું ઘરચોળું ભડભડ બળી રહ્યું હતુંઃ હાથમાંના દીવડાની જ્વાળાને, તેમણે પહેરેલા ઘરચોળાનો છેડો અડી જતાં તેઓ આખા શરીરે દાઝયા અને બેભાન થઇને જમીન પર પટકાઇ પડયાં. આ બધું ક્ષણવારમાં બની ગયું. તેમના પુત્ર-પુત્રી પણ માતાને બચાવવા જતાં થોડું દાઝયા. ચારે બાજુથી સઘળાં બૈરાંઓ ચીસાચીસ પાડવા લાગ્યાં પણ શું કરવું તે કોઇને સુઝયું નહિ. છેવટે 'પ્રભુના લાલ' કોઇ નાના બાળકને પ્રેરણા મળી તે તેણે દોડી જઇને સર દેસાઇને આ અકસ્માતની વાત કરી; એટલે તેઓ તથા તેમની આગળ બેઠેલા અન્ય સ્નેહિઓ-સૌ અકસ્માતની જગ્યાએ દોડી આવ્યા.

સૌને શાંત કરી, બેભાન બનેલા 'ચંદ્રબાળાને ઘેર પહોંચાડ્યા. એક સારા ડૉકટરને તુરત ફોન કરી બોલાવ્યો અને તેને ચંદ્રબાળાની સારવારમાં રોકયો.

સર દેસાઇને લાગ્યું કે આ 'લ્હાવો' તેમના માટે ખૂબ જ ભારે થઈ પડ્યો હતો. એક બાજુ તેમની સ્ત્રી પટકાઈ પડી હતી, અને બીજી બાજુ લગ્નનું મુહૂર્ત જતું હતું તે માટે સામાવાળાઓ તથા ગોર મહારાજ ઉતાવળ કરતા હતા. એક બાજુએ તેમનાં ધર્મપત્ની છેલ્લા શ્વાસ ઘુંટી રહ્યા હતા, અને બીજી બાજુએ સર દેસાઇને તેમના પુત્ર-પુત્રીનું લગ્નનું મુહૂર્ત સાચવવાનું હતુ. સૌ નાતીલાઓના આગ્રહને વશ થયા વગર ચાલે તેમ ન હતું એટલે સર દેસાઇએ લગ્નવિધિ તો જેમ તેમ સંપૂર્ણ પૂરી કરાવી પણ તેમનું દિલ ખૂબ જ નાખુશ થયું હતું, કારણકે ડૉકટરના કહેવા મુજબ ચંદ્રબાળા હવે વધુ વખત કાઢે તેમ લાગતું ન હતું.

તે જ રાત્રે વ્હેલી પરોઢના ચંદ્રબાળા, તેમના પુત્ર-પુત્રીનાં લગ્નનો અધુરો લ્હાવો માણી, દેહ તજી ગયા. સારાયે ગામમાં અને આજુબાજુના ગામોમાં આ સમાચારથી સૌને ત્રાસ થયો.

( ૩ )

બીજે દહાડે સૌ સગાંસંબંધીઓ સર

દેસાઇને આશ્વાસન દેવા આવવા લાગ્યા. સર દેસાઈ આ બધી વ્યથાથી ખૂબ જ થાકી ગયા હતા. પટાવાળો તેમના હાથમાં બે તારો મૂકી ગયો. ક્ષણભર બેમાંથી કયો તાર પહેલાં ફોડવો એ વિચારમાં પડી ગયા, કારણકે કયા તારમાં શું હશે તેની તેમને ખબર ન હતી. ધ્રૂજતે હાથે તેમણે તારો ફોડ્યા. એકમાં તેમના પુત્ર-પુત્રીના લગ્ન પ્રસંગે તેમના એક મિત્રે ખુશાલી પ્રદર્શિત કરી હતી અને બીજામાં તે જ વ્યક્તિએ તેમના પત્નીશ્રીનાં મૃત્યુ અંગે આશ્વાસન આપ્યું હતું !

સર દેસાઇની આંખમાં આંસુ બાઝી ગયાં. તેમના પર આ જાતની આફત પહેલી જ વાર પડી હતી. તેમની આફતની ભાગીદાર પણ હવે ચાલી ગઈ હતી. તેમનું મન ભરાઇ આવ્યું. આ પ્રકારના 'લ્હાવા' પ્રત્યે તેમને સ્વભાવિક રીતે અણગમો અને ગુસ્સો આવ્યો. તે જ વખતે ગામના પ્રખ્યાત ખત્રીનો માણસ બીલ લઇને હાજર થયો. તે બીલ હતું-તેમના પુત્રનાં લગ્ન પ્રસંગે, પુત્રવધૂને મોકલાવાયેલ ઘરચોળાનું ! તેમને તેમની પત્નીનો જાન લેનાર ઘરચોળું આંખો સામે તરવતું દેખાયું. સર દેસાઇ એ બીલ લાવનાર તરફ ફાટી આંખે જોઇ રહ્યા.

(સંપૂર્ણ)

## માતા

લે. શ્રીયુત ડોલરકુમાર ભગત-જામનગર

માતા તારી મધુર મમતા,
દેખી દિલ મારૂં હરખાય;
મધુર ભાવના તારી દેખી,
મન માંહિ શીશુ મલકાય.

પૂજ્ય માતા સેવા તારી,
કરવાને દિલ તલસે છે;
નિશદિન દેખું અટારીએ,
ચુમવા ચરણ દિલ દોડે છે.

ચંદ્ર સમું તુજ ઉજ્જવલ મુખ,
ભાળી ભાળી ધરાઉં ના;
કરવાને દિલ રાજી તારૂં,
શિશુને શી આજ્ઞા માતા.

શરમાએ શા માટે માતા,
શિશુ કરશે સેવા તારી;
દિલ ચાહે તો કર આજ્ઞા,
લાખ લાખ છે વંદન માત.

# અસમાનતા

આલેખનાર—શ્રી શાન્તિપ્રિય

વર્તમાન યુગમાં જીવનના દરેક ક્ષેત્રમાં અણુબનાવ જોવામાં આવે છે. ભાઇ ભાઇ વચ્ચે, બાપ દીકરા વચ્ચે, વર વહુ વચ્ચે, જેઠાણી દેરાણી વચ્ચે, માલિક મજુર વચ્ચે, રાજા પ્રજા વચ્ચે, રાજ્ય રાજ્ય વચ્ચે–દરેક ઠેકાણે જ્યાં જુઓ ત્યાં પ્રેમને બદલે ઇર્ષાનું સામ્રાજ્ય પ્રવર્તે છે.

અસલના વખતમાં કૌટુંબિક ભાવના હતી. એક બીજા વચ્ચે પ્રેમ હતો. ઘરમાં સૌ હળીમળીને રહેતાં. સૌના હૃદયમાં સ્નેહ હતો. જ્યારે અત્યારે પ્રેમનું સ્થાન અદેખાઇ અને મોટાઇએ લીધું છે. ઘરમાં નાનાં મોટાં દરેક વચ્ચે કલહ થાય છે, કારણ પૈસો અને પશ્ચિમનો પવન. માણસને પૈસાથી મોટાઇ અને અભિમાન આવે છે. પૈસો ભાઈ ભાઇને, બાપ દીકરાને જુદા પાડે છે. પૈસો માણસાઇ ભૂલાવે છે અને માણસને અનીતિના રસ્તે લઇ જાય છે. પૈસાના મદમાં મસ્ત ન બને એવા વીરલા તો કોઈક જ. પૈસાથી બીજાનું સારૂં કરવા કરતાં ખરાબ વધારે થાય છે.

પુરુષો કરતાં સ્ત્રીઓમાં પૈસાથી મોટાઇ અને અભિમાન વધારે આવે છે અને તેથી ઘરમાં પોતાનું સામ્રાજ્ય સ્થાપે છે. એક ઉપરી અમલદારના અમલ કરતાં જે સ્ત્રીનો ધણી સારી પદવી ઉપર હોય અને વધારે કમાતો હોય તેનો અમલ વધારે કડક હોય છે. તે ઘરમાં સૌને તુચ્છ ગણે છે અને પોતાના પતિના કાન ભંભેરી ઘરના માણસોને દુઃખી કરે છે. ધીરે ધીરે સૌને પોતાના રસ્તામાંથી દૂર કરે છે. પતિ પણ કાંઇ વિચાર કર્યા વિના પોતાની સ્ત્રી જે કહે તે સાચું માની ઘરના બીજાં માણસોને ડરાવે છે. સ્ત્રી જેટલો પુરુષ છેલ્લે પાટલે જઇ શકતો નથી. આથી પતિ દબાયેલ રહે છે, કારણકે ફજેતાથી ડરે છે.

જુના વખતમાં એકબીજાના સ્નેહને લીધે ( Joint family system ) સંયુક્ત કુટુંબ સુખ માણતું. પણ અત્યારે તો શ્રી ગોવર્ધનરામ ત્રિપાઠીના શબ્દોમાં કહીએ તો હિંદુ-સંસારમાં બે સ્ત્રીઓને સાથે ન રાખવી જોઇએ. આનું કારણ સ્ત્રીઓમાં કેળવણીનો અભાવ. જો સ્ત્રીમાં બાપના ઘરે સારાં સંસ્કાર પડ્યા હોય, ઘરનું વાતાવરણ સારૂં હોય અને સખીમંડળ પણ કેળવાયેલ અને સંસ્કારી હોય, તેમજ સાસરે પણ સારૂં વાતાવરણવાળું ઘર હોય અને પુરુષ સ્ત્રીને સમજાવીને કેળવતો હોય તેમજ સારાં પુસ્તકોનું વાંચન કરતી હોયતો આવી સ્ત્રીમાં મોટાઇ અને અભિમાન નહીં હોય, પણ તે બધા સાથે સમભાવથી વર્તશે. સ્ત્રીને પોતાનો પતિ સારૂં કમાતો હોય એટલે પત્યું કારણ કે સારાં લુગડાં અને ઘરેણામાં જ સ્ત્રીની સમજ પુરી થાય છે. બીન સંસ્કારી અને કેળવણી વગરની સ્ત્રી નથી પોતાના પતિને સુખી કરી શકતી કે નથી પોતાનાં છોકરાંઓને સારીરીતે રાખી શકતી. ખરેખર આજે હિંદુ-સંસાર પશ્ચિમના મોહમાં પાયમાલ થઇ રહ્યો છે.

આપણી સમાજવ્યવસ્થાજ ભૂલભરેલી છે. પૈસાદાર માણસોને મજુરના લોહી ચુસી માલેતુજાર બનવું છે, મહેલો બાંધવા છે, મોટરમાં ફરવું છે, અમનચમન ઉડાવવા છે, અનીતિના રસ્તે ચાલવું છે, પણ મજુરોને

વધારે વેતન આપવું નથી. આવા મૂડીવાદોની ઉત્પત્તિ યંત્રવાદને જ આભારી છે.

રાજાઓ તો એમજ માનતા લાગે છે કે પ્રજા તેમની ગુલામ છે. તેઓ મરજી પ્રમાણે તેમના ઉપર અઘટિત જુલમ ગુજારી શકે છે. રાજાઓની આવી મનોદશાનું કારણ તેમની આસપાસનું સંકુચિત અને કલુષિત વાતાવરણ જ છે. હજુરીઓના કહેવા પ્રમાણે કરવું, શરાબ અને સ્ત્રીમાં મસ્ત રહેવું એ જ તેઓનો કાર્યક્રમ હોય છે. રાજા ધારે તો એના રાજ્યમાં સ્વર્ગ ખડું કરી શકે. તેણે પ્રજાના રક્ષક બનવું જોઈએ નહીં કે ભક્ષક.

અત્યારે દરેક ક્ષેત્રમાં હરિફાઈ જોવામાં આવે છે. ખરીરીતે હરિફાઈ ઈર્ષાના છુપા વેષમાં સમાયેલ છે. મોટા વેપારીઓ નાના વેપારીઓને પાયમાલ કરવા ખાતર જ હરિફાઈ ચલાવી રહ્યા હોય છે. કોઈ જગ્યાએ એક માણસ રૂા. ૨૫) માં કામ કરતો હોય તો બીજો તરતજ તેના કરતાં વધારે ભણેલ હોય તોપણ રૂા ૨૦) માં રહેવા તૈયાર થાય છે. આનું કારણ પશ્ચિમની ખામી ભરેલી કેળવણી જ છે. આવી કેળવણીથી પૈસાના પાણી સાથે ફક્ત પુસ્તકીયું જ્ઞાન મળે છે, જે વ્યવહારમાં તદ્દન નકામું થઈ પડે છે. પશ્ચિમની કેળવણીથી જ વેપાર કરતાં માણુસ નોકરી તરફ વધારે લલચાય છે અને તેથીજ ભણેલ વર્ગમાં બેકારી જોવામાં આવે છે.

યંત્રવાદે લાભને બદલે નુકશાન વધારે કર્યું છે. યંત્રવાદે મૂડીવાદી વર્ગ ઉભો કર્યો છે. બેકારી વધારી વિજ્ઞાન ડગલે ને પગલે આગળ ધપી રહ્યું છે. નવીનવી શોધો થાય છે પણ તેનો ઉપયોગ માણસના વિનાશ માટેજ થાય છે.

જો આપણા દેશમાં રશિયા જેવી સમાજ વ્યવસ્થા થાય, કે જેથી નહિ પૈસાદાર કે નહિ ગરિબ; કાંતો રાજ્ય અથવા પૈસાદાર વર્ગ ઉદ્યોગ ઉભા કરી આમવર્ગને પોષે અને કાં તો ઈશ્વર સૌને સુમતિ આપી ઈર્ષાદષ્ટિનો અભાવ કરી એક બીજા વચ્ચે સ્નેહ વધે એવી કરૂણા કરે તોજ અસમાનતાનો અંત આવે.

---

# સાસુ ?

લેખક:—શ્રીમતી સવિતાદેવી જે. ભગત—જામનગર

સંસાર સાગરમાં સાસુ દીવાદાંડી સમાન છે. અત્યારના આપણા હિંદુ સંયુક્ત કુટુંબમાં સેંકડો ગૃહોમાં સાસુ વહુની તકરારો નિશદિન ઉગ્ર સ્વરૂપ પકડતી જાય છે. પણ આ ગૃહ-કંકાશ શા માટે! સાસુ વહુની ભાવના ત્યાગી માતા અને પુત્રીની ભાવના જન્માવે તો પછી આ તકરારને અવકાશ રહે ખરો કે? ઉગતા છોડને જેમ જળસિંચનની જરૂર હોય છે, તેમ લગ્ન પછી સંસારને સમજવા માટે સાસુના અમીસિંચનની જરૂર છે. ત્રેવડ કરતાં વધારે ખોટા ખર્ચો દેખાદેખીથી નહિ કરો, તો કદી તમારાં જીવનમાં કડવાશ નહિ આવે. સાસુની આજ્ઞા પ્રમાણે વર્તશો તો કદી તે 'ચોકીદાર' નહિ બને. ઘણે ભાગે સત્તાનો મોહ તેને 'ચોકીદાર' બનાવે છે. પણ તે આફત સુશિલ વહુ તરતજ યુક્તિથી ટાળી શકે છે. મીઠી વાણીથી જગત આખું વશ કરી શકાય છે. બહેનો જીભમાં મીઠાશ વસાવશો તો કદી તમારા ગૃહ-સંસારમાં કંકાશના બીજ નહિ જન્મે. સાસુ સાસુ નહિ રહેતાં માતા બની રહેશે. સંપ ત્યાં જંપ.

અસ્તુ

# પ્રભુ પ્રત્યે

લેખકઃ શ્રી વલ્લભજી ભાણુજી–મોરબી

( ગતાંકથી ચાલુ )

હરિ—ગીત

જો વાણી તેરા નામ લેતી વાણી વહ બડ ભાગી હૈ
બલિહારી હૈ વહ હૃદયકી જો હૃદય તેરા રાગી હૈ
તેરા પરમ જો પ્રેમી હૈ વહયોગી તપસી ત્યાગી હૈ
વલ્લભ હૃદયમેં શ્યામ તેરી નજર તિરછી લાગી હૈ ૧૭

જિસકે શિરે હરવખ્ત છાઇ શિતળ છાયા આપકી
ઉનકો અસર હોતી નહીં સંસાર ભરકા તાપકી
જહાં દમબદમ ચાલી રહી માલા તુમ્હેરા જાપકી
કૈસેં રહે ઉનકા દિલે માત્રા તનિક ભવ પાપકી ૧૮

છૂટ જાયગી તેરી કૃપાસેં સિતમગીર માયા બલા
તૂટ જાયગી તેરી કૃપાસેં મોતકી જબ્બર સલા
તેરા અચલ આશ્રયબિના હુમ જાય તારૂ ભલભલા
તેરી કૃપાસેં તર રહા હૈ ઘોર ભવ જલ નિર્બલા ૧૯

આવ બાવા આવ બંદા શ્યામકી બાતાં કરે
વહ બાતમેં આનંદ હૈ વહ બાતકો અંતર ધરે
પ્રભુકા કથન પ્રભુકા ભજન જિસને કિયા ભવકો તરે
પ્રભુ ભક્ત જિન્દા તીર્થ હૈ દુનિયાકો વહ પાવન કરે ૨૦

મ્હેં બહાર જાતા ઘૂમને તેરા સ્મરણ વહાં આ રહા
બહતા ઝરણકી સંગમેં તેરાહી મહિમા ગા રહા
તેરી કથન કીર્તન વિચારે દિવસ મેરા જા રહા
માલિક તેરા સવાબસેં મસ્તિ અનોખી પા રહા ૨૧

મેરા કભી બનતા નહીં દુનિયાકી ટેઢી ચાલસેં
હરગીઝ મેં ગભરા રહા જનતાકા ગંદા ખ્યાલસેં
મેં ભગ જતા એકાંતમેં આલિંગુ કુદરત વ્હાલસેં
મેરી મઝા મેરી ખુશી મેરાહી દીન દયાલસેં ૨૨

જાના કહાં કિસકે વહાં દિલદારી હુઇ સરકારસેં
મેં બધ્ધ ગયા કેદી બના ઉનખા અનોખા પ્યારસેં

ફિર ક્યા મજા કિસ બાતકી ખાતા બને જો વ્હારસેં -
ફુરસદ નહીં છુટી નહીં દિલદાર કા દરબારસેં ૨૩
ઉનકી કૃપાકી છાંયડી મેરા શિરે છાઇ રહી
મેરી જબાંહ વહ મિત્રકી મહિમા સદા ગાઇ રહી
મેરી કૃતઘ્નતા દેખકર ઉનકો ઘૃણા આયી નહીં
ઉનકા મહદ્ ઉપકારમેં આંસુ નહીં બાહી રહી. ૨૪

## ઘાટકોપરમાં સુતર કાંતણ યજ્ઞ

**શરૂઆત તા. ૧ લી નવેમ્બર ૧૯૩૯ થી ૩૦ મી જુન ૧૯૪૦ સુધી સુતર કાંતણ**

| | | | |
|---|---|---|---|
| શ્રી. પ્રહ્લાદ કેશવલાલ | વાર | ૧,૩૩,૯૭૫ | આ સિવાય કાંતણ વર્ગમાં ન આવનારાંઓ છતાં નિયમિત ૨૫ જગ્યાએ સુતર કંતાય છે. છેલ્લા જુન એક માસમાં ઘાટકોપરમાં કાંતણ યજ્ઞ તરીકે ૨,૩૫,૦૦૦ વાર સુતર કંતાયું છે. છેલ્લા બે મહીના મે અને જુનમાં આ કાંતનારાઓ શરૂ થઈ ગયા છે. |
| શ્રી. હરીલાલ ગુલાબચંદ | ,, | ૬૩,૩૫૦ | |
| શ્રી. મનહરકુમાર પરમાર | ,, | ૧,૧૨,૩૭૫ | |
| શ્રીમતિ કમળાબહેન સંઘવી | ,, | ૯૩,૩૦૦ | |
| શ્રીમતિ અંજવાળી પારેખ | ,, | ૨૪,૨૦૦ | |
| શ્રી. હરીભાઇ ધીરજલાલ | ,, | ૬૭,૦૦૦ | |
| શ્રી. નંદલાલ છોટાલાલ | ,, | ૫૩,૭૦૦ | |
| શ્રી. બાલુભાઈ ભોગીલાલ | ,, | ૫૫,૦૦૦ | |
| શ્રી. નરભેરામ મોરારજી | ,, | ૭૧,૬૦૦ | |
| શ્રી. મોહનલાલ પારેખ | ,, | ૪૪,૨૦૦ | |
| શ્રી. હીરાલાલ પ્રભુદાસ ૭૫થી ૯૦ આંકનું | ,, | ૬,૭૦૦ | |
| શ્રી. પુરૂષોત્તમ કેશવજી | ,, | ૨૬,૮૦૦ | |
| શ્રી. ભારમલ ટોકરશી | ,, | ૨,૨૦૦ | |
| આઠ માસમાં કુલ્લે વાર | | ૭,૫૩,૫૦૦ | |

કાંતણ વર્ગનો નિયમિત પ્રયોગ દર રવિવારે સવારના સાડા છથી સાડાસાત સુધીનો સમુહ કાંતણનો છે. શરૂઆતની ૧૫ મીનીટ કાંતણ સાથે પ્રાર્થના ભજન વિ. ચાલે છે. બીજી ૧૫ મીનીટ મૌન કાંતણ. બાકીની અરધી કલાક અઠવાડીઆમાં થયેલા દરેકના કામકાજના રીપોર્ટ અને સુચના વીગેરે કામકાજ. છેલ્લે પાંચ મીનીટ કાતણ સાથે ધુન અને સમાપ્તિ.

કાંતણ વર્ગની વ્યવસ્થામાં દરેક સભ્યને નીયમીત રોજના ઓછામાં ઓછા ૨૦૦ વાર સુતર કાંતવાનો નિયમ હોય છે. આગામી ગાંધી સપ્તાહ ઉપર ૭૨૦૦૦ વાર સુતર કાંતવાનો સંકલ્પ છે. પણ સભ્યોનો ઉત્સાહ ઉપર્યુક્ત રીપોર્ટમાં દેખાય છે તે પ્રમાણે ઉપર્યુક્ત સંકલ્પમાં ૭ ૭ માસમાં પુરા થઇ જશે.

બીજું, એક યોજના મફત ચરખડા ચક્ર આપવાની છે. જે કોઇ ભાઈ અગર બહેન ૭ માસમાં ચાલીશ હજાર વાર સુતર કાંતી આપે તો તેમને વર્ગ તરફથી પુણી અને બધી સરંજામ પુરો પડે અને તૈયાર થયેલું સુતર વર્ગ લઇ લે અને તેના બદલામાં કાંતનારને સરંજામ સાથેનો ચરખડાચક્ર મળે.

શ્રી મોહનલાલ મગનલાલ પારેખ.

# સાચું શિક્ષણ

## એક મૌલિક નાટિકા



શ્રીમતી જયાવતી પ્રાણલાલ

પ્રમુખ—ફોર્ટ હિંદુ સ્ત્રી મંડળ-મુંબઈ.

▽

### પાત્રોની સમજણ

રમાદેવી—મુંબઈના પ્રખ્યાત પ્રો. રજનીકાન્તની પત્ની.
ચંપા—રમાદેવીની પુત્રી.
કાન્તા—રમાદેવીની પુત્ર વધૂ.
ઉમેદ—ચંપાની સાસુ, સુરેશની મા.
પદમા—ચંપાની નણંદ.
માનકોર—ઉમેદની નણંદ, ચંપાની ફઈજી.
વજકોર—ઉમેદની સગી.
કાશી—ઉમેદની સગી.
ડાહી—જશોદા } પાડોશીઓ તથા અન્ય
મણી—મંછા } સ્ત્રીઓ.

### પ્રવેશ ૧ લો

(ચંપા તેની સહીયરો સાથ બાગમાં ફૂલ વીણવા આવે છે.)

ફુલડાં વીણીશું સહીયર સહુ સાથમાં,—
અમને ફુલડાં વીણવાની ઘણી હોંસરે
ફુલડાં વીણીશું સહીયર સહુ સાથમાં.
જાઇ જાઈ ચંપો ચંબેલી રસાળી
ગુલછડી લાગની સારી,
ગુલાબ કેવડામાં કાંટા ઘણેરા
લેતા લાગે છે દુઃખ ભારી—એ ફુલડાં—
મોગરો માનીતો મનને મલકાવતો
લહેરેથી બાગને બ્હેલાવતો,
પુષ્પપરાગ અમ અંતરને ખેંચતો
મીઠા સંદેશા એ કહેતો—એ ફુલડાં—
માતા મારે ગુંથીશ મોગરાની માળા
પીતાને પુષ્પો એ પ્યારા,
દીલને ડોલાવે એ ડોલરીયો વીરને,
ભાભી પહેરાવશે એ માળા—એ ફુલડાં—
વ્હાલો લાગે છે અમને કાંટાળો કેવડો
ગુલાબ આંખોને પ્યારો,
સહીયરો સાથ મલી લેશું એ ફુલને,
સોહાય વેણીમાં સારો—એ ફુલડાં—
અમને જાદુગરી એ જુઈ છે પ્યારી,
મીઠી સુવાસ એની લાગે,
કાંટા વીનાની સુવાસથી ભરેલી
અંતર આરામ એને લાગે—એ ફુલડાં—

રમાદેવી : ચંપુ, ઓ ચંપા! અહીં આવ તો; તને કંઈક સુંદર દ્રષ્ય દેખાડું.

ચંપા : જી બા, આવી. [ પ્રણામ કરે છે ] [ રમાદેવી આશીષ આપે છે ]

રમાદેવી : ચિ. રહે બેટા. જો આ ઉગતી સૂર્યપ્રભા કેવી મનોહર લાગે છે. મારી ચંપા એવી જ મનોહર છે. અને જો હમણાં જ સૂર્યનારાયણ સોળે કળાએ પરિપૂર્ણ થશે. મારી ચંપા પણ સોળે વર્ષે કહો કે સોળે કળાએ પરિપૂર્ણ છે. ચંપા, આજ મારા હૃદયમાં કંઈક અવનવો આનંદ થાય છે. મારી ચંપા ખુબ સુખી થશે એવો અંતરમાં ભાસ થાય છે. ચંપા આજે તારી જન્મતીથિ નિમિત્તે થોડીક બહેનોને આમંત્રણ આપેલ છે. તું અને ભાભી તથા તારી સહીયરો કંઈક કાર્યક્રમ ગોઠવશો ને ?

ચંપા : જેવી આજ્ઞા. બા.

કાશીડોસી : } રમા બ્હેન કેમ છો ?
મજેકારડોસી : } આવીએ કે ?

રમા : હા, હા, કાશી મા આવોને ? આજ તો સવારમાં નવરાં થઇ ગયાં.

કાશી : આજે મંગળાનાં દર્શન કરતાં એમ થયું કે રમા બેનને ત્યાં જતાં આવીએ.

(કાન્તા દોડતી દોડતી આવી ચંપાના ગળામાં હાર પહેરાવે છે ) મ્હારાં નણંદની સો વર્ષની આયુષ્ય થજો (એમ આશિર્વાદ આપે છે અને નણંદને ચુમ ભેટે છે.)

(મજેકાર આ બધું આશ્ચર્યથી જોઇ રહે છે અને કાશી સામે આંખના ઇશારાથી કહે છે,) જોયું ! કાશીબ્હેન ! વહુ દિકરીને તો આમ રખાય (કાશી હાથના ઇશારાથી) મારાથી એમ બની શકે તેમ નથી, (રમાદેવી જોતી ન હોય તેમ–આંખ આડા કાન કરે છે.) (કાશી ને મજેકાર મોઢું મરડતાં મરડતાં એક બીજાની સામું જુએ છે.)

મજેકાર : (ટોળમાં) રમા બ્હેન, તમારી વહુ દિકરીને જોઇ શેર લોહી ચઢે છે.

કાશી : હા. આંખ ઠરે એવી બેઉ છે પણ બેન, વહુને નાચવાની ટેવ લાગે છે; નહિ ?

રમા : મા, મને તો એવી નાચતી કુદતી મૃગલી બહુ ગમે. ઘૂવડની જેમ મોઢું ચઢાવી મારી સામે બેસે, અને હું બ્હાર જાઉં એટલે છુટકારાનો દમ ખેંચી ઠઠા ઠીઠી કરે એવી વહુ અને એવી ટેવ મને ન ગમે.

મજેકાર : મને તો થોડી મર્યાદામાં રહે એવી વહુ જોઇએ, આટલી છુટ મારાથી તો ન અપાય બા.

રમા : એમાં તો મન મનનું કારણ છે. મન એવું છે કે જેમ વાળીએ તેમ વળે તો પછી કાઇને દુઃખરૂપ શું કરવા બનવું જોઇએ. જો બ્હેન, આજ તો મારી ચંપાની વર્ષગાંઠ છે છોકરીઓએ કંઇક કાર્યક્રમ ગોઠવ્યો છે. તમે બન્ને આવશોને ચાર વાગે ?

મજેકાર: } હા, જરૂર આવશું; લ્યો ત્યારે
કાશી : } હવે અમે જઇએ, આજ તો દર્શન કરતાં તમને બધાયને યાદ કર્યા છે. ભગવાન તમારૂં ભલું કરે.

અમે હવે રજા લઇશું.

રમા : બન્ને આવજો હો. અમને દર્શનમાં યાદ કર્યા માટે આભાર માનું છું.

મજેકાર : એમાં આભાર શેનો ? એ તો પ્રેમ હોય તો એક બીજાને યાદ આવે (મોઢું મરડી બન્ને જાય છે. જતાં જતાં એક બાજુ છુપાઇ વાતો સાંભળે છે.)

ચંપા : જોયું ભાભી, કેવી રમત ચાલતી હતી; જાણે આપણે જાણતાં જ નથી.

કાંતા : હા બ્હેન, સ્વભાવનું ઓષડ નથી પણ મને બહુ આનંદ આવ્યો.

ચંપા : કારણ ?

કાંતા : કારણ કે એ આપણને જોઇ ખુશી થયા. એમને ગમત કરવાનું કંઇક સાધન મળ્યું.

ચંપા : અરે મારી ભાભી ! તમને તો દરેક માંથી સાર શોધવાની જ ટેવ ખરૂંને !

કાંતા : ચંપા બ્હેન, એ વાત આપણે પછી કરશું. જુઓ આજે તમારી વર્ષગાંઠ છે. આ નવીન વર્ષ, ઉગતી ઉષા જેમ સર્વને પ્રિય લાગે છે, તેમ મારા ચંપા બા પણ બધાને પ્રિય લાગે અને આ સંસારમાં હંમેશાં બધાની ઉષા રૂપ બની રહે એમ ઇચ્છું છું. પણ જો બા તમારા નામ પ્રમાણે એક અવગુણ નહિ લેતાં.

ચંપા : કયો અવગુણ ભાભી ! કહો, કહો, હું તેને સત્વર તજી દઇશ. ભાભીની આજ્ઞા માથે ચઢાવવા તૈયાર છું.

કાન્તા: જુઓ, ચંપા માટે કહેવાય છે કે "ચંપા તુજમેં તીન ગુણ, રૂપ, રંગ ઔર વાસ, એક અવગુણ એસો ભયો; ભ્રમર ન આવે

પોસ" જો બા, એવું નહિ કરતાં હો. મારી નણંદને માટે તો રાધા માધવનો યોગ જોઇએ છે. સમજ્યાં?

ચંપા : ઓય મા !! મને તો ડરાવી નાંખી. મેં જાણ્યું કે મારામાં એવો તે શું અવગુણ હશે. પણ ભાભી, તેને માટે તમે બેફીકર રહેજો, તમારી ઉજળી આશા ઉત્તમ ફળ આપશે. તમારી પ્રેમ ભરી ભાવનાથી હું રાધા બની રહીશ. ઓ મારી ભાભી ! તું કેવી પ્રેમની પ્રતિમા છે ! જો ભાભી તમારા જેવી ભાભી હોય તેને તો—

ભાગ્યવંત ભુવન ખરે,
તમ પગલે કુસુમ સરે;
તમ હૈયામાં અમૃત ઝરે
ભાગ્યવંત ભાભી ખરે.
ભાભી મોહક સુરતી દીસે,
ચંદ્ર સમું એ મુખડું હસે;
ભાઇને મન પરી દિસે,
નણંદી ઉર આરામ વસે—ભાગ્ય૦

કાંતા—નણંદી નાની છે સોહાગી,
નયણે જોતાં નેહ વહે;
વેણે, વેણે મોતી ખરે,
ભાભી તણા એ મનડાં હરે.

ચંપા-ભાગ્યવંત ભુવન ખરે,
તમ પગલે કુસુમ સરે;
સુભગ જીવન સુભગ આલમ,
જહીં સુભગા સાથ કરે-ભાગ્ય૦

કાશી અને: વજ્જેકોર: (બધા તાલ જોતાં ચુપ ચુપ ઉભા છે. બન્ને એક બીજાના કાનમાં વાત કરે છે.)

કાશી : આ શું કરે છે! નાચણની જેમ નાચે છે. ઘરમાં પણ જાણે નાટક?

વજ્જેકોર : હવેની તે કંઈ પ્રજા છે! કાશીમા, આપણા વખતમાં આવું કંઈ હતું !

કાશી : નારે બાઈ, વહુ દીકરી ઘરમાં ક્યાં છે તે કોઇ જાણતું એ ન્હોતું. હવે તો કંઇ જમાનો આવ્યો છે જમાનો !

વજ્જેકોર : બાઈ, મારી ઉમેદનું શું થશે ! આ વહુ તો એની આબરૂના કાંકરા કરશે. આ વહુના ચેનચાળાનો કાગળ તો મેં ક્યારનો લખી નાખ્યો છે. તીર બરોબર વાગશે. (બન્ને હસતાં હસતાં ચુપચુપ જાય છે.)

કાંતા : ચંપા બહેન, બહુ મોડું થયું; આજે આપણે વહેલું તૈયાર થવું જોશે. ચાલો આપણે જઈએ.

## પ્રવેશ ૨ જો

[ સમય સાંઝના ચાર. બધા હાર તોરા લઇને આવે છે. કોચ ખુરશીઓ ગોઠવેલ છે. એક સુંદર શ્રી કૃષ્ણનું મંદીર વચમાં મુકેલ છે. ચંપાને બધા જુદા જુદા આશિષો આપે છે. ]

શોભના : બહેન, સંસારની દીપિકા બનજે.

વિમળા : બહેન, ગરીબોની તારણહાર બનજે.

મોંઘી : બહેન! શાન્તિનીદેવી, પ્રેમની પ્રતિમા અને દુઃખીયાના આરામ રૂપ બનજે.

મેના : બહેન, શિક્ષણને શોભાવજે.

[ કાશી અને વજ્જેકોર પણ મોઢું મરડતાં બેસે છે. બધા હસતાં હસતાં બેસે છે. ]

રમા : ચંપા, કાન્તા, તમારો કાર્યક્રમ શરૂ કરો.

( નૃત્ય )

[ રમાદેવી બધાને ચાહ નાસ્તા માટે લઈ જાય છે, અને પાર્ટી વિસર્જન થાય છે. ત્યાં ટપાલમાં આવેલો કાગળ બાઈ આપી જાય છે.]

બાઈ : બા, બહેનના સસરાનો કાગળ આવ્યો છે, જે બાપુજીએ આપને વાંચવા મોકલ્યો છે.

રમાદેવી : કાન્તા, કાગળ વાંચ તો બેટા.

# જ્ઞાતિબંધુઓને માહિતી

( મોઢ વણીક જ્ઞાતિમાંના જે વર્ગને સંજોગો વશાત સહાયની જરૂર પડે છે તેને સારૂ, ગોઠવણ કરી આપનારી કેટલીક સંસ્થાઓ છે. આ ઉપરાંત જ્ઞાતિની એવી ઘણી ઉદાર અને લાગણીવાળી વ્યક્તિઓ છે કે જે પોતાની આજુબાજુનાઓને પોતાંથી બનતી આર્થિક તેમજ બીજી રીતની સહાય કરે છે. આ સંસ્થાઓનો અને આવી વ્યક્તિઓનો પરિચય વધે તો જ્ઞાતિના સંજોગોવશાત મુશ્કેલીમાં આવી પડેલા વર્ગને તેમની મુશ્કેલીમાંથી છોડવી, ઉચ્ચ સ્થિતિમાં લાવવાનું કામ સંગીન રીતે આગળ વધી શકે. આ ઉદ્દેશથી જ્ઞાતિની જે સંસ્થાઓ જ્ઞાતિની આ જાતની સેવા હાલમાં કરી રહી છે તેનો ટુંકો પરિચય આપવાનો આ પ્રયાસ છે. તેમાં દરેક ભાઇ પોતાનો સાથ આપશે એવી આશા છે. સંચાલક )

## ખાસ મોઢવણિક જ્ઞાતિના ગરીબ અને સાધારણ વર્ગના વિદ્યાર્થીઓ સારૂં ચાલતી બોર્ડીંગો.

( ૧ ) શા. પ. જી. કોઠારી તથા શા. સુ. વા. મોઢવણીક બોરડીંગ સ્કુલ, મુંબઇ:— આ સંસ્થા સં. ૧૯૬૩ ના આસો વદ ૧૩ ને વાર રવિ, તા. ૩–૧૧–૦૭ ના રોજ રા. રા. સ્વર્ગસ્થ શેઠ વીજભુખણદાસ આત્મારામ જે. પી.ના મુબારક હાથે ખુલ્લી મુકાઇ હતી. બોર્ડીંગનો હેતુ મોઢજ્ઞાતિના દરેક તડના લાયક વિદ્યાર્થીઓ, ફંડ અને સ્થળના સગવડતાના પ્રમાણમાં સાથે રહી પોતાના કંઈ પણ ખરચ વગર અભ્યાસ કરી શકે તેવી ગોઠવણ કરી આપવાનો છે. વિદ્યાર્થીઓનો દરેક ખર્ચ બોરડીંગના ફંડમાંથી થાય છે. સં. ૧૯૯૩/૯૪ના વાર્સિક રીપોર્ટ પ્રમાણે. ૩૨/બોરડરો હતા. વિદ્યાર્થી દીઠ સરેરાસ ખર્ચ. ૭૫–૧–૬ આવે છે. કાયમ ફંડ રૂ. ૩૧૩૪૫૭–૮. નું છે અને બીલ્ડીંગ ફંડ રૂ. ૧૩૦૪૦૨ નું છે. શેઠ કરશનદાસ ભગવાનદાસ પટેલ અને શેઠ ધરમદાસ ચાગળદાસ. કોઠારી ઓનરરી સેક્રેટરી તરીકે કામ કરે છે. બોર્ડીંગનું ઠેકાણું ન. ૪ વિન્સેન્ટ ક્રોસ રોડ, દાદર, મુંબઈ છે. અને નવી અરજીઓનો નીકાલ જુન મહિનામાં થાય છે.

( ૨ ) શ્રી કાઠીયાવાડ મોઢ વણિક વિદ્યાર્થીભવન, ભાવનગર—આ છાત્રાલય તા. ૧૨–૫–૧૭ ના દિવસે તે વખતના ગોંડળના દીવાન સાહેબ શ્રી રણછોડદાસ વૃંદાવનદાસના મુબારક હાથે ભાડાના ઘરમાં ખુલ્લું મુકાયું હતું. ત્યારબાદ સં. ૧૯૭૯ ના ફાલ્ગુન વદી ૮ તા. ૧૦–૩–૨૩ ના દિવસે " શેઠ ઠાકોરદાસ આત્મારામ વિદ્યાર્થીગૃહ " આ સંસ્થાને શેઠ સર પરશોતમદાસ ઠાકોરદાસે પોતાના પૂજ્ય પિતાશ્રીના સ્મરણાર્થે અર્પણ કર્યું હતું. ઉદ્દેશ, મોઢ-વણિક જ્ઞાતિના બાળકોને અંગ્રેજી પહેલા ધોરણથી માંડી કોલેજ સુધીના અભ્યાસ સારૂ રહેવાની તથા ખાવાની સગવડ કરી આપવાનો છે. સં. ૧૯૯૩/૪ ના રીપોર્ટ પ્રમાણે તે વર્ષમાં ૬૨ વિદ્યાર્થીઓએ મજકુર ભવનનો લાભ લીધો હતો. તેમાંના ૨૧ પેઈંગ, ૨૫ હાફફી, ૧૬ ફ્રી હતા. કાયમ ફંડો રૂ. ૯૮૨૨૪–૪–૦ નું છે અને સ્થાવર મિલકત બક્ષીસ કાયમી ફંડ રૂ. ૩૧૫૫૩–૧૫–૬ નું છે. શેઠ ડા. ભા. વોરા અને વૃ. ગો. વોરા બી. એ. ઓનરરી સેક્રેટરીઓ તરીકે કામ કરે છે. અરજીઓ માર્ચ અને જુનમાં નક્કી કરાય છે. ઠેકાણું તખ્તેશ્વર પ્લોટ. ભાવનગર છે.

શેઠ ચાંપશી લક્ષ્મીદાસ તથા શેઠ ગોવીંદજી જેઠાભાઇ મોઢ વણિક વિદ્યાર્થી

ભુવન, રાજકોટ—આ બોર્ડીંગની શરૂઆત ૧૯૨૩ ના જુન મહિનામાં શેઠ શ્રી. વાલજી લક્ષ્મીદાસના શુભ હસ્તે ભાડાના મકાનમાં થઈ હતી. હાલનું મકામ ૧૯૨૭માં શેઠ વા. લ. અને ગો. જે.ની મોટામાં મોટી રકમથી હસ્તીમાં આવ્યું છે. ઉદ્દેશ જ્ઞાતિના બાળકોને અંગ્રેજી ૧લી થી મેટ્રીક સુધીનો અભ્યાસ કરવાની સગવડ કરી આપવાનો છે. ઉપરાંત કોઈ સાધનહિન વિદ્યાર્થીને ઉંચો અભ્યાસ કરવા માટે સ્કોલરશીપ કે લોન આપવાનો છે,

૪. મોઢ બોર્ડીંગ—જુનાગઢ-આ સંસ્થા ૧૯૦૭ માં સદ્દગત માંડલીઆ શેઠ શ્રી. ફીકા ખુશાલ તથા શેઠ શ્રી. છગન ખુશાલની વ્યક્તિગત મુડીથી શરૂ થયેલ છે તથા ચાલે છે.

સંસ્થાનું ફંડ લગભગ ૨૬૦૦૦–૨૭૦૦૦ રૂા. નું છે. ફ્રી–હાફ ફ્રી વિદ્યાર્થીઓની દૃષ્ટિએ બોર્ડિંગની મર્યાદા ગણીએ તો ૧૨ વિદ્યાર્થીઓની છે. જો ત્રણ–ચાર પેઈંગ બોર્ડરો–હોય–આવે તો ૧૫ ની સંખ્યા ગણી શકાય.

પહેલી અંગ્રેજીથી કોલેજમાં ભણતા (ખાસ કરીને પહેલી અંગ્રેજીથી સાતમા ધોરણ સુધીના) વિદ્યાર્થીને દાખલ કરવામાં આવે છે. સંસ્થાના રિવાજ મુજબ તો માંડલીઆ વિદ્યાર્થીઓને દાખલ કરવામાં આવે છે. છતાંએ છાત્રાલયની મર્યાદા પ્રમાણેની માંડલીઆ વિદ્યાર્થીઓની સંખ્યા ન થાય તો ગોભવા અડાલજા વિદ્યાર્થી ભાઈઓને દાખલ કરવામાં સંસ્થાને હરકત નથી–જેથી ખાસ પ્રતિબંધ જેવું ન ગણાય.

હાલ એક હાફ ફ્રી સિવાયના બધા વિદ્યાર્થીઓ ફ્રી છે–બધા જ બોર્ડરોને સંસ્થા તરફથી પુસ્તકો પુરા પાડવામાં આવે છે.

મુંબઈ સંસ્થાનું ટ્રસ્ટીમંડળ છે. જેમાં શ્રી માણેકચંદભાઈ ગીરધરલાલ (માંડળીઆ) તથા શ્રી. ભગવાનદાસભાઈ રણછોડદાસ મોદી (ગોભવા) વગેરે સદ્દગૃહસ્થો છે. જેમનું સરનામું:—માણેકચંદ ગીરધરલાલ, જુના મોદીખાના પાસે ૭૬, કોટ, મુંબઈ

મકાન ભાડાનું છે.

વિદ્યાર્થીએ જુનથી શરૂ થતા નવા વર્ષ માટે દાખલ થવાને એપ્રીલ માસ દરમ્યાન અરજી કરવાની રહે છે.

૫. પોરબંદરમાં શ્રી વાલુભાઈ મોઢ બોર્ડીંગ છે. જેની હકીકત અમે માંગી છે. મળશે તો પ્રકટ કરીશું.

## આર્થિક મદદ કરનારી સંસ્થા.

(નિર્વાહ અને કેળવણી સારૂ)

(૧) શ્રી. મોઢ શુભેચ્છક ફંડ—આ ફંડ સં. ૧૯૬૨ ના આસો વદ ૧૦ પર કોઈ પણ મોઢ વણિક જ્ઞાતીના ભાઈઓ અથવા તો બ્હેનોને નિર્વાહ તેમજ કેળવણી સારૂ મદદ કરવા સ્થપાયું છે. સં. ૧૯૯૫ ના રીપોર્ટ પ્રમાણે કાયમ ફંડો રૂા. ૧૧૬૭૭) ના છે. ફંડ તરફથી તેમજ અમુક વ્યકિતઓ તરફથી ફંડ મારફતે રૂ. ૧૩૦૭૨) ની મદદ સં. ૧૯૯૫ માં ૧૪૭ વ્યકિત અને કુટુંબને અપાઈ હતી. ફંડના પ્રમુખ શેઠ સર પરશોત્તમદાસ ઠાકોરદાસ છે અને ઓ. સેક્રેટરીઓ શેઠ ઇશ્વરલાલ મોતીરામ અને શેઠ પરશોત્તમદાસ હરકીશનદાસ છે. અરજી કરવાનું તેમજ ફંડમાં નાણાં ભરવાનું ઠેકાણું શેઠ ઇ. મો. મહેતા બ્બોક્સ નં. ૫. દાદીશેઠ ક્રોસલેન. ૨ બાબુલનાથ રોડ મુંબઈ છે.

(૨) શેઠ નવનીતલાલ હરકીશનદાસ તથા શેઠ કરશનદાસ હરકીશનદાસ ફંડ—આ ફંડો સ્વ. શેઠ જગજીવનદાસ હરકીશનદાસના કુટુંબીઓ તરફથી સ્થપાયલા છે. અરજી કરવાનું ઠેકાણું, શેઠ હસમુખલાલ હરકીશનદાસ C/o મેસર્સ ભાઈદાસ કીશનદાસની કું. વીઠલદાસ ચેમ્બર્સ નં. ૧૬ એપોલો-સ્ટ્રીટ, કોટ, મુંબઈ છે.

(૩) શેઠ છગનદાસ ફંડ—સ્વ. શેઠ

દેવકરણ નાનજીના કુટુંબીનું આ ફંડ છે. કેળવણી સારૂ મદદ અપાય છે, અરજી કરવાનું ઠેકાણું, શેઠ દેવકરણ નાનજી, ડે. મનોરદાસ સ્ટ્રીટ, કોટ, મુંબઈ.

(૪) શેઠ ટાલ્લુભાઇ કેશુરદાસ બેચરદાસ મણીયાર ભાવનગર—હસ્તક "વિધવા સહાયક ફંડ"ની વ્યવસ્થા થાય છે. આ ફંડમાંથી કાઠિયાવાડના ગોળની વિધવા બ્હેનોને બની શકતી મદદ મળે છે.

(૫) શ્રી મોઢજ્ઞાતિ રાત્રિશાળા-ભાવનગર આ સંસ્થા હસ્તક એક પુસ્તકાલય ચાલે છે તેનજ બીજા બે ફંડો છે. જેમાંથી સ્થાનિક તેમજ બોર્ડીંગના વિદ્યાર્થીઓને પુસ્તકો અપાય છે અને બની શકે તેટલી લોન ધીરવામાં આવે છે.

(૬) શ્રી મોઢ વણીક સેવા સમાજ વિરમગામ—સ્થાપના સં. ૧૯૯૫ શ્રાવણ સુદ ૧. તા. ૧૬-૭-૩૮ ઉદ્દેશ મોઢ વણીક જ્ઞાતીનો સર્વદેશીય જેવો કે સામાજિક, નૈતિક, કેળવણી વિષયક અને શારીરિક ઉત્કર્ષ સાધવો અને તેને માટે તન મન અને ધનથી યોગ્ય પ્રયત્ન કરવો. પ્રમુખ શ્રી વાડીલાલ દાજીભાઇ મણીયાર. ઓ. સે. ચમનલાલ નાથાલાલ પરીખ. અને શાહ ભીખાલાલ મણીલાલ.

"પરીખ ચુનીલાલ દલસુખરામ મોઢ વણિક વિદ્યોત્તેજક ફંડ."—આ ફંડ રૂ. ૫૦૦૦) ની આજુબાજુનું છે. ૭ વિદ્યાર્થીઓને ૧૯૪૦ ના જુન મહિનાથી માસિક મદદ રૂ. ૨૦) આ ફંડમાંથી અપાય છે. બાલાસીનોર અને નડીઆદના આ વિદ્યાર્થીઓ છે.

ફંડની વ્યવસ્થા "ડોકટર ચમનલાલ માણેકલાલ મ્હેતા તરફથી થાય છે.

"રાજભુવન સેન્ડ હર્સ્ટ રોડ." મુંબઇ

મુંબઈ, કલકત્તા, ટાંગા, રંગુન વગેરે બીજા સ્થળોએ પણ આવી સંસ્થાઓ છે જેમનો હેવાલ મળેથી આ માસિકમાં પ્રકટ કરવામાં આવશે.

---

**અભિનંદન**—સુરત—(૧) ચંદ્રવદન છોટાલાલ સરૈયા ઇન્ટર સાયન્સમાં પાસ (૨) મંજુલા છગનલાલ કાપડીયા મેટ્રીકમાં પાસ (૩) અંબાલાલ મદનલાલ ચાહવાળા પ્રિવિયસમાં પાસ (૪) પ્રમિલા ચંપકલાલ લાયવાળા ઇન્ટર સાયન્સમાં પાસ (૫) સરસ્વતી મોતીલાલ દલાલ મેટ્રીકમાં પાસ (૬) રવિન્દ્ર મોતીલાલ દલાલ બી. એ. ના પહેલા વર્ષમાં પાસ (૭) રતિ મગનલાલ મહેતા બી.એ ના બીજા વર્ષમાં પાસ (૮) ધનસુખલાલ મગનલાલ મહેતા એમ. એ. ત્રીજા વર્ષમાં પાસ. (૯) મધુરી મગનલાલ મહેતા મેટ્રીકમાં પાસ (૧૦) કુસુમ ઇશ્વરલાલ પરોળાવાળા પ્રિવિયસમાં પાસ (૧૧) ધનસુખલાલ વેણીલાલ પરોળાવાળા ઇન્ટર આર્ટસમાં પાસ (૧૨) હીરાલક્ષ્મી છગનલાલ પરોળાવાળા બી.એ. ના પહેલા વર્ષમાં પાસ. (૧૩) કૈલાસ છગનલાલ ધીવાળા પ્રિવીયસમાં પાસ (૧૪) ચંદ્રિકા મોહનલાલ વૈદ્ય મેટ્રીકમાં પાસ.

મુંબઇ—(૧) ગુલાબ મંગળદાસ મારફતીયા બી. એ ના પહેલા વર્ષમાં પાસ (૨) કુસુમ છોટાલાલ મારફતીયા પ્રિવિયસમાં પાસ (૩) અનસુયા નટવરલાલ ભરતીયા બી. એ ના પહેલા વર્ષમાં પાસ.

દાદર—(૧) પદ્મકાન્ત ઠાકોરદાસ મહેતા મેટ્રીકમાં પાસ.

અજમેર—(૧) સુશીલા ઓચ્છવલાલ ખાંડવાળા બી. એ ના બીજા વર્ષમાં પાસ.

શાજાપુર—વૈદ્ય નાથુરામ શાસ્ત્રીગ્રામના પુત્ર દામોદરદાસ મેટ્રીકમાં પાસ.

કલકત્તા—રમણિકલાલ હાકેમચંદ ટંકારાવાળા પ્રીવીયસમાં ફર્સ્ટક્લાસ માર્કસ મેળવી પાસ થયા.

# અમારો આદર્શ

શ્રીયુત ડોલરકુમાર ભગત. જામનગર.

અમારાં લક્ષ જીવનમાં, કદી ના વાસનાની ભુખ;
કદીના સ્વાર્થની બદબો, કદી ના દંભના ભાવો,
અમે તો પ્રેમી પંખી થઈ, ગગનગામી બની ઉડશું;
અમારા સ્નેહ જીવનમાં, જગત સેવા ભરી દેશું.

અમારી જ્ઞાતિને કાજે, અમે સઘળું ફ્નાં કરશું;
જુના રિવાજને ફગવી, નવા રિવાજને ઘડશું,
આધરણી, લગ્નને કારજ, તણા ખરચા ફગાવીશું;
કરીને જ્ઞાતિની સેવા, જુગલ જોડી ઠરી જાશું.

અમે તો દેશના સેવક, બનીને દેશમાં ઘુમશું;
કિશાનોની કરૂણ કથની, હૃદયથી નિત્ય સાંભળશું,
ઘૂમીને ગામડે ગામે, કિશાનોને જગાવીશું;
અમારી ભારતી કાજે, અમારા દેહ પણ દેશું.

જીવીશું સંયમી જીવન, સદા આદર્શને માટે;
વિશુદ્ધિ ભાવ નહિ સ્પર્શે, અમારા સંયમે અમને,
અમારા શુદ્ધ સંયમથી, જગત આખું જગાવીશું;
જીવીને સંયમી જીવન, અમર કીર્તિ વરી જાશું.

અમારા લક્ષની જંજીર, અમ ચિતા પરે જલશે;
જીવીશું જગતમાં સાથે, મરીશું પણ અમે સાથે,
નીકળશે એ નનામીઓ, કુસુમોની વૃષ્ટિની સાથે;
કરોડો આંખના અશ્રુ, અમારી ચેહ બુઝવશે.

---

# બાલક

શ્રી. કાન્તિ એમ. દોશી—મોરબી

મૃદુ છે એ સુખડું, આનંદમાં ભાસતું,
વળી ચક્ષુ જેના, નિર્દોષતા - પૂર્ણ છે;
વદે મીઠાં મીઠાં, મધુર ગમતાં બોલડાં,
પ્રભુતા ભાસે જેમાં, જગતના એ બાલુડાં.

# પરમાત્મ દર્શન ન થાય તો ?

અનુઃ—દાસાનુદાસ

પરમાત્માનાં દર્શન ન થાય, તો પણ નિરાશ થઇ પ્રયત્નનો ત્યાગ કરશો નહિ. વિચારશાસ્ત્રનો નિયમ છે કે કોઇપણ વસ્તુનો વિચાર કરતાં તેનું સ્વરૂપ તમારા લક્ષમાં ન આવે, તોપણ તેના વિચાર કર્યા કરવાથી તે વસ્તુના યથાર્થ સ્વરૂપ સમત્વનું બળ હૃદયમાં પ્રકટ થતું જાય છે, અને પ્રયત્ન ચાલુ રહે છે તો અગમ્ય હોય તે ગમ્ય થાય છે, અદશ્ય હોય તે દશ્ય થાય છે અને અપ્રકટ હોય તે પ્રકટ થાય છે. પરમાત્માનું પણ તેમ જ છે. પહેલાં તેમનું સ્વરૂપ આપણાં લક્ષમાં નથી આવતું, પણ ચિંતન કરતાં કરતાં સ્પષ્ટ થાય છે. નિત્ય થોડો થોડો પ્રયત્ન બહુ ફળ અર્પનાર થાય છે. ધીરે ધીરે શાંતિથી, સ્વસ્થતાથી પરમાત્માનું હૃદયમાં ધ્યાન કરો. રોજ કરો. નિયમિત સમયે કરો. ધૈર્યથી, શ્રદ્ધાથી અવશ્ય પરમાત્માનાં દર્શન કરશો જ. ક્રમે ક્રમે એકાગ્રતાનું બળ જામશે, ત્યારે અનંત ઐશ્વર્યાધિપતિ જ્ઞાનના, શાંતિના સુખના મહોદધિ પરમાત્મા તમને પ્રત્યક્ષ થશે. તે સમયનો તમારો આનંદ, તે સમયનું તમારૂં સુખ, તે સમયમાં તમારાં હૃદયમાં પ્રકટતું અનવધિ જ્ઞાન, તે સમયનું તમારૂં અમર્યાદ સામર્થ્ય, અહો ! વાણી તેને વર્ણવવા સમર્થ નથી. તમે મનુષ્ય મટી દેવ થાઓ છો; ઇશના પણ ઇશ થાઓ છો; મૃત્યુલોકમાં અમર ભાવને પામો છો; તમે દુઃખથી પૂર્ણ ગણાતા સંસારમાં બ્રહ્મસદનનો અનુભવ કરો છો; તમે ઉંચે નીચે આનંદ આનંદમાં લીન થઇ જાઓ છો.

શુદ્ધ વિચારને સેવો, શુદ્ધ વિચારને જ અંતઃકરણમાં સર્વદા જાગ્રત રાખો. અશુદ્ધ વિચાર તત્કાળ તજીદો; હમણાં તજો; આ ક્ષણે તજો; તમે દેવ થશો, દેવના દેવ થશો. ધન, ઐશ્વર્ય, વિદ્યા જે જોઇએ તે તમારા ચરણમાં પડશે, તમે સર્વાધિપતિ પૂર્ણ પુરૂષોત્તમ થશો.



## જામનગરના સમાચાર

જન્મઃ—રા. રા. હરખચંદ ગુલાબચંદ પારેખને ઘેર પુત્ર જન્મ. રા. રા. શંકરલાલ પોપટલાલ મહેતાને ઘેર પુત્રી જન્મ, રા. રા. ચુનીલાલ વલ્લભદાસ અઢાસજાને ઘેર પુત્રી જન્મ.

પ્રકીર્ણ—શ્રી મોઢ વણીક યુવક એમેચ્યોર્સ ક્લબ તરફથી આપણી જ્ઞાતિની બ્હેનોને દિવાસાના જાગરણમાં મદદ કરવા માટે એક સામાજીક ડાયલોગ દર સાલ મુજબ ભજવી બતાવવામાં આવેલ હતો.

દેહવિલય—૧ પારેખ લાલજી ગુલાબચંદ મુંબઇમાં ૨. સંતોકબાઇ કરસનજી, ૩. નરોત્તમદાસ નરભેરામ મણીયારની બાળ પુત્રી, ૪ ચંદુલાલ ભગવાનજી મહેતાની બાળ પુત્રી, ૫ ઝવેરચંદ લીલાધર પોરેચાની ધર્મપત્ની ફુલીબાઇ અને ૬ સવજી રવજી માંડલીઆ સ્વર્ગવાસી થયા છે. પરમાત્મા સૌ સદ્‍ગતોના આત્માને શાંતિ આપો.

( બાળ વિભાગ )

## ક્રોધ

લેખક : મુકુંદરાય ગોરધનદાસ મણીઆર.

ક્રોધ ખરાબમાં ખરાબ છે. ક્રોધ ઘણી વખત માણસનો જીવ લે છે અને ક્રોધથી માણસ સારી રીતે જીવી શકતો નથી. ક્રોધ તમને ઇર્ષા કરાવે છે અને પછી ઇર્ષાથી તમારૂં હૃદય તમને ચીડવશે. એક વખત એક બ્રાહ્મણ હતો. તેનામાં પુષ્કળ ક્રોધ હતો. કુટુંબમાં તથા તેના સમાજમાં જરાએ સંપ નહિ. તેના પાડોશમાં પણ જરાએ સંપ નહિ. તે એટલો બધો ક્રોધીલો હતો કે ન પુછો વાત. તેના પાડોશીમાં કોઈ પણ માણસ પૈસાદાર હોય તો તેના ઉપર એટલો બધો ક્રોધ કરે કે ન પુછો વાત. તે તેને ગાળો દેવા માંડે. એક દિવસ તેના ઘરની અંદર તેની વહુ સાથે વઢવાડ થવાથી તે ખીજાણો અને તેના ક્રોધને લીધે તેણે વહુને મારી નાખી. ત્યાર પછી તેના પાડોશમાં ખબર પડી એટલે તેણે પોલીસને તેડાવ્યો. પોલીસ તેને પકડીને લઈ ગયા અને તેના ઉપર કેસ ચાલ્યો અને ન્યાયાધીશે તેને ફાંસીની સજા કરી. પાછળથી તે પસ્તાયો ને બોલ્યો, "હે ભગવાન, મારી સ્ત્રીને મારી ન હોત તો મારે મરી જાવું ન પડત." જે ક્રોધ માણસ આવું કરે છે તેને પાછળથી ભાન થયા વગર રહેતું નથી, પણ તે તો રાંડયા પછીનું ડહાપણ ગણાય.

---

## સાદી સમજ

શ્રીયુત પ્રતાપરાય હરિલાલ ભારદ્વાજી—ભાવનગર

રાગ-પ્રભાતીયું

કોઈને કોઈની, લેશ પરવા નથી,
જગતનાં માણસો, છે બધાં સ્વાર્થી;
ચેતીને ચાલજે, મોહને મારજે,
પ્રભુ તણા પથ વિષે પ્રેમથી પેસજે. ૧.

માત ને તાત વળી, બેન ને બંધુઓ,
પુત્ર પુત્રી અને પત્નીનું તેમ છે;
મિત્ર વહિલો તણું, તેમ સમજી જવું,
શેઠ ને નોકર વિષે તે જ તું જાણજે. ૨.

પ્રાણ ને પ્રકૃતિ, મરણને શરણ છે,
ધર્મ ને કર્મ બે સાથ આવે;
ભક્તની ભક્તિમાં, સાધુના સંગમાં,
હરિ તણા સુત હે રોજ રહી રાચજે. ૩.

# શ્રી કોટ હિંદુ સ્ત્રી મંડળ—મુંબઇ.

આ મંડળનો "દ્વિતિય વાર્ષિકોત્સવ" લેડી તારાબ્હેન ચુનીલાલ મહેતાના પ્રમુખપણા નીચે તા-૧૦ જુલાઇ ૧૯૪૦ ને બુધવારે બપોરે સાડા ત્રણવાગે સર કાવસજી જહાંગીર હોલમાં ઉજવાયો હતો.

આખો હોલ તથા ગેલેરીઓ સ્ત્રીઓ તથા બાળાઓથી ચિક્કાર ભરાઇ ગયાં હતાં. સૌ. રામકુંવર ચુનીલાલ, ચંદ્રકળા માણેકલાલ, તારાબ્હેન માણેકલાલ, લેડી ફીકાબાઈ પ્રેમચંદ, કસ્તુરબાઇ વાલચંદ હિરાચંદ, મીસીસ મથરાદાસ ત્રીકમજી, પુજ્ય વેલાબ્હેન, ફુલકોરબાઇ લક્ષ્મીદાસ, કમળાવતી ધરમદાસ, વિગેરે જાણીતા સન્નારીઓએ આવી શોભા આપી હતી.

શરૂઆતમાં બાળાઓએ સ્તુતિ ગાયા બાદ "સ્વાગત" નૃત્ય અભિનય સહિત બહુ સુંદર રીતે કરી બતાવ્યું હતું.

ત્યાર પછી સૌ. જયાવતી પ્રાણલાલ રચિત "સાચું શિક્ષણ" નામની નાટિકા બ્હેનોએ બહુ સફળતા પૂર્વક ભજવી બતાવી હતી.

ત્યાર પછી ચંદ્રકળા માણેકલાલ રચિત રાધાકૃષ્ણનો સંવાદ બાળાઓએ નૃત્ય તથા રાસ સહિત કરી બતાવ્યો હતો.

સરલાદેવી વર્માએ નૃત્યો ઘણાજ આકર્ષક રીતે અને સુંદર અભિનયમાં શીખવાડેલા હતાં.

વચમાં વિરામ વખતે મંડળના પ્રમુખ સૌ. જયાવતી પ્રાણલાલે આજના મેળાવડાના પ્રમુખ લેડી તારાબ્હેનનો તથા આવેલા પરોણાઓનો આભાર માની જણાવ્યું હતું જે આજના "સાચું શિક્ષણ" ના સંવાદમાં ભજવેલા પાત્ર પ્રમાણે જેમ રમાદેવીએ પોતાની પુત્રી ચંપાને સાચી કેળવણી એટલે સ્વાર્થ ત્યાગ, કર્તવ્ય ભાવના, અને કુટુંબ પ્રેમ ઉતાર્યા હતાં અને ચંપાના સાસરા જે તદન જુના વિચારના હતા એમને પણ પોતાની કાર્ય કુશળતાથી વશ કરી લીધા હતા, તેવી જ રીતે દરેક માતાઓ જો પોતાની પુત્રીને ગૃહશિક્ષણ નૃત્ય, સંગીત વિગેરેની કેળવણી આપે તો સંસાર સ્વર્ગ બને; કારણકે પિયરીયાં જ સાસરાના અવગુણ ગાઇ પુત્રીઓના મગજમાં ભેદભાવ ઉપજાવે છે, પણ દરેક માતા જો રમાદેવી જેમ પોતાની પુત્રીમાં કુટુંબ પ્રેમ ઉપજાવે તો ગૃહ સ્વર્ગ બને એમાં નવાઇ નહિ બ્હેનોને મારી વિનતિ છે કે તમે સૌ સાર જ ગ્રહણ કરશો. બીજું મંડળના કાર્યકર્તાઓની ઈચ્છા એજ છે કે મંડળમાં શીખતી સર્વે બ્હેનો તથા બાળાઓ, "વીરપુત્રની માતા બને, કેળવણીને દીપાવે અને ઉદ્ધત તથા ઉછાંછળી ન બને પણ પોતાની કળાનિપુણતાથી સામા પક્ષને વશ કરી લે." એજ ભાવના અને ઉદ્દેશ છે.

ત્યારપછી લેડી તારાબ્હેને મંડળે બે વર્ષમાં કરેલી પ્રગતિ માટે તથા સભાસદોની અને કન્યામંડળની સંખ્યા માટે ધન્યવાદ આપ્યો હતો.

લેડી તારા બ્હેનને હાથે આ વર્ષમાં પાસ થયેલી બ્હેનોને ઈનામ વહેંચાવવામાં આવ્યાં હતાં. તથા ઉત્સવમાં ભાગ લેનાર સર્વે બ્હેનોને સૌ. રામકુંવર ચુનીલાલ તથા જયાવતી પ્રાણલાલ તરફથી સાડીઓ આપવામાં આવી હતી.

ત્યારપછી પુ. વેલાબ્હેન તથા ચંદ્રકળા આણેકલાલે પ્રસંગોપાત વિવેચન કર્યાં હતાં. પ્રેમકોરબ્હેન નરોત્તમદાસે ઉત્સવમાં ભાગ લેનાર બ્હેનોનો તથા આજના પ્રમુખનો આભાર માન્યો હતો.

છેવટે સૌ. જયાવતી પ્રાણલાલે લેડી તારાબ્હેનને હારતોરા અર્પણ કરી મેળાવડો વિસર્જન થયો હતો.

આ વર્ષમાં પરીક્ષાઓમાં પાસ થનાર પહેલે તથા બીજે નંબરે અને દરેક વર્ગમાં વિશેષ હાજરીનું મળી ત્રણ ત્રણ ઇનામો વ્હેંચવામાં આવ્યા હતાં. જે નીચેના બ્હેનોએ આપેલ હતાં પહેલું ઇનામ ચાંદીનો પ્યાલો તથા બીજા અને હાજરીના ઇનામમાં સાડીઓ આપી હતી.

| | |
|---|---|
| સ્વ. ઉજમબાઇ ગોવિંદજી તરફથી રૂ. ૫૦૦) ની રકમના વ્યાજમાંથી | શ્રી. સવિતાબ્હેન વાઘજી લક્ષ્મીદાસ<br>,, જયાબ્હેન જમનાદાસ ખુશાલ<br>,, પ્રભાબ્હેન નાથાલાલ |
| શ્રી. મણીબાઈ છગનલાલ તરફથી રૂ. ૫૦૦) ની રકમના વ્યાજમાંથી | હિરાબ્હેન મનમોહનદાસ<br>કમળાવતી ધરમદાસ કોઠારી<br>હરીલાલ ગોવિંદજી તરફથી બ્હેન હેમલતાના નામે<br>હિરાબ્હેન મનસુખલાલ |

| | |
|---|---|
| શ્રી. રામકુંવર ચુનીલાલ | શ્રી. જયાવતી પ્રાણલાલ |
| ,, ગુલાબ મનુભાઇ | ,, ફુલકોરબાઈ કલ્યાણજી |
| ,, ફુલકોરબાઈ લક્ષ્મીદાસ દલાલ | ,, ચંદ્રકળા માણેકલાલ શેઠ |
| ,, ગંગાબ્હેન પટેલ | ,, લાડકોરબાઈ માધવદાસ કોઠારી |

## શ્રી કાઠિયાવાડ મોઢ વણિક વિદ્યાર્થી ભવનને મળેલી ભેટો.

૧૦-૦-૦ પારેખ સુખલાલ છોટાલાલ તરફથી વિદ્યાર્થીઓની ચાલુ પ્રવૃત્તિમાં વાપરવા સારૂ.

૧૦-૦-૦ શ્રી સાવર-કુંડલાવાળા ગાંધી રૂગનાથદાસ ત્રીભોવનદાસ તરફથી તેમના પુત્રના લગ્ન પ્રસંગે રાજપુરમાં.

૪-૮-૦ શ્રી વઢવાણકાંપ મોઢ માહાજન હા. પારેખ જેઠાલાલ નારણદાસ હસ્તુ.
૨-૦-૦ અમદાવાદવાળા મહેતા તારાચંદ તળશીભાઈ તરફથી.
૨-૮-૦ શ્રી રાજપુરવાળા મહેતા મણીલાલ છગનલાલ તરફથી.

ડાહ્યાલાલ ભાઇચંદ વોરા
વ્રજલાલ ગોકળદાસ વોરા
ઓ. સેક્રેટરી

# સ્વીકાર

શ્રી કાઠીયાવાડ મોઢ વણિક વિદ્યાર્થી ભવન. ભાવનગર. આ ભવનનો તા. ૧ લી માર્ચ સને ૧૯૩૯ થી તા. ૨૯ ફેબ્રુઆરી સને ૧૯૪૦ સુધીનો રિપોર્ટ અવલોકનાર્થે મળ્યો. આ સંસ્થાએ ચોવીશમા વર્ષમાં પ્રવેશ કર્યો છે. આ વર્ષ દરમ્યાન કુલ ૪૮ વિદ્યાર્થીઓએ ભવનનો લાભ લીધો છે, જેમની વિષેની સંપૂર્ણ વિગતવાર હકીકત રિપોર્ટમાં છે.

નિયમિત કસરત, પ્રભુ પ્રાર્થના, આનંદ પર્યટન, ગેધરીંગ, હસ્તલિખિત માસિક, ધાર્મિક ઉત્સવોની ઉજવણી, સારા વકતાઓનાં ઉપયોગી ભાષણોનો પ્રબંધ વગેરે પ્રકારની યોજનાથી વિદ્યાર્થીઓના શારીરિક, માનસિક અને ધાર્મિક વિકાસ માટે ઘટતું કરવામાં આવે છે. ગૃહપતિ શ્રી વેણીલાલ મોદી શિસ્તપાલન, સત્ય અને અહિંસાનો બોધ હરહંમેશ વિદ્યાર્થીઓમાં સિંચ્યા કરે છે.

વિદ્યાર્થીઓની સંખ્યાનાં પ્રમાણમાં મકાન બહુ ટુંકું છે. કોલેજીઅનો માટે એક જુદાં મકાનની જરૂરિયાત છે. આને માટે જગ્યા ખરીદવા તેમ જ મકાન બાંધવા વીશથી પચીશ હજાર રૂપિયાની જરૂર છે. આવી મદદ આપનાર ગૃહસ્થનું નામ મકાન સાથે જોડી શકાશે. વિદ્યાદાનમાં પોતાના પૈસાનો સદ્વ્યય કરી, અમર કીર્તિ કમાવાનો ધનાઢ્યો માટે બીજો કયો ઉત્તમ માર્ગ હોઇ શકે?

બોર્ડીંગની સુંદર વ્યવસ્થા અને દેખરેખ માટે તેના કાર્યવાહકો પૂરતા ધન્યવાદને પાત્ર છે. સને ૧૯૪૧ માં આ સંસ્થા પચીશમા વર્ષમાં પ્રવેશ કરતી હોવાથી તે વખતે સંસ્થાની સિલ્વર જ્યુબિલી ઉજવવાની ઘણા જ્ઞાતિબંધુઓની ઇચ્છા પ્રભુ કૃપાએ બર આવો અને કાર્યવાહકોની નિઃસ્વાર્થ સેવા અને જહેમતનાં પરિણામે આ બોર્ડીંગ વધુ આકર્ષક અને આદર્શરૂપ બનો.

## શ્રી "મોઢ મહોદય"ને રૂા. બે કે તેથી વધુ લવાજમ મોકલનારની પહોંચ

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૨) | રા. શીવલાલ તારાચંદ | મુંબાઈ | ૨) | ડો. વ્રજલાલ મોહનલાલ | હળવદ |
| ૨) | ચંપકલાલ સી. પારેખ | ઈંદોર | ૨) | શ્રીમતી ગુલાબ મનુભાઇ | મુંબઇ |
| ૨) | શ્રીમતી ગુણવંતી વરજીવનદાસ | મુંબઇ | ૨) | રા. પોપટલાલ ચુનીલાલ | જુનેરડીસ |
| ૧) | રા. માણેકલાલ નથુભાઈ હળવદ (છ માસના) | | ૨) | રા. વ્રજલાલ ભીખાભાઈ | ધોરાજી |
| ૪) | રા. હરકીશનદાસ નેમીદાસ મુંબઇ (બે વર્ષના) | | ૨) | રા. પરશોતમદાસ ગોરધનદાસ | અમદાવાદ |
| ૪) | રા. વિઠ્ઠલદાસ મોતીચંદ કોઠારી ભાણવડ | ,, | ૨) | રા. પુરૂષોત્તમદાસ રામજી | કલકત્તા |
| ૨) | રા. વ્રજલાલ દામજી | કુંડલા | ૨) | મણિલાલ ગોવિંદલાલ | મુંબઈ |

વ્યવસ્થાપક

## "મોઢ મહોદય"ને મળેલ ભેટની પહોંચ

૫૧) શ્રીમતી જયાવતી પ્રાણલાલ દેવકરણ લાઇફમેમ્બર તરીકે. મુંબઈ

૨) મેતા છોટાલાલ જગજીવનદાસ ભાવનગરવાળા તરફથી મિ. રમણિકલાલનાં લગ્ન પ્રસંગે ,,

વ્યવસ્થાપક.

# જ્ઞાતિ સમાચાર

મુંબઈમાં નોકરી ખાલી છે:—મુંબઈમાં સારા પગારે એક મોઢ ભાઈ (ઘોઘારીને પ્રથમ પસંદગી) કે જેને ફોરીનના ઈંગ્લીશ, વેપારી લાઈનનાં પત્ર વહેવારનો સારામાં સારો સંપૂર્ણ અનુભવ હોય, તેમજ ગુજરાતી અને ઈંગ્લીશમાં સારામાં સારી જાહેર ખબર લખી શકતા હોય, ઓછામાં ઓછા B. A. અગર વધુ ડીગ્રીવાળા તેમજ સાચ્ચા અનુભવીએ જ આગલા અનુભવની સવિસ્તર હકીકત સહિત આ માસિકની C/O A નાં નામે અરજી કરવી.

સુરત—અમદાવાદી વીસા અડાલજા મોઢ જ્ઞાતિમાં આશરે ચાળીસેક હજારનું ફંડ છે. તેની યોગ્ય વ્યવસ્થા થતી નથી. બે ત્રણ વર્ષથી જ્ઞાતિના ઓચ્છવો થતા નથી. ફંડ 'આને નામે ચઢાવો' 'તેને નામે ચઢાવો' એવા શબ્દો વચ્ચે ઝોલાં ખાઈ રહ્યું છે. જ્ઞાતિ ઉન્નતિના પગલાં કોઈને સુઝતાં નથી. એવો જ્ઞાતિજનોનો પોકાર છે.

સુરતમાં મોઢ વીસા અડાલજા (સુરતી) જ્ઞાતિનાં એક વિધવા બેન શ્રી સવિતા બેન સરૈયા બેનોની ઉન્નતિ, હરિજન ઉદ્ધાર, નિરક્ષરતા નિવારણ વગેરે અન્ય બેનો માટે ઉદાહરણ રૂપ કાર્યો કરી રહ્યાં છે.

**વેવિશાળ**—ભાવનગરના પારેખ રતિલાલ જીવણદાસના પુત્ર ભાઈ સૂર્યકાંતનું વેવિશાળ અમરેલીના પારેખ છોટાલાલ દેવચંદની પુત્રી ભાનુમતી સાથે.

હળવદના પોતદાર પ્રાણજીવન ચકુભાઈના પુત્ર દામોદરદાસનું વેવિશાળ નાગડકાના મેતા ચત્રભુજ ડુંગરસીની પુત્રી જસુમતી સાથે વિરમગામ મુકામે થયું છે.

ઈંદોર—નંદકિશોર ઘાટવાળાના પુત્ર હરિનારાયણનું વેવિશાળ ઓંકરના પુરનમલ હજારીલાલની પુત્રી સજનકુંવર સાથે.

**જન્મ**—ભાવનગરના પારેખ રતિલાલ જીવણદાસના પુત્ર ભાઈ સરસ્વતીચંદ્રને ત્યાં પુત્રી જન્મ.
ભોપાલ—સેન્જમલ ગોકલચંદને ત્યાં પુત્ર જન્મ.

કલકત્તા—શેઠ જગજીવન દેવચંદને ત્યાં પુત્ર જન્મ.

સરપદડના મહેતા અમરચંદ ભવાનને ત્યાં પુત્ર જન્મ.

**લગ્ન**—ભાવનગરના મહેતા છોટાલાલ જગજીવનદાસના પુત્ર રમણીકલાલનાં લગ્ન પારેખ કાનજી ઓધવજીની પુત્રી હસમુખ ગૌરી સાથે અષાઢ સુદી. ૩

સુરતના ઓચ્છવલાલ મગનલાલ ખાંડવાળાની પુત્રી મધુરીનાં લગ્ન પર ન્યાતમાં થયાં.

સુરતના સ્વ. ચુનીલાલ ગોકળદાસ બાટલીવાળાનાં લગ્ન પર ન્યાતમાં થયાં.

જંબુસરના વીરસુખલાલ છગનલાલ પટોળાવાળાનાં લગ્ન પર ન્યાતમાં થયાં.

**દેહવિલય**—મુંબઈના હીરાલાલ મોતીરામ ભગત ૨૮ વર્ષની ઉંમરે સ્વર્ગવાસી થયા છે.
,, નટવરલાલ મોતીરામ ભગત ૨૪ વર્ષની ઉંમરે સ્વર્ગવાસી થયા છે.

ભરૂચ—સુંદરગૌરી રૂગનાથલાલ શરાફ ૨૨ વર્ષની ઉંમરે સ્વર્ગવાસી થયા છે.

મુંબઈ—રામલાલ નગીનદાસ મહેતા ઉં. વ. આસરે ૪૦ સ્વર્ગવાસી થયા.

ભોપાલ—ભગવતીદાસ પંનાલાલ ઓફનો બાલ પુત્ર; કેશવલાલ પંનાલાલ ઇચ્છાવરવાળાનો યુવાન પુત્ર ભાઈ સરદારમલ, કેસરીમલ વાલચંદ ઓફના ધર્મપત્ની છગનબાઈ ઉ. વ. ૩૬ સ્વર્ગવાસી થયા છે.

આડોલાવાળા કાંતિલાલ જશરાજ પટેલના ભાઈ પ્રભુલાલ પટેલ ઉ. વ. આશરે ૨૦ જુનાગઢ બોર્ડીંગમાં સ્વર્ગવાસ થયા તા. ૨૬-૭-૪૦.

મોરબી જમનાદાસ ગણેશજી મણીઆર એકોતેર વર્ષની વયે સ્વર્ગવાસી થયા. મહુંમ એક સાચા જ્ઞાતિ સેવક હતા. તેઓ સરલ સ્વભાવના, શાંત, મિલનસાર, ધર્મપ્રેમી અને ઉદાર વૃત્તિવાળા હતા.

સ્વર્ગસ્થ પંદર વર્ષની નાની વયે મોરબી રાજ્યની નોકરીમાં જોડાયા હતા. તેઓ મોરબી રાજ્યમાં વહીવટદાર, મહાલકારી ફોરેસ્ટ સુપ્રીન્ટેન્ડન્ટ તથા રાજ્ય ખર્ચ ખાતાની ઉચ્ચ જગ્યાઓ પર હતા. તેઓ રાજ્યના પેન્શનર હોવા છતાં મોરબીના કંદરદાન મહારાજા સાહેબે તેમની સેવાઓની કદર કરી તેમની નોકરી ચાલુ રાખી હતી. કુટુંબીજનો, સગાં સ્નેહી, મિત્રો વિગેરેનું લાગણીથી કામ કરવાવાળા હોઈ સૌને તેઓ પ્રિય હતા.

પરમાત્મા સદ્ગતોના આત્માને શાંતિ અર્પો.

---

## શ્રી મોઢ શુભેચ્છક ફંડ—મુંબઇ—ને મળેલ ભેટની પહોંચ

૧૦૧) ડા. ચીમનલાલ માણેકલાલ મહેતા મુંબઈ.

૨૩૯) શ્રી માળવા મોઢ માંડળીયા વણીક વિદ્યોત્તેજક ફંડમાં.

| | |
|---|---|
| ૧૦૧) શેઠ બિહારીલાલજી નંદરામજી પોતદાર | ઇંદોર |
| ૧૦૧) શેઠ કીશનદાસજી પુનમચંદજી | ભોપાલ |
| ૨૧) શેઠ મોતીલાલજી સોભારામજી | ઇંદોર |
| ૧૧) શીવનારાયણજી | ,, |
| ૫) શેઠ રામનારાયણજી | ,, |
| ૧૦૧) શેઠ રમણલાલ ગોકળદાસ સરૈયા | મુંબઇ |
| ૨૧) શેઠ હીરાલાલ ચુનીલાલ | ,, |
| ૧૦૦) એક મોઢ બધુ તરફથી | ,, |
| ૧૦૦) શેઠ આત્મારામ નારણદાસ | રહિર |
| ૧૦૦) મેસર્સ પરી. બ્રધર્સ | રંગુન |
| ૧૦૧) શેઠ મહાસુખલાલ ઝવેરલાલ મહેતા | મુંબઈ |
| ૧૦૦) શેઠ આનંદલાલ હીરાલાલ | વડોદરા |
| ૧૦૦૧) શેઠ હીરાલાલ ગોકળદાસ દેશી | મુંબઇ |

ઇશ્વરલાલ મોતીરામ
ઓન. સેક્રેટરી.

R. N. B. 1416

મોઢ જ્ઞાતિમાં નવજીવન પ્રેરી તેનો ઉત્કર્ષ કરવાના ઉદ્દેશથી પ્રગટ થતું માસિક




વર્ષ ૨૩
ભાદ્રપદ ૧૯૯૬

અંક ૧૧
સપ્ટેમ્બર ૧૯૪૦

વિષયાનુક્રમ



સંચાલક અને પ્રગટ કરનાર

પારી. ભીખાભાઈ ગોપાળજી—ભાવનગર.

ઉપસંચાલક:—
છબિલદાસ અમીચંદ દેશાઈ.
ભાવનગર.

વ્યવસ્થાપક:—
ગોરધનદાસ અમીચંદ મણિયાર.
ભાવનગર.

વાર્ષિક લવાજમ પોષ્ટ સહિત રૂ. ૧-૧૩-૦ વી. પી. ખર્ચ સાથે

## " મોઢ મહોદય " માસિક કમિટીના સભ્યો






ભાવનગર—શ્રી સરસ્વતી છાપખાનામાં પારેખ શાંતિલાલ છોટાલાલે આ માસિકના સંચાલક માટે છાપ્યું અને સંચાલકે મોઢ મહોદય ઓફિસ, ભાવનગરથી પ્રગટ કર્યું.

# "મોઢ મહોદય"ના મુરબ્બી, આશ્રયદાતા અને લાઇફ મેમ્બરો.

## મુરબ્બી

૧ સર પરશોત્તમદાસ ઠાકોરદાસ નાઇટ સી. આઇ. ઈ. મુંબઇ
૨ શેઠ વાઘજીભાઈ લક્ષ્મીદાસ ,,
૩ શેઠ વનમાળી વિરજી વેરાવળ
૪ શે. હરજીવનદાસ મોહનજી કાપડીયા ચોરવાડ
૫ દેશાઇ પરમાણંદદાસ જગજીવનદાસ હા. રા. દામોદરદાસ ભાવનગર
૬ શેઠ નાનાલાલ મંછારામ મુંબઇ
૭ શેઠ જીવરાજ મકનદાસ કુંડલાવાળા ,,
૮ શેઠ લક્ષ્મીદાસ નેમીદાસ મુંબઇ
૯ શ્રીયુત પરી. છોટાદાસ હરગોવિંદદાસ મદ્રાસ
૧૦ શેઠ ગોવિંદજી જેઠાભાઈ ચોરવાડવાળા મુંબઇ
૧૧ શ્રી કલકત્તા મોઢ ઉત્તેજક મંડળ કલકત્તા
૧૨ શેઠ ઠાકોરદાસ ગુલાબદાસ ઝરીવાળા સુરત
૧૩ ગં. સ્વ. મણિબહેન તે શા. ભગવાનદાસ નરભેરામ ખાનદેશવાળાના વિધવા ,,
૧૪ શેઠ સુખલાલ ઝવેરભાઇ ભાવનગર
૧૫ શ્રીયુત નારાયણદાસ ગીરધરદાસ મદ્રાસ

## આશ્રયદાતા

૧ સર ચુનીલાલ વિજભૂખણદાસ મુંબઈ
૨ શેઠ હરીલાલ જગન્નાથ ખંભાત
૩ શેઠ કરસનદાસ ભગવાનદાસ મુંબઇ
૪ પારેખ આણંદજી ગોપાલજી ભાવનગર
૫ પરી. ગોવિંદજી કલ્યાણજી બોટાદ
૬ શેઠ જસરાજ મુળજીભાઇ હ. શેઠ માણેકલાલભાઈ મુંબઈ
૭ રાજા બ. ભગવાનદાસ હરીદાસ એન્ડ સન્સ હૈદ્રાબાદ
૮ શ્રીયુત હરિદાસ માણેકચંદ કોઠારી કરાંચી
૯ શેઠ છોટાલાલ ઓધવજી પોરબંદર
૧૦ શેઠ પોપટલાલ માણેકચંદ હા. શેઠ કેશવલાલભાઈ જામનગર
૧૧ શ્રી ચત્રભુજ ભગવાનજી મોદી કોલંબો
૧૨ શેઠ કનૈયાલાલ પુરૂષોત્તમદાસ પુના
૧૩ શેઠ ભીખાભાઇ પરશુદાસ પરી. ભાવનગરવાળા માંગરોળ ( એસ. કે. )
૧૪ પરી. ગોપાળજી મુળજીભાઈ ભાવનગર
૧૫ મણિયાર નરસીદાસ લલ્લુભાઇ હા. રા. કેશવલાલ ભાવનગર
૧૬ સ્વ. શેઠ લક્ષ્મીદાસ ભગવાનજી સાકરવાળા હા. તેમના ધર્મપત્ની કસ્તુરબાઈ મુંબઇ
૧૭ શેઠ ચંદ્રકાંત મોતીલાલ જગાભાઈવાળા અમદાવાદ
૧૮ શેઠ મણીલાલ હેમચંદ અમદાવાદ
૧૯ શેઠ હરકીસનદાસ જગજીવનદાસ અંકલેશ્વર
૨૦ શેઠ ધરમદાસ શામળદાસ પરશુદાસ મુંબઇ

## લાઇફ મેમ્બર

૧ પારી. અમૃતલાલ મોતીલાલ બી. એ. એલ. એલ. બી. હા. ભોગીલાલ અમૃતલાલ રાજકોટ
૨ રા. હીંમતલાલ નાગજીભાઇ વોરા ,,
૩ રા. અચરતલાલ દલસુખરામ જસ અમદાવાદ
૪ રા. ઠાકોરલાલ હરકીશનદાસ અંકલેશ્વર
૫ રા. હીરાલાલ લક્ષ્મીચંદ મણિયાર વડોદરા
૬ શેઠ છગનલાલ પિતાંબરદાસ મુંબઇ
૭ દી. બ. ગોવિંદદાસ ચતુર્ભુજદાસ મદ્રાસ
૮ મેસર્સ કેશવલાલ એન્ડ કું. મદ્રાસ
૯ પારેખ જીવરાજ ગોપાલજી સિંગાપોર
૧૦ શેઠ લાલદાસ ગોવિંદદાસ મદ્રાસ
૧૧ ડો. નારણદાસ મોતીરામ સુરત

૧૨ શા. ભગવાનદાસ હરજીવનદાસ સુરતવાળા-મુંબઇ
૧૩ શેઠ લલ્લુભાઈ જમનાદાસ અમરેલી
૧૪ રા. કાળીદાસ હરીદાસ વેરાવળ
૧૫ શેઠ ઠાકરશી પ્રેમજી કોડીનારવાળા હા. શેઠ ગીરધરલાલ મુંબઈ
૧૬ રાવસાહેબ પુરૂષોત્તમદાસ દેવજીભાઈ મણિયાર જામનગર
૧૭ શા. ગોવિંદજી કાળીદાસ ખોરાસા-ગીરવાળા એડીસાબાબા
૧૮ શા. વલ્લભદાસ ભગવાનદાસ ,,
૧૯ શ્રી નાનાલાલ મોતીચંદ હ. શ્રી ભોગીલાલ મુંબઈ
૨૦ મણિયાર હરજીવનદાસ જેઠાલાલ હ. શ્રી માણેકલાલ ,,
૨૧ શેઠ દેવકરણ નાનજી હ. શેઠ ચુનીલાલ ,,
૨૨ શેઠ વીજભૂખણદાસ હરગોવિંદદાસ મૂળજી ,,
૨૩ રા. દુર્લભદાસ નેમચંદ એડીસાબાબા
૨૪ રા. મોહનલાલ ઓધવજી વકીલ અમરેલી
૨૫ રા. નટવરલાલ ગોરધનદાસ જગજીવનદાસ રંગુન
૨૬ રા. ગોરધનદાસ પ્રાણલાલ મુંબઈ
૨૭ શેઠ નારણદાસ મથુરાદાસ હ. મનોરદાસ ,,
૨૮ મહેતા દયારામ લધુભાઇ હા. મહેતા જટાશંકર દયારામ કલકત્તા
૨૯ શેઠ હિરાલાલ ભગવાનજી નથુભાઇ જામનગર
૩૦ શેઠ હરિલાલ ગોવિંદજી માધાણી મુંબઇ
૩૧ દોશી હિરાલાલ ગોકળદાસ ,,
૩૨ શ્રી માણેકચંદ તારાચંદ અડાલજા સાહેબ વડોદરા
૩૩ રા. કનૈયાલાલ નાનાભાઇ રંગુન
૩૪ દેશાઈ વિઠ્ઠલદાસ લાલજી ભાવનગરવાળા હ. દેશાઇ પ્રાણજીવનદાસ કરાંચી
૩૫ રા. અભેચંદ અમૃતલાલ ટોંગાટ (આફ્રિકા)
૩૬ રા પુરૂષોત્તમ ગીરધરદાસ ડર્બન (આફ્રિકા)
૩૭ રા. હીંમતલાલ બાપુલાલ પરીખ કરાંચી
૩૮ શેઠ જેઠાલાલ ચુનીલાલ ત્રીકમજી મેતા કલકત્તા
૩૯ રા. દામોદરદાસ હીરાચંદ હ. રા. આત્મારામ દામોદરદાસ વોરા ભાવનગરવાળા લીંબડી
૪૦ શા. નરોત્તમદાસ પ્રેમચંદ પ્રભાસ પાટણવાળા પુના
૪૧ શેઠ કરશનદાસ મોતીચંદ હ. અમૃતલાલ જમનાદાસ દીવ
૪૨ રા. રમણલાલ છોટાલાલ મઝમુદાર ભરૂચ
૪૩ શ્રીયુત ઉમેદલાલ પુરૂષોત્તમદાસ મણિયાર બી. એ. એલ એલ. બી. અમદાવાદ
૪૪ શેઠ નાનચંદ પ્રેમચંદ ,,
૪૫ પરી. શાંતિલાલ ગોરધનદાસ ,,
૪૬ શ્રીયુત તુલસીદાસ જસરાજ બી. એ. એલ. એલ. બી. ,,
૪૭ શેઠ બાલાભાઈ હરીલાલ ,,
૪૮ રા. પોપટલાલ જગજીવનદાસ કરાંચી
૪૯ ,, નંદલાલ ટી. મણિયાર ,,
૫૦ ,, ડૉ. નરોત્તમદાસ વલ્લભદાસ ,,
૫૧ ,, ડૉ. કાલીદાસ હરખચંદ શાહ ,,
૫૨ ,, શેઠ મણીલાલ મોહનલાલ ,,
૫૩ ,, શીવલાલ રામજી વકીલ-માંડવી-કચ્છ
૫૪ ,, શેઠ નરસિંહલાલ લલ્લુભાઈ અમદાવાદ
૫૫ ગં. સ્વ. દેવબા પુરૂષોત્તમદાસ હ. શેઠ ગોપાળદાસ ,,
૫૬ પરી. ભોગીલાલ નરોત્તમદાસ ભાવનગરવાળા ,,
૫૭ શેઠ રતનલાલ લલ્લુભાઈ અમદાવાદ
૫૮ શેઠ રમણલાલ લલ્લુભાઇ અમદાવાદ
૫૯ શ્રી ભગવાનજી દેવજીભાઈ મણીયાર હા. ભાઇ મોતીલાલ ભગવાનજી જામનગર
૬૦ ,, ચીમનલાલ પ્રાણજીવનદાસ દલાલ-મુંબઇ
૬૧ મહેતા ઝવેરચંદ નારણદાસ કલકત્તા
૬૨ શ્રીમતી જયાવતી પ્રાણલાલ દેવકરણ-મુંબઇ

# મોઢ મહોદય

વર્ષ ૨૩ મું ] ભાદ્રપદ : ૧૯૯૬ ::: સપ્ટેમ્બર : ૧૯૪૦ [ અંક ૧૧ મો

## પ્રભુ........................................

પ્રભો !

તારા પ્રેમપંથનો પાગલ પથિક તારા પવિત્ર પગોને પકડવા, તારા પુણ્યશાળી પ્રભાવને નિરખવા, તારા મંદિરને પગથીએ પડ્યો છે.

દ્વાર ઉઘાડવાને કેટલી વાર છે ?

પ્રભો !

તને નિહાળવાની આશાએ આશાએ આ ચક્ષુઓએ પણ પોતાનું નુર ગુમાવ્યું અને આ શરીર તો જો:-નર્યું હાડપિંજર, અને પ્રાણ તારી જ રાહ જોઇ રહ્યો છે.

પ્રભો !

ભૂખે અને તરસે

દિવસો ને રાત, મહિના ને વરસો, તને નિરખવાની આશાએ વહી ગયા. હવે તો ધીરજ ખુટી છે.

પ્રભો ! ક્યારે દર્શન થશે ?

શેખરકુમાર ભગત

# ★ છુટાં છવાયાં અમુલ્ય મોતી ★

★

શ્રીયુત હિંમતલાલ નાગજીભાઇ વોરા.

(૧) જેના અંતરમાંથી સંસારના રાગદ્વેષ મટી ગયા અને જે શાંતિને પંથે પડ્યા તે સદૈવ સમાધિમાં છે.

(૨) મૌન ધારણ કરવાથી મહા તપની સિદ્ધિ થાય છે.

(૩) દેહમાંથી આત્મબુદ્ધિ જતી કરી પરમાત્મામાં આત્મબુદ્ધિ થાય ત્યારે જ્ઞાન થયું મણાય.

(૪) સુષુપ્તિની પેઠે જગતમાં પણ સર્વ પદાર્થનું વિસ્મરણ થવું એ ઉપરામતાની સીમા જાણવી.

(૫) વિપત્તિથી વિકળ થવું નહિ, વિપત્તિ એ પ્રભુનો અનુગ્રહ જાણવો.

(૬) દુઃખનો દ્વેષ ન કરો, દુર્ગુણ પ્રતિ દ્વેષ કરો.

(૭) જન્મમરણનાં દુઃખ થતાં જોઇ ભોગમાંથી પાછા વળી પ્રભુ સ્મરણ કરો.

(૮) જે જેવું ચિંતન કરશે તે તેનામાં ઓતપ્રોત થઇ જશે, એ દીવા જેવી વાત છે. વિષયોના વિચાર કરીશું તો વિષયી થઇશું. પ્રભુના, સુખશાન્તિના, આનંદના વિચાર કરીશું તો તેવા થઇશું. છે કોઇ જોશીને પૂછવાનું ?

(૯) પાસે પડેલા સુંદર વિષયો જોવા છતાં જેને ભોગવવા ઇચ્છા નથી તે ખરા સાધક.

(૧૦) મુમુક્ષુતા સાચી આવી ત્યારે ગણાય કે જ્યારે ખાવું, પીવું, સુવું ન ગમે, બધું સુમસામ લાગે, અશ્રુ પડે, ચણુ ચણુ ઉર દાઝે, નિદ્રા ન આવે, બધી ઇચ્છાઓ મોક્ષેચ્છામાં સમાતી દે તે જીવ ભવને આરે આવે.

(૧૧) માણસ કેવી રીતે મુઓ તે જોવાનું નથી પણ કેવાં વર્તનથી મુઓ તે જોવાનું છે.

(૧૨) જે ગરીબનાં દુઃખ મટાડે છે તેના પર પ્રભુના આશીર્વાદ ઉતરે છે.

(૧૩) જગતનો સારો અભિપ્રાય મેળવવાને કદી રૂચવું નહિ, પણ સારાં કાર્ય કરો.

(૧૪) આ જીવ બે રીતે દુઃખી છે. પ્રારબ્ધ કરતાં વધારે જોઇએ છે તેથી અને સમય કરતાં વહેલું જોઇએ છે તેથી.

(૧૫) વખતની વ્યવસ્થા રાખતાં શીખો. ગપ્પાં મારવાની ટેવ બંધ કરો. મતભેદ હોય તે પણ ભલી નિષ્ઠાથી હજો; અભિમાનથી નહિ.

(૧૬) પરમેશ્વરનો જેના ઉપર અનુગ્રહ થાય છે તેને વિવિધ અપ્રિય પ્રસંગોમાંથી પસાર થવું પડે છે. અપ્રિય પ્રસંગ નિત્ય બનતાં રહે, ત્યારેજ અંતઃકરણ ક્રમે ક્રમે ઉંચા સદ્‌ગુણ ધારણ કરવાને યોગ્ય થાય છે.

(૧૭) પ્રાણી માત્રના હૃદયમાં રહેલા ઇશ્વરને જ્યાં સુધી આપણે ઓળખતા નથી અને તેથી પ્રાણીઓને સંતાપ ઉપજે તેવી વિવિધ ક્રિયા કરીએ છીએ ત્યાં સુધી ઇશ્વરની પ્રસન્નતા પ્રાપ્ત કરી શકવાના નથી.

(૧૮) મનુષ્યની ખરી પરીક્ષા તેની સહન શીલતામાં છે.

(૧૯) વેર કદાપિ વેરથી શાન્ત થતું નથી પણ પ્રેમથી શાંત થાય છે. એ સનાતન નિયમ છે.

(૨૦) જેમ મનુષ્યનાં મનનો વિકાસ ઓછો તેમ તેને આયુષ્યની કિંમત ઓછી, હમેશાં માણસે દિવસે દિવસે ચડતી સ્થિતિમાં આવવું જોઇએ. જીવનમાં જેને કાંઇ પણ કરવું નથી તે ભલે શરીરની એકાળજી કરી મરી જાય, પણ જેને જીવનમાં સદુદ્યોગ કરવાનો છે તેણે અત્યંત કાળજી રાખવી જોઇએ.

[ પૃષ્ઠ ૩૭૭ જુઓ

# તંત્રીસ્થાનેથી !

**મહાપુરૂષોની જન્મતીથિની જયંતિઓ ઉજવવાનો મુખ્ય મુદ્દો–**

આ માસમાં પૂજ્ય **મહાત્માજીની** જન્મતીથિ આવશે. હિંદુ તીથિ પ્રમાણે ભાદ્રપદની વદ બારસ આ મહાન નરવીરની જન્મતીથિ તરીકે ઉજવાય છે. આ બારસ **રેંટીયા બારસ** તરિકે સારાંયે હિંદમાં પ્રસિદ્ધ થવા પામી છે.

અત્યારના જબ્બર યાંત્રિક જમાનામાં રેંટીયો જાણુકે યંત્રની વિરાટ શક્તિ આગળ તદ્દન મામુલી અને નજીવી ક્ષુલ્લક વસ્તુ ઘડીકભર અવશ્ય લાગે, પણ યંત્રની એ વિરાટ શક્તિ સુખનાં સાધનો સંપડાવવામાં સાચી સહાયભૂત થવાને બદલે, દુનીઆમાં જનસમાજના મોટા ભાગને બેકાર અને બેહાલ બનાવવામાં અને એક સપાટે પાર વગરનાં માણસોને સંહારવામાં કેવી અને કેટલી વિનાશક થઈ પડી છે તે વિષેનો જ્યારે શાંત ચિત્તે ખ્યાલ કરવામાં આવે ત્યારે દરેક જણને એમ અવશ્ય માલમ પડે કે યંત્રની વાસ્તવિક સંહારક શક્તિ કરતાં રેંટીયાની વાસ્તવિક પોષક શક્તિ સો દરજ્જે સારી છે.

રેંટીયાનો રણકારી ગુંજારવ અનેક ભુખ્યાંદુખ્યાંને રોટલાની રાહત આપી રહ્યો છે એ વિષે કશુંયે શંકા જેવું નથી. મહાત્માજી હાથ વણાટની ખાદી વાપરવાનું દેશના લોકોને પોકારી પોકારીને કહી રહ્યા છે તેનું કારણ એ જ કે આ ખાદી સાદી, દેખીતી રીતે મોંઘી છતાં તેનાં ટકાઉપણાંને લીધે સોંઘી, આબાદી વર્ધક અને દેશાભિમાન પોષક છે.

ખાદીનું ખડતલ જાડું લુગડું ચાલુ મોહક જમાનાની દૃષ્ટિએ પસંદ ન પડે તેવું જણાય એ સાચું, પણ અનુભવથી એટલું તો આપણને સૌને જણાયું છે કે ખાદી માટેના ખાસ આગ્રહની શરૂઆત થઈ ત્યાર પછીનાં અમુક વર્ષોના ગાળામાં ખાદીમાં જુદી જુદી જાત તથા સાફાઈ સારી રીતે વધતી જાય છે.

જો દરેક હિંદવાસી ખાદીને માત્ર કાપડની નજરે નહિ, પણ દેશાભિમાન પ્રેરક વસ્તુ તરિકે નિહાળે, ખાદીમાં પોતાની તેમ જ સમગ્ર દેશની ચડતીનાં ચિન્હો જુએ અને ખાદીની વપરાશનો ખાસ આગ્રહ રાખે તો રફતે રફતે ખાદીની જાત અને કુમાશમાં હાલ છે તે કરતાં પણ મનમાન્યો ફેરફાર જરૂર થવા પામે.

**વિદ્યાર્થીઓને** આ સ્થળે એટલું તો અવશ્ય સુચવવું જ પડશે કે જો તેઓ મહાત્માજીની જન્મતીથિને રેંટીયા બારસ તરિકે સાચી રીતે ઉજવવા માગતા હોય તો તેમણે તો ઉત્તરોત્તર ખાદીના વધુ હિમાયતી, સાદાઇના સાચા ગ્રાહક, સત્ય અને અહિંસાના ખરા ઉપાસક અને ધર્મ્ય આચરણના અવલંબી બની બીજાં-

ઓને દષ્ટાંત રૂપે પ્રેરક બનવા હરહંમેશ તત્પર રહેવું જોઈએ.

ગત મહાપુરૂષોની સંવત્સરીઓ તથા હયાત મહાપુરૂષોની જન્મતીથિની જયંતિઓ ઉજવવાનો ખાસ ઉદ્દેશ તો એજ કે જે ચીલે ચાલી તેઓ જનતામાં પૂજ્ય, માનનીય અને અનુકરણીય થઇ ગયા છે અને થઈ પડ્યા છે તે પ્રમાણે વર્તવાનો ખરો પ્રયાસ જાતે આદરવો અને અને બીજાંઓને શાંત સમજાવટથી તે પ્રમાણે વર્તતા કરવા.

જો આ જાતના કાયમી સાચા પ્રયાસો ન કરાય અને માત્ર સંવત્સરી યા તો જન્મતીથિના દિવસે ધમપછાડા અને ધાંધલ કરાય તો તે માત્ર દેખીતો ંભજ સમજવો. વિદ્યાર્થીઓ આવા ંભથી દૂર રહી, મહાત્માજીના સત્ય સેદ્ધાંતો અને સાદી રહેણી કહેણી અંતઃરણ પૂર્વક અપનાવે તો તેઓ ખરેખર ત્તમ નમુના રૂપ થઈ પડ્યા વિના ન રહે.

બીજી વાત આપણે ગ્રામોદ્ધારની વિચારીએ. આનો અર્થ એવો ન કરવો કે શહેરોદ્ધાર પૂરો થઈ ગયો છે. અમુક અમુક સારાં કહેવાતાં મોટાં શહેરોમાં જો ગલ્લી ખુંચી તથા નાની નાની શેરીઓ તપાસવામાં આવે તો ઠાર ઠાર એટલી ગંદકી માલમ પડશે કે બે પગ મૂકીને ચાલવું પણ આકરૂં પડી જાય. વળી આવાં મોટાં શહેરોમાં નાહવા ધોવાના સાધનોની તેમજ વસ્તીનાં પ્રમાણમાં જાહેર જાજરૂઓની સુવ્યવસ્થાનો અભાવ જણાયા વગર નહિ રહે.

પ્રજાકીય મ્યુનીસીપાલીટીમાં ચુંટાનારા સભ્યો ચુંટણી વખતે જે જાતની દોડધામ અને ધમાલ કરી મૂકે છે અને 'હું આમ કરીશ અને તેમ કરીશ તથા હું સાયન્સમાં ઉંડો ઉતર્યો છું એટલે આરોગ્ય વર્ધક કોઈપણ યોજનાનો હું સત્વર અમલ કરવા કરાવવા હરહંમેશ ખડેપગે રહીશ,' એવાં એવાં વાકયોથી જનતાને ભરમાવી પ્રજાકીય મ્યુનીસીપાલીટીમાં ચુંટાનારા કંઇક સભ્યોએ બીજી વખતની ચુંટણીનો વખત આવે તે દરમ્યાન ભાગ્યે જ પોત પોતાના વાડામાં બેચાર વખત આંટા દેવાની તસ્દી લીધી હોય.

પરિણામ એ આવવા માંડયું છે કે જનતાનો મોટો ભાગ એમ માનતો થવા લાગ્યો છે કે પ્રજાકીય મ્યુનીસીપાલીટી કરતાં તો રાજ્યની મ્યુનીસીપાલીટી સારી. કહેવાની મતલબ એ છે કે શહેરોના સડાઓ એવા છે કે ગ્રામોદ્ધાર કરતાં શહેરોદ્ધારની વાત વધુ લક્ષ દેવા જેવી છે. હા, ઉપરકી અચ્છી અને અંદરના અંધકારનો આરો નહિ એ પ્રકારની પરિસ્થિતિ હોય છે.

શહેરોદ્ધારનાં આટલાં ઉપર ચોટીયાં પણ મુદ્દાસરનાં વિવેચન પછી આપણે ગ્રામોદ્ધારની મુખ્ય બાબત તપાસીએ. અત્યારે ગામડાંઓ પડી ભાંગ્યાં છે અને શહેરોની ઉપલકીયા મોહકતાએ ગ્રામવાસીઓને પણ જાણે ભંભેરીને ભૂન કર્યા હોય તેમ તેઓ પણ શહેરોનો વસવાટ શોધતા થયા છે.

સ્વચ્છ હવા, ચોકખું પાણી, આસપાસની કુદરતી લીલા, શ્રમયુક્ત જીવન, ઇશ્વરી શ્રદ્ધા અને પરસ્પરને સહાયભૂત થવામાં અંતરનો ખરો ઉમળકો—આ બધું સુખાકારી જીવનમાં ખાસ જરૂરી છે અને ગ્રામ્યજીવનમાં આ બધાનો જે અનુભવ થાય તેનો સોમો ભાગ પણ શહેરી જીવનમાં ન અનુભવાય.

અત્યારે ગ્રામોદ્ધારનો હેતુ એ જ છે કે યંત્રની શક્તિએ ગ્રામ્યજનતાના હાથકારીગરીના જે હુન્નરો હણ્યા છે તેની ફરીથી ખીલવટ કરવી. ગ્રામ્યજનતાને અક્ષરજ્ઞાન અને કેળવણી આપી તેની જડતાને દૂર કરવી અને તેને કુરિવાજ તથા ખોટા વ્હેમના ભોગ બનતી અટકાવવી. તેમનાં ભોળપણનો અને ભલાં દિલનો ખોટો લાભ લેનારા વ્યાજખાઉ હરામખોરો અને લુચ્ચા લફંગાઓથી તેમને ચેતવવા અને બચાવવા જીવનની જરૂરીઆતનાં જે જે સાધનોની ગામડાંઓમાં ઉણપ જણાતી હોય તે તે સાધનો સંપડાવવાં.

અનેક અનેક પ્રવૃત્તિઓ પછી મહાત્માજીએ ગામડાંમાં થાણું થાપ્યું અને ગ્રામોદ્ધારની યોજના ખાસ હાથ ધરી, તેનું કારણ એજ કે અખિલ હિંદનો મોટો ભાગ આવાં ગામડાંઓનો બનેલો છે અને જ્યાંસુધી હિંદના પોણા ભાગ જેટલી વસ્તી જડતા અને વ્હેમમાં સડ્યા કરે અને ચાલુ જમાનાની પ્રગતિથી સાવ અજાણ રહે ત્યાંસુધી દેશોદ્ધારની બીજી ગમે તેવી વાતો કરાય તે માત્ર નામની જ. આ હિસાબે જ તેઓ લઈ દઈને ગ્રામોદ્ધારની પ્રવૃત્તિઓમાં પડ્યા છે.

આપણને સૌને જો એમ ખાત્રીપૂર્વક જણાય કે દેશોદ્ધારની ખરી ચાવી ગ્રામોદ્ધારમાં છે તો આપણી એ અનિવાર્ય ફરજ છે કે ગ્રામવાસીઓના અને તેટલા સંસર્ગમાં આવવું શહેરીઓ ગામડીઆઓથી અલગા અને અતડા રહે છે તે જાતની ભાવના ટાળવી અને પરસ્પર ખરો ભાઈચારો કેળવી, એકબીજાની ઉણપ સમજવા અને તે દૂર કરવા તત્પરતા દાખવવી.

અસ્પૃશ્યતા નિવારણ એ પણ મહાત્માજીનાં અનેક કાર્યોમાંનું એક ખાસ અંગ છે અલબત્ત, આ હિલચાલથી ધાર્મિક વિખવાદ વધવા પામ્યો છે અને જે માન તથા પૂજ્યભાવથી સારૂંયે હિંદ મહાત્માજી તરફ જોતું આવ્યું હતું તેમાં થોડી ઘણી ખલેલ પડી છે આ સ્થળે સ્વતંત્રપણે એટલું જો કહેવાય કે મહાત્માજી પોતાની જ આંકણીથી બધાંને આંકે છે એટલે કે જે જાતનો વિકાસ તેમના પોતાનામાં થવા પામ્યો છે તે જાતનો વિકાસ બધામાં હોવાનું તેઓ કલ્પી રહ્યા છે.

અહિંસાની જે જાતની આંકણી તેઓ આંકી રહ્યા છે. તેમાં અને અસ્પૃશ્યતા નિવારણની બાબતમાં, જે ત્રિગુણાત્મક પ્રકૃતિને જગત વશ છે અને રહેવાનું જ તે પ્રકૃતિના પ્રભાવની બીલકુલ અવગણના કરવા જેવી જે હિલચાલ કરાય છે તેટલે દરજ્જે તેમાં સફળતાનું પ્રમાણ

સ્વાર્થની સિદ્ધિ અર્થે પરોપકારી અને જનહિતની ભાવનાનો પૂરો દંભ દાખવતા જરાયે પાછો પડતો નથી. યુદ્ધના ચાલુ હત્યાકાંડ અને ખાના ખરાબીની બાબતમાં તેમાં સંડોગએલ દરેક દેશ એવો જ સ્વાંગ સજી રહેલ છે.

દેશોદ્ધારની દૃષ્ટિએ હિંદુમુસ્લીમ ઐક્ય ખાસ આવશ્યક છે. અંગ્રેજના રક્ષણ નીચે આટલાં વર્ષો રહ્યા છતાં, દેશહિતની બાબતમાં ધાર્મિક કોમી ઝઘડાને આડા ન ધરવાનું ઉચ્ચ જ્ઞાન તે પ્રજા પાસેથી આપણે શિખ્યા નહિ એ ઓછા ખેદ અને દુર્ભાગ્યની વાત નથી. નાના કે મોટા સત્તાધારીઓ પોતાની સત્તા મક્કમ અને અચળ રાખવા ભેદનીતિ ભલે અખત્યાર કરે, પણ ભેદનીતિનો ભોગ ન બનવાની અને પરસ્પરનું સંગઠન સાધી ભેદનીતિને ભાંગી નાખવાની સબળ શક્તિ શાસિત વ્યક્તિઓ કાં ન કેળવે? પણ આમ થવા નથી પામતું, કારણ પ્રકૃતિનો પ્રભાવ છતાં પણ આ દિશામાં જે કંઈ કરી શકાય તો કરી છુટવાની દરેક હિંદવાસીની ફરજ છે. તેમાં જ સમગ્ર દેશની સાચી આબાદી છે.

ખાદી, ગ્રામોદ્ધાર, હાથકારીગરી, અસ્પૃશ્યતા નિવારણ, હિંદુમુસ્લીમ ઐક્ય, સત્ય અને અહિંસા વગેરે વગેરે સામાજીક શ્રેય, ઐહિક ઉત્કર્ષ અને આધ્યાત્મિક કલ્યાણના માર્ગો પૂજ્ય મહાત્માજીથી સૂચવાએલા અને અખત્યાર કરાએલા છે. તેમની જન્મતીથિની સાચી ઉજવણી એટલે જે જે કાર્યો તેમણે આદર્યા છે તેમાં પોતાની શક્તિ અનુસાર ફાળો આપવો અને પ્રતિ વર્ષ તે ફાળાનું પ્રમાણ વધારતા જવું. તો જ જન્મતીથિ ઉજવવાનું સાચું સાર્થક્ય.

પરમાત્મા મહાત્માજીને આરોગ્યયુક્ત દીર્ઘાયુ બક્ષે, દુઃખી, દરિદ્રી અને નિરાધારોને તેમના દ્વારા વિશેષ રાહત થતી જાય, તેમની સત્ય દોરવણીથી દેશ ઉન્નતિના પંથે પળે અને તેમના સત્ય અને અહિંસાના સિદ્ધાંતોનો મર્મ સમજી માનવતા અને અધ્યાત્મમાં આગળ વધે એ જ જગન્નિયંતા પ્રભુને અંતઃકરણ પૂર્વકની પ્રાર્થના.

---

**અભિનંદન**–મુંબઇ–લેડી તારાબ્હેન ચુનીલાલ વિજભુખણદાસ મહેતા મુંબઇમાં ઓન. પ્રેસીડન્સી મેજીસ્ટ્રેટ તરીકે નિમાયાં છે. આપણી જ્ઞાતિના આ મહિલા ભૂષણને આવી સરકારી પદ્દી મેળવવા બદલ અભિનંદન.

**વિદેશથી આગમન**–મુંબઇ–હિરાલાલ બાલમુકુંદદાસ શેલાવાળા આફ્રિકાથી આવ્યા છે.

**પરીક્ષામાં પાસ**–સુરતઃ લીલાભાઇ ઉર્ફે ભગવાનદાસ ડાહ્યાભાઇના પુત્ર કુસુમચંદ્ર ઇન્ટરમાં પાસ.

મુંબઇઃ સત્યેન્દ્ર ઝવેરલાલ કલાર્ક જુનીયર બી. એ. માં પાસ.

બોરીવલીઃ કૈલાસ ડાહ્યાભાઇ માસ્તર મેટ્રીકમાં પાસ.

# સાચું શિક્ષણ

## એક મૌલિક નાટિકા



શ્રીમતી જયાવતી પ્રાણલાલ
પ્રમુખ—કોટ હિંદુ સ્ત્રી મંડળ-મુંબઇ.

[ ગતાંકથી ચાલુ ]

### પ્રવેશ ૫ મો.

( ચંપા વ્હેલી ઉઠી ઘરનું બધું કામકાજ કરી પદ્માને ઉઠાડવા આવે છે. પદ્માના માથાપર ધીમેથી હાથ ફેરવે છે. )

ચંપાઃ જાગ્યને જાદવા, કૃષ્ણ ગોવાળિયા,
તુજ વિના ધેનુમાં કોણ જાશે?
ત્રણસેંનેસાઠગોવાળીયાટોળે મળ્યા,
વડો રે ગોવાળીયો કોણ થાશે?
તમે જાગો પદ્મારાણી.
મારી નણંદ છે ચતુર સુજાણ—તમે૦
જાગો જુઓ આ પ્રભાત થયું ને
મયુર મધુરા બોલે,
ટુહુ ટુહુ કરતી કોયલ બોલે,
પદ્માનું મન ડોલે—તમે જાગો.

પદ્માઃ ઉંહુ? આમ બૂમાબૂમ કરતા સુવા દેશો કે નહિ! ભાભી, સવારના પહોરમાં આ શું ટાયલા! ઘરમાં કંઇ કામ નથી શું? બા સાંભળશે તો સાત પેઢીની સંભળાવશે સમજ્યા? તમારા આ ટાયલા તમારા બાપને ત્યાં રાખજો.

ચંપાઃ બહેન, ઘરનું કામ તો ક્યારનું થઇ ગયું છે. અને બાને માટે પૂજાની સામગ્રી તૈયાર છે અને તમારા માટે ચાહ નાસ્તો પણ તૈયાર છે. ચાલો તમે તૈયાર થાઓ.

પદ્માઃ બા ઉઠ્યા છે?

ચંપાઃ લ્યો હું જોઇ આવું, (ઉમેદ આવે છે) (ચંપા પગે લાગે છે) બા, પ્રણામ કરૂં છું.

ઉમેદઃ મોઢે મીઠા અને પેટમાં છુરી એ મને નહિ ચાલે, મારા જીવતા આ ઘર તમારૂં શેનું? હેં બોલ. હું મરી ગઇ છું.? મારૂં ઘર મારૂં ઘર કરો છો તે બાપને કહેવું હતું ને મહેલ આપવાનું. સાસુનો સ્વભાવ આકરો છે તો શું તને પાટલો માંડી પૂજું? સાસુનું કહેલું મનમાં ન લેવું હોય તો કાલથી જુદું ઘર માંડો.

( ચંપા આભી બની જાય છે. એને કંઇ સમજ નથી પડતી. )

ચંપાઃ પણ બા, મારો કંઇ અપરાધ થયો હોય તો માફ કરજો, ચાહ તૈયાર છે, આપને માટે લાવું?

(ઉમેદ જવાબ આપ્યા વિના ગુસ્સામાં અંદર ચાલી જાય છે. ચંપા ઉંચું જોઇ નિરાશ બની) હે પ્રભો! આ બધાંને શાંત કરજો. (ચાલી જાય છે)

(થોડા મહિના પછી)

### પ્રવેશ ૬ ઠો—(સમય બપોર)

ચંપાઃ પદ્મા બહેન, આવો. તમારૂં માથું ઓળી આપું ને જુઓ તમારે માટે હું કંઇ લાવી છું.

( સેન્ટ રૂમાલ વિગેરે આપે છે. પદ્મા ખુશ થઇ જાય છે. ) પદ્મા બહેન, તમે વાર્તા સાંભળી છે?

પદ્મા: હેં વાર્તા! વાર્તા એટલે શું ? બાપુજી અને બા રોજ મોટા ઘાંટા પાડી સામસામા બોલે છે એ વાર્તા કહેવાય?

ચંપા: ના, એને તો કજીઓ કહેવાય. જુઓ તમને એક વાર્તા કહું. "એક હતો રાજા; બહાદુર લડવૈયો હતો. તેણે પોતાના પરાક્રમથી ઘણા રાજ્યો જીત્યા હતા. તે ધર્માત્મા, સત્યવાદી અને દાનેશ્વરી હતો. તે એક દિવસ નગરચર્યા જોવા નીકળ્યો અને જેવો એક મોટા ઘર પાસેથી પસાર થાય છે ત્યાં તેને કાને શબ્દ પડ્યા કે "હું તો એવી પરાક્રમી છું કે મોટા રાજા મહારાજાને નમાવું" રાજાએ ઉંચું જોયું તો એ ઘર નગર શેઠનું હતું અને તેની મોટી દીકરી તેની સહીયરોને આ પ્રમાણે કહેતી હતી." હવે બહેન કાલે કહીશ.

પદ્મા: ના ભાભી, આજે જ પુરી કરો.

ઉમેદ: (અંદરથી) ચંપા, ઓ ચંપા! કાન બહેરા છે કે સાંભળો છો?

ચંપા: જી. બા. આવી. પદમા બ્હેન, કાલે વાર્તા કરીશ હો.

ઉમેદ: કેટલી બુમો પાડી! ચાલ પદમા સુઇ જા અંદર. ચંપા, જરા મારા પગ દાબો.

ચંપા: (પગ દાબતી) બા, હું આપની પાસે ભાગવત કે રામાયણ વાંચું!

ઉમેદ: રામાયણ તો તમે આવ્યા ત્યારથી જ વંચાય છે ને. ચંદ્રકાંત વાંચો જરા. (ચંદ્રકાંતની ચોપડી લેવા ચંપા અંદર જાય છે.) (પાડોશણો મળવા આવે છે) મણી, જશોદા, ડાહી, મંછા.

મણી: કાં ઉમેદકાકી, શું કરો છો?

ઉમેદ: આવો આવો મણી, જશોદા, ડાહી, મંછા, આજે તમે ભૂલાં પડયાં!

જશોદા: ઉમેદકાકી, હવે તો તમને વહુ આવ્યા એટલે શાંતિ મળી ને?

ડાહી: હેં કાકી, વહુ નૃત્ય કરે છે કે નહિ?

ઉમેદ: ઇ મારી પાસે નૃત્ય બૃત્ય ન હાલે. ઇ નૃત્ય કરે તો ટાંટીયોજ તોડી નાંખું.

મંછા: તે ઇ નૃત્ય કરતી હોય તો કંઇ આપણને કહે? કાં મણી, ખરું ને?

ઉમેદ: નારે ના, ઈ છાકટાવેડા મારે ત્યાં ન ચાલે. ઘરમાંથી જ કાઢી મૂકું.

મણી: ઉમેદ કાકી, વહુને બોલાવો તો ખરા, અમારે જોવી છે. લગ્નને ૭ મહિના થયા પછી મેં તો વહુને જોઇ જ નથી.

ઉમેદ: ચંપા, ઓ ચંપા, અહીં આવ. જો તને મળવા આવ્યા છે.

ચંપા: જી બા, આવી. (ચંપા ચંદ્રકાંતની ચોપડી લઈ આવે છે અને બધાને પગે લાગે છે.)

મણી: કાકી, વહુ આમ ઉપરથી તો સારા લાગે છે.

ઉમેદ: હા. ઉપર કી તો અચ્છી બની હે ભીતર કી તો રામજી જાણે, ચંપા, બધાં માટે નાસ્તો લાવ.

મંછા: ના કાકી, અમે બધાં આજે જમવાં જવાના છીએ. બીજી વખતે નીરાંતે આવીશું.

ઉમેદ: ભલે ત્યારે વહુ, રહેવા દે. લ્યો આવજો બધાં (બધાં જાય છે) (ચંપા ચંદ્રકાન્ત વાંચે છે. ઉમેદ સાંભળે છે.)

ઉમેદ: ચંપા મને બહુ ઠંડી લાગે છે. જરા ઓઢવાનું લાવ તો.

ચંપા: બા, ચાલો. હું આપને અંદર બધી તૈયારી કરી આપું. પાછળથી આપને ઉઠવાની તસ્દી પડશે.

ઉમેદ: તે તારે મને ત્યાંજ સુવાડી રાખવાનો વિચાર છે કે શું?

ચંપા: ના, બા, આપને ત્યાં વિશેષ આરામ મળશે. (બન્ને જાય છે.)

# શેકડા રૂપિયા સંઘરી રાખવા હિતકારક છે?

## ચલણની નીતિની એક સુંદર સમાલોચના



હિંદમાં ચાંદીનાં સીક્કાઓ રૂપીઆની નોટો કરતાં વધારે શા માટે લોકપ્રીય તેમજ હાલની નવ આનાની કીંમતના સીક્કાઓ સંગ્રહ કરનારાઓને કેટલી અગવડતાઓ વેઠવી પડે છે અને દુનીયાભરના દેશો કરતાં હીંદની નાણાકીય સ્થીતી કેટલી બધી સંગીન છે એ બધી બાબતો વીગતવાર સમજાવતું શેઠ પ્રાણુલાલ દેવકરણ નાનજીએ થોડા દિવસ પર 'રેડિયો' પર કરેલું ભાષણ મનનીય હોઇ તેનો સાર આ નીચે આપ્યો છે.

## શેઠ પ્રાણુલાલ દેવકરણનો વાયુ—વાર્તાલાપ.

'રૂપીઆ ઉપરનો દરોડો' વિષય પર મુંબઈના આગેવાન વેપારી શેઠ પ્રાણલાલ દેવકરણ નાનજીએ તા. ૨૭-૮-૪૦ ના રોજ રેડીયો સ્ટેશન પરથી ભાષણ કર્યું હતું. આ ભાષણમાં તેમણે કેટલીક અગત્યની બાબતો પર વીવેચન કરતાં જણાવ્યું હતું કે આખી દુનીયામાં ઘણાં વર્ષો થયાં નાણાકીય ક્ષેત્રમાં પેપર કરંસી અગત્યનો ભાગ ભજવી રહી છે, અને પ્રજા અન્ય દેશોમાં તેમજ આપણા દેશમાં તેનાથી પરીપુર્ણ ટેવાઈ ગયેલી છે. આજના જમાનામાં પેપર કરંસીનો ઉપયોગ અનીવાર્ય છે અને તેના વિના કોઇપણ દેશનું આર્થિક બંધારણ કલ્પવું મુશ્કેલ છે. વેપાર રોજગાર માટે તથા મોટે ભાગે દરેક કામમાં જ્યાં નાણાંની આપલે હોય છે ત્યાં નોટોનો ઉપયોગ છુટથી અને વિના સંકોચે થતો આવ્યો છે. આપણો દેશ જો કે બીજા દેશોના પ્રમાણમાં ગરીબ છે અને પ્રજાનો કેટલોક ભાગ નીરક્ષર છે તે છતાં હું નથી ધારતો કે પ્રજાને નોટ વીષે કદી પણ વાસ્તવીક અવીશ્વાસ ઉત્પન્ન થયો હોય.

ત્યારે પ્રશ્ન એ ઉદ્દભવે છે કે ગયા જુન અને જુલાઈ માસોમાં મુંબઈમાં અને હીંદુસ્તાનમાં ઘણી જગ્યાએ રોકડા રૂપીઆની એકાએક મોટી માગણી નીકળી હતી અને ભારે ઉહાપોહ થઈ રહ્યો હતો એનું કારણ શું? મને લાગે છે કે આવી સ્થિતિ ઉભી થવામાં થોડે ઘણે અંશે નીચે દર્શાવેલ કેટલાક કારણો જવાબદાર હોય.

૧. ગયા સપ્ટેમ્બર માસથી યુરોપમાં શરૂ થયેલ વીગ્રહના પરીણામે થયેલા ઉત્તરોત્તર ફેરફારો, અને તેને અંગે લોકના મનમાં ઉપજેલી ચીંતા અને ભય;

૨. આ સ્થિતિને અંગે રૂપીઆના સીક્કાઓ સંગ્રહ કરવાની વૃત્તિ.

૩. કેટલાક સ્વાર્થી માણસોનો અપ્રમાણીક એટલે કે વટાવ લઇ ઓછા રૂપીયામાં નીરક્ષર અને ગરીબ લોકો પાસેથી ગેરસમજુતી ઉભી કરી નોટ પડાવી લેવાનો ઇરાદો; અને

૪. મોટી નોટના બદલામાં નાનું પરચુરણ કરાવવાની જરૂરીયાત.

### ચાંદીના સીક્કાઓની કીંમત

વળી બીજો પ્રશ્ન એ થાય છે કે આ પરીસ્થીતી ઉભી થઈ તે વ્યાજબી હતી? મારા મત પ્રમાણે પાંચ રૂપીઆથી નાની રકમની આપલે કરવા માટે રૂપીઆના સીક્કાની જરૂર પડે તે સીવાયના બીજા ઉપલાં બધાં કારણો વ્યાજબી ગણાય નહીં; કેમકે લડાઇ ચાલતી હોય તે વખતે સારા નરસા વર્તમાન તો અવારનવાર આવ્યાજ કરે એટલે તેનાથી ભયભીત

અને ચીંતાતુર થવાથી કશો ફાયદો થાય નહીં; વળી રૂપીઆના સીક્કા, કે જે સીક્કાની કીંમત ચાંદીના આજના ભાવે નવ આના માત્ર જ થાય છે, તેનો વીના લાભે સંગ્રહ કરવો તે સંગ્રહ કરનારને પોતાને પણ હાનિકારક છે; અને અસાધારણ સંજોગોમાં ગરીબ કે અભણ કે ગામડાંના માણસોની અજ્ઞાનતાનો લાભ લઇ વટાવ કમાવાની વૃત્તિ કરવી એ અક્ષમ્ય ગણાય.

સારે નસીબે, વસ્તુસ્થિતિને પહોંચી વળવા, સરકાર તથા રીઝર્વ બેંક તરફથી યોગ્ય પગલાં લેવાયાં, અને તેને લીધે થોડા જ દીવસ પછી આ હોડધામ શમી ગઇ.

## ચાંદીના સીક્કાની પસંદગી

હવે ત્રીજો પ્રશ્ન એ ઉત્પન્ન થાય છે કે રૂપીઆની નોટો રૂપીઆના સીક્કા જેટલી લોકોમાં પ્રીય અને સગવડતાભરી છે કે કેમ? એના જવાબમાં તો કહેવું પડશે કે એકંદર રીતે જોતાં નાના પરચુરણ માટે રૂપીઆની નોટો કરતાં રૂપીઆનો સીક્કો વધારે પ્રીય અને સગવડતાભર્યો છે. આનું કારણ એમ નથી કે એક રૂપીઆની નોટ ઉપર લોકોનો વીશ્વાસ નથી. કારણ તેમ હોય તો બીજી મોટી નોટો ઉપર પણ લોકોને અભાવ હોય, પણ તેવું કાંઇ નથી. રૂપીઆની નોટ કરતાં રૂપીઆનો સીક્કો લોકોને વધુ પસંદ પડે તેના બીજાં કારણો છે. રૂપીઆનો સીક્કો, ખાસ કરીને હિંદુઓમાં તો લક્ષ્મીરૂપ ગણાય, પૂજામાં મુકાય છે. દીવાળી વખતે તો સૌ કોઇ તેનું પૂજન કરે છે. વળી ચાંદી આપણા દેશમાં હંમેશા જ લોકપ્રિય રહી છે અને તેથી ચાંદીનો સીક્કો લોકોને રૂપીયા જેવા નાના ચલણ માટે પસંદ હોય એ સ્વાભાવીક છે. તેમજ, ભેટો આપતી વખતે નોટો ન આપતાં રોકડા રૂપીઆ આપવાનો રીવાજ લાંબા કાળથી પડી ગયો છે. એટલે કે કેટલાક સાધારણ વ્યવહારમાં રોકડા રૂપીઆની જ વપરાશ રહે છે. વળી, લેવડદેવડમાં રૂપીઆની નોટ કરતાં રૂપીઆનો સીક્કો વાપરવો વધારે સહેલો પડે છે.

## આપણા દેશની સંગીન સ્થિતિ

જો કોઇ પેપર કરન્સીનો અભ્યાસી આપણા દેશના ચલણ પધ્ધતિની નીતિને તપાસશે તો તેને માલુમ પડશે કે યુનાઇટેડ સ્ટેટસ ઓફ અમેરીકા સીવાય બીજો કોઇ પણ દેશ દુનિયામાં એવો નથી કે જેની ચલણને લગતી સ્થિતિ આપણા દેશ જેટલી સંગીન અને સદ્ધર હોય. આપણી રીઝર્વ બેંક પાસે નોટોની પાછળ રીઝર્વ તરીકે મોટા પ્રમાણમાં સોનું છે, સ્ટર્લીંગ જામીનગીરીઓ છે, કરોડો રોકડા રૂપીઆ છે, હીંદી સરકારની જામીનગીરીઓ છે, ગીનીઓ છે અને ચાંદી છે. ટુંકમાં અમજો રૂપીઆની અરકયામત છે.

આ બધી વસ્તુસ્થીતીનો જરા ખ્યાલ કરનાર સ્હેલાઇથી સમજી શકશે કે રોકડા રૂપીઆનો નાહક સંગ્રહ કરવો કોઇને પણ ફાયદાકારક નથી. એક તો તેમ કરવાથી સરકારે હાલ બહાર પાડેલા કાયદાનો ભંગ થાય, બીજું સંગ્રહ કરનારને તેટલી રકમ ઉપર વ્યાજનો માર પડે. રોકડા રૂપીઆના સંગ્રહ કરનારને ચોરીનો ભય સદૈવ રહે. નાહકનો સંગ્રહ કરનાર પોતે કંઇ પણ ફાયદો ઉઠાવ્યા સિવાય બીજા ખરી જરૂરીઆતવાળાને અગવડતા પુગાડે, જેથી સરકારને રૂપીઆની નોટો વધુ પ્રમાણમાં કાઢવી પડે અને નાહકનો તેના ખર્ચનો બોજો કર ભરનારાઓ, જે આપણા દેશી ભાઇઓ જ છે, તેમને વેઠવો પડે. આ પ્રમાણે અનેક રીતે રૂપીઆના સીક્કાનો સંગ્રહ કરનાર, પોતે કંઇ પણ લાભ ઉઠાવ્યા સીવાય, સમાજને નુકશાન કરનારો નીવડે, માટે કોઇ પણ સમજુ કે ન્યાયી માણસ આવી વૃથા પ્રવૃત્તિમાં પડે નહિ.

## અમેરિકાનો દાખલો

અમેરીકા અને ગ્રેટબ્રીટન જેવા શ્રીમંત અને સત્તાધારી દેશો સુધ્ધાં દુનીયાના બધા

જાણીતા દેશોમાં, લડાઇ ન હતી ત્યારે પણ સોના અને ચાંદીના સંગ્રહ ઉપર અંકુશ મુકાયો હતો, અને કાયદો ઘડી પ્રજા પાસેથી સોનું લઈ લેવાયું હતું જેની વીરૂદ્ધ એક હરફ તે દેશોમાં ઉચ્ચારાયો હતો નહી. આ બતાવે છે કે આધુનિક જમાનામાં ચલણની નીતીના સંરક્ષણાર્થે અથવા એવા બીજા કોઇ આવશ્યક કારણોને અંગે, પોતાના દેશની સરકાર ધારે તે વખતે આવા અંકુશ મુકી શકે છે અને પ્રજાને તે પાળવા પડે છે. હું ધારૂં છું કે હીંદુસ્તાન એક જ દેશ છે કે જ્યાં સોનું કે ચાંદી સંગ્રહ કરવાને માટે કોઇ પણ જાતનો અંકુશ મુકવામાં આવ્યો નથી. ગમે તે વખતે, કીંમત આપી ગમે તેટલું સોનું કે ગમે તેટલી ચાંદી આપણા દેશમાં ખરીદી શકાય છે. તેની ઉપર સરકાર તરફથી કશો પ્રતીબંધ નથી. શું આ એક બાબત જ રૂપીઆનો સંગ્રહ કરનારને ખાત્રી કરવા બસ નથી કે આપણા દેશના ચલણનું બંધારણ ઘણા જ મજબુત પાયા ઉપર રચાયેલું છે અને તેને વીષે કંઈ પણ ચીંતા કે ભયનું કારણ નથી?

### આપણી નાણાકીય સ્થિતિ

હાલમાં આ વીષય ઉપર જે ચર્ચાઓ થઇ છે, લેખો લખાયા છે, ભાષણો થયા છે અને આંકડાઓ બહાર પડ્યા છે તેણે સારો પ્રકાશ પાડ્યો છે અને બતાવી આપ્યું છે કે દેશની નાણાકીય પરીસ્થીતી સંગીન છે. સરકારે રોકડા રૂપીઆનો સંગ્રહ કરતો અટકાવવા જે વટહુકમ બહાર પાડેલ છે તેના કરતાં પણ પ્રચારકાર્ય વધુ સંતોષકારક અને અસરકારક નીવડયું લાગે છે, અને ચીંતા અને ભયની લાગણી જે કેટલાક લોકોમાં જન્મ પામી હતી તેને ઘણે અંશે દુર કરવામાં ફળીભુત થયું છે. પૂજ્ય મહાત્મા ગાંધીજીએ ખોટી ધાસ્તીઓથી વેગળા રહેવા પ્રજાને ભલામણ કરી છે તેની હીતકારક અસર દરેક વીચારશીલ વ્યકતી ઉપર થઈ હોય એ સ્વાભાવીક છે. આપણે આશા રાખીએ કે ખોટી ધાસ્તીથી પ્રવૃત્ત થઈ રૂપીઆના સીક્કાઓનો અકારણ સંગ્રહ કરનારાઓ આ જાતની પ્રવૃત્તી પોતાના તેમજ દેશના હીતમાં નથી એ સમજી તેનો ત્યાગ કરે.

## ભેટનું પુસ્તક

નવા વર્ષના ગ્રહાકોને શ્રી. ગોપાળજી ઓધવજી ઠક્કર જેવા વિદ્વાન અને અનુભવી ગૃહસ્થની કસાયેલી કલમથી લખાયેલ "સંતની વાતો" નામનું અતિ રસિક અને બોધદાયક પુસ્તક ભેટ આપવાનો અમે પ્રબંધ કર્યો છે.

આ પુસ્તકમાં આધ્યાત્મિક જ્ઞાન ઉપરાંત વ્યવહારિક નીતિની વાર્તાઓ પણ બહુ સુંદર રીતે ગુંથેલી છે. એકવાર વાંચવાનું શરૂ કર્યા પછી તે પુરૂં કર્યા સિવાય ઉઠવાનું મન ન થાય તેવું હળવી ભાષામાં લખાયેલું આ રસિક પુસ્તક છે.

પુસ્તકની નકલો ગ્રાહકોની સંખ્યાની ગણતરીએ અમે છપાવી છે. માટે આજેજ ગ્રાહક તરીકે નામ નોંધાવો. પાછળથી ગ્રાહક થનારને કદાચ ભેટ નહિ મળી શકે તેવી ધાસ્તી છે.

ગ્રાહકોએ પોતાના લવાજમ સાથે ભેટ પુસ્તકનું પેકીંગ તથા પોસ્ટેજ ખર્ચ ૦-૨-૦ વધુ મોકલવા. વી. પી. થી મંગાવનારને ભેટ મોડી મળશે માટે તમારૂં લવાજમ સત્વર મોકલી. તમારી ભેટ પ્રથમ મેળવો.

વ્યવસ્થાપક

# જ્ઞાતિ સંસ્થા

લેખકઃ—શ્રી. વિલોચન

## યુવક, યુવતીઓની ફરજ

યુવાન એ યુગનો સર્જક છે, ઘડવૈયો છે, પ્રવર્તક છે, દેશનો ઉદ્ધારક છે, સમાજનો સેવક છે, આવતી કાલનો મહાપુરુષ છે. સમાજ એટલે એક વિશાળ જન સમુદાયનું વર્તુલ, જ્ઞાતિ એ વર્તુળનું મધ્યબિંદુ છે. યુવક યુવતી પ્રથમ ઓળખાય છે એ જ્ઞાતિ દ્વારા જ. વિશાળ જન સમુદાયની સેવા કરવા માટે પ્રથમ જ્ઞાતિ સેવા માટે તત્પર બનવું એ આજના યુવક યુવતીઓનું કર્તવ્ય છે. આપણે સર્વ પ્રથમ આપણી જ્ઞાતિને ઓળખીએ, જ્ઞાતિની સેવા કરીએ, જ્ઞાતિનું સંગઠન સંપૂર્ણ કરીએ અને એ સંગઠનના બળ વડે જ આખા સમાજની સેવાને ઓળખવાનો દાવો કરીએ, અને જે બધું કાર્ય કરવાનું છે તે યુવક યુવતીઓએ જ. જે કાંઈ અલ્પ કાર્ય થયું છે તે ભૂતકાળના યુવાનોએજ કર્યું છે. આજના યુવકોએ એ અપૂર્ણ રહેલા કાર્યને આગળ ધપાવી સંપૂર્ણ પરાકાષ્ઠાએ પહોંચાડવાનું છે, પ્રવૃત્તિ તો વૃદ્ધો પણ કરી શકે છે, પણ એ પ્રવૃત્તિઓ આજના યુવાનોને વૃદ્ધ, હીણપત ભરી, શરમાવનારી લાગવી જોઈએ. યુવાન પ્રવૃત્તિઓ ઉપાડવાની ફરજ યુવાનોની છે.

એ જ્ઞાતિ પ્રવૃત્તિ ક્યારે કરવાની? કાલે? પછી? અથવા કરવાની જ નથી? જો તમે ખોરાક વગર જીવી શકતા હો, એકબીજાના સંબંધ વગર જીવી શકતા હો, સમાજ વગર ચાલતું હોય, સમાજના સંતાનો વગર એટલે કે સ્ત્રી આદિ સુખો વગર ચાલતું હોય, તો જ એ પ્રશ્નોના જવાબ તમે 'હા' માં આપી શકો.

તમે નિષ્કામ નથી, કર્મફળની ઇચ્છા વગરના નથી, એટલે જન્મ, મરણ તમારી સાથે સંકળાયેલાં જ છે, જન્મ વખતે દાયણની, હોસ્પીટલની સેવા તમારે માટે હાજર રહે છે, મરણ વખતે જ્ઞાતિબંધુઓજ આત્મા વિહોણા દેહની અગ્નિ ક્રિયા કરવા માટે હાજર રહે છે, એટલે પોતા માટે જ જીવે એ વસ્તુ અશક્ય છે, અથવા શક્ય છે તો આત્મા વિહોણા દેહ જેવી તેની સ્થિતિ છે.

જો માણસ ઉન્નત જીવન નહિ જીવે, યુગનો ઘડવૈયો નહિ બને, સમાજ સેવામાં પાછી પાની કરે તો એ માણસ કહી શકાય જ નહિ. એવા માનવીનું જીવન એટલે પશુ જીવન. પશુમાં બુદ્ધિ છે તે ખાઈને જીવન ગુજારવા પૂરતી. એ ખાવાનું એટલે ગડદાપાટુ અથવા ઘાસચારો. પશુ કદી પશુત્વમાંથી આગળ વધી શકે નહિ. અને માનવી? માનવી તો માનવી મટી દેવ પણ બની શકે છે.

જ્ઞાતિ પ્રત્યે શા માટે બેદરકારી, તિરસ્કાર બતાવાય છે? 'આપણું' એટલું ખોટું' એવી લાગણી—એવો મિથ્યાભાસ જ એમાં કારણભૂત છે. 'ડુંગરા દૂરથી જ રળીયામણા દેખાય.' એ દરેકે સમજી જવું જોઇએ. સ્નેહલગ્નને નામે પર ન્યાતિના 'પારણા' પસંદ કરનારાં ઘણાં દાખલામાં છેવટે પસ્તાતાં નથી દીઠાં? આમ થયા જ કરે તો જ્ઞાતિ સંસ્થા તૂટી જાય, છિન્નભિન્ન થાય એમાં કાંઈ શક જ નહિ. કોઇ પણ હિસાબે જ્ઞાતિ સંસ્થા છિન્નભિન્ન નહિ બને એ જોવું જ રહ્યું. જ્ઞાતિ સંસ્થાને ઉન્નત બનાવો અને એ સંસ્થાના સભ્ય છો એમ જાણી ગૌરવ

અનુભવો, અન્યને માટે ગૌરવરૂપ બનો, પ્રેરણારૂપ બનો. જ્ઞાતિ તમારી છે, તમે જ્ઞાતિના છો એનો સતત ખ્યાલ રાખો. જ્ઞાતિ એ કુટુંબ છે. જ્ઞાતિનાં બાળકો એ તમારા કુટુંબનાં બાળકો છે, જ્ઞાતિના વૃદ્ધો એ તમારા કુટુંબના વૃદ્ધો છે. ધૂળ પણ વટોળિયાનો લાભ લઇ ગગન વિહાર કરી શકે છે. તો તમે શા માટે નહિ ?

જેમને ફરજ રૂપે ફરજ બજાવવાની છે તેઓ પણ પોતાની ફરજ ચૂકે છે એ ઘણા અફસોસની વાત છે. કેટલાકને જ્ઞાતિ ફંડોદ્વારા કેળવણી અથવા હુન્નરઉદ્યોગ વિગેરે માટે મદદ આપવામાં આવે છે. જ્ઞાતિ ફંડો જ્ઞાતિની ઉન્નતિ માટે છે. એમાંથી મદદ લેનારાઓએ જ્ઞાતિ તરફની ફરજ અદા કરવી જ જોઈએ. આ વસ્તુ તરફ પાછળથી આંખ મિંચામણાં થાય છે અથવા દુર્લક્ષ કરવામાં આવે છે. "જ્ઞાતિ આપણે માટે જ છે અને આપણે જ્ઞાતિ માટે નથી." એવો ખ્યાલ રાખવો એ તો એક જાતનું અધઃપતન જ કહેવાય. ફરજ નહિ પતાવનાર ગુન્હેગાર છે. પછી ભલે તે કાયદાની બારીકીમાંથી છટકી જતો હોય. અપૂર્ણ.



## ગ્રાહકોને:—

પ્રભુની કૃપાથી કાર્તિક માસથી આ માસિક ૨૪ મા વર્ષમાં પ્રવેશ કરશે ગ્રાહકોને અમારી આગ્રહભરી વિનતિ છે કે તેમણે આસો સુદ ૧૫ સુધીમાં લવાજમ મોકલી આપવું, વી. પી. થી મંગાવનાર ગ્રાહકોને રજીસ્ટ્રેશન ફીના ત્રણ આના વધુ ખર્ચ લાગે છે. પાંચ સાત ગ્રાહકો સાથે મળીને લવાજમ મોકલે તો રજીસ્ટ્રેશન ફીના ત્રણ આના તેમજ મનીઓર્ડર ખર્ચના બે આના ગળી પાંચ આનાનો બચાવ કરે. આ કરકસરના જમાનામાં ગ્રાહકો વી. પી. થી ન મંગાવે તેવી અમારી પ્રાર્થના છે. તેમ કરવાથી પોતે પૈસાનો બચાવ કરશે અને અમને વી. પી ની હાલાકીમાંથી મુક્ત કરશે.

લવાજમ સાથે ભેટના પુસ્તકની પોસ્ટેજ તથા પેકીંગ ખર્ચના ૦–૨–૦ વધુ અવશ્ય મોકલવા.

જે બંધુઓ પ્રતિવર્ષ રૂા. બે કે તેથી વધુ લવાજમ મોકલવા કૃપા કરે છે, તેમને તે મુજબ ચાલુ સાલ પણ મોકલવા અમારી પ્રાર્થના છે.

ગ્રાહક ન રહેવા ઇચ્છનારે મહેરબાની કરી અમને તુરત લખી મોકલવું જેથી નાહક વી. પી. ખર્ચ સંસ્થાને ભોગવવો ન પડે.

### વિદેશ તથા બર્માના ગ્રાહકોને:—

જેમણે ચાલુ સાલનું લવાજમ હજુ સુધી મોકલ્યું નથી તેઓ ચડેલું લવાજમ તથા સં. ૧૯૯૭ ની સાલનું લવાજમ હવે સત્વર મોકલી આપવા કૃપા કરે. જે ભાઇ પાસે લવાજમ બાકી હશે તેમને દિવાળી અંક કે ભેટનું પુસ્તક મોકલવામાં નહિ આવે. દેશાવરના ગ્રાહકોએ ભેટની પોસ્ટેજના ચાર આના વધુ મોકલવા.

વ્યવસ્થાપક.

# આપણી જ્ઞાતિની સખાવતી સંસ્થાઓ

( મોઢ વણિક જ્ઞાતિમાં જે વર્ગને સંજોગોવશાત્ સહાયની જરૂર પડે છે તેને સારૂ ગોઠવણ આપનારી આપણી જ્ઞાતિમાં કેટલીક સંસ્થાઓ છે. આ ઉપરાંત જ્ઞાતિમાં કેટલીક ઉદાર અને લાગણીવાળી વ્યક્તિઓ છે જે પોતાની આજુબાજુનાઓને પોતાથી બનતી સહાય કરે છે. આ સંસ્થાઓનો અને આવી વ્યક્તિઓનો પરિચય વધે તો જ્ઞાતિના મુશ્કેલીમાં આવી પડેલા વર્ગને તેમની મુશ્કેલીમાંથી છોડાવી, ઉચ્ચ સ્થિતિમાં લાવવાનું કામ સંગીન રીતે આગળ વધી શકે. આ ઉદ્દેશથી જ્ઞાતિ સંસ્થાઓ તેમ જ આવા ઉદાર સખાવતી ગૃહસ્થોનો પરિચય આપવાનો આ પ્રયાસ છે. તેમાં દરેક ભાઈ પોતાનો સાથ આપશે તેવી વિનતિ. સંચાલક. )

શેઠ તાપીદાસ એન્ડ તુલસીદાસ વ્રજદાસ ( મોઢ દશા ગોભવા અમદાવાદી ) સખાવતી ટ્રસ્ટ ફંડ; સુરત. આ ફંડ આશરે અઢીલાખ રૂપીઆની લોનો અને દોઢલાખ રૂપીઆની મિલકતનું બનેલું છે. ફંડ અને ફંડના વ્યાજમાંથી વિવિધ પ્રવૃત્તિઓ થાય છે.

આ ફંડ હસ્તકની સંસ્થાઓઃ—

શેઠ તાપીદાસ એન્ડ તુલસીદાસ વ્રજદાસ હાઈસ્કુલ અને મિડલસ્કુલ: (અઢી લાખ રૂપીઆ) આ સંસ્થા ખાતે ફંડના અઢી લાખ રૂપીઆ આશરે છે. આ સંસ્થામાં મોઢ ગોભવા વણિક વિદ્યાર્થીઓને મફત કેળવણી (Free Studentship) મળે છે. એ ઉપરાંત આ સંસ્થાની અમુક રકમ કોઈપણ હિંદુ વિદ્યાર્થીઓની મફત કેળવણી માટેની જોગવાઈ અંગે (એ સ્કુલમાંજ) છે. એ ઉપરાંત દરવર્ષે રૂા. અઢીસોનું ઈનામ સૌથી વધુ માર્ક્સ મેળવનાર વિદ્યાર્થીઓને અપાય છે.

કાયમ ફંડમાંથી કોલેજના વિદ્યાર્થીઓને વાર્ષિક આશરે સાડાત્રણસો (૩૫૦) રૂપીઆની બે શિષ્યવૃત્તિઓ (ટ્રસ્ટીઓની મુનસફી ઉપર આધાર રાખે છે) અપાય છે. મોઢ દશા ગોભવા વિદ્યાર્થીઓને દરવર્ષે આશરે તેરસો (૧૩૦૦) રૂપીઆનાં પુસ્તકો અભ્યાસ માટે અપાય છે.

જીવકોરબાઇ સદાવ્રત ફંડ: આ પેટા ફંડમાંથી રોજ દસ સાધુઓને દોઢશેર અનાજ અપાય છે.

વૈષ્ણવ નિરાશ્રિત ફંડ: આ પેટા ફંડમાંથી દર મહિને પચાસ રૂપીઆ આઠ નવ વૈષ્ણવ કુટુંબોને ( ટ્રસ્ટીઓની મુનસફીએ ) અપાય છે.

વિઠ્ઠલવાડી ફંડ: આ પેટા ફંડમાંથી વિઠ્ઠલનાથજી ( નાણાવટ, સુરત )ના મંદિર અંગે દર વર્ષે ચાર હજાર રૂપીઆ ખર્ચાય છે, આજ સ્થળે વ્રજદાસ હોલ આવેલો છે. આ સાર્વજનિક સભાગૃહ અંગે વાર્ષિક બે હજાર રૂપીઆ ખર્ચાય છે, વળી આ મંદિરની આગળ ખુલ્લું ચોગાન (વાડી) છે. એને અંગે વાર્ષિક આઠસો (૮૦૦) રૂપીઆ ખર્ચવામાં આવે છે.

કાયમ ફંડ.(વ્યાજ સાથેનું) માંથી રૂા. ત્રણહજારને ખર્ચે સુરત મહિલા વિદ્યાલયમાં હોલ બાંધવામાં આવ્યો છે. આ રીતે રૂા. ત્રણ હજાર કન્યા કેળવણી પાછળ ખર્ચાયા છે.

એ ઉપરાંત આ ફંડમાથી રૂા. બે હજારને ખર્ચે સુરત મિશન (બોયઝ) હાઇસ્કુલમાં હોલ બાંધવામાં આવ્યો છે. આ રીતે ફંડના લાભની દિશા વધારવામાં આવી છે.

કુટુમ્બ નિભાવ ફંડ:—(અંગત) આ પેટા ફંડમાથી સખાવતી ગૃહસ્થોના કુટુંબીઓને દર મહિને રૂા. બસો આપવામાં આવે છે.

શ્રી વાલુભાઇ તથા શા. હંસરાજ સુ ચંદ દશામોઢ માંડલીયા બોર્ડીંગ હાઉસ, પોરબંદર—આ સંસ્થા સં. ૧૯૮૫ માં શેઠ શામલદાસ હરચંદ તથા તેમના નાના ભાઈ નરોતમદાસ હરચદના મુબારક હસ્તે ખુલ્લી મુકાણી છે.

આ સંસ્થામાં દશા મોઢ માંડલીયા જ્ઞાતિના ગરીબ વિદ્યાર્થીઓને દાખલ કરવામાં આવે છે.

આ સંસ્થાના ટ્રસ્ટીઓ શેઠ શામળદાસ હરચંદ તથા નરોતમદાસ હરચંદ છે. બન્ને ટ્રસ્ટીઓ ચોરવાડ રહે છે. અહીંઆ તેની વ્યવસ્થા નાનાલાલ ગોરધનદાસ શાહ કરે છે.

આ સંસ્થામાં હાલ દશ વિદ્યાર્થીઓ છે અને બધા ફ્રી છે.

આ સંસ્થાનું મકાન ભાડે છે.

આજ સુધીમાં આ સંસ્થામાં દશા મોઢ માંડલીયા જ્ઞાતિના ૮૦ એંશી વિદ્યાર્થીઓએ લાભ લીધો છે.

આ સંસ્થામાં પહેલી અંગ્રેજીથી મેટ્રીક સુધીના વિદ્યાર્થીઓને દાખલ કરવામાં આવે છે.

શીરનામું શ્રી વાલુભાઇ મોઢ બોર્ડીંગ
વાડીપ્લોટ—પોરબંદર.

વિદ્યાર્થીએ જુનથી શરૂ થતા નવા વર્ષ માટે આ સંસ્થામાં દાખલ થવા માટે મે માસ દરમિયાન અરજી કરવાની રહે છે.

# માસિક શશીવાર ભવિષ્ય

( તા. ૧૫-૯-૪૭ થી ૧૪-૧૦-૪૧ સુધી )

લેખક—શાસ્ત્રી શ્રી અમૃતલાલ ભાણુજી ગજગુરૂ.

૧. મેષ-( અ. લ. ઇ. ) રાશી વાળાઓ, તમો ખુબ હીંમત રાખી કામ કરો છો પણ લાભ મેળવી શકતા નથી. શનીમાં શની એટલે પનોતી તો છે. તેમાં દીનદશા પણ શનીની શરૂ થઇ જાણો એટલે ગાડું ગબડયું છે. તો પણ તા. ૨૮-૨૯ દિવસોએ કંઇ લાભ જેવું દેખાય તો સમજવું કે શની મહારાજ ફેવરમાં હવે કદાચ આવશે. તે જરા દોષલા દેવ છે. સમજ્યાને. તેમને નમતા ભજતા રહેવું. નમ્યો તે પ્રભુને ગમ્યો.

૨. વૃષભ-(બ વ. ઉ.) રાશીવાળાઓ, અત્યારે તમો જેમ કોઇ મહાન રોગ કે દુઃખમાંથી ઉભો થાય ને તે લતાડ અગે કે બીકને લીધે મન નબળું પડી ગયા જેવું એટલે કામ કરવામાં હતાશ હો તેવી તમારી સ્થિતિ, પરંતુ ગભરાઓમા. તા. ૨૧-૨૨ થી તમો પગભર થઇ જશો. અને નવું તેજ, જોમ જોશો. મનને ધીરજ આપો. ધીરે ધીરે બધું ઠીક જ થવાનું.

૩. મીથુન-(ક. છ. ઘ.) રાશીવાળાઓ, તમોને નથી બહુ જ મહેનત કર્યે પુરૂં મળતું; તેમ નથી કંઇ બેઠાં બેઠાં મળતું. માંડ માંડ માસ આખરે શીંગામેળ કરી શકો છો, તેમાં ગજા વિનાનું ભાડું કરવા જવાના મનસુબા કરો છો પણ ભાઇ, બતા ખાશો-ઉથલી પડશો; અત્યારે તો શરીર સાચવી શકે તે સમજુ. અને ઘર વેરો ચલાવે તે રાજા. હમણા થોડો ટાઇમ ઉધામા કરવાના વિચારને બંધ રાખો બધ. નહિતર કયાંક બેવડી ઉપાધીમાં પડશો.

૪. કર્ક-(ડ. હ) રાશીવાળાઓ, તમો ધ્યાન રાખો. ભુમી પુત્ર મંગળના ફેરમાં તમો આવી પડયા છો. શરીરને ખુબ સાચવશો તો પણ કયાંક પાડી દે નહિ. માટે કફ-શરદી કરે તેવા ખોરાક ખાવા બંધ કરશો. અને જીભ બાઇને નવા નવા સ્વાદ તીખા તીખા કે ઠંડા ખુબ ગળ્યા ખાવાની ટેવ હોય તો તેના પર અંકુશ-કાબુ રાખવાનું ભૂલશો નહિ-વીસરશો નહિ. વૈદ્ય, ડોકટરના બીલ ભરવા શકતી હોય-હોંશ હોય તો તેમ કરવું. મંગળ આરાધશો. ભજન પૂજન કરવું કરાવવું. વિગેરે.

૫. સિંહ-( મ. ટ. ) રાશીવાળાઓ, અત્યારે તમારા પોબાર પડે છે તે વાત ખરી અને વળી ખર્ચ પણ જરૂરીયાત જેટલો રાખો તે પણ ઉત્તમ વાત કહેવાય; પરંતુ શરીરને ખુબ ખુબ સાચવવા છતાં શરીરનો રાજા જે ધાતુ તે શુક્રના દોષ (રોગ) થી પીડાવું પડે અને તેના અંગે તમે ઉપચાર-દવા ખુબ કરવા તૈયાર હો તો પણ આવેલ બીમારીને ભોગવી લીધેજ છુટકારો છે. હળવા કાષ્ટાદિ ઉપાયો કરવા.

૬. કન્યા-( પ. ઠ. ણ. ) રાશીવાળાઓ તમો અત્યારે બારમા કઠીન સૂર્યની દીનદશામાંથી પસાર થઇ જવા આવ્યા છો ત્રાહિ તોબા પોકરાઇ ગયું છે. હવે તો જન્મનો (પહેલો) સૂર્ય શરૂ થશે તા. ૧૮-૧૯ થી ટાઇમ સારો દેખાય તેવું જણાય છે. બીજાપર વિશ્વાસ કરવાની ટેવને ઓછી કરો કેમકે ઘણાના વિશ્વાસઘાત સહન કર્યા તે તો તપાસો. સાચાને દુનીયા વધારે પીડે છે.

૭ તુલા-( ર. ત. ) રાશીવાળાઓ, તમે શુક્રની દીન દશાથીં પસાર થઇ રહ્યા છો. વૈભવ મળે, લક્ષ્મી મળે એ બધું સાચું પણ ભાઇ? ઇચ્છા અનિચ્છાએ કરતાં કામની તપાસણીનો

સરવાળો પાસ માર્કમાં નથી. ધર્મના માર્ગપર રહી–ન્યાયના માર્ગપર રહી સત્ય નીતિનું અવંલબન બને તે રીતે આપના મનજી ભાઈને સમજાવીને, તે મુજબ, વર્તવાનું–શરૂ કરવાનું ઉપદેશો. (આચરો)

૮ વૃશ્ચિક. (ન. ય) રાશીવાળાઓ, તમો ભયેને જેમ દેવતાના ટોળામાં રાહુ ઘુશી જાય તેમ કઠીન અને મહામહેનતે કરીને ધાર્યું સ્થાન (સ્થળ) મેળવો પણ પરીણામ મહેનતના પ્રમાણમાં કંઈ નહિ. એટલે સામા માણસો કામ કઢાવી લીધા પછી ધક્કો મારે, રજા આપે કે ફરી જાય. જે કરવું હોય તે કરી તમારા મનને આઘાત પહોંચાડે પણ તા. ૨૫ પછીથી તમો તમારી મહેનતનું પરીણામ મેળવી શકો તેવું બનવા સંભવ ખરો.

૯ ધન—(ભ. ધ ફ. ઢ.) રાશીવાળાઓ, ચોરના માયાની જેમ પોતાની ખરાબ સ્થિતિને પણ ન ગણકારતા તાબેદારી પરદેશ, સગાંનો વિયોગ. એ બધું વેઠો છો પણ કયાંય આરામ આવતો નથી. એ નાહિંમતના નબળા વિચારોથી કોઈ કોઈવાર જીવન પર કંટાળો લાવી દ્યો છો તે ઠીક નહિ. ભાઈ, મનુષ્ય પર દુઃખો હોય અને સમજી સહન કરે. આવતી તા. ૧૨–૧૩ થી હળવી સાનુકુળતા થવા સંભવ ખરો.

૧૦ મકર—(ખ. જ.) રાશીવાળાઓ, તમો ઇન્દ્રની સભામાં જેમ બૃહસ્પતિનું માન હોય તેટલું તમને સમાજમાં, સભામાં કે રાજ્યમાં કે રાજ્યના અંમલદાર વર્ગમાં ભલે હોય પણ સ્ત્રી બાબતથી ચિંતા, ઉદ્વેગ, વિચાર, રહ્યા કરે અથવા આજીવીકા બાબતનું તે પ્રકારનું દુઃખ અવાર નવાર અકારણ આવી મનને ક્ષુબ્ધ વૃત્તિવાળું બનાવી વ્યગ્ર સ્થિતિએ રાખે.

૧૧. કુંભ—(ગ. શ. સ.) રાશીવાળાઓ, તમોને અત્યારે અનુકુળતા સારી. નોકરી, કે કમાણી પણ ઠીક. પણ આકસ્મિક વરા, ખર્ચ, મુસાફરી, મહેમાનો વિગેરેના વધ રે પડતા ખર્ચને લઇને મન કંટાળે–હતાશ થાય કે ઉદાસીનતા પર આવતું જાય તેમ બનવા સંભવ, પણ ભાઇ, ગભરાઓ ના, શોચ ના કરો. કોણ કોના પારબ્ધનું ખાતું હશે. મંગળ ભૌક્તિક સંપત્તિ તરફ ખ્યાલ અપાવે પણ તે વધુ ખર્ચના ભોગે.

૧૨. મીન—(દ. ચ. ઝ. થ.) રાશીવાળાઓ, તમો ભયેને હજાર ઉપાય કરો પણ શની મહારાજ તમોને બરાબર ઠરી ઠામ બેસવા નથી આપતા; તેમ આજે અહીંયા તો કાલે વળી બીજે કયાંય તેવા પ્રસંગો પણ ઉભા કરે; ખેર, પણ મંદગતિથી અસર કરવાના સ્વભાવે હોઇ તમોને જલદી ઝાઝી ખબર નથી પડવાની. આમ યોગ છે. છતાં વધુ પડતું તમોને જણાયતો શનીદેવનું હળવું આરાધન કરશો કે દર્શન કરશો.

---

## "મોઢ મહોદય"ને રૂા. બે કે તેથી વધુ લવાજમ મોકલનારની પહોંચ

૨) રા. જાદવજી અમીચંદ મુંબઇ
૪) „ કાળીદાસ પરશોતમ લખતર
૨) „ વેણીલાલ ગાંડાલાલ મણિયાર મુંબઇ
૨) રા. શનાલાલ આર. શાહ અમદાવાદ
૨) „ નવનિતલાલ એમ. દીવાન મુલમીન

વ્યવસ્થાપક.

## "મોઢ મહોદય" ને મળેલ ભેટની પહોંચ.

૧૫) શેઠ હરીલાલ ગોવિંદજી મહેતા તરફથી ભેટના પુસ્તકના પ્રકાશનમાં મદદ અર્થે. મુંબઇ.

વ્યવસ્થાપક.

લેખક

# પરિણામ



શ્રી કાંતિલાલ ર. મહેતા

તેનું ખરું નામ કહેવાની જરૂર નથી. એટલું કહેવું બસ થશે કે આખું ગામ એને નગરશેઠ કહેતું. આસપાસમાં એની ખ્યાતિ ધનપતિ તરીકેની હતી. તેને ત્યાં સમૃદ્ધિનો પાર ન હતો. તેની ઉમ્મર 'વન' ના છેલ્લે આરે પહોંચી હતી તે આજે બરાબર યાદ છે. તેની પત્ની તેને મૂકીને ચાલી ગઈ, તે દિવસથી તેને પોતાનું જીવન ખાલી ખાલી લાગેલું એમ માનવાને કારણ મળે છે, તેને બાળકો કેટલાં હતાં, તેની સંખ્યાની પૂરેપૂરી માહિતી નથી, પણ ત્રણ ચાર બાળકો હતાં એમ તેના પાડોશી પાસેથી જાણવા મળેલું. આજે તે ફરીથી પરણવા તૈયાર થયો ત્યારે તેના પર આટલા સંસ્કારો વીતી ચૂક્યા હતા. છતાં અત્યારે તે કન્યાની શોધમાં હતો.

માબાપો પોતાના પુત્રપુત્રીઓના ભાવિનો વિચાર કરે છે કે નહિ તે પ્રશ્ન વિચારવાની આજે જરૂર છે. તે સાથે પોતે કરેલ સંબંધ યોગ્ય જ હોય એમ ગર્વ પૂર્વક માનનાર માતપિતાઓને પુત્ર, પુત્રીઓનું હાર્દ જાણવાની તથા તેની ખાત્રી કરવાની આવશ્યકતા ઊભી જ છે. સમાજમાં જાગૃતિના પ્રવાહે સુંદર અસર થઈ છે. સમજુ માબાપો સંબંધ કરતા પહેલાં પુત્ર, પુત્રીઓનો અભિપ્રાય પૂછે છે. એટલે તેમના ભાવિનો વિચાર સુદ્ધાં તેઓ કરતાં નથી, તેમ કહેવાની હવે જરૂર રહી નથી. છતાં એટલું તો ચોક્કસ છે કે દરેક માતપિતાને ગળે આ વાત ઊતરી નથી. કન્યાના લોહીનો વેપાર કરનારા નિષ્ઠુર માબાપો હજુ પણ સમાજમાં છે, તે શરમજનક છે.

કન્યાની શોધમાં ફરનાર તે વૃદ્ધ નગરશેઠને કન્યા વિક્રય કરનાર માબાપ મળી ગયા. તેનો પાસો સફળ પડ્યો.

કન્યાના પિતાને થયું કે 'આપણી કન્યા આવા આબરૂદાર ગૃહસ્થના ઘરમાં જાય તો સુખી થાય.' ગામમાં કેટલાક રૂઢિચુસ્ત ઉપાસકોએ તે વિચારને વધાવી લીધો.

સમય થયો ને નિર્દોષ કુમળી કળી જેવી બાળા અને વૃદ્ધનાં લગન લેવાયાં. કન્યાના પિતાને ત્યાં પૈસાની રેલમછેલ થઈ રહી. કન્યા વૃદ્ધને ઘેર ગઈ. તે સુખી થઈ કે દુઃખી તે માત્ર તેના હૃદયનો ઉભરો આંસુમાં પ્રગટી દરેકને સમજાવવા મથતો. પણ દરેક જોનાર કહેતાઃ 'બિચારીને માતા, પિતાનો વિયોગ સાલે છે.' પણ કન્યાનું હૃદય કોઈ પારખી શક્યું નહિ.

પછી ખબર પડી કે તે ધનિક વૃદ્ધ આ દુન્યવી વૈભવ છોડી અદૃષ્ય થયો હતો. લક્ષ્મી કે પ્રતિષ્ઠા, કોઈપણ તેના જીવનના સંગી રહી શક્યા ન હતાં.

લોકો કહેવા લાગ્યાઃ 'વૃદ્ધને કન્યા પરણાવી તેનું ફળ એ જ હોય. પૈસાથી પુત્રીના લોહીનો સોદો કરનાર પિતા સુખી થતો હશે, ખરો ?'

ગામમાં સઘળે સ્થળે એક જ વાત થતી હતી.

કન્યાના માતાપિતા "હાય, મારી પુત્રી !" કહી પેટ કૂટતા હતા, ત્યારે દયાવાન લોકો સાંત્વન આપતાં કે "કન્યાના જેવા નસિબ. રોવાથી કોઈ પાછું આવતું હશે ખરું !"

પણ માતાપિતાને કદિ સાંત્વન ન મળ્યું તે ન જ મળ્યું.

તેઓએ જોયું કે કન્યાની દેહલતા કમકમા ઉપજાવે તેવી થઈ રહી હતી. આંખોનું તેજ

હણાઇ ગયું હતું. તેના શિથિલ ગાત્રો તેની વેદના અને વ્યથાની સાક્ષીરૂપ હતાં. કન્યા ચોધાર આંસુએ રડતી હતી, તેનું દુઃખ ઘટતું ન હતું. આ બધું કોનાં પાપે થઇ રહ્યું હતું તે વાત માતપિતાને હવે સમજાઇ. તેઓને જણાયું કે "વૃદ્ધ લગ્ન એટલે વિધવાનો વધારો, ઘટાડો નહિ."

લોકો સમજ્યા: "વૃદ્ધ લગ્નનું પરિણામ હંમેશાં એજ હોય છે."

છતાં આ વાત, કન્યા વિક્રય કરનાર ક્રૂર માબાપોને ગળે ન ઉતરે, તો પરિણામ શું ભોગવવું પડે છે તે તેમને કહેવાનું ન હોય, કારણ કે તે તેમને અનુભવે મળે છે.



## ગ્રાહકોને

- આપનો માસિકના ગ્રાહક છો.
- આપ માસિકનું લવાજમ નિયમિત ભરો છો.
- માસિક તરફથી આપની મમતાનો આપે પૂરાવો આપ્યો છે.
- જ્ઞાતિહિતમાં તમે રસ ધરાવો છો.
- માસિક જ્ઞાતિની ઉન્નતિ માટે કામ કરી રહ્યું છે એમ તમે માનો છો.
- માસિક આ બધાની નોંધ લે છે.

### તો આટલું વિશેષ કરશો ?

- આપની ઓળખાણના જ્ઞાતિમાંથી ગ્રાહકો ( માસિકના ) બનાવો.
- લગ્નપ્રસંગ વિગેરે માંગલિક પ્રસંગોએ માસિકને ભેટ મોકલો.
- આપના સ્વર્ગસ્થ સ્નેહી સંબંધીઓના સ્મરણાર્થે માસિકને મદદ કરો.

## ભૂલાં પડેલાં

જીવન–નાટકનો એક પ્રવેશ ભજવાનો હોય એમ લાગ્યું. તખ્તા ઉપર હું ઉભો હતો–હતાશ, નિરાશ ને ભગ્નહૃદયી.

તાળીઓની સાથે રંગમંચ ઉપર બીજી આકૃતિ ચમકી; જીવનના વનમાં ભૂલી પડેલી.

અમાવાસ્યાના અંધકારમાં જાણે કુદરતે દીવાસળી ચાંપી—દીપક પ્રગટયો.

—ને જીવન સંગીતના સૂર ઉઠયા. આશાધીરા એ સૂરના પ્રવાહમાં નવિનતા હતી, મીઠાશ હતી, ડોલન હતું.

મ્હને ઘેન ચહડયું ને હું મારાપણું ભૂલ્યો. મારી આંખોએ 'આત્મા' જુદો ઠર્યો ને 'દેહ' પણું જુદો દેખાયો.

ઉંઘ અને જાગૃતિના વિસંવાદમાંથી કોઇ અનેરું સ્વપ્ન સરી પડતું હતું અને મને બીનઅનુભવીને અનુભવવા જેવું ભ્રામક ધ્યાન લાધતું હતું—

—પણ ક્યારેક જીવન કરંડીયામાં સાપ જેમ જીવ ગુચળું લેતો હતો. ગટુભાઈ રાઠોડ.

## સુધારો

ગતાંકમાં પાને ૩૬૧ માં બીજા પારીગ્રાફમાં અમદાવાદી વીસા અડાલજા છપાએલ છે ત્યાં દશા જોઇએ.

જુલાઇ અંક પાને ૩૨૨ ભુજ કચ્છના સમાચારમાં રા. જયંતિલાલ નાગજીના ધર્મપત્ની સ્વર્ગવાસી થયાં છે તેમ છપાયું છે ત્યાં જયંતિલાલ નાગજી પોતે સ્વર્ગવાસી થયા છે એમ વાંચવું.

ગતાંકમાં પાને ૩૬૧માં શેઠ જમનાજીવન દેવચંદને ત્યાં પુત્રજન્મ છપાયું છે ત્યાં પુત્રી જોઇએ.

# કોંગ્રેસ સમાચાર

રાજકોટની જ્ઞાતિ તરફથી જયંતિલાલ હેમતરામ વોરાને તેમણે ગોળના ધારા વિરૂદ્ધ વર્તન કરી પર જ્ઞાતિની સ્ત્રી પોતાની સ્ત્રી હૈયાત છતાં લાવતા, તેને ગોળબહાર મુકેલ છે. અને હેમતરામ નાગજી તથા ચુનીલાલ હેમતરામનો પણ સંયુક્ત કુટુંબ ગણી તા. ૨૭-૧૧-૩૯થી જ્ઞાતિ વહેવાર બંધ કરેલ છે. તેમ રાજકોટ જ્ઞાતિ તરફથી તા. ૨૨-૭-૪૦થી લખાઈ આવેલ છે.

લખતરવાળા શાન્તિલાલ ખુશાલદાસે પાળીયાદ મુકામે વર્કીંગ કમીટી રૂબરૂ આવતું અધીવેશન ભરવા માટે લખતરના સ્થાનિક મહાજનને પોતે મળી તેમની સાથે વીચાર કરી પરીષદના ખર્ચે લખતરમાં આવતું અધીવેશન ભરવા માટે કહેલ તેમાં પોતે (શાન્તિલાલ ખુશાલદાસ) તા. ૧૭-૬-૪૦ના પત્રમાં જણાવે છે કે પાળીયાદ મુકામે પરીષદના ખર્ચે આંહી (લખતર) સ્થાનીક મહાજનની સમતી મળે તો લખતરમાં આવતું અધીવેશન ભરવા બાબત મેં કહ્યું હતું તે મુજબ આંહી સ્થાનીક મહાજનને વાત કરતા તેઓ અધીવેશન ભરવા નાખુશ છે. એટલે જેનો વારો હોય તેમણે જ આ અધીવેશન ભરવું જોઇએ. ટુંકામાં આ અધીવેશન રાજકોટ ભરે તોજ સારૂ.

આવતું અધીવેશન ભરવા માટે અમો બીજી કોશીશ કરીએ છીએ. આવતું અધીવેશન તુરતમાં ભરવા અમો સતત પ્રયત્ન કરીએ છીએ અને અમુક તાલુકાને વીનંતી કરેલ છે. અમોને આશા છે કે તેમાં ફતેહ મળશે.

જાદવરાય વલ્લભદાસ વોરા
ઓન. જનરલ સેક્રેટરી.

## હિંદુઓને

હિંદુઓ પોતાનો દેશ ખોઇ બેઠા. વેપાર, હુન્નર ઉદ્યોગ ગુમાવી બેઠા, હિંદુ જાતિ ધર્મ તથા સંસ્કૃતિને મિટાવી, યજ્ઞ, જપ, તપ, ભક્તિ, જ્ઞાન, સદાચાર, તથા વર્ણાશ્રમ મર્યાદાનો લોપ કરવાના પથે પળી છે. હિંદુઓ કૃતઘ્નતા અને આત્મઘાતનું મહા પાપ કરી રહ્યા છે. આખી દુનિયાના લોકો આજે હિંદુસ્તાન ઉપર તાગડધીન્ના કરી રહ્યા છે, ત્યારે માતૃભૂમિના સંતાનો દિનરાત મજુરી કરવા છતાં ભૂખે મરે છે.

એ કેટલી વિચિત્રતા ?

હિંદુઓમાંથી આજે સત્ય અને ન્યાય ગયાં, પ્રમાણિકપણું ગયું, લોભ પેઠો, અને રાજ્યોમાં પણ કુસંપ, નબળાઇ, દુરાચાર, અને દમનરૂપી શત્રુઓ પેસતા જતા જોવાય છે.

ઓધવજી

### શ્રીમતી સવિતાબેન સરૈયા



સુરત મોઢ વિસા અડાલજા જ્ઞાતિમાં આદર્શ મહિલા

[ ટુંક પરિચયઃ ઓગસ્ટ અંક–પાને ૩૬૧ ]

# આત્મપરિચય

હું આ અસંખ્ય રત્નકણોમાં એક કુરૂપ રત્ન હતો. આપે આપના સ્નિગ્ધ હાથથી મારું મુખ ઉજ્જ્વલ કર્યું અને મારા સમુહમાંથી છૂટો કરી જુદું અસ્તિત્વ આપ્યું, પરંતુ આ બહુરંગી વાતાવરણમાં મારાં નેત્ર અંજાઈ ગયાં અને હું તમારો સંબંધ ભૂલી ગયો; અસંખ્ય ઈચ્છાઓથી હું ઘેરાઈ ગયો અને મારાં સમસ્ત જીવનની એકતા ભૂલી ગયો.

હવે હું મારો માર્ગ જુદો શોધું છું, ભૂત અને ભવિષ્યનો ભેદ ભૂલી જઉં છું, પ્રકૃતિનો સંદેશ ગુમાવી દઉં છું, પ્રેમનું મહત્ત્વ નથી જાણતો તમારાં મિલનની વાત એક કલ્પના માત્ર સમજુ છું અને આ અસંખ્ય આસક્તિઓમાં પડી મ્હારી જ્યોતિ ગુમાવી બેસું છું.

સૃષ્ટિએ ગીત ગાયું, ઉષાએ મ્હારાં નિંદભર્યાં નેત્રોને જગાડ્યાં. વૃક્ષો અને વૃક્ષાવલ્લિઓએ મ્હારાં હૃદયમાં વસન્તની કામના જાગૃત કરી અને વિશ્વના એક એક અણુએ મળી એક જ ગીત ગાયું. પણ હું કર્મની કઠોર વિટમ્બનામાં પડી વિશ્વનાં આ સરળ ગીત-માધુર્યથી અનન્તકાળ સુધી વિમુખ રહ્યો.

તમારૂં અસ્તિત્વ મ્હારા માટે આશ્ચર્યરૂપ બન્યું, તમારો પ્રેમ એક સ્વપ્નસમો બની ગયો અને સૃષ્ટિને ઉદ્દેશ વિહોણી સમજી, હું માર્ગ ભૂલી અહીં તહીં ભટકવા લાગ્યો.

અનુ. કેશવલાલ વીરચંદ મહેતા
(મૂળ લેખકઃ—દેવીલાલજી સામર)

(કલ્યાણમાંથી)

---

## જ્ઞાતિ સમાચાર

સ્થાનિક—શ્રી કૃષ્ણજયંતિના રોજ શ્રી ભાવનગર મોઢજ્ઞાતિ રાત્રીશાળા તરફથી પારેખ ગોકળદાસ કુંવરજી પારેખની નવી વાડીમાં જ્ઞાતિનો એક મેળાવડો ભાવનગર સ્ટેટના નાયબ દિવાન મે. નટવરલાલ માણેકલાલ સુરતી સાહેબના પ્રમુખસ્થાને ભરવામાં આવ્યો હતો. સભામાં જ્ઞાતિજનો ઉપરાંત કેળવણીખાતાના ઉપરી અધિકારી મે. વિઠ્ઠલદાસ ખીમજી પટેલ તથા ગુજરાતી વિભાગના કેળવણી અધિકારી મે. પોપટલાલ અંબાણી હાજર હતા. શરૂઆતમાં રાત્રીશાળાના સ્થાપક શ્રી ભીખાભાઇ ગોપાળજી પારેખે રાત્રીશાળાનું દિગ્ દર્શન કરાવ્યું હતું. ત્યારબાદ શ્રી ગોરધનદાસ અમીચંદ મણિયારે રાત્રીશાળાનો રીપોર્ટ અને હિસાબ સભા સમક્ષ રજુ કરી જ્ઞાતિબંધુઓને રાત્રીશાળા અને તેને અંગે ચાલતા ખાતાઓ તરફ પોતાનો ઉદાર હાથ લંબાવવા વિનતિ કરી હતી. ત્યારબાદ ગુજરાતી ભણતી તમામ બાળાઓને શ્રી ભોગીલાલ નરોત્તમદાસ પારેખ તરફથી ઈનામો આપવામાં આવેલ હતા. છેવટે ઉપસંહારમાં મે. પ્રમુખ સાહેબે શ્રી ભીખાભાઈની સેવાઓના વખાણ કરી જ્ઞાતિજનોને આવાં સત્કાર્યોમાં સાથ આપવા જણાવ્યું અને ઉમેર્યું કે જ્ઞાતિ એ સમાજનું અંગ છે. સમાજને ઉપયોગી કાર્યો જ્ઞાતિ તરફથી કરવામાં આવે તોજ જ્ઞાતિ જેવી સંસ્થાઓ ઉપયોગી છે.

છેવટ હારતોરા અપાયા બાદ સભા વિસર્જન થઇ હતી.

× × × ×

જન્માષ્ટમીની રાત્રે નવ વાગે શ્રી બલવંતરાય ગોપાળજી મહેતાના પ્રમુખસ્થાને શેરડી-પીઠના ડેલામાં જ્ઞાતિના તરુણ મંડળ તરફથી એક નાટ્યપ્રયોગ યોજવામાં આવ્યો હતો. આ પ્રયોગની એક વિશિષ્ટતા એ હતી કે પ્રયોગમાં ભાગ લેનારા નટોને ખાસ કોઇ તરફથી તાલીમ આપવામાં આવેલ ન હોવા છતાં બાળકોએ પોતાથી બની શકે તેટલી જાતે તૈયારી કરી હતી અને તેઓ તેમાં સફળ થયા હતા. મે. પ્રમુખ સાહેબે આવા પ્રયોગોને પ્રોત્સાહન આપવા જણાવ્યું હતું.

ભાવનગર—અહિંની મોઢ બોર્ડીંગના વિદ્યાર્થીઓ, બોર્ડીંગના ગૃહપતિ તથા પરી. શાંતિલાલ પ્રાણજીવનદાસ તથા શ્રી ડાહ્યાલાલ ભાઈચંદ વોરા તા. ૧૭-૮-૪૦ થી લગભગ છએક દિવસ સુધી આનંદ પર્યટને નીકળ્યા હતા. તેઓએ ભીમનાથ, તગડી, બોટાદ, હિંગોળગઢ, બિલેશ્વર, સોમનાથ, ગઢડા વગેરે સ્થળે ફરી, નૈસર્ગિક હવાપાણીનો, અંતરના આનંદનો અને સ્નેહી સંબંધીઓની મિઠાશ અને સહકારનો સારો લ્હાવો લીધો છે. પર્યટનોનો જાણે કે એક જાતનો વા વાઈ રહ્યો હોય તેવું બનવા પામ્યું છે, છતાં એટલું તો ચોકસ કે આવાં પર્યટનો સહાયક અને સાહસિક વૃત્તિ તથા ઈશ્વરી શ્રદ્ધા વધારવામાં અમુક અંશે સહાયભૂત નિવડે ખરા.

ઘાટકે.પર—અહિં ખાદી ગ્રામ ઉદ્યોગ ભંડારનું ઉદ્ઘાટન, મુંબઈ ઇલાકાની ધારાસભાના માજી વડા પ્રધાન માનનીય શ્રી. બાલાસાહેબ ખેરના પ્રમુખ સ્થાને, મહારાષ્ટ્ર કેસરીવર્ય શ્રી. શંકરરાવ દેવના મુબારક હસ્તે. તા. ૮-૯-૪૦ ના રોજ શ્રી હંસરાજ મોરારજી સેનીટેરીયમના વિશાળ ચોગાનમાં મેળાવડો કરી, કરવામાં આવ્યું હતું.

મોઢ વણિક વિદ્યાર્થીમંડળ મોરબી—આ મંડળની સ્થાપના સં. ૧૯૯૫ ના શ્રાવણ શુદ ૧ સોમવારે થએલી, સં. ૧૯૯૫-૯૬ નો વાર્ષિક હિસાબ વાંચતા રૂા. ૧૮૩-૧૨-૦ ની આવક થયેલી છે અને રૂ. ૯૯-૬-૦ નો ખર્ચ થયો છે. રૂ. ૮૪-૬-૦ સિલિક છે.

જ્ઞાતિના વિદ્યાર્થીઓને અભ્યાસના પુસ્તકો પૂરાં પાડવા અને વિદ્યાર્થીઓનું સંગઠન સાધવું એ મંડળનો ઉદ્દેશ છે. મંડળે ઇતર વાંચન પુસ્તકાલયની શરૂઆત નાના પાયા પર કરી છે.

સ્થાનિક તેમજ બહાર ગામનાં ઉદાર ગૃહસ્થો યથાશક્તિ આ મંડળને આર્થિક રીતે પોષતા રહે તો ભવિષ્યમાં મંડળ સારૂં કાર્ય કરી શકે.

શ્રી ગિરધરલાલ હરિલાલ દોશી તથા શ્રી કાંતિલાલ માણેકચંદ દોશી આ મંડળના માનદ મંત્રીઓ છે.

જામનગર. તા. ૪-૮-૪૦. શ્રી મોઢ વણિક યુવક એમેચ્યોર્સ કલબ-તરફથી દિવાસાના જાગરણ નિમિત્તે દર સાલ એક સામાજીક ડાયાલોગ-પ્રયોગ ભજવવામાં આવે છે, તેમ આ વખતે પણ આ કલબ તરફથી ગઈ કાલે રાત્રે ૧૦ વાગે એક સુંદર ડાયાલોગ-પ્રયોગ ભજવવામાં આવ્યો હતો. કલબના મેનેજર શ્રીયુત હરખલાલ જે. ભગતની મેનેજર તરીકેની પાંચ વર્ષની અમુલ્ય સેવાની કદર કરી કલબ તરફથી તેઓને એક ચાંદ એનાયત કરવામાં આવ્યો હતો. તેર દિવસના ટુંકા વખતમાં પણ ડ્રામાનું ડાયરેકશન શ્રીયુત ડોલરકુમાર જે. ભગતે ઘણીજ સફળતા પૂર્વક કરેલ. સ્ટેજ મેનેજર શાન્તિલાલ, હારમોનીયમ માસ્ત પરશોતમભાઇ, તબલચી માસ્તર ઘેલુભાઇ તે ઉપરાંત કેશવ મંડળનો ફાળો પણ સારો હતો. જ્ઞાતિના ઉપયોગ વાસ્તે બનાવેલ પાણીના પ્યાલાની કલબે માંગણી કરતા શ્રીયુત જેઠાલાલ પરમાણંદ તરફથી ના પાડવામાં આવી હતી. તે બદલ કલબના સ્થાપકે સ્ટેજ પર દિલગીરી જાહેર કરી હતી. અને હવે ભવિષ્યમાં ના પાડવામાં નહિ આવે તેવી આશા વ્યક્ત કરી હતી. અનુક્રમે ડોલરકુમાર, શાન્તિલાલ, કિશોરલાલ, હરિકૃષ્ણ, ચંદ્રકાન્ત અને રતિલાલના પાત્રો ઉત્તમ કામ કરી ગયા હતા. આ સુંદર પ્રયોગમાં જ્ઞાતિના ૩૦૦ ઉપરાંત કળા-પ્રેમી ભાઈ-બહેનોએ હાજરી આપી હતી.

**જન્મ**—સુરત-માણેકલાલ ડાહ્યાભાઇને ત્યાં પુત્રી જન્મ; શાંતિલાલ ચુનીલાલને ત્યાં પુત્રી જન્મ; નર્વાનતલાલ મંગળદાસને ત્યાં પુત્રી જન્મ; ગમનલાલ વિઠ્ઠલદાસ ચોકસીને ત્યાં પુત્ર જન્મ.

**વેવિશાળ**—સુરત-નાથુભાઇ હરકીશનદાસ ઘીવાળાની પુત્રી મધુકાંતાનાં વિવાહ પરન્યાતમાં.

વેકરીવાળા હાલ અમદાવાદ રહેતા શા. ભાયચંદ મુળજીના પુત્ર પ્રભુદાસનું વેવિશાળ રાજકોટના સ્વ. ભીકમજી ગોવિંદજી રાઠોડની પુત્રી ઈંદુમતી સાથે.

સુરત: છગનલાલ પરમાણંદદાસના પુત્ર સન્મુખલાલનું વેવિશાળ મંગળદાસ ઠાકોરદાસની પુત્રી સાથે.

**દેહ વિલય**—સિહોરના વોરા ઝીણાભાઈ રતનજીના પુત્ર ભાઇ ગોરધનદાસ પાંડુ રોગના વ્યાધિથી સ્વર્ગવાસી થયા શ્રાવણ વદ ૮.

અમદાવાદ-ભાઈ બાબુલાલ મણિલાલ બી. એ. ના ધર્મપત્ની સૌ. કપીલાગવરી નાની વયમાં સ્વર્ગવાસી થયાં. શ્રા. વ. ૮.

આમણગઢ (જેતપુર) ના પટેલ જસરાજ રણછોડના પુત્ર ભાઈ પ્રભુલાલ ૧૯ વર્ષની નાની વયે રતવાની બિમારીમાં એકાએક સ્વર્ગવાસી થયા. અ. વ. ૭. મહુંમ જુનાગઢ બોર્ડીંગમાં રહી અં. છઠ્ઠા ધોરણમાં અભ્યાસ કરતા હતા.

રાજકોટ–પારેખ અમૃતલાલ મોતીલાલના ચિ. પુત્ર ભાઈ ભોગીલાલનાં ધર્મપત્ની બાઈ રૈવા સુવાવડની બિમારીથી નાની વયે સ્વર્ગવાસી થયાં શ્રા. શુ. ૧૫

સુરત–ડાહ્યાભાઈ હરજીવનદાસ આશરે ૭૫ વર્ષની વયે; બાઈ મંગળા તે ગંગાદાસ ગોકળદાસની વિધવા ઉં. વ. આશરે ૭૫; તથા હીરાલાલ ભગવાનદાસના પુત્ર મનહરલાલનો દોઢ વર્ષનો બાળપુત્ર સ્વર્ગવાસી થયાં

મુંબઈ–ભોગીલાલ લલ્લુભાઈ કાપડીયા ઉં વ. આશરે ૫૨ સ્વર્ગવાસી થયા. તેઓ શ્રી સુરતી મોઢ વી. અ. જ્ઞાતિના પ્રમુખ (શેઠ) હતા.

ભાવનગર–પારેખ પરમાણંદદાસ જીવણના પુત્ર કંચનલાલનાં ધર્મપત્ની સ્વર્ગવાસી થયાં.

મોરબી–માધાણી છોટાલાલ દામોદર સ્વર્ગવાસી થયા શ્રાવણ વદ ૦))



# શ્રી કાઠિયાવાડ મોઢ વણિક વિદ્યાર્થીભવનને મળેલી ભેટો.

૧૭-૦-૦ શ્રી પાળીયાદ મોઢ મહાજન હા. વડોદરીઆ ઝવેરભાઇ પરમશી હસ્તુ.
- ૫-૦-૦ વડોદરીઆ હરીલાલ રામજી
- ૨-૦-૦ બાઈ મથુરીબાઇ
- ૫-૦-૦ શા. હીરાચંદ પાનાચંદ
- ૫-૦-૦ શા. સુખલાલ છોટાલાલ

૧૭-૦-૦

શ્રી મુંબઈથી ધી ઝંડુ ફાર્મસીવાળા શ્રીયુત્ મથુરાદાસ ભક્તીદાસ તરફથી દર વર્ષની માફક આ વર્ષે આશરે રૂા. ૩૦)ની કીંમતની દેશી દવાઓ ભેટ તરીકે મોકલવામાં આવેલ છે તે ખાતે તેમનો આભાર માનીએ છીએ.

આ છાત્રાલયના વિદ્યાર્થીઓ આનંદ પર્યટનમાં જતાં શ્રી પોલારપુર મહાજન તથા શ્રી બોટાદ મહાજન તરફથી સારો સત્કાર કરવામાં આવ્યો હતો અને ત્યાંનો ખર્ચ તે મહાજનના ગૃહસ્થોએ ઉપાડી લીધેલો હતો. શ્રીયુત્ ગોવીંદજીભાઈ કલ્યાણજીએ શ્રી ગઢડા જવા ખાસ નીમંત્રણ આપ્યું હતું, અને પોતે બીજા આઠ સ્નેહીઓ સાથે શ્રી ગઢડા અગાઉથી જઈ તમામ સગવડ પોતાની ખર્ચે કરી સહસ્ત્રધરા સુધી સામે પધારેલ હતા. તે બાબત તેમનો તથા પોલારપુર અને બોટાદ માહાજનનો ખાસ આભાર માનીએ છીએ.

ડાહ્યાલાલ ભાઇચંદ વોરા.
વૃજલાલ ગોકળદાસ વોરા.
ઓ. સેક્રેટરીઓ.

---

# *શ્રી મોઢ શુભેચ્છક ફંડ-મુંબઇને મળેલ મદદની પહોંચ

૨૧) શેઠ સૂર્યકાન્ત ગોકળદાસ સરૈયા—મુંબઇ
૯૮) શેઠ પરશોત્તમદાસ હરકીશનદાસ તરફથી એક વિદ્યાર્થીનીને કોલેજની ટર્મની ફી માટે—મુંબઇ.
૧૦૧) સ્વ. શેઠ માણેકલાલ હરગોવિંદદાસ મોદી ઉમરગામવાળાના સ્મરણાર્થે હ. શેઠ વિઠ્ઠલદાસ ચુનીલાલ મોદી.

ઇશ્વરલાલ મોતીરામ
ઓન. સેક્રેટરી.

---

* આ ફંડનો લાભ સૌથી વિશેષ કાઠીયાવાડની જનતા લે છે; જ્યારે અમે અગાઉ જણાવ્યા મુજબ કાઠીયાવાડની મદદ બીલકુલ મળતી નથી. સૌરાષ્ટ્રવાસીઓ, તમારે ત્યાં આવતા શુભાશુભ પ્રસંગોએ આ ફંડને ન ભૂલતા. ફુલ નહિ તો ફુલની પાંખડી પણ જરૂર અર્પણ કરજો. મદદ મોકલવાનું સ્થળ.

૧૬ એ, બાબુલનાથ રોડ
મહેતા બ્લોક નં. ૫ દાદી
શેઠ; બીજી ક્રોસ લેન-મુંબઇ ૭

શેઠ ઇશ્વરલાલ મોતીરામ
ઓન. સેક્રેટરી
મોઢ શુભેચ્છક ફંડ.
(સંપાદક)

R. N. B. 1416

મોઢ જ્ઞાતિમાં નવજીવન પ્રેરી તેનો ઉત્કર્ષ કરવાના ઉદ્દેશથી પ્રગટ થતું માસિક




વર્ષ ૨૩ આશ્વિન ૧૯૯૬

અંક ૧૨ અક્ટોબર ૧૯૪૦

વિષયાનુક્રમ



સંચાલક અને પ્રગટ કરનાર

પારી. ભીખાભાઈ ગોપાળજી—ભાવનગર.

ઉપસંચાલક:—
છબિલદાસ અમીચંદ દેસાઈ.
ભાવનગર.

વ્યવસ્થાપક:—
ગોરધનદાસ અમીચંદ મણિયાર.
ભાવનગર.

વાર્ષિક લવાજમ પોષ્ટ સહિત રૂ. ૨-૧૨-૦ વી. પી. ખર્ચ સાથે

ભાવનગર—શ્રી સરસ્વતી છાપખાનામાં પારેખ શાંતિલાલ છોટાલાલે આ માસિકના સંચાલક માટે છાપ્યું અને સંચાલકે મોઢ મહોદય ઓફિસ, ભાવનગરથી પ્રગટ કર્યું.

# "મોઢ મહોદય"ના મુરબ્બી, આશ્રયદાતા અને લાઈફ મેમ્બરો.

## મુરબ્બી

1. ૧ સર પરશોતમદાસ ઠાકોરદાસ નાઈટ સી. આઈ. ઈ. મુંબઈ
2. ૨ શેઠ વાઘજીભાઈ લક્ષ્મીદાસ ,,
3. ૩ શેઠ વનમાળી વિરજી વેરાવળ
4. ૪ શે. હરજીવનદાસ મોહનજી કાપડીયા ચોરવાડ
5. ૫ દેશાઈ પરમાણંદદાસ જગજીવનદાસ હા. રા. દામોદરદાસ ભાવનગર
6. ૬ શેઠ નાનાલાલ મંછારામ મુંબઈ
7. ૭ શેઠ જીવરાજ મકનદાસ કુંડલાવાળા ,,
8. ૮ શેઠ લક્ષ્મીદાસ નેમીદાસ મુંબઈ
9. ૯ શ્રીયુત પરી. છોટાદાસ હરગોવિંદદાસ મદ્રાસ
10. ૧૦ શેઠ ગોવિંદજી જેઠાભાઈ ચોરવાડવાળા મુંબઈ
11. ૧૧ શ્રી કલકત્તા મોઢ ઉત્તેજક મંડળ કલકત્તા
12. ૧૨ શેઠ ઠાકોરદાસ ગુલાબદાસ ઝરીવાળા સુરત
13. ૧૩ ગં. સ્વ. મણિબહેન તે શા. ભગવાનદાસ નરભેરામ ખાનદેશવાળાના વિધવા ,,
14. ૧૪ શેઠ સુખલાલ ઝવેરભાઈ ભાવનગર
15. ૧૫ શ્રીયુત નારાયણદાસ ગીરધરદાસ મદ્રાસ

## આશ્રયદાતા

1. ૧ સર ચુનીલાલ વિજભૂખણદાસ મુંબઈ
2. ૨ શેઠ હરીલાલ જગનાથ ખંભાત
3. ૩ શેઠ કરસનદાસ ભગવાનદાસ મુંબઈ
4. ૪ પારેખ આણંદજી ગોપાલજી ભાવનગર
5. ૫ પરી. ગોવિંદજી કલ્યાણજી બોટાદ
6. ૬ શેઠ જસરાજ મુળજીભાઈ હ. શેઠ માણેકલાલભાઈ મુંબઈ
7. ૭ રાજા બં. ભગવાનદાસ હરીદાસ એન્ડ સન્સ હૈદ્રાબાદ
8. ૮ શ્રીયુત હરિદાસ માણેકચંદ કોઠારી કરાંચી
9. ૯ શેઠ છોટાલાલ ઓધવજી પોરબંદર
10. ૧૦ શેઠ પોપટલાલ માણેકચંદ હા. શેઠ કેશવલાલભાઈ જામનગર
11. ૧૧ શ્રી ચત્રભુજ ભગવાનજી મોદી કોલંબો
12. ૧૨ શેઠ કનૈયાલાલ પુરૂષોત્તમદાસ પુના
13. ૧૩ શેઠ ભીખાભાઈ પરશુદાસ પરી. ભાવનગરવાળા માંગલોર ( એસ. કે. )
14. ૧૪ પરી. ગોપાળજી મુળજીભાઈ ભાવનગર
15. ૧૫ મણિયાર નરસીદાસ લલ્લુભાઈ હા. રા. કેશવલાલ ભાવનગર
16. ૧૬ સ્વ. શેઠ લક્ષ્મીદાસ ભગવાનજી સાકરવાળા હા. તેમના ધર્મપત્ની કસ્તુરબાઈ મુંબઈ
17. ૧૭ શેઠ ચંદ્રકાંત મોતીલાલ જગાભાઈવાળા અમદાવાદ
18. ૧૮ શેઠ મણીલાલ હેમચંદ અમદાવાદ
19. ૧૯ શેઠ હરકીસનદાસ જગજીવનદાસ અંકલેશ્વર
20. ૨૦ શેઠ ધરમદાસ શામળદાસ પરશુદાસ મુંબઈ

## લાઈફ મેમ્બર

1. ૧ પારી. અમૃતલાલ મોતીલાલ બી. એ. એલ. એલ. બી. હા. ભોગીલાલ અમૃતલાલ રાજકોટ
2. ૨ રા. હીંમતલાલ નાગજીભાઈ વોરા ,,
3. ૩ રા. અચરતલાલ દલસુખરામ જસ અમદાવાદ
4. ૪ રા. ઠાકોરલાલ હરકીશનદાસ અંકલેશ્વર
5. ૫ રા. હીરાલાલ લક્ષ્મીચંદ મણિયાર વડોદરા
6. ૬ શેઠ છગનલાલ પિતાંબરદાસ મુંબઈ
7. ૭ દી. બ. ગોવિંદદાસ ચતુર્ભુજદાસ મદ્રાસ
8. ૮ મેસર્સ કેશવલાલ એન્ડ કું. મદ્રાસ
9. ૯ પારેખ જીવરાજ ગોપાલજી સિંગાપોર
10. ૧૦ શેઠ લાલદાસ ગોવિંદદાસ મદ્રાસ
11. ૧૧ ડૉ. નારણદાસ મોતીરામ સુરત

૧૨ શા. ભગવાનદાસ હરજીવનદાસ સુરતવાળા–મુંબઇ
૧૩ શેઠ લલ્લુભાઈ જમનાદાસ અમરેલી
૧૪ રા. કાળીદાસ હરીદાસ વેરાવળ
૧૫ શેઠ ઠાકરશી પ્રેમજી કોડીનારવાળા હા. શેઠ ગીરધરલાલ મુંબઈ
૧૬ રાવસાહેબ પુરૂષોત્તમદાસ દેવજીભાઈ મણિયાર જામનગર
૧૭ શા. ગોવિંદજી કાળીદાસ ખોરાસા-ગીરવાળા એડીસાબાબા
૧૮ શા. વલ્લભદાસ ભગવાનદાસ ,,
૧૯ શ્રી નાનાલાલ મોતીચંદ હ. શ્રી ભોગીલાલ મુંબઈ
૨૦ મણિયાર હરજીવનદાસ જેઠાલાલ હ. શ્રી માણેકલાલ ,,
૨૧ શેઠ દેવકરણ નાનજી હ. શેઠ ચુનીલાલ ,,
૨૨ શેઠવીજભૂખણદાસહરગોવિંદદાસમૂળજી,,
૨૩ રા. દુર્લભદાસ નેમચંદ એડીસાબાબા
૨૪ રા. મોહનલાલ ઓધવજી વકીલ અમરેલી
૨૫ રા. નટવરલાલ ગોરધનદાસ જગજીવનદાસ રંગુન
૨૬ રા. ગોરધનદાસ પ્રાણલાલ મુંબઈ
૨૭ શેઠ નારણદાસ મથુરાદાસ હ. મનોરદાસ ,,
૨૮ મહેતા દયારામ લધુભાઇ હા. મહેતા જટાશંકર દયારામ કલકત્તા
૨૯ શેઠ હિરાલાલ ભગવાનજી નથુભાઇ જામનગર
૩૦ શેઠ હરિલાલ ગોવિંદજી માધાણી મુંબઇ
૩૧ દોશી હિરાલાલ ગોકળદાસ ,,
૩૨ શ્રી માણેકચંદ તારાચંદ અડાલજા સાહેબ વડોદરા
૩૩ રા. કનૈયાલાલ નાનાભાઇ રંગુન
૩૪ દેશાઈ વિઠ્ઠલદાસ લાલજી ભાવનગરવાળા હ. દેશાઇ પ્રાણજીવનદાસ કરાંચી
૩૫ રા. અભેચંદ અમૃતલાલ ટોંગાટ (આફ્રિકા)
૩૬ રા. પુરૂષોત્તમ ગીરધરદાસ ડર્બન (આફ્રિકા)
૩૭ રા. હીંમતલાલ બાપુલાલ પરીખ કરાંચી
૩૮ શેઠ જેઠાલાલ ચુનીલાલ ત્રીકમજી મેતા કલકત્તા
૩૯ રા. દામોદરદાસ હીરાચંદ હ. રા. આત્મારામ દામોદરદાસ વોરા ભાવનગરવાળા લીંબડી
૪૦ શા. નરોત્તમદાસ પ્રેમચંદ પ્રભાસ પાટણવાળા પુના
૪૧ શેઠ કરશનદાસ મોતીચંદ હ. અમૃતલાલ જમનાદાસ દીવ
૪૨ રા. રમણલાલ છોટાલાલ મઝમુદાર ભરૂચ
૪૩ શ્રીયુત ઉમેદલાલ પુરૂષોત્તમદાસ મણિયાર બી. એ. એલ એલ. બી. અમદાવાદ
૪૪ શેઠ નાનચંદ પ્રેમચંદ ,,
૪૫ પરી. શાંતિલાલ ગોરધનદાસ ,,
૪૬ શ્રીયુત તુલસીદાસ જસરાજ બી. એ. એલ. એલ. બી. ,,
૪૭ શેઠ બાલાભાઈ હરીલાલ ,,
૪૮ રા. પોપટલાલ જગજીવનદાસ કરાંચી
૪૯ ,, નંદલાલ ટી. મણિયાર ,,
૫૦ ,, ડૅા. નરોત્તમદાસ વલ્લભદાસ ,,
૫૧ ,, ડૅા. કાલીદાસ હરખચંદ શાહ ,,
૫૨ ,, શેઠ મણીલાલ મોહનલાલ ,,
૫૩ ,, શીવલાલ રામજી વકીલ–માંડવી–કચ્છ
૫૪ ,, શેઠ નરસિંહલાલ લલ્લુભાઈ અમદાવાદ
૫૫ ગં. સ્વ. દેવબા પુરૂષોત્તમદાસ હ. શેઠ ગોપાળદાસ ,,
૫૬ પરી. ભોગીલાલ નરોત્તમદાસ ભાવનગરવાળા,,
૫૭ શેઠ રતનલાલ લલ્લુભાઈ અમદાવાદ
૫૮ શેઠ રમણલાલ લલ્લુભાઇ અમદાવાદ
૫૯ શ્રી ભગવાનજી દેવજીભાઈ મણીયાર હા. ભાઇ મોતીલાલ ભગવાનજી જામનગર
૬૦ ,, ચીમનલાલ પ્રાણજીવનદાસ દલાલ–મુંબઇ
૬૧ મહેતા ઝવેરચંદ નારણદાસ કલકત્તા
૬૨ શ્રીમતી જયાવતી પ્રાણલાલ દેવકરણ–મુંબઇ

# મોઢ મહોદય

વર્ષ ૨૩ મું ] આશ્વિન : ૧૯૯૬ ::: અકટોબર : ૧૯૪૦ [ અંક ૧૨ મો


## આત્માનું સ્વાતંત્ર્ય

મૃત્યુને ખોળે સુતેલાં
નિસ્વપ્ન ઉંઘે છે.
પ્રશાન્ત નિર્ઝરમાં
જાણે હલેસાં વિનાની
નાજુક તરી !
મૃત્યુને ખોળે રમતાં
પોતાની મુક્તિના
આનંદમાં
મધુરું હાસ્ય હસે છે !
(કારણકે) આત્માનું સ્વાતંત્ર્ય
એ જ
સંપૂર્ણ અને સાત્વિક
શાંતિ છે !

ગિરીશ

'Towards Fields of Light' નામના રેવ. હેયના પુસ્તકની એક ભાવના પરથી.

# વૈદ્યરાજ કિશોરીલાલજીને

( સિહોર મહાજન તરફથી માનપત્ર અપાયું ત્યારે ગવાયેલું )

તા. ૨૭-૯-૪૦

ઝાલરના ડંકા સાંભળીને, લોક ધાયા રે અનેક,
શું છે શું છે કરતા આવ્યા, કૌતક થાય વશેક;
ચાલો ભાઈ જોવા જઈએ, ત્યાંથી કંઈ સારજ લઈએ. ૧

શેરીએ શેરીથી લોક ઉમટયા, કપોળ વાડીમાં જાય
દાંતના ઢગલા નજરે નીહાળી, કૌતક અપાર થાય;
મટાડે કાકડા સાથે, કાઢે દાંત હળવે હાથે ૨

પટ દેતાં ઈ દાંત કાઢે છે, દુઃખાવો લેશ ન થાય,
કાન પકડી કાકડા કાપે, કાંયે ના સમજાય;
ભયું શું જાદુ એવું, કર્યું કામ ઇશના જેવું. ૩

કોઇ કહે આવ્યા છે યોગી, કોઇ કહે ઋષિરાય,
કોઇ કહે એ મંત્ર ભણે છે, કળયું ના કળાય;
મટાડે કાકડા સાથે, કાઢે દાંત હળવે હાથે. ૪

પટ્ટણીજીને દાઢી હતી ને, અબ્બાસ તૈયબજી એક,
વિઠ્ઠલપટેલ પણ દાઢીવાળા, કામ કર્યાં અનેક;
નવ ખંડ નામના રાખી, ખરેખર દાઢી સાચી. ૫

સાચું કહું જો માઠું ન લાગે, દાઢીમાં જાદુ વિશેષ,
મંત્ર તંત્ર સૌ એમાં ભર્યાં છે, લાવશો ના અંદેશ;
માટે સૌ દાઢી રાખો, અને દુઃખ સૌના કાપો. ૬

સિહોર }
તા. ૨૭-૯-૪૦ }

દલસુખરાય નંદલાલ વ્હોરા



# તંત્રીસ્થાનેથી !



ચોમેર લુટ:—લુંટારાઓ લુટ કરે છે, કેમકે તે તેમનો ધંધો થઇ પડયો હોય છે. તેઓ કાંતો બળજબરીથી અથવા તો છુપી ચોરીથી આ કરે છે. સમાજ લુંટારાઓને ધિક્કારે છે, કારણકે તેઓ ખોટે રસ્તે પોતાના શારીરિક અને માનસિક બળનો ઉપયોગ કરે છે. જેઓ આવા લુટારાઓના ત્રાસનો ભોગ થઈ પડ્યા હોય અને જેમને પોતાની મીલકત પૂરતાં કમને તેમની રીબવણીને વશ થઇને તેમને આપી દેવી પડી હોય તેઓ જ સમાજની વ્યવસ્થિત સલામતીના સાચા ફાયદા વધારે સમજી શકે.

લુટારાઓનાં ત્રાસ અને રીબવણી તથા બળજબરીથી તેમનાથી કરાતી લુંટ વગેરે અગાઉના, મુકાબલે અત્યારે માત્ર નામના જ રહેવા પામ્યાં છે અથવા તો નથી એમ કહીએ તોપણ ચાલે. અલબત્ત, છુટાં છવાયાં ગામડાંઓ કે જ્યાં પ્રજારક્ષણને માટે પૂરતા ચાંપતા ઇલાજોની ખામી હશે ત્યાં પ્રજાજનને હાડમારી વેઠવી પડતી હશે. એમ તો લુટફાટના છુટા છવાયા દાખલા મોટાં સુરક્ષિત શહેરોમાં પણ કયાં નથી બનતાં ? લુટારાઓથી થતી લુટ એ એક જાતનો લુટનો એવો પ્રકાર છે કે હરકોઇને અવશ્ય ખુંચે જ અને તેની અટકાયત માટેનાં આવશ્યક પગલાં લેવાં તથા લેવરાવવા સૌ કોઈ ખાસ ઇચ્છે.

રાજ્ય બંધારણ નિયમિત ચાલે તે માટે રાજ્યમાં મ્યુનીસિપાલીટી, કચેરી, કેળવણીખાતું, વસુલાતીખાતું, લશ્કરીખાતું વગેરે અનેક ખાતાંઓની જરૂરિઆત હોય છે; આ બધાં ખાતાંઓના વહીવટ માટે ધનની જરૂર ખાસ પડે અને તે ખર્ચને પહોંચી વળવા રાજ્ય તરફથી યોગ્ય સહ્ય કરો નખાય. પ્રજાની એ ફરજ છે કે રાજ્યના યોગ્ય સહ્ય કરો કશા પણ કચવાટ વગર આપવા.

જે રાજ્યને આવકનાં બીજાં સાધનો હોય અને જે રાજ્યની પ્રજા કોઈપણ જાતના કરથી મુક્ત હોય તો તે પ્રજા, બીજાં રાજ્યો કે જ્યાં પ્રજા ઉપર જુદા જુદા કરવેરા નાખ્યા હોય તે પ્રજાના મુકાબલે વધુ ભાગ્યશાળી અને સુખી ગણાય. પણ આવાં રાજ્યો માત્ર ગણ્યાં ગાંઠયા અપવાદ રૂપ જ હોય. બાકી તો બધે કરવેરાનો બોજો ઘણેભાગે હોય જ છે.

જ્યાં સુધી આ બોજો ઉપર જણાવ્યું તેમ યોગ્ય અને સહ્ય હોય ત્યાં સુધી તો તે વાંધારૂપ નથી, પણ રાજ્ય અને અમલદારશાહીના ખોટા લખલૂટ ખર્ચને પહોંચવા માટે જો પ્રજાને કરવેરાનો અયોગ્ય અને અસહ્ય બોજો વેઠવો પડતો હોય તો તે એક જાતની રાજ્ય તરફથી પ્રજાના ધનની થતી લુટ નહિ તો બીજું શું ? આ લુટ તરફ પણ પ્રજાનો તિરસ્કાર તો હોય જ, પણ સંગઠિત બળના

અભાવે પ્રજા તે સહન કરતી આવી છે અને કર્યે જાય છે.

હરકોઇ ખાતું પછી ભલે તે ન્યાયખાતું, વસુલાતીખાતું, વૈદકખાતું, ફોજદારીખાતું કે ગમે તે ખાતું હોય પણ જો તેમાં લાંચરૂશ્વતનો સડો હોય--અને મોટે ભાગે જ્યાં ત્યાં આ સડો હોવાનું મનાઇ રહ્યું છે, તો તે પણ લુટનો એક જાતનો પ્રકાર જ છે. પણ આ જાતની લુટ ઓછી સાલે છે તેનું કારણ એ જ કે લાંચ રૂશ્વત લેનાર અને દેનાર બન્નેની સહમતિથી તે વસ્તુ બનવા પામે છે. જેઓ સરળ નીતિન્યાયનાં ધોરણે ચાલનારા અને ધાર્મિક શ્રદ્ધાવાળા હોય છે તેઓ લાંચ રૂશ્વત લેવા દેવામાં મોટું પાપ સમજે છે; પણ આવા તો વિરલા.

અત્યારે તો સત્યને અસત્ય ઠરાવવાની અને અસત્યને સત્ય મનાવવાની ઉંધી જ ચાલબાજીનો દોર વધતો જાય છે ત્યાં પછી લાંચ રૂશ્વતની લુટનું જોર વધતું ચાલે અને હરકોઇને ઓછા વધતા અંશે તેના ભોગ બનવું પડે તેમાં કશી વિશેષતા અને નવાઇ નથી.

બળવાન નિર્બળને લુટતો જ હોય છે અને આ હિસાબે દરેકે દરેક જણ પોતાનાં કરતાં વધારે નિર્બળની લુટ ચલાવતો હોવાથી મોટા કે નાના લુટારાની ગણનામાં અવશ્ય છે જ. વિશ્વબંધુત્વ, સમદૃષ્ટિ અને વસુધા એજ કુટુંબ છે એ જાતનો વાગ્ વિલાસ વર્તનનાં સાચાં સ્વરૂપમાં હોત તો અત્યારે સારાયે જગતમાં હાલ કરતાં કોઇક જુદી જ જાતની શાંતિમય સ્થિતિ હોત.

હવે જે વસ્તુના વળગાડથી સારીયે જનતાની આર્થિક, શારીરિક, માનસિક અને ધાર્મિક લુટ થઇ રહી છે અને જનતા પણ તે વસ્તુને વશ રહી તે લુટ થવા દે છે તેનાં વિવેચનની ખાસ જરૂર છે.

આ વસ્તુએ અમુક સાવ જુજ અપવાદ સિવાય દરેકે દરેકને પોતાના પાશમાં એવા જકડયા છે કે તેની શક્ષસી લુટ છતાં, તેના મોહપાશમાંથી છુટવાની કોઇ મક્કમતા દાખવતું નથી.

આ વસ્તુથી આર્થિક લુટ એટલી બધી થાય છે કે જે તેનો અડસટ્ટો કાઢવામાં આવે તો ઘરદીઠ થતા રીતસરના માસિક ખર્ચમાં ચોથા ભાગના ખર્ચ જેટલી તો તે વસ્તુની આર્થિક લુટ ખરી જ. આ ઉપરથી સહેજે ખ્યાલ આવશે કે આ વસ્તુથી સારાયે દેશની કેટલી આર્થિક લુટ થઈ રહી છે.

બીજું, આ વસ્તુ જઠરાગ્નિને ખાસ મંદ કરનારી છે. પરિણામે માણસની પાચનશક્તિ ઘટવાથી તે સારો પુષ્ટિકારક ખોરાક પચાવી શકતો નથી અને શારીરિક ક્ષીણતાનો ભોગ બને છે. આ વસ્તુએ જનતાને સાવ નિર્માલ્ય અને માયકાંગલા જેવી બનાવી દીધી છે જે વખતે આ વસ્તુએ દેશમાં ઘર કર્યું ન હતું તે વખતના લોકોનાં શરીરનાં બાંધા અને કામ કરવાનું જોમ ઓર હતાં. જ્યારથી આ વસ્તુ ઘુસવા પામી છે ત્યાર પછીથી ઉત્તરોત્તર પ્રજામાં દેહેક દુર્બલતા

જ વધતી ચાલી છે. તંદુરસ્ત શરીર વ્યવહારિક દૃષ્ટિએ કેટલું જરૂરી છે એ દરકોઈ સહેજે સમજે તેવી વાત છે શરીરને નાદુરસ્ત બનાવી, શારીરિક જોમને ચુસનાર આ વસ્તુ કેવી હાનિકારક છે તેનો હરકોઇએ ખાસ વિચાર કરવો અને તેના પાસમાંથી પોતે મુક્ત થવા અને બીજાંઓને પણ મુક્ત કરવા પૂરતો પ્રયાસ કરવાની જરૂર છે.

આ વસ્તુ ધન હરે છે તથા શરીર હણે છે એટલું જ નહિ પણ મન ઉપર પણ તેની પૂરી અસર થાય છે. શારીરિક નબળાઈ માનસિક નબળાઇનાં કારણભૂત છે, એટલે જ્યારે આ વસ્તુ શરીરને દુર્બલ બનાવે છે ત્યારે મનની મક્કમતા પણ ઘટતી જાય છે. જ્યાં મન મક્કમ નહિ ત્યાં વિચારની પરિપકવતા નહિ. આનું પરિણામ એ જ કે જ્યાં ત્યાં મોટે ભાગે માનસિક અસ્થિરતાનો અનુભવ થાય અને અમુક નક્કી સુખકર વાત અથવા તો ધોરણને અડગ ચિત્તે ન વળગી રહેવાય.

વળી આ વસ્તુએ ધર્મ અને આચારની ભાવનાનો તો મૂળમાંથીજ ઉચ્છેદ કર્યો છે. આ વસ્તુની ઘરગથ્થુ તેમજ જાહેર બન્ને રીતે છુટથી વપરાશ થઇ રહી છે. ઘરગથ્થુ વપરાશમાં તો ધર્મ અને આચાર અમુક અંશે જળવાય છે. પણ જાહેરમાં તો ગમે તે ધર્મનો અને ગમે તે જાતનો માણસ સાથે સાથે બેસીને હોંશપૂર્વક આ વસ્તુને વધાવે છે. જનતાની ધાર્મિક તેમજ આચાર વિચારની ભાવના ઘટવાનાં બીજાં કેટલાંયે કારણો છે, છતાં એટલું તો ચોક્કસ કે આ વસ્તુ ધર્મ અને આચારનો પૂરતો ધ્વંસ કરનારી જ છે.

જે વસ્તુ આ પ્રમાણે અનેક રીતે જનતાની લુટ ચલાવી રહી હોય અને જનતા પણ તેને વધાવતી, બધી રીતે અધોગતિમાં વધુ અને વધુ ડુબતી જતી હોય તે વસ્તુના ખરા ઉચ્છેદમાં જ જનતાનું સાચું કલ્યાણ અને સત્ય સુખ રહેલાં છે.

ચો તરફથી આવી જબ્બર રાક્ષસી લુટ ચલાવનાર આ અજબ મોહક વસ્તુ કઈ તે વાચકોના ખ્યાલમાં તરત આવી જાય તેવી વસ્તુ છે, છતાં વસ્તુના સ્ફોટ ખાતર જણાવવું પડે છે કે તે વસ્તુ બીજી કશીયે નહિ પણ ચા છે.

ચાથી થતા ગેરફાયદાઓ અગાઉ ઘણીયે વાર જાહેર ભાષણોમાં તેમજ લખાણોમાં જણાવવામાં આવ્યા છે. ચાની ઉત્પત્તિ, ચાના બગીચાઓમાં મજુરો ઉપર થતો ત્રાસ વગેરે વિગતોનાં બ્યાનથી ભાગ્યેજ કોઈ અજાણ હશે.

એક વખત એવો હતો કે આ ચાને ગધેડે બેસાડીને અમુક અમુક સ્થળે પાદરની બહાર વળાવવામાં આવી હતી. કહેવાની મતલબ એ કે ચા ઉપર લોકોનો એવો અણગમો પેદા કરાયો હતો કે તે વખતે તો એમજ ભાસતું કે હવે ચાનો પગ પેસારો થવા નહિ પામે. પણ તે માત્ર ભાસ જ ઠર્યો અને અત્યારે ઠારઠાર ચાના આવાસનો અચળ અડ્ડો પૂર બ્હા-

# ભાવનગરમાં ——— જાહેર દંતસત્ર

ઇડરના વતની વૈદરાજ શ્રી કિશોરલાલ ભાગીરથ ગુપ્તા અત્રે આવતાં તેમણે તા. ૧૭-૯-૪૦ થી તા. ૨૭-૯-૪૦ સુધી અહિંની પ્રજાનાં હિતાર્થે દંત સત્ર કર્યો હતો. તેઓ શ્રી આયુર્વેદિક તેમજ યોગિક જ્ઞાન સારૂં ધરાવે છે. તેઓ હલતા, પીડા કરતા અથવા તો ન હલતા હોય તેવા દાંત બહુજ સહેલાઇથી અને દર્દીને કશી ઇજા વગર કાઢવામાં અજબ કૌશલ્ય ધરાવે છે. સવારના વખતમાં અહિંની મોઢ જ્ઞાતિનાં મોટાં તડની વાડીમાં અને સાંજના વખતે પાટીદાર સેવામંડળના દવાખાને આ કાર્ય કરવામાં આવતું. પાંચ દિવસ સુધી આ કાર્ય થયા પછી તા. ૨૨-૯-૪૦ ના રોજ, તેમને તેમના મિત્રો અને પ્રશંસકો તરફથી માનપત્ર આપવા માટેનો મેળાવડો ઉપર્યુક્ત વાડીમાં સાંજના પાંચ વાગે ભરવામાં આવ્યો હતો. આ મેળાવડામાં અહિંના મે. નાયબ દિવાન સાહેબ શ્રી નટવરલાલ સુરતી, શ્રીયુત વ્રજલાલભાઇ નગરશેઠ, મોઢજ્ઞાતિના અગ્રેસરો, અન્ય ઓફીસરો, માનનીય સદ્‌ગૃહસ્થો તેમજ ડોકટરો અને વૈદ્યો હાજર હતા.

શરૂઆતમાં શ્રીયુત ગોરધનદાસ અમીચંદ મણિયારે મેળાવડાનો હેતુ જણાવ્યો હતો અને કિશોરલાલનો પરિચય આપતાં તેમણે જણાવ્યું કે તે ભાઇ જ્ઞાતિએ મોઢવણિક છે અને ઇડરના મૂળવતની છે. તેમની દિનચર્યા એક શુદ્ધ સાત્વિક બ્રાહ્મણ જેવી છે. બચપણથી જ તેમનામાં સેવાભાવનાં સદ્‌બીજ રોપાએલાં. તેઓ વેદનું અધ્યયન કરે છે. તેમનો આયુર્વેદનો અભ્યાસ સારો છે. તેઓ આપણી જુની પ્રણાલિકાના સાચા હિમાયતી હોવા છતાં એક સાચા સમાજ સુધારકની ગણનામાં પણ આવી તેમણે એક ફાર્મસી શરૂ કરેલી. આયુર્વેદના અમુક વિષયમાં પારંગત થવાની તેમની ખાસ ઇચ્છા હતી. તેમને પંજાબના દંતવિદ્યામાં નિષ્ણાત સ્વામી જ્ઞાનાનંદનો ભેટો થયો. સ્વામીશ્રીની કઠિનમાં કઠિન આજ્ઞાનું પાલન કરીને તેમણે તેમનો પ્રેમ સંપાદન કર્યો અને એ વરસે આ દંતવિદ્યાની સિદ્ધિ તેમને પ્રાપ્ત થઇ. પોતાનાં જ્ઞાનનો જનતાને લાભ આપવા માટે તેમણે સુરતમાં દવાખાનું ખોલ્યું અને નિઃસ્વાર્થ વૃત્તિથી ત્યાં કાર્ય કર્યું. સુરતની આસપાસનાં ગામોમાં પણ તેમણે આવા દંતસત્રો કરેલા. સુરત જીલ્લાના કલેકટર સાહેબ તરફથી તેમને ઇનામ મળેલું છે. પાછળથી તેઓએ મુંબઇમાં દવાખાનું ખોલ્યું. પોતે ગૃહસ્થી હોઇ, તેઓ વ્યાવહારિક ઉપાધિથી મુક્ત નથી. દવાખાને આવતા દર્દીઓની તેઓ માત્ર નામની જ ફી લે છે અને ગરીબ તેમજ નિરાધાર વ્યક્તિઓને તો યથાશક્તિ મદદ પણ કરે છે. મુંબઇમાં તેમણે માધવબાગમાં દંતસત્ર કર્યો હતો. પ્રભુપ્રીત્યર્થે નિઃસ્વાર્થપણે કામ કરનારનું યોગક્ષેમ શ્રી પરમાત્મા હરકોઇ રીતે ચલાવે છે અને શ્રી કિશોરલાલની બાબતમાં પણ તેમજ બન્યું છે વૈદરાજ જેઠાલાલ જગજીવન (ગકલી ભટ્ટ) મુંબઇમાં તેમની સાથે જોડાયા છે. વધુમાં ભાઇશ્રી ગોરધનદાસે જણાવ્યું કે તેઓ અહિં ભાવનગરમાં આવે એવી મારી હાર્દિક ઇચ્છા પ્રભુકૃપાથી બર આવી અને ભાવનગરની જનતાને તેમનાં જ્ઞાનનો લાભ મળ્યો. જે કાર્ય તેમણે અહિં કર્યું છે તે માટે અહિંની પ્રજા તેમની ઋણી છે અને યત્કિંચિત્ તે ઋણ અદા કરવું એ આજના મેળાવડાનો ખાસ હેતુ છે. આજની સભાનું પ્રમુખસ્થાન શ્રીયુત વ્રજલાલભાઇ ભગવાનદાસ નગરશેઠ સાહેબ સ્વીકારે એવી મારી વિનંતિ છે.

ત્યારપછી ડૉક્ટર મગનલાલ મોતીચંદે તે દરખાસ્તને ટેકો આપ્યો હતો.

ત્યારપછી પ્રમુખ સાહેબે પોતાનું સ્થાન સ્વીકારતાં જણાવ્યું કે આ વિદ્યામાં જે નિષ્ણાત હોય તેને આજની સભાના પ્રમુખનું સ્થાન આપ્યું હોત તો તે વધારે સારૂં ગણાત.

પછી શ્રીયુત વિરેન્દ્રપ્રસાદ ચંદ્રપ્રસાદે વૈદ્યરાજનો અત્રે પધારવા અને અહિંની જનતાને લાભ આપવા માટે આભાર માન્યો હતો.

ત્યારપછી પ્રજાપરિષદના માજી પ્રમુખ શ્રી રણછોડદાસભાઈએ જણાવ્યું કે શ્રી. કિશોરલાલ ખરેખર ધન્યવાદને પાત્ર છે. દર્દીને કશાં પણ દુઃખ વગર દાંત કાઢવાની તેમની ક્રિયા પ્રશંસનીય છે. અત્યારની પાશ્ચાત્ય કેળવણીએ આપણી જુની વખાણવા લાયક કઈક પ્રથાઓને નાબુદ કરી છે. પ્રાશ્ચાત્ય વિદ્યાની ડીગ્રી ધરાવનારાઓમાંના કેટલાકના તુંડ મિજાજ અને દંભનો મને અનુભવ થયો છે. આવા વૈદ્યરાજની યોગ્ય કદરમાં જ આપણી સાચી ફરજ સમાએલી છે, બધા તરફથી મારાં તેમને હાર્દિક અભિનંદન છે.

પછી કવિશ્રી રેવાશંકરે વૈદ્યરાજની યોગ્યતા સૂચવતું સમયોચિત કવિત લલકાર્યું અને આયુર્વેદની ઉપાસના, પ્રાણાયામ, કળા, કુશળતા ક્રિયા તથા વેદમંત્ર વગેરેનું ટુંક વિવેચન કર્યું.

પછી લાતીના ગૃહસ્થ શ્રી ત્રિભુવનદાસ લાલજીએ જણાવ્યું કે ઈન્જેક્શનના ત્રાસનો મને અનુભવ છે. સહેલાઈથી બીજાઓના દાંત કઢાતા જોઈને હું પણ દાંત કઢાવવાના વિચાર ઉપર આવ્યો. ડાક્ટરની અને વૈદ્યરાજની પદ્ધતિમાં જાદુ ફેર છે. તેમની પાસે દાંત કઢાવ્યા પછી ખાવા પીવાની તથા ટાઢુંઉનું પાણી પીવાની કશી મુશ્કેલી રહેતી નથી. તેમની રીતી ખરેખર સરસ છે. હું મારા પોતા તરફથી વૈદ્યરાજને રૂપાનાં તરભાણું, પંચપાત્ર તથા આચમની આપવા મેં. પ્રમુખસાહેબને વિનતિ કરૂં છું.

પછી ધરી. શાંતિલાલ પ્રાણજીવનદાસે વૈદ્યરાજને અપાએલાં માનપત્રનું વાંચન કર્યું જે અન્યત્ર છપાએલ છે.

ત્યાર પછી શ્રી વૈદ્યરાજે જણાવ્યું કે ભાવનગરની પ્રજા ખરેખર પ્રશંસાને પાત્ર છે. મેં તો માત્ર મારી ફરજ બજાવી છે. તમારાથી થતું સન્માન અને તમારી મારા પ્રત્યેની લાગણી મને મોટાં પ્રોત્સાહન રૂપ છે. આપણી પ્રાચીન શ્રેષ્ઠતા તથા ગુરૂપણું આપણે ભૂલવું ન જોઈએ, એટલું જ નહિ પણ જગતને તેની પ્રતીતિ કરાવવા આપણે પૂરી તત્પરતા દાખવવી જોઈએ.

પાયોરીયા એટલે પેઢા પાસે નાની બખોલમાંથી પરૂનું વહેવું. આ પરૂ ખટાશમાંથી થાય છે. પથરીને લીધે પરૂ થાય તે માન્યતા ખોટી છે કારણકે ઘણા ખરાની પથરીમાં પરૂ હોતું નથી. દાંત કઢાવ્યા છતાં પરૂ નીકળતું જણાય છે. આ બતાવે છે કે પાયોરીયા દાંતનો નહિ પણ પેઢાનો રોગ છે. લોહીના દોષથી પેઢામાં પરૂ થાય. પછી પેઢાં પોચા પડે. આને પરિણામે દાંત હલવા માંડે. પરૂથી છારી થાય. તે વાયુથી સુકાય. લીવરમાં લોહીની અંદર દોષ શરૂ થાય છે. ગેસ મોઢાવાટે નીકળે છે. દિવસે મુખ અવાર નવાર ઉઘાડું તથા બંધ થતું રહે છે તેથી ગેસની અસર ઓછી રહે છે. રાત્રીના વખતમાં મુખ બંધ રહેવાથી ગેસની અસર પેઢા પર ખાસ થાય છે. બંધકોશ હોય ત્યારે આ ગેસની અસર તરત જણાય છે. બંધકોશ દૂર થતાં પેઢાંની પીડા પણ ઘટતી માલમ પડે છે. ગેસ એ રક્ત દોષ છે. મોઢાના રોગમાં કફનું પ્રાધાન્ય છે.

રક્તદોષનું કારણ મંદાગ્નિ છે. રક્તશુદ્ધિ ઉપર તો ખરો આધાર છે. આ રોગ ખારાશનાં કારણે નહિ પણ ખટાશનાં કારણથી છે.

દાંતનાં દુઃખાવામાં મીઠાનાં કોગળા ઉપયોગી થઇ પડે છે તેથી તે સાબિત થાય છે.

હરકોઇ રોગની સાચી ચિકિત્સા તેના ખરાં નિદાન વગર ન થઇ શકે. આપણે મંદાગ્નિ વધવાનાં કારણો જાણવાં જોઇએ. આ રોગનો ફેલાવો ખાસ કરીને ગુજરાત કાઠિયાવાડમાં વધારે છે. ચા, મિઠાઇ, બહુજ ગરમ તેમજ ઠંડું પીણું વગેરે આ રોગનાં કારણભુત છે. અમુક સ્થળે ચા સાથે માખણ લેવાનો રિવાજ છે. આ ખરેખર લાભ દાયક છે; તેથી કબજી-આત રહેતી નથી. વળી ઘી અગ્નિ પોષક છે. શીત પ્રદેશમાં ચાનું ગરમ પાણી ઘી જેવા પદાર્થને અનુકૂળ છે.

આપણે એકલી ચા અથવા તેની સાથે ફરસાણ લઇએ છીએ. પરિણામે જઠરાગ્નિ મંદ પડે છે અને ખોરાક ઓછો ખવાય છે. કઇકને તો ચા વગર દસ્ત પણ આવતો નથી. બંધકોશ અને મંદાગ્નિ એ બધા રોગોનું મૂળ છે, તો પછી તેથી પાયોરીયા થાય તેમાં વિશે-ષતા નથી. પૌષ્ટિક સાત્વિક ખોરાક મંદાગ્નિને દૂર કરે છે. બંધકોશથી વીર્યને પણ અસર થાય છે અને તેમાં ઘટાડો થાય છે. આ બધી ચાથી થતી પાયમાલી છે.

દાતણ કરવામાં પણ કાળજી રાખવાની જરૂર છે. દાતણ એવી રીતે દાંત સાથે ઘસવું જોઇએ કે જેથી પેઢાને ઘસારાથી અસર ન થાય. અત્યારે જ્યાં ત્યાં બ્રશનો ઉપયોગ થઇ રહ્યો છે, પણ બ્રશથી બે દાંત વચ્ચેના પેઢાંને અસર થાય છે. પાયોરીયા પણ આ સ્થળે વધારે હોય છે.

અંદરના દોષો દૂર કરવાની બેકાળજીને લીધે જ રોગ ટકવા પામે છે. માત્ર બાહ્યોપચાર કરવાથી કશુંયે સાર્થક્ય ન થાય. દાંતના દર્દીએ ખાટાફળ, દતણ, ઠંડુપાણી, કઠણ રૂક્ષ અન્ન વગેરે તજવાં જોઇએ. દાંત ઉપર જ શારીરિક તંદુરસ્તીનો ખરો આધાર છે. ફરી-પરહેજી પાળવી તે હરકોઈ રોગને અટકાવવા નિમિત્તે છે. દવા માટે પરહેજી પાળવાની નથી એ ખાસ લક્ષમાં રાખવું.

તલના તેલના કોગળા દાંતની મજબુતી માટે ઉત્તમ છે. પગરખાંને તેલ લગાવવાનો હેતુ એ જ કે તેથી ચામડાનું ટકાઉપણું વધે અને તે ચામડાનો આપણા પગના તળીયા સાથે સ્પર્શ થવાથી આંખનાં તેજમાં પણ વૃદ્ધિ થાય છે. અત્યારે જે પોલીશ વપરાય છે તે વળી બીજું શું છે? માલીસ કરવામાં પણ તેલનો ઉપયોગ થાય છે. તેલ ચામડાં અને હાડકાં બન્નેને મજબુત કરે છે. દાંત એ હાડકું છે અને પેઢાં એ ચામડું છે તેથી તેલના કોગળા ઉત્તમ છે એ સહેજે સમજાય તેવી બાબત છે. તલ સાથે સિંધાલુણ મેળવીને કોગળા કરવા એ બહુ જ ઉત્તમ છે. જેમને દાંતનું દર્દ ન હોય તેમણે પણ આ કરવાની જરૂર છે, જેથી દાંતનો સડો થવા ન પામે.

હરકોઇ બાબત માત્ર જાણી તેથી ધારી સિદ્ધિ થઇ એમ ન માનવું. જાણ્યા પછી તે બાબતના અમલની જરૂરિયાત છે અને તો-જ સિદ્ધિની પ્રાપ્તિ છે. દાંત શરીરના સાચા રક્ષક છે એ મુદ્દો સમજી, બધાલોક દાંતના રક્ષણ માટે કાળજી રાખતા થાય એ જરૂરનું છે.

ત્યારપછી મે. પ્રમુખ સાહેબે જણાવ્યું કે વૈદરાજે બહુ જ સમજાવટથી શાસ્ત્રોના સિદ્ધાંતો જણાવ્યા છે. તેમનાં કહેવા પ્રમાણે જો આપણે વર્તીએ તો તેમનો પ્રયાસ સફળ થાય. દાંત ઉપર જ દેહનો આધાર છે. ખોરાક સમજણ-પૂર્વક ખાવો. નાનાં બચ્ચાંની નાડે તો ચા ન જાય તેની ખાસ દરકાર રાખવી. આપણે ખા-વામાં જ ઉતાવળ કરીએ છીએ. પશ્ચિમના લોકો બહુ જ ધીરજ અને શાંતિપૂર્વક પોતાનો ખોરાક લે છે. વૈદરાજ ફરીથી અહિં આવી,

અહીંની જનતાને એ માસ જેટલા વખતનો લાભ આપે એમ હું ઇચ્છું છું.

છેવટે શ્રી ગોરધનદાસે હાજર રહેલા બધાનો આભાર માન્યો અને મે. સુરતી સાહેબના મુબા-રક હસ્તે વૈદ્યરાજને પુષ્પનો હાર પહેરાવવામાં આવ્યો અને સભાનું વિસર્જન કરાયું

આ વૈદ્યરાજ માત્ર દંતવિદ્યા વિશારદ છે એટલું જ નહિ પણ ગળાના કાકડા પણ કાનની અમુક રગ કરીને ત્રણ દિવસમાં મટાડે છે.

તેમણે શિહોરની પ્રજાને પણ બે દિવસનો લાભ આપ્યો છે. સિહોરમાં પણ સમસ્ત મહાજન તરફથી તેમને માનપત્ર આપવામાં આવ્યું હતું. ભાવનગર તેમજ શિહોરમાં મળીને લગભગ આડસો જણાયે વૈદ્યરાજનાં નિઃસ્વાર્થ ઔદાર્યનો લાભ લીધો છે. પરમાત્મા તેમને આરોગ્યયુક્ત દીર્ધાયુ બક્ષે જેથી જનતા તેમની સાચી સેવાનો લાભ લેવા વધુ ભાગ્યશાળી થાય.

---

## ગ્રાહકોને:—

પ્રભુની કૃપાથી આવતા માસથી આ માસિક ૨૪ મા વર્ષમાં પ્રવેશ કરશે. ગ્રાહકોને અમારી આગ્રહભરી વિનંતિ છે કે તેમણે આસો વદ ૦)) સુધીમાં લવાજમ મોકલી આપવું, વી. પી. થી મંગાવનાર ગ્રાહકોને રજીસ્ટ્રેશન ફીના ત્રણ આના વધુ ખર્ચ લાગે છે પાંચ સાત ગ્રાહકો સાથે મળીને લવાજમ મોકલે તો રજી-સ્ટ્રેશન ફીના ત્રણ આના તેમજ મનીઓર્ડર ખર્ચના બે આના મળી પાંચ આનાનો બચાવ કરે. આ કરકસરના જમાનામાં ગ્રાહકો વી. પી થી ન મંગાવે તેવી અમારી પ્રાર્થના છે. તેમ કરવાથી પોતે પૈસાનો બચાવ કરશે અને અમને વી. પી. ની હાલાકીમાંથી મુક્ત કરશે

લવાજમ સાથે ભેટના પુસ્તકની પોસ્ટેજ તથા પેકીંગ ખર્ચના ૦-૨-૦ વધુ અવશ્ય મોકલવા.

જે બંધુઓ પ્રતિવર્ષ રૂા. બે કે તેથી વધુ લવાજમ મોકલવા કૃપા કરે છે, તેમને તે મુજબ ચાલુ સાલ પણ મોકલવા અમારી પ્રાર્થના છે.

ગ્રાહક ન રહેવા ઇચ્છનારે મહેરબાની કરી અમને તુરત લખી મોકલવું જેથી નાહક વી પી. ખર્ચ સંસ્થાને ભોગવવો ન પડે

### વિદેશ તથા બર્માના ગ્રાહકોને:—

જેમણે ચાલુ સાલનું લવાજમ હજુ સુધી મોકલ્યું નથી તેઓ ચડેલું લવા-જમ તથા સં. ૧૯૯૭ ની સાલનું લવાજમ હવે સત્વર મોકલી આપવા કૃપા કરે. જે ભાઇ પાસે લવાજમ બાકી હશે તેમને દિવાળી અંક કે ભેટનું પુસ્તક મોકલ-વામાં નહિ આવે. દેશાવરના ગ્રાહકોએ ભેટની પોસ્ટેજના ચાર આના વધુ મોકલવા.

વ્યવસ્થાપક

# જ્ઞાતિ સંસ્થા

લેખકઃ—શ્રી. વિલોચન

[ ગતાંકથી ચાલુ ]

## મેળાવડા સંમેલનો

આ લેખનમાળાનો હેતુ સમસ્ત મોઢ જ્ઞાતિનાં તડો, પેટા તડોમાં એક બીજા જ્ઞાતિજનો વચ્ચે સંબંધો બંધાય, એક બીજા વિશે રસ, જીજ્ઞાસા વૃત્તિ ઉત્પન્ન થાય, જ્ઞાતિસંસ્થા જ્ઞાતિકુટુંબ બળવાન બને, આંતરિક સડો દૂર થાય એ છે.

મેળાવડા, સંમેલનો-એ જ્ઞાતિહિતમાં ખાસ અગત્યની વસ્તુ છે. મેળાવડામાં અનેક ગુંચોનો ફેંસલ થાય છે, વિચારોની આપ લે થાય છે, રસમય ચર્ચાઓ થાય છે, જ્ઞાતિની પરિસ્થિતિ, સમાચારો વિગેરેથી એક બીજા વાકેફ થાય છે યુવકો અને યુવતીઓ એક બીજાના સ્વભાવથી પરિચિત થાય છે. એક બીજાની શક્તિનું માપ નીકળે છે. સદ્દવિચાર વધે છે. દિલાસાનું સાધન મળે છે. બુદ્ધિ શક્તિ ખીલે છે. જ્ઞાતિજનોમાં એકરાગતા, જ્ઞાતિપ્રેમ કેળવાય છે અને એ રીતે જ્ઞાતિસંસ્થા બળવાન બને છે.

મેળાવડામાં કસરત વગેરેના પ્રયોગો યોજવા જોઈએ. એમાં યુવક યુવતીએ નિઃસંકોચ ભાગ લેવો જોઈએ. જ્ઞાતિમાં કોઈ માંદું પડ્યું હોય ત્યારે એમ્બ્યુલન્સ સંસ્થાની ગરજ સારે એવું એક મંડળ એ પ્રવૃત્તિમાંથી ઉભું કરવું જોઈએ. મેળાવડામાં સંવાદો એવા યોજવા જોઈએ કે તે નૂતન યુગનું ભાન કરાવે. જ્ઞાતિએ કંઇ જૂની અથવા એકની એક વાત વાગોળ્યા કરવાનું ચર્ચા ચોગાન નથી એની પ્રતીતિ એવી ચર્ચાઓ દ્વારા કરાવવી જોઈએ. સંવાદ શીખવે કે જ્ઞાતિમાં વિસંવાદની જરૂર નથી, ગૃહસંસારમાં વિસંવાદની જરૂર નથી. સમાજમાં વિસંવાદની જરૂર નથી

મેળાવડામાં રાસ, ગરબા વિગેરેની પણ આવશ્યકતા રહેજ છે, રાસના ભાવ, ગાનારીના ભાવ એવા હોવા જોઈએ કે જ્ઞાતિજનોનાં હૈયાં ઉન્નત વિચારોથી ભરપુર બને અને એમને લાગે કે જ્ઞાતિ સંસ્થા એ તો ઇન્દ્રપુરી છે. નૂતન ભાવ અને નૂતન વિચારો દર્શાવતા રાસ, ગરબા હોવા છતાં તે આદર્શવાદી હોવા જોઈએ, જ્ઞાતિ હિતમાં સબળ ફાળો આપતા હોવા. જોઈએ. રાસનો પ્રાણ એવો હોવો જોઈએ કે જેથી જ્ઞાતિના સડા આનંદ પૂર્વક અને હોંશથી દૂર થાય એ રાસ એવા હોવા જોઇએ કે જેથી કુટુંબમાં પતિ, પત્ની, સાસુ, સસરા વિગેરે એક રાગના બને. શૃંગારરસથી અતિશય ભરપુર નહિ હોય એવા રાધા, કૃષ્ણના કેટલાક રાસો તથા બીજા રાસો જ્ઞાતિ જીવનમાં સારો પ્રાણ પૂરી શકે. એટલે મેળવડામાં રાસની જરૂર છે જ.

મેળાવડામાં સતીઓનાં ચરિત્રો, આધુનિક રૂપરંગથી સજીને ભજવાવવાં જોઈએ. ઘરેણાં વિગેરે કેટલીક બાબતમાં એવું બને છે કે જે કેટલાંક વર્ષો પહેલાં જુનું હતું તે જ આજે તેજ સ્વરૂપમાં છતાં નવું લાગે છે અને ફેશન ગણાય છે. એટલે સતીઓ વિગેરેનાં ચરિત્રો નવા લેબાશમાં ભજવાય એ ઇચ્છવા જેવું છે.

ભક્તિભાવથી ભરપૂર એવી દેવદેવીઓની કેટલીય કથાઓ ખુશીથી ભજવી શકાય. જ્ઞાતિના યુવાન મંડળે આ કાર્ય ઉપાડી લેવું જોઇએ. મેળાવડામાં આવાં ચરિત્રો, નાટિકાઓ, કથાઓ વિગેરે ભજવાય એ જ્ઞાતિ ઉન્નતિમાં સારો ફાળો આપી શકે,

જ્ઞાતિનાં સ્ત્રી, પુરુષો, બાળકોને જ્ઞાન સાથે ગમ્મત મળે, ઉન્નતિનાં પ્રસ્થાન થાય એવી દરેક પ્રવૃત્તિ મેળાવડામાં થઇ શકે. જ્ઞાતિ માસિકનું વાંચન, સીનેમા સ્લાઇડો ( મેજીક લેન્ટર્ન ) વગેરે દ્વારા બાળકો, વૃદ્ધો વગેરેને જ્ઞાન મળે એટલે આવો પ્રોગ્રામ પણ ગોઠવાવો જોઇએ. સ્ત્રીના વિષયોને પણ ગણત્રીમાં લેવા જોઇએ. સ્ત્રી ઉન્નતિ અને સ્ત્રી ઉન્નતિ દ્વારા ગૃહ ઉન્નતિ અને એવી ઉન્નતિ દ્વારા જ્ઞાતિ ઉન્નતિ. આમ જ્ઞાતિના દરેક અંગને ઉપયોગી ગણવું જોઇએ અને તેના વિકાસ માટે મહેનત કરવી જોઇએ. જ્ઞાતિનું એક અંગ સડેલું હશે તો એ સડો આખી જ્ઞાતિને લાગે. પરિણામે જ્ઞાતિરૂપી આખું તંત્ર નિષ્ક્રિય બને. અને એવી રીતે નિષ્ક્રિય બનેલું તંત્ર દેશની સેવા બજાવી શકે નહિ. ઉન્નત મસ્તકે ફરી શકે નહિ અને બીજાની હાંસી રૂપ બને.

એટલે મેળાવડા દ્વારા જ્ઞાતિ ઉન્નતિ માટે ઘણું થઇ શકે. મેળાવડામાં સારૂં કામ કરનારાને ઇનામો અપાય, પુસ્તકોની લહાણી થાય, ગૃહ ઉપયોગી આદર્શ સેટો અપાય. એ સિવાય ઉચ્ચ પરીક્ષા પસાર કરનારાઓને આવા મેળાવડાઓ દ્વારા પ્રોત્સાહન અને ઇનામ-બક્ષિસે અપાય એ પણ ઇચ્છવા યોગ્ય છે. આ બધી કાર્યવાહી બીજાને પ્રોત્સાહન રૂપ બને, ' આપણી જ્ઞાતિમાં કંઇક છે. ' એવો ઉલ્લાસ જાગે.

યુવાન મંડળો અને ભગિની મંડળો! આપણી જ્ઞાતિનો ઉત્કર્ષ સાધવાને તત્પર બનો. મેળાવડા, સંમેલનો, ઉપવન સંમેલનો દ્વારા જ્ઞાતિજનોને કુટુંબીજનો બનાવો. અનેક મટી એક બનો.

( અપૂર્ણ )

## ભેટનું પુસ્તક

નવા વર્ષના ગ્રાહકોને શ્રી ગોપાળજી ઓધવજી ઠક્કર જેવા વિદ્વાન અને અનુભવી ગૃહસ્થની કસાયેલી કલમથી લખાયેલ " સંતની વાતો " નામનું અતિ રસિક અને બોધદાયક પુસ્તક ભેટ આપવાનો અમે પ્રબંધ કર્યો છે.

આ પુસ્તકમાં આધ્યાત્મિક જ્ઞાન ઉપરાંત વ્યવહારિક નીતિની વાર્તાઓ પણ બહુ સુંદર રીતે ગુંથેલી છે. એક વાર વાંચવાનું શરૂ કર્યા પછી તે પુરૂં કર્યા સિવાય ઉઠવાનું મન ન થાય તેવું હળવી ભાષામાં લખાયેલું આ રસિક પુસ્તક છે.

પુસ્તકની નકલો ગ્રાહકોની સંખ્યાની ગણતરીએ અમે છપાવી છે. માટે આજે જ ગ્રાહક તરીકે નામ નોંધાવો. પાછળથી ગ્રાહક થનારને કદાચ ભેટ નહિ મળી શકે તેવી ધાસ્તી છે.

ગ્રાહકોએ પોતાના લવાજમ સાથે ભેટ પુસ્તકનું પેકીંગ તથા પોસ્ટેજ ખર્ચ ૦-૨-૦ વધુ મોકલવા. વી. પી. થી મંગાવનારને ભેટ મોડી મળશે માટે તમારૂં લવાજમ સત્વર મોકલી. તમારી ભેટ પ્રથમ મેળવો.

વ્યવસ્થાપક

ઘાટકોપરમાં—

# ખાદી ગ્રામઉદ્યોગ ભંડારનું થયેલું ઉદ્‌ઘાટન

## મહારાષ્ટ્ર કેસરી શ્રી શંકરરાવ દેવે ખાદી પ્રચારની જગાવેલી જ્યોત

ઘાટકોપર તા. ૮ મી.

ઘાટકોપરમાં ખાદી ગ્રામ ઉદ્યોગ ભંડારની ઉદ્‌ઘાટન ક્રીયા મહાસભા કારોબારી સમિતિના સભ્ય શ્રી શંકરરાવ દેવના શુભહસ્તે આજે સવારે થઈ હતી એ સમારંભનું પ્રમુખસ્થાન શ્રી બાલા સાહેબ ખેરે લીધું હતું. મેળાવડામાં લાઉડસ્પીકરોની ગોઠવણ હતી.

શરૂઆતમાં રાષ્ટ્રીયશાળાની વિદ્યાર્થી બ્હેનોએ એક સ્વાગત ગીત ગાયું હતું. શ્રી કાકુભાઈની પુત્રીએ બંગાળી ઢાળનું એક રાષ્ટ્રીય ગીત ગાયું હતું અને સૌના દિલ મંત્રમુગ્ધ બનાવ્યાં હતાં. પછી ભંડારના વ્યવસ્થાપક શ્રી. મોહનલાલ મગનલાલ પારેખે ઘાટકોપરમાં ચાલતી, ખાદીભંડાર, ગ્રામઉદ્યોગ પ્રવૃત્તિ અને હરિજન સેવા વીગેરેનો નીચે પ્રમાણે ખ્યાલ આપ્યો હતો.

"અમારા આમંત્રણને માન આપીને આપ સર્વે ભાઈઓ, બ્હેનો અને માનવંતા મહેમાનો પધાર્યાં છો તે માટે ઘાટકોપરની જાહેર જનતાવતી અમે આપનું સ્વાગત કરીએ છીએ. અને આપના અનેક શ્રમજીવી અને અગત્યનાં કામકાજોમાંથી વખત લઈ અત્રે પધારી અમારા ખાદી પ્રચારના કાર્યને ઉત્સાહ ભર્યું બનાવ્યું છે તે માટે અમે આપનો સહૃદય આભાર માનીએ છીએ.

મુંબઈમાં ખાદી પ્રચાર માટે ચર્ખાસંઘને પોતાની દુકાનો—ભંડારો ખોલવા પડે છે, જ્યારે અહીં ઉપનગર પરાઓમાં ખાદી પ્રચાર જેવા કાર્યો જનતા અને કાર્યકરતાઓ પોતે ઉપાડી લ્યે છે અને તે કાર્યો મોટે ભાગે શ્રમજીવી અને રચનાત્મક . constructire હોય છે. એ મુંબાઈનાં પરાંની જનતાની વિશેષતા છે; અને એટલે જ ઉપનગરના ઘણાંખરાં પરાઓમાં ખાદી ભંડારો ચાલે છે. આ રચનાત્મક શ્રમજીવી સંસ્કૃતિ ઉપનગરની જનતા અને કાર્યકરોમાં જો દેખાતી હોય તો તેનો યશ આપણા સ્થીર, ગંભીર અને આપણા આદર્શ પુજનારા આપણા નેતાઓ કે મહારથીઓ શ્રી કીશોરલાલ મશરૂવાળા, શ્રી દિલખુશ દિવાનજી શ્રી ગોકુળભાઈ ભટ્ટ, શ્રી સ્વામી આનંદ, શ્રી બાલા સાહેબ ખેર વિગેરે સાત્વિક અને શ્રમજીવી આત્માઓને ફાળે છે. ખાસ્માં ખેરવાડી એવી સાધનાઓમાં પ્રતિકરૂપે આજે દાયકાઓની તપશ્ચર્યા રૂપ છે. જો સાધના ટુંકમાં ફળદાયી બનશે ત્યારે જ એ શ્રમજીવી પ્રવૃત્તિનું આપણને ભાન થશે. ઉપનગરના કાર્યકરો અને જનતા ખાદી અને રચનાત્મક કાર્ય સંસ્કૃતિમાં રંગાયેલા છે એમ દરેકોઈને માલમ પડશે.

આપણા ઘાટકોપરમાં આવી આવી રચનાત્મક કાર્યોની અનેક અનેક યોજનાઓ ચાલી રહી છે. સન ૧૯૨૧—૨૨ માં ઘાટકોપરે ખાદી ભંડારની મોટી પ્રવૃત્તિ ઉપાડી હતી. અને ભંડાર ઘણા વરસ ચાલ્યો હતો. સન ૧૯૩૦—૩૨ માં ઘાટકોપરમાં ૪૫૦ થી ૫૦૦ રેંટીઆનો પ્રચાર થયો હતો. તેમાંથી ઉત્પન્ન થયેલું સુતર વેડફાઈ ન જાય માટે ઘાટકોપરમાં ખુદ ત્રણ હાથ ફટકા શાળવાળી વણાટશાળા ચાલુ

કરી હતી અને ટુંક વખતમાં ૫૦૦ રતલથી વધારે સુતર વણી આપવામાં આવ્યું હતું. સન ૧૯૩૪ માં પૂજ્ય બાપુજીએ ગ્રામ ઉદ્યોગ પ્રવૃત્તિ શરૂ કરી. ઘાટકોપરમાં ભાત હાથે ભરડવાનું અને છડવાનું કોરીસના મજુરોથી શરૂ થયું હતું અને ટુંક વખતમાં પાંચ ખાંડી ભાત તૈયાર કરી ઘરો ઘર વેચવામાં આવ્યો હતો. તલના શુદ્ધ તેલને માટે ઘાણી સામે બેસીને કઢાવવાનો એક માસ પ્રયત્ન કર્યો હતો. તેનું ઉત્પન્ન રોજનું દોઢથી બે મણ હતું. તે જનતામાં રોજે રોજનું વેચાઈ જતું હતું. સન ૧૯૩૭-૩૮ માં લક્ષ્મણવાળાની ચાલમાં ૧ લે માળે સવારની ફક્ત બે કલાકની પ્રવૃત્તિ તરીકે એક ગ્રામ ઉદ્યોગ ભંડાર શરૂ કર્યો હતો અને તે દોઢ વરસ ચાલ્યો હતો. તેમાં વલસાડનાં હાથછડ ચોખા-અંબામોર તથા નવાબી કોલમ તથા દરેક જાતની હાથછડ દાળો, ગાયનું ઘી, અહિંસક ચંપલો. ઘાણીનું શુદ્ધ તલનું તેલ અને ગામડાનો ગોળ વગેરે રાખવામાં આવતું હતું. ઘાટકોપરમાં ગ્રામ અનાજનો આગ્રહ રાખનારાઓને એ બધું મળી રહેવાને હજીયે એ સગવડ ચાલુ રાખેલ છે.

આજે ઘાટકોપરમા કરજ નિવારણ સમિતિનું કાર્ય અને કાંતણ વર્ગનું કાર્ય પરાની અન્ય જનતાને પણ ધડો લેવા લાયક બન્યું છે. ફક્ત ૧૫ રૂપીઆની ટુંકી મુડીમાથી એ કાર્યો શરૂ થયાં હતાં. મુડીમાં ૧૦૦ થી ૧૧૨૫ સુધીનો વધારો થયો છે. તેના પ્રતાપે હરીજનોનું લગભગ ૩૫૦૦ ના જેટલું કરજ ફેડાયું છે. હરીજનોની આવક હાથમાં લેવાય છે. તેના દરેકે દરેક ખરચ ઉપર બારીક રીતે ધ્યાન અપાય છે. આથી તેઓને બચત થઇ રહી છે અને સંસ્કાર પણ સુધર્યા છે. જેને માટે તેઓ સમિતિનો આભાર માને છે.

કાંતણવર્ગમાં દર રવિવારે નિયમિત આવનારાં ૧૫ સભ્યો છે; પણ ઘરે નિયમિત કાંતનારા એવા બીજા ૨૫ કુટુમ્બો છે. એટલે કુલે ૪૦ ઘરોમાં આજે નિયમિત સુતર કંતાય છે. ગયા છેલ્લા ૧૧ માસમાં ઘાટકોપરમાં આશરે ૧૮ લાખવાર સુતરની ઉત્પન્ન થઇ છે. છેલ્લા ત્રણ માસથી આશરે દર મહીને ત્રણ લાખવાર સુતરની ઉત્પન્ન થઈ રહી છે. અમારા ઘાટકોપરમાં રેંટીયા પ્રચારની એક યોજના સરસ અસરકારક નીવડી છે. જે કોઈ ભાઈ અગર બહેન ૭ માસમાં ૪૦ હજારવાર સુતર કાંતી આપવાનું કબુલ કરે તેમને વર્ગ તરફથી એક યરવડા ચક્ર વગર પાલીશનો તેના સરંજામ-પુણીઓ સાથે મફત પુરો પાડવામાં આવે છે અને ચાલીશ હજાર વાર સુતર કંતાયેલાના બદલામાં તેમને એ ભેટ તરીકે કે કંતાઇના મહેનતાણા તરીકે એ કાયમ રહે છે.

ઘાટકોપરમાં આવી આવી નાની મોટી તપશ્ચર્યા અને રાષ્ટ્રીય સાધનાની પછવાડે ઘાટકોપરની જનતાના રાષ્ટ્રીય પ્રેમ અને ફરજ કેળવાતા જાય છે. ઘાટકોપરમાં રચનાત્મક કાર્યોની એક અથવા બીજા સ્વરૂપમાં કાર્ય સાધના અને જનતાના રાષ્ટ્રપ્રેમનાં પુણ્ય પ્રતાપે ઇશ્વરકૃપાયે ઘાટકોપરમાં એક કાયમી ખાદી ભંડારની યોજના ટુકા વખતમાં ઉભી થઇ ગઈ છે. તે ઘાટકોપરની જનતાના સાચા અને ઉદાર દીલના રાષ્ટ્રપ્રેમનું એક સુંદર પ્રતિક છે.

ઘાટકોપરમાં ખાદી પ્રચાર માટે અવારનવાર ફેરીઓ અને સ્ટૉલોનો પ્રયાસ થઇ રહ્યો હતો, પણ માલનો મોટો જથ્થો રાખી ઘાટકોપરની જનતા અત્રે જ પોતાની પસંદગી પુરી કરી શકે એવી સ્થિતિ ન હતી અને ખાદી કાર્ય સેવકોના દિલમા એ બાબત ઘણી ખટકતી હતી. આજે ઇશ્વરકૃપાયે આ ભંડારની યોજના હાથ ધરતાં એ ઉણપ મટી જાય છે.

ઘાટકોપરની જનતાને કુટુમ્બ સાથેની ખાદીની ખરીદી માટે રેલભાડાના પૈસા ખરચવાની જરૂર રહેતી નથી, ઘાટકોપરમાં ખાદીભંડાર નામનું ખાદી પ્રચારનું અને તેમાંથી જન્મતાં અનેક સેવાકાર્યોનું એક સેવાવૃક્ષ આજે આપણા રાષ્ટ્રના મહાન સાત્વિક આત્માઓ શ્રી. ખેર સાહેબના પ્રમુખ સ્થાને શ્રી દેવસાહેબનાં સુભાંક હસ્તે ખાદી સેવાવૃક્ષનું રોપણ થાય છે. ઘાટકોપરની જનતાને એ ચિરસ્મરણીય ઉંચા અભિમાનની વસ્તુ છે.

આ ખાદીભંડાર એ કોઈ ધંધાદારી દૃષ્ટિ નથી. તેમ કે કોઈની વ્યક્તિગત માલીકી નથી. અલબત્ત સેવાની ફરજની જવાબદારીઓ વ્યક્તિગત રહેશે છતાં તેના આદર્શો તો ચુસ્તપણે પળશે. તેની આથી ઘાટકોપર જનતાને ખાત્રી આપીએ છીએ. એટલે ખાદીના ભાવો મુંબઇ કે દાદર જ્યાંથી આવતી હશે ત્યાંનાં જ રહેશે. બીજી ગ્રામ વસ્તુઓ, અહિંસક ચંપલો અને સનાતન સાબુના ભાવો પ્રચારાર્થે ઉત્પાદન સ્થાનનાં ભાવો છે. ઘાટકોપરના ખાદી પ્રેમી ભાઇ બહેનોયે આ ભંડારનાં રક્ષક અને ચાહકો બનવાની હાર્દિક ફરજ છે અને અમારી નમ્ર વિનંતિ છે.

બાદ પ્રમુખ શ્રી ખેર સાહેબે હિન્દુસ્તાનની દરિદ્રતા અને યંત્રોથી ઉત્પન્ન થતી બેકારીનાં કેટલાક પ્રશ્નો જનતા પાસે મુકયા હતા. અને તેવાં ગુંચવાયેલા કોયડાઓનો ઉકેલ માત્ર ખાદી ગ્રામ ભંડારોની સફળતા એ સચોટ પણે સમજાવ્યું હતું.

શ્રી શંકરરાવ દેવે આ ભંડારનાં મૂળ કેમ ઉંડા જાય અને ફુલેફાલે એ વિષે હાજર રહેલાઓને વિસ્તારથી પોણો કલાક સુધી સુંદર વાણી પ્રવાહમાં સમજણ આપી હતી. પોતાનાં પ્રવચન પહેલાં ઘાટકોપરની જનતાના હિયમાં ખાદી પ્રચારની જ્યોત જગાવી હતી. તેની વિધિ તરીકે શ્રીમાંત ગજવાળી મોહનલાલ પારેખે ઘીની બત્તીની એક વાટ પ્રગટાવી આપી હતી. તેમાંથી શ્રી દેવસાહેબે બીજી ઘીની બત્તી પ્રગટાવી ઘાટકોપરની જનતા સમક્ષ પોણો કલાક સુધી હૃદયસ્પર્શી તલસ્પર્શી ભાષણ પ્રવાહ વહેતો મૂકયો હતો. વંદેમાતરમનાં રાષ્ટ્રગીત બાદ સમારંભનું કાર્ય પુરૂં થયું હતું. અને ભંડાર ઉપર છુટક છુટક વેચાણ શરૂ થયું હતું. અને તે દિવસે રૂપીઆ ચારસોનું વેચાણ થઇ ગયું હતું.

# માનપત્ર

સુજ્ઞ મહાશય,

ઇંદોર નિવાસી શ્રીમાન દંત ચિકિત્સક

## વૈદ્યરાજ કિશોરલાલ ભાગીરથ ગુપ્તા

મુ. મુંબઇ

આપે અત્રે પધારી ભાવનગરની જનતાને આપની અમૂલ્ય સેવા અર્પણ કરી છે. "દાંતનું દુઃખ" તો જેને થયું હોય તે જ જાણે છે. દાંત કાઢવાનું કાર્ય ગમે તેટલા પૈસા ખર્ચવા છતાં ઈજા વગર સહેલાઇથી થઇ શકતું નથી; જ્યારે આપે તો કોઇપણ જાતની દવા કે ઇન્જેકશન મૂકયા વગર દર્દીને બીલકુલ ઈજા કે દુઃખ પમાડ્યા સિવાય ફક્ત હાથની આંગળીથી સરલતાથી દાંત કાઢી ભાવનગરના ઘણા દુઃખી ભાઇ બહેનોને ખૂબ રાહત આપી છે. આ સેવાના બદલામાં આપે કોઇપણ જાતની સ્વાર્થની દ્રષ્ટિ રાખી નથી. આપે આ સેવા તદ્દન નિઃસ્વાર્થ ભાવથી પ્રેમપુર્વક કરી છે એટલું જ નહિ, પરંતુ આપનું કાર્ય જોવા આવનાર ડેન્ટીસ્ટો, ડોક્ટરો અને વૈદ્યોને આપે સરળતાથી અને રસદાથી રીતે સમજાવ્યું છે. એ આપનું નિરાભિમાન છે. આપના આવા ગુણોથી આકર્ષાઇ અમે નીચે સહી કરનારાઓ ભાવનગરની જનતા તરફથી આપને આ માનપત્ર આપવાને પ્રેરાયા છીએ.

ફક્ત ક્ષણવારમાં દર્દીને ખબર ન પડે તેવી રીતે દર્દીનો સડેલો, હાલતો કે મજબુત મૂળવાળો દાંત કાઢવાની આપની અનુપમ કળા માટે બારડોલી, પારડી અને જલાલપોર ખાતે ભરાયેલ પ્રદર્શન વખતે કલેક્ટર મે. ઓસ્ટન સાહેબે આપને ઇનામની નવાજેશ કરેલ તે આપણી હિંદી જનતાને અભિમાન લેવા જેવું છે.

આપે ચાલુ વર્ષમાં મુંબઇમાં બે વખત માધવબાગમાં અને દરીયા સ્થાનમાં કચ્છી લોહાણા મહાજનવાડીમાં એક વખત, દંત સત્ર કરી મુંબઇની જનતાની જે સેવા કરી છે તે જાણી અમે અમારો હર્ષ પ્રદર્શિત કરીએ છીએ.

છેવટે આપે ભાવનગરની જનતાને આપના અમૂલ્ય વખતનો ભોગ આપી આપની સેવાનો જે લાભ આપ્યો છે તે માટે આપનો આભાર માનીએ તે પહેલાં આપના ગુરુવર્ય દંતવિદ્યા વિશારદ સ્વામીશ્રી જ્ઞાનાનંદ ભારતીજી જેમણે આપ જેવા સુપાત્રને જનહિત માટે આ વિદ્યા શીખવી તેમને આ વખતે અમે ધન્યવાદ આપવાની તક લઇએ છીએ; અને સર્વશક્તિમાન પરમાત્મા આપનામાં હિંદી જનતાની નિસ્વાર્થ સેવા કરવા વધુ ને વધુ બળ, બુદ્ધિ અને પ્રેરણા દેઓ અને આપને આરોગ્ય સાથે દીર્ઘાયુ બક્ષો એવી અમારી પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે.

અમો છીએ આપના કૃપાભિલાષી મિત્રો અને પ્રશંસકો

| | |
|---|---|
| શેઠ વૃજલાલ ભગવાનદાસ | ગાંધી દામોદરદાસ પરમાણંદદાસ |
| શ્રી. વિરેન્દ્રપ્રસાદ ચન્દ્રપ્રસાદ દેશાઇ | શેઠ ખીમજી ભગવાનભાઇ |

ઘાટકોપરની જનતાને કુટુમ્બ સાથેની ખાદીની ખરીદી માટે રેલભાડાના પૈસા ખરચવાની જરૂર રહેતી નથી, ઘાટકોપરમાં ખાદીભંડાર નામનું ખાદી પ્રચારનું અને તેમાંથી જન્મતાં અનેક સેવાકાર્યોનું એક સેવાવૃક્ષ આજે આપણા રાષ્ટ્રના મહાન સાત્વિક આત્માઓ શ્રી. ખેર સાહેબના પ્રમુખ સ્થાને શ્રી દેવસાહેબનાં મુબારક હસ્તે ખાદી સેવાવૃક્ષનું રોપણ થાય છે. ઘાટકોપરની જનતાને એ ચિરસ્મરણીય ઉંચા અભિમાનની વસ્તુ છે.

આ ખાદીભંડાર એ કોઈ ધંધાદારી દૃષ્ટિ નથી. તેમ કોઇની વ્યક્તિગત માલીકી નથી. અલબત્ત સેવાની ફરજની જવાબદારીઓ વ્યક્તિગત રહેશે છતાં તેના આદર્શો તો ચુસ્તપણે પળાશે. તેની આથી ઘાટકોપર જનતાને ખાત્રી આપીએ છીએ. એટલે ખાદીના ભાવો મુંબઇ કે દાદર જ્યાંથી આવતી હશે ત્યાંના જ રહેશે. બીજી ગ્રામ વસ્તુઓ, અહિંસક ચંપલો અને સનાતન સાબુના ભાવો પ્રચારાર્થે ઉત્પાદન સ્થાનનાં ભાવો છે. ઘાટકોપરના ખાદી પ્રેમી ભાઇ બહેનોયે આ ભંડારનાં રક્ષક અને થાભલાઓ બનવાની હાર્દિક ફરજ છે અને અમારી નમ્ર વિનતિ છે.

બાદ પ્રમુખ શ્રી ખેર સાહેબે હિન્દુસ્તાનની દરિદ્રતા અને યંત્રોથી ઉત્પન્ન થતી બેકારીનાં કેટલાક પ્રશ્નો જનતા પાસે મુકયા હતા: અને તેવાં ગુંચવાયેલા કોયડાઓનો ઉકેલ માત્ર ખાદી ગ્રામ ભંડારોની સફળતા એ સચોટ પણે સમજાવ્યું હતું.

શ્રી શંકરરાવ દેવે આ ભંડારના મૂળ કેમ ઉંડા જાય અને ફુલેફાલે એ વિષે હાજર રહેલાઓને વિસ્તારથી પોણો કલાક સુધી સુંદર વાણી પ્રવાહમાં સમજણું આપી હતી. પોતાનાં પ્રવચન પહેલાં ઘાટકોપરની જનતાના દિલમાં ખાદી પ્રચારની જ્યોત જગાવી હતી. તેની વિધિ તરીકે શ્રીમતિ અજવાળી મોહનલાલ પારેખે ઘીની બત્તીની એક વાટ પ્રગટાવી આપી હતી. તેમાંથી શ્રી દેવસાહેબે બીજી ઘીની બત્તી પ્રગટાવી ઘાટકોપરની જનતા સમક્ષ પોણો કલાક સુંધી હૃદયસ્પર્શી તલસ્પર્શી ભાષણ પ્રવાહ વહેતો મૂકયો હતો. વંદેમાતરમનાં રાષ્ટ્રગીત બાદ સમારંભનું કાર્ય પુરૂં થયું હતું. અને ભંડાર ઉપર છુટક છુટક વેચાણ શરૂ થયું હતું. અને તે દિવસે રૂપીઆ ચારસોનું વેચાણ થઇ ગયું હતું.

# માનપત્ર

સુજ્ઞ મહાશય,

ઇંદોર નિવાસી શ્રીમાન દંત ચિકિત્સક

## વૈદ્યરાજ કિશોરલાલ ભાગીરથ ગુપ્તા

મુ. મુંબઇ

આપે અત્રે પધારી ભાવનગરની જનતાને આપની અમૂલ્ય સેવા અર્પણ કરી છે. " દાંતનું દુઃખ " તો જેને થયું હોય તે જ જાણે છે. દાંત કાઢવાનું કાર્ય ગમે તેટલા પૈસા ખર્ચવા છતાં ઇજા વગર સહેલાઇથી થઇ શકતું નથી; જ્યારે આપે તો કોઇપણ જાતની દવા કે ઇન્જિકશન મૂકયા વગર દર્દીને બીલકુલ ઇજા કે દુઃખ પમાડ્યા સિવાય ફક્ત હાથની આંગળાથી સહેલાઇથી દાંત કાઢી ભાવનગરના ઘણા દુઃખી ભાઇ બહેનોને ખૂબ રાહત આપી છે. આ સેવાના બદલામાં આપે કોઇપણ જાતની સ્વાર્થની દ્રષ્ટિ રાખી નથી. આપે આ સેવા તદ્દન નિઃસ્વાર્થ ભાવથી પ્રેમપુર્વક કરી છે એટલું જ નહિ, પરંતુ આપનું કાર્ય જોવા આવનાર ડેન્ટીસ્ટો, ડોકટરો અને વૈદ્યોને આપે સરળતાથી અને રસદાયી રીતે સમજાવ્યું છે. એ આપનું નિરાભિમાન છે. આપના આવા ગુણોથી આકર્ષાઇ અમે નીચે સહી કરનારાઓ ભાવનગરની જનતા તરફથી આપને આ માનપત્ર આપવાને પ્રેરાયા છીએ.

ફક્ત ક્ષણવારમાં દર્દીને ખબર ન પડે તેવી રીતે દર્દીનો સડેલો, હાલતો કે મજબુત મૂળવાળો દાંત કાઢવાની આપની અનુપમ કળા માટે બારડોલી, પારડી અને જલાલપોર ખાતે ભરાયેલ પ્રદર્શન વખતે કલેકટર મે. બ્રોસ્ટન સાહેબે આપને ઇનામતી નવાજેશ કરેલ તે આપણી હિંદી જનતાને અભિમાન લેવા જેવું છે.

આપે ચાલુ વર્ષમાં મુંબઇમાં બે વખત માધવબાગમાં અને દરીયા સ્થાનમાં કચ્છી લોહાણા મહાજનવાડીમાં એક વખત, દંત સત્ર કરી મુંબઇની જનતાની જે સેવા કરી છે તે જાણી અમે અમારો હર્ષ પ્રદર્શિત કરીએ છીએ.

હવે આપે ભાવનગરની જનતાને આપના અમૂલ્ય વખતનો ભોગ આપી આપની સેવાનો જે લાભ આપ્યો છે તે માટે આપનો આભાર માનીએ તે પહેલાં આપના ગુરૂવર્ય દંતવિદ્યા વિશારદ સ્વામીશ્રી જ્ઞાનાનંદ ભારતીજી જેમણે આપ જેવા સુપાત્રને જનહિત માટે આ વિદ્યા શીખવી તેમને આ વખતે અમે ધન્યવાદ આપવાની તક લઇએ છીએ; અને સર્વશકિતમાન પરમાત્મા આપનામાં હિંદી જનતાની નિસ્વાર્થ સેવા કરવા વધુ ને વધુ બળ, બુદ્ધિ અને પ્રેરણા દેઓ અને આપને આરોગ્ય સાથે દીર્ઘાયુ બક્ષો એવી અમારી પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે.

અમો છીએ આપના કૃપાભિલાષી મિત્રો અને પ્રશંસકો

શેઠ વૃજલાલ ભગવાનદાસ — ગાંધી દામોદરદાસ પરમાણંદદાસ

શ્રી. વિરેન્દ્રપ્રસાદ ચન્દ્રપ્રસાદ દેસાઇ — શેઠ ખીમજી ભગવાનભાઇ

શેઠ ત્રીભોવનદાસ લાલજી
શેઠ સુખલાલ ઝવેરભાઈ
શેઠ વિઠ્ઠલદાસ છગનલાલ
શેઠ ગુલાબચંદ આણંદજી
પારેખ જીવરાજ દેવચંદ
પરી. ભીખાભાઈ ગોપાળજી
પરી. ભીખાભાઈ પરભુદાસ
પારી. શાન્તીલાલ પ્રાણજીવનદાસ
વોરા ડાહ્યાલાલ ભાઈચંદ
વોરા જગજીવનદાસ અમરચંદ
ડા. મગનલાલ મોતીચંદ ચૌહાણ
શેઠ ઇન્દુભાઈ બાપાભાઈ
શેઠ મકનદાસ લાલજી
શેઠ પીતાંબર ડોસાભાઇ
શેઠ વસંતરાય હરગોવિંદદાસ
મણિયાર ગોરધનદાસ અમીચંદ
શાહ નાનાલાલ ધરમશી
શ્રી પાટીદાર સેવા મંડળ
પારેખ નંદલાલ ચીમનલાલ
વૈદ્ય જેઠાલાલ જગજીવનદાસ બાળવૈદ્ય (ચકલી બટ)
ડા. એન. સી. ગાંધી (દાંતના ડોકટર)



# મોઢ વણિક જ્ઞાતિની શુભ પ્રવૃત્તિં

## મોઢ સખાવતી ફંડમાંથી બંધાવેલો હોલ

સુરતમાં મહિલાવિદ્યાલય મંડળ ગર્લ્સ હાઇસ્કુલની વ્યાયામશાળા પર નવા બાંધેલા હોલના ખરચમાં શેઠ તાપીદાસ અને તુલસીદાસ વ્રજદાસ ચેરીટેબલ ટ્રસ્ટ (મોઢ દયા ગોભવા અમદાવાદી ફંડના ટ્રસ્ટીઓ) તરફથી ત્રણ હજારનું દાન મળ્યું છે. તેમાં મરહુમ બેઉ શેઠ તાપીદાસ વ્રજદાસ અને તુલસીદાસ વ્રજદાસની છબીઓનો અનાવરણ સમારંભ સદરહુ ફંડના ટ્રસ્ટી શેઠ નાથાભાઇ વીઠ્ઠલદાસ ચોકસી, વકીલના પ્રમુખપદે યોજવામાં આવ્યો હતો. શ્રી. સત્વસુખ વહોરાએ પ્રમુખની દરખાસ્ત મુકી હતી અને પ્રિન્સિપાલ શ્રીમતી ચંદ્રિકા પાઠકજીએ તેને ટેકો આપ્યો હતો. શ્રી. ગોરધનદાસ કાજીએ પ્રસંગ અનુસાર ટુંક વિવેચન કર્યું હતું અને ફંડના ટ્રસ્ટીઓને સંસ્થાને વિશેષ મદદ કરવા વિનંતી કરી હતી. પ્રમુખ શેઠ નાથાભાઈ ચોકસીએ રૂા. ૩૦,૦૦૦ ત્રીસ હજાર ચી શરૂ કરેલ ટ્રસ્ટ ફંડનો ટુંકો ઇતિહાસ કહ્યો હતો "અને ટ્રસ્ટ ફંડમાંથી સાર્વજનિક હાઇસ્કુલ અને મિડલસ્કુલ, વિઠ્ઠલવાડી, અને મંદિર, મિશન હાઇસ્કુલ અને કન્યા કેળવણી માટે આ સંસ્થાને કરેલ સખાવતોનો ઉલ્લેખ કર્યો હતો. અને આ સંસ્થાને વિશેષ મદદ માટે પોતાનો બનતો ફાળો આપવા જણાવ્યું હતું. ત્યારબાદ બાળાઓએ એક ગીત ગાયું હતું. રા. સા. વૃંદાવન જાદવે પ્રમુખના આભારની દરખાસ્ત મુકી હતી અને રા. સા. છોટુભાઇ વકીલે દરખાસ્તને ટેકો આપ્યો હતો. શેઠ નાથાભાઈ કે જે આ સંસ્થાની વ્યવસ્થાપક મંડળીના સભ્ય છે તેમને મંડળને ખબર થવા સારૂ વિશેષ સેવા અર્પવા વિનંતિ કરી હતી. વન્દે માતરમના ગીત બાદ સમારંભ સમાપ્ત થયો હતો.

# બારે રાશીવાર માસિક ભવિષ્ય

(તા. ૧૫-૧૦-૪૦ થી ૧૪-૧૧-૪૦ સુધી)

લેખક—શાસ્ત્રી. અમૃતલાલ ભાણજી રાજગુરૂ.

૧ મેષ (અ. લ. ઈ.) રાશીવાળાઓ, ગભરાઓ નહિ. હીંમત હારો મા હવે શનિ મહારાજે પોતાનો પ્રભાવ તમારા પર અજમાવી દીધો છે એમ સમજો. એટલે ચાલુ ધંધામાં, નોકરીમાં કે શરીરે જે મુશ્કેલી તમો ભોગવી ચુકયા તે આ માસ માટે હવે ન થવી જુવે. તે ઉપરાંત તા ૨૦–૨૫–૨૭–૨૯–૧–૫–૭–૯–૧૩ એ તારીખે તમારા કાર્યની સીદ્ધિ માટે તમારે કોઈની મુલાકાતે જવાની જરૂર પડે તો જરૂર જવું અને તમારા માટે કોઇ મિત્રે કે સ્નેહીએ ભલામણ કરી હોય તો તેનો સદુપયોગ કરવો.

૨ વૃષભ (બ. વ. ઉ.) રાશીવાળાઓ, આખરે ઘણા દિવસે હતાશ થયેલ દશામાંથી કંઈક આશાનાં ચીન્હો જણાયા તે પણ તમારા માટે મૃગજળ નિવડ્યાં તેથી હીંમત હારી જવાય તે વાસ્તવિક છે; પરંતુ ભાઈઓ ! મુશ્કેલી અને દર્દ ઘોડા વેગે આવે અને કીડી વેગે જાય તે કહેવત સત્ય માનો. આમ છતાં મિત્રો તરફથી સહાય અને સહાનુભૂતિ ઠીક છે. તેથી વધુ હરકત આવે નહિ. શરીર માટે દવા ખુબ કરી જોઈ. પરંતુ હવે ભલામણ છે કે દેવની કૃપા એટલે જપ, તપ, આરાધના કરી જુવો; ઘણો ફેર પડશે. તમારા ઇષ્ટ દેવનું નામ લેખન ક્રમ શરૂ કરો અગર સવાર સાંજ મળતા વખતે આરાધના કરવી.

૩ મીથુન (ક. છ. ઘ.) રાશીવાળાઓ, તમારી મુશ્કેલીમાં તમોએ રાખેલ હીંમત માટે તમોને ધન્યવાદ ઘટે છે. પ્રભુ તમારી હીંમત સામું જરૂર જોશે. જુવો આ માસમાં તમારી મુશ્કેલી પાર પડે અને કંઈક લાભ મળે તેવા દિવસો તા. ૧૮–૨૩–૨૬–૩–૫–૧૧–૧૪ના છે. તે દિવસે તમારા ઇષ્ટનું નામ લઇ તમારા કામ માટે જશો તો પાર પડશે. બહુ વિચાર વમળમાં રહેતા હો તો એટલે કે વિચારમગ્ન બહુ રહેતા હો તો કોઇને કોઈ કામમાં મન રોકી રાખવું જેથી રાહત રહેશે.

૪ કર્ક (ડ. હ.) રાશીવાળાઓ, તમો જો શરીરે હેરાન હેરાન થઇ ગયા હો તો હવે ધીરજ રાખો. સૌમ્ય ગ્રહનો હળવો દૃષ્ટિપાત તમો પર થતો આવે છે. મનધાર્યાં કાર્ય કરવાનું બળ પ્રાપ્ત કરી શકશો. કોઈની મુલાકાતમાં ફતેહ મેળવી શકાય પણ ૧૭–૨૨–૨૮–૧–૪–૬ તારીખે કોઇને મળવા ન જવું. મિત્રો તરફથી તમો સારૂ જોતા હશો પણ તે ઉપરનો દેખાવ હોય તેનાથી તમો તમારૂં પૂર્ણાંશે કામ સિદ્ધ કરી શકો નહિ.

૫ સિંહ (મ. ટ.) રાશીવાળાઓ, તમારો ટાઇમ વાસ્તવિક આ માસ માટે ઠીક કહેવાય. આમ છતાં તમોને ખાસ યાદીપૂર્વક જણાવાય છે કે તમો ચાલુ માસની તા. ૧૬–૨૦–૨૪–૨૫–૨૬–૨૮–૩૦–૨–૩–૪–૫–૬–૭ના રોજ ખુબ જ સંભાળપૂર્વક રહેશો કેમકે ભુમીપુત્ર એટલે મંગળ ગ્રહ ભોંયમાંથી ભાલા ઉભા કરે માટે મંગળાય નમઃ એનું જપ-મનન કર્યા કરવું. જાણો છો ને એ દેવને ખુબ નમતા ભજતા રહેવાની જરૂર છે !

૬ કન્યા (પ-ઠ-ણ) રાશીવાળાઓ, એક સરખા દિવસ કોઇના દુઃખમાં જાતા નથી. એ નિયમને લઇ હવે તમારી દશા પણ સુધારા પર આવવાને તૈયાર થાય છે. જુવો તા. ૧૫–૧૭–૧૮–૨૦–૨૧–૨૨–૨૮–૧–૭–૯ના રોજ ત૦

મોને લાભના સુચનનું કોઇના તરફથી કહેણુ કે કાગળ પત્રથી આશ્વાસન આવે અથવા કર્યાં કાર્યમાં હળવો લાભ જણાય તેવું જરૂર છે. પણ શરીર બાબત ખુબ ધ્યાન રાખવાનું છે, સત્ય અને નીતિનું પાલન કરવામાં ભૂલ ન થાય તે માટે મનને ખુબ જ સાવચેત રખાવશો. બીજાનાં પ્રબલ પ્રલોભનરૂપી ભુલાવામાં સપડાઈ ન જવાય તેતું ધ્યાન રાખશો.

૭ તુલા (ર–ત) રાશીવાળાઓ, તમોએ માનો કે સુખ-જોયું પણ તે તો સીનેમાની દષ્ટી-ફીલમની માફક અદસ્ય થઈ ગયું તેથી મન વારંવાર ચિંતા કર્યા કરતું હોય તો સમજાવો કે સૂર્યની આ દીન દશા પોતાનો પ્રખર પ્રભાવ દિવસ ર૭ સત્યાવીશ બતાવી ચાલી જશે. એ વખત દરમિયાન એટલે, તા. ૧૭–૧૮ ૨૦–૨૧–૨૩–૨૪–૨૬–૨૭–૨૯–૧–૩–૪–૫ એ દિવસોએ ખુબ સંભાળીને ચાલવાનું છે.

૮ વૃશ્ચિક (ન–ય) રાશીવાળાઓ, જુઓ અત્યારે તમો સારા વખતમાં આવી ગયા છો. એટલે કે તમારા ગ્રહ, દિન દશા ઠીક છે તેથી તમારા કેટલાક કામ પણ પાર પડે તે સંજોગ પણ દેખાઇ રહ્યા છે. તમારા માટે બીજા મિત્રોએ અથવા સ્નેહી જનોએ લીધેલ પરિશ્રમ પણ સાર્થક થવા આવ્યો કહેવાય તમારી આપત્તિ યાને મુશ્કેલીમાં તમારા માટે જેણે મહેનત લીધી હોય, તેનું સંસ્મરણ રાખશો અને તા. ૧૮–૨૦–૨૧–૨૭–૪–૬ એ દિવસે પ્રયાણ યાને બહાર ગામ જવાનું ન રાખવું તેમજ ભુમી સંબંધી પણ, કંઇ કામ કરવું નહિ. ટુંકમાં એ દિવસો તમોએ તમારા માટે ખુબ સંભાળવાના છે.

૯ ધન (ભ. ધ. ફ ઢ.) રાશીવાળાઓ, તમો દુઃખના દરીઆ ઓળંગી ગયા. સામે જમીનના કીનારારૂપી–સુખી થવાની નિશાનીઓ આવી મળી છે. આમ છતાં રાહુ તમારા સુખને ગળી જવાનું ધારે તે પણ સંભવી t છે. માટે 'રાહવે નમઃ,' એ નામ મંત્રનું થોડું થોડું પણ નિરંતર જપ, મનન ચાલુ રાખોઃ તમારા માટે શુકલ પક્ષની પાંચમથી પુનમ સુધીના દિવસો ખુબ જ જાળવવાના છે. શરીરને તે દિવસોએ બહુ સંભાળવું.

૧૦ મકર (ખ. જ.) રાશીવાળાઓ, તડકા અને છાયા એ હીસાબે તમારી સ્થિતિ સારી અવારનવાર રહી પણ જેમ દેવતાઓની સુખી સ્થિતિને દેત્યો જોઇ શકે નહિ તેમ હીતશત્રુરૂપી રાહુએ તમારા વિરૂદ્ધ ચળવળ કરી તમારી પ્રતિષ્ઠા, નોકરી કે ધંધામાં હાનિ પહોંચાડવા ઘણું કરી જોયું પણ તેનું કશુએ વધુ વળવાનું નથી તે ચોકકસ માનો, પણ તા. ૨૦-૨૨-૨૮-૨-૮ એ દિવસો ખુબજ સંભાળજો.

૧૧ કુંભ (ગ. શ. સ) રાશીવાળાઓ, તમોએ ખુબ કમાણી કરી અને ખર્ચી પણ ખુબ નાખ્યા. આનંદના ઉત્સવમાં જ્યારે રાહુ ઘુસી જાય અને તેથી જેમ કંઇ પ્રકાશ દેખાય નહિ તેમ મનમાં ચિત્તમાં જાણે અંધારું અને કંઈ વિચાર કરવાનું સુઝે નહિ, કામમાં કંઇ ગમ પડે નહિ કે ચોખવટ દેખાય નહિ. સ્નેહીઓમાં કે સગાંઓમાં કલેષના જેવું દેખાય. તમારા શરીર માટેના દિવસો તા. ૨૩–૨૭–૨૯ ૧–૭–૯ ના શરીર સંબંધી ખરાબ છે. માટે ખુબ સંભાળ રાખશોજી.

૧૨ મીન (દ. ચ. ઝ. થ.) રાશીવાળાઓ, તમો તનતોડ મહેનત લઇ રહ્યા છો તે પ્રમાણે તેના ફળના ભોકતા તમો જરૂર થશો અને મહેનત મુજબ તમોને ફળ જરૂર મળે. પણ મનના ધર્મ એવા છેકે ઘણી ઘણી મહેનતે જ્યારે લાભ ન ભાળીએ ત્યારે જરૂર અધિરાઈ આવે, તીવ્રતા જાગે; પણ ભાઈ, જ્યાં બધું પારબ્ધાધિન ત્યાં જનો બીચારાં શું કરે પણ ગભરાઓ નહિ, ચિંતા કરો નહિ. તા.

૨૧-૨૨-૨૪-૨૬-૨૮-૨-૪-૫-૬-૮ એ તારીખે તમારા કાર્યમાં તમોને શુભ ફળ મળે તેવો યોગ છે અને તમારા કાર્યની સફળતા માટે સારૂં છે. તે દિવસોએ તમારા-ધંધા નોકરી કે બીજા કોઇ આર્થીક કામ બાબતસર કોઇની મુલાકાત લેવાની જરૂર પડે તો જરૂર મળવા જવું સારૂં છે. તમારૂં કામ સિદ્ધ થાય.

---

## દંતવિદ્યા વિશારદ વૈદ્યરાજ કિશોરીલાલ ભાગીરથ ગુપ્તાને દંતસત્ર વેળા સિહોર મહાજને આપેલા માનપત્ર પ્રસંગે ગાએલું

(મનહર)

મેં સુણ્યું કે દાંત કાઢનાર છે કિશોર કોઇ;
આ તો એલમસ્ત ને દાઢીવાળા દેખાય છે!
કોઇ કહે એ તો યમલોકથી અતિથી આવ્યો,
બોખાંઓ બનાવવાનો એનો વ્યવસાય છે!

કોઇ કહે ચોકઠાં બનાવનારાઓનો સંગી,
કોઇ કહે એ તો યોગિની જેવો જણાય છે.
કોઇ કહે કવિ ને કલાકારોનો એ છે રિપુ;
અંગારેથી દાંતનું મહાત્મ લુંટી જાય છે!
કોઇ કહે મહમ્મદ ધી મેંડમાં છે માનનારો;
સમાધીના છીર્ણોદ્ધારે ઉત્સુક જણાય છે.

કોઇ કહે આવ્યો છે એ નારદ બનીને બીજો;
દંપતી દુભાવવાનો એનો વ્યવસાય છે!
કોઇ કહે કામીનીના દાંતથી ડંખાયેલો છે;
એટલે તો આવો દ્રોહી દાંતનો જણાય છે.
જુઓ દાંત પીસે પેલો વિરંચી જગતપિતા;
એ ઉગારે, પાડે, એનું સ્થાન રાંલી જાય છે!

આવી આવી આકૃતોનું આવડું પડીકું મોટું;
ખૂણે ખાંચેથી ખોળીને લાવો એ નવાઇ છે!
કોઇ જો કહે આવીને દાંત હું તમારા પાડું;
તો તો તે તમારી ગાળો, આવી આવી ખાય છે!
કામણગારો છે કેવો જુવોને આ જાદુગરો;
દાંત પાડીને અમારો ચાહ છુતી જાય છે!

૨૭-૯-૪૦

દેવકૃષ્ણ પીતાંબર જોશી

# યુવાન !

વ્હાલા યુવકો,

આજે દરેક જાતિઓમાં 'વિપ્લવ' ની ભેરી વાગે છે 'બંડ' ની નોબતો ગડગડે છે; "ક્રાન્તિ" ની જવાલાઓ જાગે છે, ત્યારે હજુ તમો કુંભકર્ણની પેઠે સુતાજ રહેવા માગો છો !

ગુલામીની જંજીરથી જકડાયેલા રહેવાનું તમે ક્યાં સુધી પસંદ કરશો ! રૂઢી ઉપાસકોના અમાનુષી ફરમાનોને તમે હવે ક્યાં સુધી અપનાવશો !

બાળલગ્ન અને વૃદ્ધલગ્નની નિંદ્ય પ્રથા કેટલોક વખત ચાલવા દેશો !

જવાંમર્દો ! તમારે શું શિવાજીના શૂર ચમકાવવા છે ? તમારે શું પ્રતાપના પાણી બતાવવા છે ! બહાદુર નરો, તમારે શું મહાવીર હનુમાન વીર હાંકનો પડછદો દિશાઓમાં ગજવવો છે !

થાઓ તૈયાર ! કસો કમ્મર ! ઉઠો, આલસને જલ્દી દૂર કરો ! ચલો ! પ્રગતિને પંથે ! અને કહી દો કે—

તમારા રાક્ષસી ફરમાનોનો યુગ હવે અસ્ત થઈ ગયો છે. જુઓ, તમારી આપખુદીનો મૃત્યુ ઘંટ હવે વાગી ચુક્યો છે. તમારા પક્ષપાતના નાટકના પડદા ચીરાઇ ગયા છે. તમારી અન્યાયોની ઘોર ખોદાઈ રહી છે, લાંચ, રૂશ્વત લેવાનો વખત તો બલીને ભસ્મભૂતજ થઈ ગયો છે.

ઓ ! દૂર ચલો, અમારાં પ્રગતિ પંથને રોકનારાઓ ! ખબરદાર ! માઝા મૂકી છે તો ! અમારા સમુદ્ર સમાન વેગને હવે તમે નહિ ખાળી શકો ! અમારે પ્રાણવાન પ્રકાશ જોઇએ છે !

ચલો પ્રગતિને પંથે ! કૂચ કરો અને ગુલામીની જંજીરો તોડી ફોડીને ફેંકી દો !

હરખલાલ. જે. ભગત.—જામનગર

---

# કર્તવ્ય એકજ

પ્રણવનો જાપ જપી, નારાયણનું ધ્યાન ધરો;
મન, વાણી, કાયાશુદ્ધિથી, વેદનું અધ્યયન કરો.

યજ્ઞનું પૂજન કરી, ઓમને પ્રાપ્ત કરો;
ઉંચ નીચના ભેદને ભૂલી, સર્વત્ર બ્રહ્મ વિચાર કરો.

નારાયણનો આશ્રય લઇ, જુલમી સત્તાઓને પડકાર કરો;
જ્ઞાન યજ્ઞ કરી, હિંદને આઝાદ કરો.

લેખક : શાંતિકુમાર પારેખ, મુંબઈ

# દીપોત્સવીના સોણલાં!

તડ્...તડ્...તુડ...તડ......
ધડીંગ......ધુમ.... .......

લક્ષ્મીનંદનીની આતશબાજી કંગાલના હૈયાઓમાં તડ...તડાટ પેદા કરે છે...રંકના બચ્ચાઓ ટીકીટીકીને ચંદીના ચમચાળાં મીંવાળાં બાળકો તરફ જુએ છે.

ફટાકડાના અવાજે રંક પિતા...રંક માતા પોતાના વહાલા બાલકને દુભાવ્યાના ખ્યાલે દુઃખી થાય છે.

......અર્ધ બળેલ ફુલઝર મહાલયની અટારીએથી નશીબના સીતારા સમા એ ધનનંદનના બાલક ફેંકે છે......નીચે મુખ વકાસી રહેલ નિર્ધન માબાપને ખોળે જન્મી કમનશીબીની આછી પામરી ઓઢેલ બાળક ઝટ ઉઠાવી લે છે. અને રાતા પીળા ખરતા તારાએ રાચતો એ ઝૂંપડીમાં જાય છે.

બાને નિજ વિજય સુણાવ્યા પહેલાં તો એ રાતાપીળા તારા ખેરવતું ફુલઝર ઓલવાઈ પડે છે જાણે એ રજુ ગરીબની ઝુંપડી તરફ જોઈ ઉપહાસ કરતું હોય કે......'રંકબાલ...તારી ઝુંપડીમાં મારે માટે સ્થાન ન હોય! મારૂં સ્થાન સામેના મહાલયમાં છે?'

કાન્તિ. એમ. દોશી.—(મોરબી)

---

# આવો મોહનજી

આવો મોહનજી આવો મોહનજી,
મળવા આ ગોકુલ ગામમાં—ટેક
લાગી લગનીઆ જાગી અગનીઆ,
મોહન તમારા નામમાં—આવો૦
આવું હું ક્યાંથી પાસે મોહનજી પાસે મોહનજી,
તનડું છે લોક લગામમાં—આવો૦
સૂના ભોજનીઆ સૂના સાજનીઆ,
મનડું ઠરે નહિ ધામમાં—આવો૦
પ્રેમની જોગણ ઘેલી વિજોગણ,
પ્રીતિ છે વલ્લભ શ્યામમાં—આવો૦

વલ્લભજી સાણજી મહેતા

# જ્ઞાતિ સમાચાર

ભુજ કચ્છ:— શ્રી મોઢ માંડલીઆ મિત્રમંડળની એક બેઠક તા. ૨૮–૯–૪૦ ને રોજ ભાઈ રસીકલાલ ભગવાનલાલનાં પ્રમુખપણાં નીચે મળી હતી. રા. સેક્રેટરીએ આગલી મીટીંગની મીનીટ વાંચ્યા બાદ નીચે મુજબ ઠરાવો પસાર થયા હતા.

૧ મરણ પછવાડેના જમણ કરવાની હાલે ૫૦ વર્ષની હદ ઠરાવવામાં આવે છે, પણ તે હજુ બહુ જ ઓછી છે. વાસ્તે ૬૦ વરસ અંદરનાનું પરોજણ ન કરવાનું આ મંડળ ઠરાવ કરે છે.

૨ મોઢ તથા માંડલીઆ જ્ઞાતિમાં મરણ પછવાડે ઘ્રો ( Dhro ) નાં જમણ જમાડવાની પ્રથા ચાલે છે તે હવેથી સદંતર બંધ કરવી.

૩ સાંભળવા પ્રમાણે માંડવીની માંડલીઆ જ્ઞાતિએ લગ્ન પ્રસંગે વરપક્ષવાળા તરફથી હેમ ( સોનું ) ગદી ૧૧૦ આપવાની પ્રથા હતી તે ઘટાડીને હેમ ગદી ૧૦૦ સોનાં દાગીના કરવાનું ઠરાવેલ છે, પણ તેવા ખબર ત્યાંની જ્ઞાતિના પટેલ તરફથી ધોરણ મુજબ અહીની જ્ઞાતિને હજી સુધી આપવામાં આવ્યા નથી અને તે ઠરાવનો અમલ થયો હોય એવું પણ જાણવામાં આવ્યું નથી. અહીંની માંડલીઆ જ્ઞાતિને મજકુર ઠરાવ સાથે પુરો હિત: સંબંધ છે. છતાં પણ તેનાં ખબર આપવામાં આવ્યા નથી તે શોચનીય છે.

શ્રી મોઢ વણિક કેળવણી મંડળ-ગોધરા- પ્રથમ છ માસિક રીપોર્ટ—ગોધરાખાતે મોઢ વણિક વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થીનીઓને કેળવણી અંગે મદદ કરવા માટે ઉપરોક્ત મંડળ સ્થપાયું છે. મંડળના પ્રમુખ તરીકે શ્રી. પુનમચંદ હરિલાલ મોદી કામ કરે છે. આ મંડળના ફંડમાંથી વિદ્યાર્થીઓને પુસ્તકો તેમજ ફી આપવામાં આવે છે. આ મંડળમાં શરૂઆતથી જ સત્તાવીસ સભ્યો જોડાયા છે. સભ્યોની માસિક ફી રૂા. એક રાખવામાં આવી છે. અત્યાર સુધીમાં મંડળને રૂા. એકસોને ચુમ્મોતેર સભ્ય ફી મળી છે. તથા રૂ. પચાસ ભેટદાન મળ્યા છે. એમાંથી નેવુ રૂા. વિદ્યાર્થીઓને મદદના અપાયા છે. મંડળ પાસે બાકી ભંડોળ રૂા. એકસોને બત્રીસ રૂા. નું છે. આ ઉગતું મંડળ વધુ ને વધુ પ્રગતિ પામે, જ્ઞાતિજનોનો એને સહકાર મળતો રહે અને મંડળનું ધ્યેય ફળિભૂત થાય એમ અમે ઇચ્છીએ છીએ.

વઢવાણકેમ્પ:—સભા:-અત્રેની શેઠ એન. ટી. એમ. હાઇસ્કૂલના વિદ્યાર્થીઓની ડીબેટીંગ સોસાયટીની એક ખાસ સભા " આધુનિક કેળવણીના લાભાલાભ " ના વિષય સંબધે શ્રી. રતિલાલ હરજીવનદાસ મણિયાર બી. એ. બી. ટી. ના. પ્રમુખપદ નીચે હાઇસ્કૂલના સેન્ટ્રલ હોલમાં તા. ૧૩–૯–૪૦ ના રોજ ભરવામાં આવી હતી. શરૂઆતમાં વિદ્યાર્થીઓએ બન્ને પક્ષે રસદાયક ચર્ચા કરી હતી. ત્યારબાદ એજન્સી કેળવણી ખાતાના વડા અધિકારી શ્રીયુત એમ. એમ. દ્વિવેદી સાહેબ જેઓ તે સમયે હાઇસ્કૂલના વાર્ષિક ઇન્સપેકશનના પ્રસંગે આવેલ તેમણે એક મનનીય પ્રવચન કર્યું હતું. કેળવણીમાં ચરિત્ર વિકાસને પ્રાધાન્ય અપાવું જોઇએ, તેવું પોતાનું દૃષ્ટિ બિંદુ જણાવ્યું હતું. ઉપસંહારમાં પ્રમુખશ્રીએ જણાવ્યું હતું કે આધુનિક કેળવણીમાં કેટલાક દોષો છે તે સત્ય છે. જગતમાં ચારિત્ર વિનાના જ્ઞાનની મુદ્દલ કિંમત નથી, માટે શિક્ષણમાં વિદ્યાર્થીઓના ચારિત્ર વિકાસ તરફ ખાસ લક્ષ અપાવું જોઇએ, તેમ જાહેર

કર્યું હતું. અંતમાં શાળાના હેડ માસ્તર સાહેબે શ્રી. દ્વિવેદી સાહેબને હારતોરા પહેરાવ્યા બાદ સભા બરખાસ્ત થઇ હતી.

**શ્રી કોટ હિંદુ સ્ત્રીમંડળ મુંબઇ**—આ મંડળનો ૧૯૩૮ ના જુલાઈ થી ૧૯૪૦ ના જુન સુધીનો હેવાલ તથા હિસાબ અવલોકનાર્થે મળ્યાં.

આ મંડળમાં ચાલતા શિક્ષણ વર્ગોમાં અંગ્રેજી, ગુજરાતી, સંસ્કૃત, હુન્નરઉદ્યોગ, ગરબા તથા સામાન્ય જ્ઞાન અપાય છે. નવરાત્રી ઉત્સવ, વાર્ષિકોત્સવ, ગૌરવના ગરબા, સ્ટીમરની સહેલગાર, આનંદપર્યટન, હરિકીર્તન, સીનેમા તેમજ ભાષણો વગેરે જુદી જુદી પ્રવૃત્તિઓ હાથ ધરાએલી છે. બોમ્બે વિમેન્સ એસોસીએશન સાથે આ મંડળ જોડાએલું છે.

મંડળની વાર્ષિક પરીક્ષામાં કુલ ૭૫ બહેનોએ ભાગ લીધેલો અને ધોરણવાર પહેલું તથા બીજું ઇનામ મેળવનાર બહેનોના તથા હાજરી માટે ઇનામ મેળવનાર બહેનના નામો રિપોર્ટમાં આપવામાં આવ્યા છે.

આ ઉપરાંત રિપોર્ટવાળા વર્ષ દરમ્યાન મેળાવડા, સરઘસ, ભાષણો વગેરે પ્રકારની જે જે પ્રવૃત્તિ મંડળે કરી છે તેનું વિગતવાર વર્ણન રિપોર્ટમાં છે.

જેના તરફથી જે જે રકમ જે જે ખાતામા ગણી હોય તેની નોધ તથા બે વર્ષ સુધીના ખર્ચનું સરવૈયું પણ બહાર પાડવામાં આવ્યું છે.

હિંદુ સ્ત્રીઓ આ મંડળનો વિશેષ પ્રમાણમાં લાભ લેતી બને તો ભવિષ્યમાં જ્ઞાતિનું ગૌરવ કંઇક જુદું જ દીપી નીકળે.

**અભ્યાસ**—કાંગશાના એન્જીનીયર ખીમચંદભાઇ હરજીવનદાસ વોરાની પુત્રી કુમારી જયાવતી બ્હેન મુંબઇની સેંટઝેવીયર કોલેજમાં એમ. એ. નો અભ્યાસ કરે છે. અમારા તેમને અભિનંદન.

**પાસ થયાં** સુરતઃ—રવિન્દ્ર મનમોહનદાસ શેઠ પ્રિવિયસમાં (૨) રમણલાલ છોટાલાલ મહેતા B. A.ના બીજા વર્ષમાં (૩) ગણપતિલાલ છોટાલાલ મહેતા એલ એલ. બી. બીજા વર્ષમા (૪) ચીખલીના ચંદુલાલ હરિલાલ શાહ ઇન્ટર સાયન્સમાં (૫) ઇંદુમતિ ઇશ્વરલાલ દાણાવાળા (ચીખલી) એફ. વાઇ. આર્ટસમાં (૬) શાશકાંત ગાંડાભાઇ શેઠ (ચીખલી) એફ. વાઇ. આર્ટસમા (૭) ભાનુમતિ ગાંડાભાઇ શેઠ (ચીખલી) મેટ્રીકમાં (૮) રવિન્દ્ર માણેકલાલ શાહ (ચીખલી) એમ. એ. માં.

મુંબઇ—(૧) અમરજલાલ નટવરલાલ પારેખ (નવસારી) મેટ્રીકમાં (૨) દામોદરદાસ મગનલાલ ઘીવાળા એફ. વાઇ. આર્ટસમાં (૩) દેવેન્દ્ર ચંદુલાલ પરીખ એફ. વાઇ. કોમર્સમાં (૪) જયંતિલાલ ધીરજલાલ (નવસારી) મટ્રીકમા (૫) જીતેન્દ્ર છગનલાલ પારેખ (રાંદેર) મેટ્રીકમાં (૬) જશવંતલાલ ઠાકોરદાસ પરીખ જુનીયર કોમર્સમાં (૭) રમેશ રમણલાલ સરૈયા ઇન્ટર કોમર્સમાં (૮) સુરેશ છગનલાલ મારફતીયા બી. કોમર્સમા (૯) વિનયકાંત વરજીવનદાસ સરૈયા બી. એ. મા (૧૦) ધનસુખ ચંદુલાલ મહેતા એમ. બી. બી. એસ. બીજા વર્ષમાં (૧૧) વિપિન ચીમનલાલ દલાલ મટ્રીકમા (૧૨) વસંત હીરાલાલ મહેતા મેટ્રીકમાં (૧૩) શારદા હીરાલાલ મહેતા એફ. વાઇ. આર્ટસમાં (૧૪) મુકુન્દ રમણીકલાલ મોદી એલ. એલ. બી. (૧૫) સત્યેન્દ્ર મંગળદાસ ખાંડવાળા એફ. વાઇ. કોમર્સમાં (૧૬) સુલોચના મંગળદાસ

(દામોદરદાસ) ખાંડવાળા બી. એ. ના પહેલા વર્ષમાં (૧૭) મનહર છગનલાલ એલ. સી. પી. એસ. (ડાકટરી)માં (૧૮) ઇશ્વરલાલ હરગોવિંદદાસ શેઠ (ચીખલી) મેટ્રીકમાં (૧૯) જે. બી. મોદી બી. એ. માં (૨૦) નટવરલાલ ગોકળદાસ ગાંધી (વાંસદા) એલ. એલ. બી. સેકન્ડમાં (પાર્ટલી) (૨૧) નાનુભાઇ ગોકળદાસ શેઠ (ચીખલી) બી. એ. માં.

**જન્મ**— વઢવાંણ શહેર—વોરા ગાંડાલાલ મગનલાલને ત્યાં પુત્રી જન્મ.

વઢવાણ કેમ્પ—શ્રી રતિલાલ હરજીવનદાસ બી. એ. બી. ટી. ને ત્યાં પુત્ર જન્મ ભા. સુ. ૯.

બાટવા—ધ્રાંગધ્રાવાળા પારેખ મલુકચંદ માણેકચંદના પુત્ર મણીલાલને ત્યાં પુત્ર જન્મ.

વઢવાણ શહેર—મહેતા ત્રીકમલાલ ગફલદાસના પુત્ર ચંપકલાલને ત્યાં પુત્રી જન્મ. પારેખ ભુરાલાલ ઓધડભાઇને ત્યાં પુત્રી જન્મ.

માઢંગા—વઢવાણ કેમ્પવાળા વોરા મણીલાલ ભોલદાસને ત્યાં પુત્રી જન્મ.

વઢવાણ કેમ્પ—ડો. કસ્તુરચંદ ત્રીકમલાલ વોરાના પુત્ર બાબુભાઇને ત્યાં પુત્ર જન્મ.

**વેવીશાળ**— ભાવનગર—વોરા અમૃતલાલ મોહનલાલના પુત્ર ભાઇ ધીરજલાલનું વેવિશાળ આ માસિકના મેનેજર મણિયાર ગોરધનદાસ અમીચંદની પુત્રી જસુમતિ સાથે આસો શુ. ૯.

જસદણ—ધાફાણી પરશોતમ જેતસીના પુત્ર ગીરધરલાલનું વેવિશાળ સરસીયાવાળા હરિલાલ માધવજી દોશીની પુત્રી વિજયાગૌરી સાથે.

રાજકોટ—પારેખ. હીરાલાલ પ્રેમચંદ રાજકોટવાળાના ચી. બિહારીલાલ ઉં. વ. ૧૮ નું વેવિશાળ ભાવનગરના રહીશ. પારેખ. રતીલાલ હરખચંદદાસની દીકરી બેન કાન્તાગૌરી ઉં. વ. ૧૩ સાથે કર્યું.

**વિવાહ**— મુંબઇઃ સુરતના શેઠ મંગળદાસ નરોત્તમદાસ મહેતાની છોકરી ચિ. અનસુયા (ઉ. વ. ૨૧) ના વિવાહ ભરૂચના શેઠ મૂળચંદ તુલસીદાસના છોકરા ચિ. ચંદ્રગોવિંદ (બી. એ. એલએલ બી) સાથે (ઉ. વ. ૨૭) થયા. વર વધૂ મોઢ વીસા અડાલજા જ્ઞાતિનાં છે.

## જામનગરના સમાચાર

વેવિશાળ—રા. રા. દ્વારકાદાસ જમનાદાસ શેઠના ચિ. પુત્ર દામોદરદાસનું સગપણ રા. રા. કલ્યાણજી ધરમશી મ્હેતાની પુત્રી સાથે.

રા. રા. બલવંતરાય ભગવાનજી મણીયારના ચિ. પુત્ર કૃષ્ણલાલનું સગપણ રા. રા. પાનાચંદ પ્રેમચંદ મ્હેતાની પુત્રી શાંતાલક્ષ્મી સાથે.

**જન્મ**—શેઠ ઇશ્વરલાલ દ્વારકાદાસને ઘેર મુંબઇમાં પુત્રી જન્મ. દોશી બાબુલાલ ગોપાલદાસને ઘેર પુત્રી જન્મ. ચમનલાલ જગજીવનને ઘેર પુત્રી જન્મ. ભાઠા જમનાદાસ તુલસીદાસને ઘેર પુત્રી જન્મ. દેશાઇ પ્રતાપરાય જાદવજીને ઘેર ભાવનગરમાં પુત્ર જન્મ. મ્હેતા દ્વારકાદાસ વિરચંદને ઘેર પુત્ર જન્મ. ભાશ ગીરધરલાલ નાનાભાઇને ઘેર પુત્ર જન્મ. રા. રા. ભગવાનજી ગંગારામને ઘેર પુત્ર જન્મ.

**દેહવિલય**—અમદાવાદ-શા. નરભેરામ જાદવજી અંબાણીના પુત્ર રતિલાલના ધર્મપત્ની દમયંતી ક્ષયની લાંબી બીમારી ભોગવી ૧૯ વર્ષની નાની વયે સ્વર્ગવાસી થયા આ. વ. ૧.

ટંકારા-મેતા ચાંપસી બેચરની પુત્રી તે વ્રજબાઇના પારેખ મુળજી પ્રભુદાસનાં ધર્મપત્ની મોતીબહેન અઢાર વર્ષની નાની વયે સુવાવડની બિમારીમાં સ્વર્ગવાસી થયાં.

ભાવનગર-પારેખ રતિલાલ જગનાદાસની વિધવા બાઈ પ્રેમકોર લાંબી બિમારી ભોગવી સ્વર્ગવાસી થયા. આ. શુ. ૭.

વઢવાણકેમ્પ-ખોડુવાળા મેતા મગનલાલ કેશવજી લાંબી બિમારી ભોગવી મોટી ઉંમરે સ્વર્ગવાસી થયા આ. વ. ૨.

નાગપુર-(ધ્રાંગધ્રા)વાળા પારી. મણીલાલ પોપટલાલ જેઓ નાગપુરમાં ૨૨ વર્ષ થયા કરીયાણાનો જથ્થાબંધ તથા છુટક વેપાર કરતા હતા તેઓ તાવ અને ઝાડાની બિમારીમાં ૪૦ વર્ષની ઉમરે શ્રાવણ વદ ૨ ના રોજ સ્વર્ગવાસી થયેલ છે.

રાણપુર-શેઠ મણીલાલ ગોકળદાસની ભાણેજ બેન જીવી શ્રાવણ વદ ૮ ના રોજ કરાંચી મુકામે સુવાવડમાં સ્વર્ગવાસી થયેલ છે.

મુંબઇ-વજાણુશકેરવાળા મેતા મનસુખલાલ દેવશીભાઇ જેઓ મુંબઇમાં નોકરી કરે છે તેમની નાની પુત્રી બાટિવામાં સ્વર્ગવાસી થયેલ છે.

ધ્રાંગધ્રા-મણિયાર દેવશી ઠાકરભાઈના જમાઇ છોટાલાલ દામોદર યુવાન વયે મોરબીમાં ગુજરી ગયેલ છે.

વઢવાણ કેમ્પ-પારી. ચતુરભાઇ બાપુભાઇની પુત્રીની નાની પુત્રી સ્વર્ગવાસી થયેલ છે.

પાનેલી-ભાવનગરના મણિયાર મનસુખલાલ ત્રીભોવનદાસનાં ધર્મપત્ની રામકુંવર સુવાવડમાંથી નાની વયે સ્વર્ગવાસી થયાં.

---

॥ ૐ ॥

જાગી જોજે જીવન જંગમાં, જાગને જાળવીને,
સાધી લેજે સમય સમજી, સિદ્ધિ ને સાધનાઓ;
મેલી દેજે મનની મમતા, છુટ આરાધનાથી,
પામી લેજે પરમ પ્રભુને, પ્રેમને પાથરીને ૧

ફેંકી દેજે દુઃખ દરદને દૂર દેશાંતરોમાં,
જાણી લેજે પ્રભુ તરફની *એ કસોટી ખરી છે;
સાંખી લેજે સરસ મનથી, કલેશ સંતાપ સૌએ,
ત્યાગી દેજે સગપણ સગાં, શાંત ચિત્તે રહીને. ૨

પ્રભુને પ્રેમથી પ્રાર્થી,
હરિસુત શાંતિ રાખ. ૩

કાવ્યકર—**પ્રતાપરાય હરિલાલ ભારદ્વાજી**

---

* એક-સોટી.

## ઘાટકોપર ખાદી ગ્રામઉદ્યોગ ભંડાર

( મહારાષ્ટ્ર ચર્ખા સંઘ પ્રમાણિત )

પ્રથમ માસનું વેચાણ (વ્યવસ્થાપક તરફથી) ૧૮-૯-૪૦ થી ૭-૧૦-૪૦ સુધી

| | |
|---|---|
| ખાદી કાપડ અને તેની સુંદર જાતો | રૂ. ૨૧૧૮-૧-૦ |
| નવસારી હરિજન આશ્રમનાં અહિંસક ચંપલો | ૧૨૦-૭-૩ |
| સનાતન સાબુ ( કોસ્ટીક સોડા વગરનો ) તરતો સાબુ જેવો પણ સાબરમતી આશ્રમમાં સુધારા વધારા પામેલો | ૧૮-૮-૦ |
| ઢાકાના બટન્સ | ૪-૧૧-૯ |
| કુલ્લે વેચાણ રૂા. | ૨૨૬૧-૧૨-૦ |

મો. મ. પારેખ—વ્યવસ્થાપક

## શ્રી માતંગી ઉર્ફે મોઢેશ્વરી દેવસ્થાન સંસ્થામાં નીચે મુજબ રૂપીયા આવ્યા છે.

૨૫૧) મીસ્રી હરજીવનદાસ અંબારામ વાઇસ પેટ્રનશીપના
૧૦૧) શેઠ ભોગીલાલ બાલાભાઇ ડોનરશીપના
૧૦૧) શેઠ રતીલાલ લલ્લુભાઇ હા. શેઠ મોહનલાલ ગોવીંદલાલ ડોનરશીપના
૫૧) શેઠ નટવરલાલ રમણલાલ લલ્લુભાઇ લાઇફ મેમ્બરના
૫૧) શેઠ મદન મોહન ભાઈ રમણલાલ લલ્લુભાઈ લાઇફ મેમ્બરના
૫૧) શેઠ ચંદ્રવદન ભાઈ રમણલાલ લલ્લુભાઇ લાઇફ મેમ્બરના
૫૧) શેઠ ચંદ્રકાન્ત મોતીલાલ હરીલાલ જ્ઞાઆંઇવાળા લાઇફ મેમ્બરના
૨૫) રા. રા. મણીલાલ મોહનલાલ મહેતા. દશવર્ષાન્તક સભ્યના
૧૧) રા. રા. નરોત્તમદાસ ચુનીલાલ મહેતા
૧૧) રા. રા. ચીનુભાઈ મગનલાલ પટેલ
૧૧) રા. રા. લક્ષ્મણલાલ રામજીભાઇ
૭૧૫)

રમણલાલ લલ્લુભાઇ

## શ્રી મોઢ-જ્ઞાતિ વિદ્યોત્તેજક ખાતાને ભેટ

૨૦) પારી. ભોગીલાલ નરોત્તમદાસ, ભાવનગર. હા. પારી. શાન્તિલાલ પ્રાણજીવનદાસ
૫) પારી. નવીનચંદ્ર મનોરદાસ ભાવનગર
૨૫)

લી. નંદલાલ સી. પારેખ

## "મોઢ મહોદય"ને મળેલ ભેટની પહોંચ.

૫) શ્રી કે. જી. મણિયાર હા. શ્રી મોહનલાલ ગીરધરલાલ મણિયાર-કલકત્તા. વ્યવસ્થાપક